# આપણા પ્રભુ તથા તારનાર ઈશુ ખ્રીસ્તનો

# નવો કરાર

યૂનાની મૂળભાષામાંથી ગુજરાતી ભાષામાં ઉતારેલો.



THE

# NEW TESTAMENT

OF

## OUR LORD AND SAVIOUR JESUS CHRIST

TRANSLATED OUT OF THE ORIGINAL GREEK

INTO

THE GUJARÁTÍ LANGUAGE.



**Surat:**

PRINTED FOR THE

BOMBAY AUXILIARY BIBLE SOCIETY

AT THE MISSION PRESS,

BY

WILLIAM RAYMOND.

1867.

# નવા કરારમાં સમાએલાં પુસ્તકોનાં નામ.


| નામ. | અધ્યાય. | પૃષ્ઠ |
|---|---|---|
| માથીની લખેલી સુવારતા ... ... ... ... ... | ૨૮ | ૧ |
| મારકની લખેલી સુવારતા ... ... ... ... ... | ૧૬ | ૧૧૩ |
| લુકની લખેલી સુવારતા ... ... ... ... ... | ૨૪ | ૧૮૨ |
| યોહાનની લખેલી સુવારતા ... ... ... ... ... | ૨૧ | ૩૦૦ |
| પરેરીતોનાં કરતય ... ... ... ... ... ... | ૨૮ | ૩૯૨ |
| રૂમીઓને પતર... ... ... ... ... ... ... | ૧૬ | ૫૧૧ |
| કરીંથીઓને પેહેલું પતર ... ... ... ... ... | ૧૬ | ૫૬૧ |
| કરીંથીઓને બીજું પતર ... ... ... ... ... | ૧૩ | ૬૦૫ |
| ગલાતીઓને પતર ... ... ... ... ... ... | ૬ | ૬૩૫ |
| એફેસીઓને પતર ... ... ... ... ... ... | ૬ | ૬૫૧ |
| ફીલીપીઓને પતર ... ... ... ... ... ... | ૪ | ૬૬૬ |
| કલસીઓને પતર ... ... ... ... ... ... | ૪ | ૬૭૭ |
| થેસસાલોનીકીઓને પેહેલું પતર ... ... ... ... | ૫ | ૬૮૭ |
| થેસસાલોનીકીઓને બીજું પતર... ... ... ... | ૩ | ૬૯૭ |
| ટીમાથીને પેહેલું પતર... ... ... ... ... ... | ૬ | ૭૦૩ |
| ટીમાથીને બીજું પતર ... ... ... ... ... | ૪ | ૭૧૫ |
| ટીતસને પતર... ... ... ... ... ... ... | ૩ | ૭૨૪ |
| ફીલમાનને પતર ... ... ... ... ... ... | ૧ | ૭૩૦ |
| હેબરીઓને પતર ... ... ... ... ... ... | ૧૩ | ૭૩૩ |
| યાકુબનું પતર. ... ... ... ... ... ... | ૫ | ૭૬૮ |
| પીતરનું પેહેલું પતર... ... ... ... ... ... | ૫ | ૭૮૧ |
| પીતરનું બીજું પતર. ... ... ... ... ... | ૩ | ૭૯૪ |
| યોહાનનું પેહેલું પતર . ... ... ... ... ... | ૫ | ૮૦૨ |
| યોહાનનું બીજું પતર . ... ... ... ... ... | ૧ | ૮૧૫ |
| યોહાનનું તરીજું પતર ... ... ... ... ... | ૧ | ૮૧૭ |
| યહુદાનું પતર. ... ... ... ... ... ... | ૧ | ૮૧૯ |
| પરકટીકરણ ... ... ... ... ... ... ... | ૨૨ | ૮૨૩ |

# માથીની લખેલી સુવારતા.

ઈશુ ખરીસત જે દાવુદનો દીકરો, જે ઈબરાહી- 1
મનો દીકરો, તેની વંશાવલી. ઈબરાહીમે ઈસહાકને 2
જનમાવયો, અને ઈસહાકે યાકુબને જનમાવયો,
અને યાકુબે યહુદાને તથા તેના ભાઈઓને જન-
માવયા; અને યહુદાએ થામારને પેટ ફારસને તથા 3
જારાને જનમાવયા, અને ફારસે હસરૂનને જન-
માવયો, અને હસરૂને આરામને જનમાવયો;
અને આરામે આમીનાદાબને જનમાવયો, અને 4
આમીનાદાબે નહશુનને જનમાવયો, અને નહ-
શુને સલમુનને જનમાવયો; અને સલમુને રાહા- 5
બને પેટ બવાજને જનમાવયો, અને બવાજે
રૂથને પેટ ઓબેદને જનમાવયો, અને ઓબેદે
ઈસીને જનમાવયો; અને ઈસીએ દાવુદ રાજાને 6
જનમાવયો; અને દાવુદ રાજાએ ઉરીયાની જે
વહુ હતી તેને પેટ સુલેમાનને જનમાવયો; અને 7
સુલેમાને રહબામને જનમાવયો, અને રહબા-
મે આબીયાને જનમાવયો, અને આબીયાએ
આસાને જનમાવયો; અને આસાએ યહોશાફાટને 8

જનમાવયો, અને યહોશાફાટે યોરામને જન-
માવયો, અને યોરામે ઉજીયાને જનમાવયો;
૯ અને ઉજીયાએ યોથામને જનમાવયો, અને
યોથામે આહાજને જનમાવયો, અને આહાજે
૧૦ હજકીયાને જનમાવયો; અને હજકીયાએ મના-
સાને જનમાવયો, અને મનાસાએ આમોનને
જનમાવયો, અને આમોને યોશીયાને જનમા-
૧૧ વયો; અને યોશીયાએ યકનીયાને તથા તેના
ભાઈઓને બાબેલના પરવાસમાં જવાને વખતે
૧૨ જનમાવયા; અને બાબેલમાં પરવાસી થયા
પછી યકનીયાએ સલથાઈલને જનમાવયો, અને
૧૩ સલથાઈલે જરૂબાબેલને જનમાવયો; અને જરૂ-
બાબેલે અબીહુદને જનમાવયો, અને અબીહુદે
એલીયાકીમને જનમાવયો, અને એલીયાકીમે
૧૪ આજોરને જનમાવયો; અને આજોરે સાદુકને
જનમાવયો, અને સાદુકે આખીમને જનમા-
વયો, અને આખીમે એલીહુદને જનમાવયો;
૧૫ અને એલીહુદે એલીયાજરને જનમાવયો, અને
એલીયાજરે માથાનને જનમાવયો, અને માથાને
૧૬ યાકુબને જનમાવયો; અને યાકુબે મરીઅમના
વર યુસફને જનમાવયો; એ (મરીઅમથી) ઈશુ
૧૭ જે ખરીસત કેહેવાએછે તે જનમયો. માટે ઈબ-
રાહીમથી દાવુદ સુધી સઘલી મલીને યઉદ પેહેડી;

અને દાવુદથી બાબેલમાં પરવાસકાલ સુધી ચઉદ
પેહેડી; અને બાબેલમાં પરવાસકાલથી ખરીસત
સુધી ચઉદ પેહેડી.

અને ઈશુ ખરીસતનો જનમ એમ થયો કે તેની ૧૮
મા મરીઅમનો વેહેવા યુસફ જોડે થયા છતાં,
તેઓના મલયા અગાઉ તે પવીતર આતમાથી
ગરભવતી થએલી જણાઈ. અને તેનો વર યુસફ ૧૯
નયાયી હતો; ને તેનું ઉઘાડું અપમાન કરવા ન
ચાહાતાં તેને ગુપત રીતે મુકીદેવાનું ધારયું. પણ ૨૦
તે સંબંધી તે વીચારતો હતો, તારે જુઓ, પરભુના
એક દુતે તેને સપનામાં દરશન આપીને કહયું કે, ઓ
યુસફ, દાઉદના દીકરા, તારી વહુ મારીઅમને અંગી-
કાર કરવાને બીહી મા; કાંજે તેમાં જે થએલું છે
તે પવીતર આતમાથી છે. ને તે દીકરો જણશે, ૨૧
ને તેનું નામ તું ઈશુ (એટલે તારનાર) પાડશે; કેમકે
તે પોતાના લોકોને તેઓના પાપથી તારશે. હવે ૨૨
એ બધું એ માટે થયું કે પરભુએ ભવીશવાદીથી જે
કહયું હતું તે પુરૂં થાએ કે, "જુઓ, કુંઆરી ગરભ- ૨૩
વતી થશે, ને દીકરો જણશે, ને તેનું નામ તેઓ
ઈમાનુએલ પાડશે," જેનો અરથ એ છે કે, દેવ
આપણી સાથે. તારે યુસફે ઊંઘમાંથી ઉઠીને જેવી ૨૪
પરભુના દુતે તેને આગના આપી હતી તેવું કીધું,
એટલે પોતાની વહુને અંગીકાર કીધી. અને તે ૨૫

પોતાનો પેહેલો દીકરો જાણી તાંહાં સુધી તેણે તેને
જાણી નહીં; ને તેણે તેનું નામ ઈશુ પાડયું.
૨ અને હેરોદ રાજાના દાહાડાઓમાં યહુદાના
બેથલેહેમમાં ઈશુ જનમયો હતો, તારે જુઓ,
માગીઓએ પુરવથી યરૂશાલેમમાં આવીને કહયું
૨ કે, યહુદીઓનો જે રાજા જનમયો છે, તે કાંહાં
છે? કેમકે પુરવમાં અમે તેનો તારો જોયો, ને તેનું
૩ ભજન કરવાને આવયા છઈએ. અને હેરોદ રાજા
એ શાંભલીને ગભરાયો, ને આખું યરૂશાલેમ
૪ તેની સાથે (ગભરાયું.) પછી તેણે સઘલા મુખી
યાજકોને તથા લોકોના શાસતરીઓને એકઠા કરીને
૫ તેઓને પુછયું કે, ખરીસત કાંહાં જનમે? તારે
તેઓએ તેને કહયું કે, યહુદાના બેથલેહેમમાં; કેમકે
૬ ભવીશવાદીએ એમ લખયું છે કે, "ઓ યહુદા દેશ-
ના બેથલેહેમ, તું યહુદાના સુબાઓમાં સરવથી
પુરૂં નાહાંનું નથી, કાંજે તારાથી એક અધીપતી ઉત-
પન થશે, જે મારા ઈસરાઈલ લોકોનું પાલન કરશે."
૭ તારે હેરોદે તે માગીઓને ગુપત રીતે તેડીને પકી
૮ ખબર કાહાડી કે, તારો કઈ વેલા દેખાયો? અને તેણે
તેઓને બેથલેહેમમાં મોકલતાં કહયું કે, તમે જઈને
તે બાલક સંબંધી શારી પઠે શોધ કરો, ને જડયા
પર મને ખબર કોહો, એ માટે કે હું પણ આવીને
૯ તેનું ભજન કરૂં. તારે તેઓ રાજાનું શાંભલીને

ગયા, ને જાુઓ, જે તારો પુરવમાં તેઓએ દીઠો હતો
તે તેઓની આગલ ચાલતો ગયો, ને બાલક હતો
તે ઠેકાણાના ઉપર આવીને થંભયો. અને તેઓ ૧૦
તારાને જોઈને મહા આનંદથી હરખાયા. અને ૧૧
ઘરમાં જઈને તેઓએ બાલકને તેની મા મરીઅમની
સાથે દીઠો, ને પગે પડીને તેનું ભજન કીધું; પછી
તેઓએ પોતાના જોહોણા છોડીને સુનું તથા લો-
બાન તથા બોલ તેને અરપણ કીધાં; અને તેઓ ૧૨
હેરોદની ગમ પાછા ન જવાને સપનામાં ચેતાએલા
થઈને બીજે મારગે પોતાના દેશમાં ગયા. અને તેઓ ૧૩
પાછા ગયા પર જાુઓ, પરભુના એક દુતે સપનામાં
યુસફને દરશન આપીને કહયું કે, તું ઉઠ, ને બાલ-
કને તથા તેની માને લઈને મીસરમાં નાહાસીજા,
ને હું તને કહું તાંહાં લગી તાંહાંજ રેહે, કેમકે હેરોદ
બાલકને મારીનાંખવા સારૂ તેનો શોધ કરવાનો છે.
તારે તે ઉઠીને બાલકને તથા તેની માને રાતરે લઈને ૧૪
મીસરમાં ગયો. ને હેરોદના મરણ લગી તાંહાં ૧૫
રહયો, એ માટે કે પરભુએ ભવીશવાદીથી જે કહયું
હતું તે પુરૂ થાએ કે, "મીસરમાંથી મે મારા દીકરાને
બોલાવયો છે."

જારે હેરોદે જોયું કે માગીઓએ તેને છેતરયો, ૧૬
તારે તે ઘણો ધુસે થયો, ને બેથલેહેમમાં તથા
તેની સઘલી સીમમાં મોકલીને, તેણે તે માગીઓને

જે વેલા સંબંધી સવીસતર પુછયું હતું, તે વેલા
પરમાણે બે વરશનાં, તથા તેથી નાહાંનાં સઘલાં
૧૭ બાલકોને મારીનંખાવયાં. તારે યરમીઆ ભવી-
૧૮ શવાદીએ જે કહયું હતું તે પુરૂ થયું કે, "શોકનો
તથા રડવાનો તથા મોટા વીલાપનો શોર રામામાં
સંભલાયો, રાખેલ પોતાનાં બાલકો સારૂ રડતી, ને
દીલાસો પામવાને નોતી ચાહાતી, કાંજે તેઓ નથી."
૧૯ અને હેરોદના મરણ પછી, જાુઓ, પરભુના એક દુતે
મીસરમાં યુસફને સપનામાં દરશન આપીને કહયું
૨૦ કે, તું ઉઠ, ને બાલકને તથા તેની માને લઈને ઈસ-
રાઈલ દેશમાં જા, કેમકે જેઓએ બાલકનો જીવ
૨૧ લેવાનો શોધ કરયો તેઓ મરીગયા છે. તારે તે ઉઠી-
ને બાલકને તથા તેની માને લઈને ઈસરાઈલ દેશ-
૨૨ માં આવયો. પણ આરખેલાઉસ પોતાના બાપ
હેરોદને ઠેકાણે યહુદામાં રાજ કરેછે, એ શાંભલીને
તે તાંહાં જવાને બીધો, તો પણ સપનામાં ચેતા-
૨૩ એલા થઈને ગાલીલના પરાંતમાં વલયો. અને
તે નાજારી કેહેવાશે, એવું ભવીશવાદીઓનું કહેલું
પુરૂ થવા સારૂ નાજારેથ કેહેવાએલા નગરમાં તે
આવી રહયો.

૩ અને તે દાહાડાઓમાં યોહાન બાપતીસમા
કરનાર યહુદાના રાનમાં વાત પરગટ કરતો, તથા
૨ એમ કેહેતો આવયો કે, તમે પસતાવો કરો; કાંજે

આકાશનું રાજ પાસે આવચું છે. કેમકે યશાયા ૩
ભવીશવાદીએ જે કહ્યું હતું કે, "રાનમાં પોકાર-
નારની એવી વાણી છે કે, પરભુનો મારગ તયાર
કરો, તેની વાટ પાધરી કરો," તે એજ છે. અને તે ૪
યોહાનના લુગડાં ઉંટનાં રૂઆંનાં હતાં, ને તેની
કમરે ચામડાનો પટકો હતો, ને ટીડો તથા રાની
મધ તેનો ખોરાક હતો. તારે યરૂશાલેમના તથા ૫
યહુદાના સરવ લોક તથા યરદનની ચારેગમના
લોક તેની પાસે બાહાર ગયા. અને પોતાનાં પાપ ૬
માનીને યરદનમાં તેનાથી બાપતીસમી થયા.
પણ ફરોશીઓમાંના તથા સદુકીઓમાંના ધણાને ૭
તેના બાપતીસમા સારૂ આવતા જોઈને તેણે તેઓને
કહ્યું કે, ઓ સરપોના વંશ, આવનાર કરોધથી
નાહાસવાને કોણે તમને ચેતાવયા? તો પસ- ૮
તાવા જોગ ફલ ઉપજાવો. અને (એમ) કેહેવાનું ૯
તમારા મનમાં ન ધારો કે, ઈબરાહીમ્ અમારો બાપ
છે, કેમકે હું તમને કહુંછું કે આ પથરોમાંથી દેવ
ઈબરાહીમને સારૂ બાલકો ઉપજાવી શકેછે. અને ૧૦
અમણા ઝાડોની જડ પર કુહાડો લગાડયો છે, માટે
જે હરેક ઝાડ શારૂં ફલ નથી આપતું તે કપાએછે, ને
અગનીમાં નંખાએછે. પસતાવાને સારૂ હું પાણી- ૧૧
એ તમારૂં બાપતીસમા કરૂંછું ખરો, પણ જે મારી
પાછલ આવેછે તે મારા કરતાં સમરથ છે, તેનાં ચપલ

ઊંચકવા જોગ હું નથી; તે પવીતર આતમાએ તથા
૧૨ અગનીએ તમારૂ બાપતીસમા કરશે. તેનું સુપડું
તેના હાથમાં છે, ને તે પોતાની ખલીને પુરી સાફ
કરશે, ને પોતાના ઘહું ભંડારમાં ભરશે, પણ ભુસું
ન હોલવાનાર અગનીમાં બાલીનાંખશે.
૧૩ તારે ઈશુ યોહાનથી બાપતીસમા પામવા સારૂ
૧૪ ગાલીલથી યરદન પર તેની પાસે આવયો. પણ
યોહાને તેને વારતાં કહયું કે, તારાથી મારે બાપ-
તીસમા પામવું જોઈએ, ને તું શું મારી પાસે આવેછે?
૧૫ પછી ઈશુએ ઉતર આપતાં તેને કહયું કે, અમણા
એમ થવાદે, કેમકે સઘલું નયાયીપણું એમ પુરૂ કરવું
આપણને ઘટારથ છે. તારે તેણે તેને પામવા દીધું.
૧૬ અને ઈશુ બાપતીસમા પામયો તારે પાણીથી
ઉપર આવયો; ને જુઓ, તેને સારૂ આકાશ ઉઘ-
ડાયું, ને દેવના આતમાને ખબુતરની પઠે ઉતરતો,
૧૭ ને પોતા પર આવતો તેણે દીઠો. અને જુઓ,
આકાશવાણી થઈ કે, આ મારો વાહાલો દીકરો છે,
એના પર હું બહુ પરસન છું.

૪ તારે ઈશુનું પરીકશણ શેતાનથી થાએ માટે
૨ આતમા તેને રાનમાં લઈગયો. અને તેણે યાલીશ
રાત દાહાડા ઉપવાસ કરયો, પછી તેને ભુખ લાગી.
૩ અને પરીકશકે તેની પાસે આવીને કહયું કે, જો તું
દેવનો દીકરો છે, તો કેહે કે આ પથરો રોટલી થઈજાએ.

પણ તેણે ઉતર આપતાં કહ્યું, એમ લખચું છે ૪
કે, "માણસ એકલી રોટલીથી નહીં, પણ જે હરેક
શબદ દેવના મોહોમાંથી નીકલેછે તેથી જીવશે."
તારે શેતાન તેને લઈને પવીતર નગરમાં જાએછે, ૫
ને મંદીરના બુરજ પર બેસાડેછે; અને તેને કેહેછે કે, ૬
જો તું દેવનો દીકરો છે, તો પોતાને હેઠલ પાડીનાંખ;
કેમકે એમ લખચું છે કે, "તે પોતાના દુતોને તારા
સંબંધી આગના કરશે, ને હાથો પર તેઓ તને
ઊંચકીલેશે, રખે કદી તું પોતાનો પગ પથર પર
અફલાવે." ઈશુએ તેને કહ્યું, એ પણ લખચું ૭
છે કે, "પરભુ જે તારો દેવ તેનું પરીકશણ તું ન કર."
ફરી શેતાન તેને લઈને ઘણા ઊંચા પાહાડ પર ૮
જાએછે, ને જગતનાં સઘલાં રાજ તથા તેઓનો
મહીમા તેને દેખાડેછે; ને તેને કેહેછે, જો તું પગે- ૯
લાગીને મારૂં ભજન કરે, તો આ સઘલાં હું તને
આપીશ. તારે ઈશુ તેને કેહેછે કે, અરે શેતાન, ૧૦
આઘો જા, કેમકે એ લખચું છે કે, "પરભુ જે તારો
દેવ તેનું ભજન કર ને તેની એકલાનીજ સેવા
કર." તારે શેતાન તેને મુકેછે, ને જુઓ, દુતોએ ૧૧
પાસે આવીને તેની સેવા કરી.

અને ઈશુએ શાંભલચું કે, યોહાન બંધીવાન ૧૨
કરાયો, તારે તે પાછો ગાલીલમાં ગયો. અને નાજા- ૧૩
રેથ મુકીને જબુલોનની તથા નફથાલીમની સીમ-

માંના સમુદર પાસેના કાપરનાહુમમાં આવી રહ-
૧૪ યો. એ માટે કે યશાયા ભવીશવાદીએ જે કહયું
૧૫ હતું તે પુરૂ થાએ કે, "જબુલોનના પરાંતના તથા
નફથાલીમના પરાંતના યરદન પાસેના સમુદરના
૧૬ રસતાઓમાં, (એટલે) વીદેશીઓની ગાલીલમાંના,
જે લોક અંધારામાં બેઠેલા તેઓએ મોટું અજવાલું
દીઠું, ને મરણસથાનમાં તથા મરણછાયામાં બેઠેલા-
૧૭ ઓને અજવાલું પરગટ થયું છે." તારથી ઈશુ વાત
પરગટ કરવા તથા એ કેહેવા લાગયો કે, આકાશનું
રાજ પાસે આવયું છે, માટે તમે પસતાવો કરો.
૧૮ અને ઈશુ ગાલીલના સમુદરને કાંઠે ચાલતો હતો,
તારે તેણે બે ભાઈઓને (એટલે) સીમોન જે પીતર
કેહેવાએછે તેને તથા તેના ભાઈ આંદરયાને સમુદર-
માં જાલ નાંખતા દીઠા, કાંજે તેઓ માછલાં પકડ-
૧૯ નારા હતા. તારે તે તેઓને કેહેછે કે, મારી પાછલ
આવો, ને હું તમોને માણસોના પકડનારા કરીશ.
૨૦ અને જાલો તરત મુકીને તેઓ તેની પાછલ ગયા.
૨૧ અને તેણે તાંહાંથી આગલ જતાં બીજા બે ભાઈ-
ઓ, જબીદીના (દીકરા) યાકુબને તથા તેના ભાઈ
યોહાનને, તેઓના બાપ જબીદીની સાથે વાહાણ-
માં પોતાની જાલો સાંધતા જોઈને તેઓને પણ
૨૨ તેડયા. તારે તેઓ વાહાણને તથા પોતાના બાપને
તરત મુકીને તેની પાછલ ગયા.

અને ઈશુ તેઓનાં સભાસથાનોમાં ઉપદેશ કરતો, ૨૩
ને રાજની સુવારતા પરગટ કરતો, ને લોકોના હરેક
રોગ તથા હરેક દુ:ખ ટાલતો, આખી ગાલીલમાં ફર-
યો. તારે આખા સુરીઆમાં તેની કીરતી ફેલીગઈ, ૨૪
ને તેઓ સધલા માંદાઓને, એટલે ભાત ભાતના
રોગીઓને તથા પીડાએલાઓને તથા ભુતવલગેલા-
ઓને તથા ફેફરાંવાલાઓને તથા પકશાઘાતીઓને
તેની પાસે લાવયા; ને તેણે તેઓને સમા કીધા.
અને ગાલીલથી તથા દકાપલીસથી તથા યરૂશાલે- ૨૫
મથી તથા યહુદાથી તથા યરદનને પેલે પારથી અતી
ઘણા લોકો તેની પાછળ ગયા.

તારે ઘણા લોક જોઇને તે પાહાડ પર ચહ- ૫
ડીગયો; ને તે બેઠા પર તેના શીશો તેની પાસે
આવયા. તારે તેણે પોતાનું મોહો ઉઘાડીને તેઓ- ૨
ને ઉપદેશ કરતાં કહયું કે, આતમામાં જે દીન તેઓ- ૩
ને ધન છે; કેમકે આકાશનું રાજ તેઓનું છે. જે ૪
શોક કરેછે તેઓને ધન છે; કેમકે તેઓ દીલાસો
પામશે. જે નમર તેઓને ધન છે; કેમકે તેઓ ૫
પરથવીનું વતન પામશે. જેઓને નયાઈપણાની ૬
ભુખ તથા તરશ છે તેઓને ધન છે; કેમકે તેઓ
ધરાશે. દયાલુઓને ધન છે; કેમકે તેઓ દયા ૭
પામશે. મનમાં જે શુધ તેઓને ધન છે; કેમકે ૮
તેઓ દેવને જોશે. સલાહ કરાવનારાઓને ધન છે; ૯

૧૦ કેમકે તેઓ દેવના દીકરા કેહેવાશે. નચાઈપણાને
લીધે જેઓની સતાવણી કરાએછે તેઓને ધન છે;
૧૧ કેમકે આકાશનું રાજ તેઓનું છે. જારે (લોક) તમા-
રી નીંદા કરશે, ને પુઠે લાગશે, ને મારે લીધે તમારે
ઉલટી હરેક ભુંડી વાત જુઠાઈથી કેહેશે, તારે તમને
૧૨ ધન છે. તમે આનંદ કરો, તથા ઘણા હરખાઓ; કાંજે
આકાશમાં તમારૂં ફલ મોટું છે; કેમકે તમારી અગા-
ઉના ભવીશવાદીઓની પુઠે તેઓ એમજ લાગયા.
૧૩ તમે જગતનું મીઠું છો; પણ જો મીઠું બેસવાદ
થયું તો તે શાથી ખારૂં કરાશે? બાહાર ફેંકાવવા
તથા માણસોથી છુંદાવવા વગર તે ફરી બીજા કંઈ
૧૪ કામનું નથી. તમે જગતનું અજવાલું છો. પાહાડ
૧૫ પર વસાએલું નગર સંતાઈ શકતું નથી. અને દીવો
કરીને તેને માપા તલે નહીં, પણ દીવી પર મુકેછે;
૧૬ તારે ઘરમાંના બધાને તે અજવાલું આપેછે. તેમ
તમે તમારૂં અજવાલું લોકની આગલ એવું પરકાશ
કરો કે, તેઓ તમારી રૂડી કરણી જોએ, ને આકાશ-
માંના તમારા બાપની સતુતી કરે.
૧૭ નીયમશાસતરનો અથવા ભવીશવાદીઓની વા-
તોનો નાશ કરવાને હું આવયો છું, એમ ન ધારો;
નાશ કરવાને નહીં, પણ પુરણ કરવાને આવયો
૧૮ છું. કેમકે હું તમને ખચીત કહુંછું કે, આકાશ તથા
પરથવી ટલીજાએ તાંહાં સુધી સઘલાં પુરાં થયા

લગી નીયમશાસતરમાંથી એક કાહાનો અથવા
માતર પણ જનારજ નથી. એ માટે આ આગ- ૧૯
નાઓમાંથી એક બહુજ નાહાંનીને જો કોઈ તોડશે,
ને માણસોને તેમજ શીખવશે, તો આકાશના
રાજમાં તે બહુજ નાહાંનો કેહેવાશે; પણ જો કોઈ
પાલશે ને શીખવશે તો આકાશના રાજમાં તે મોટો
કેહેવાશે. કેમકે હું તમને કહુંછું કે શાસતરીઓના તથા ૨૦
ફરોશીઓના નયાઈપણા કરતાં જો તમારૂં નયાઈ-
પણું વધારે ન હોએ, તો આકાશના રાજમાં તમે
નહીંજ પેસશો.

હતયા ન કર, ને જે કોઈ હતયા કરે તે અદાલતથી ૨૧
શીકશા જોગ થશે, એમ પુરાતન લોકે કહેલું હતું,
એ તમે શાંભલયું છે. પણ હું તમને કહુંછું કે જે કોઈ ૨૨
પોતાના ભાઈ પર અમથો કરોધ કરેછે, તે અદાલતથી
શીકશા જોગ થશે; ને જે પોતાના ભાઈને પાજી
કેહેશે, તે નયાયસભાથી શીકશા જોગ થશે; ને જે
તેને કેહેશે કે તું મુરખ છે, તે અગનીની ગેહનામાં શીક-
શા જોગ થશે. એ માટે જો તું તારૂં દાન વેદી પાસે ૨૩
લાવે, ને તાંહાં સંભારે કે તારા ભાઈને તારે ઉલટું
કંઈ છે, તો તાંહાં વેદી સામા પોતાનું દાન મુકીને જા, ૨૪
પેહેલાં પોતાના ભાઈસાથે મલ, તાર પછી આવીને
તારૂં દાન ચડાવ. જાંહાં સુધી તું તારા વાદીની જોડે ૨૫
મારગમાં છે, તાંહાં સુધી તેની સાથે વેહેલો મલીજા;

રખે કદી માગનાર તને નચાયાધીશને સોંપે, ને
નચાયાધીશ તને ભાલદારને સોંપે, ને તું કેદખા-
૨૬ નામાં નંખાએ. હું તને ખચીત કહુંછું કે જાંહાં લગી
તું છેલ્લી દમડી સુધી ચુકવીઆપીશ, તાંહાં લગી
તાંહાંથી બાહાર નીકલનારજ નથી.
૨૭ વીભીચાર ન કર, એમ પુરાતન લોકે કહેલું હતું, એ
૨૮ તમે શાંભલયું છે. પણ હું તમને કહુંછું કે જે કોઈ
બાયડી ઉપર ખોટી નજર રાખેછે, તેણે એટલામાં
૨૯ પોતાના મનમાં તેની જોડે વીભીચાર કરયો છે. અને
જો તારી જમણી આંખ તને ઠોકર ખવડાવે, તો તેને
કાહાડીનાંખીને પોતાની પાસેથી ફેંકીદે, કાંજે તારા
અવયવમાંથી એકનો નાશ થાએ, ને તારૂં આખું
૩૦ શરીર નરકમાં ન નંખાએ, એ તને ગુણકારક છે. અને
જો તારો જમણો હાથ તને ઠોકર ખવડાવે, તો તેને
કાપીનાંખીને પોતાની પાસેથી ફેંકીદે, કાંજે તારા
અવયવમાંથી એકનો નાશ થાએ, ને તારૂં આખું
શરીર નરકમાં ન નંખાએ એ તને ગુણકારક છે.
૩૧ જે કોઈ પોતાની બઈએરને મુકીદે ને તેને ફાર-
૩૨ગતી લખીઆપે, એમ પણ કહયું હતું. પણ હું
તમને કહુંછું કે વીભીચારના કારણ વગર જે કોઈ
પોતાની બઈએરને મુકીદે, તે તેની પાસે વીભીચાર
કરાવેછે; ને જે કોઈ તે મુકીદીધેલીની જોડે લગન
કરે તે વીભીચાર કરેછે.

વલી, તું જાુઠા શમ ન ખા, પણ પરભુ સાથે તારા ૩૩
શમ પુરા કર,એમ પુરાતન લોકોએ કહેલું હતું એ તમે
શાંભલયું છે. પણ હું તમને કહુંછું કે, કંઈજ શમ ન ૩૪
ખાઓ. આકાશના નહીં, કેમકે તે દેવનું રાજાસન
છે. અને પરથવીના નહીં, કેમકે તે તેનું પાદાસન ૩૫
છે. અને યરૂશાલેમના નહીં, કેમકે તે મોટા રાજા-
નું નગર છે. અને તું પોતાના માથાના પણ શમ ૩૬
ન ખા, કેમકે તારાથી એક નીમાલો ધોલો અથવા
કાલો નથી કરાતો. પણ તમારૂં બોલવું હાનું હા, ૩૭
ને નાનું ના હોએ, કાંજે એ કરતાં અધીક જે છે તે
ભુંડાઈથી છે.

આંખને બદલે આંખ, ને દાંતને બદલે દાંત, ૩૮
એમ કહેલું હતું, એ તમે શાંભલયું છે. તો પણ ૩૯
હું તમને કહુંછું કે તમે ભુંડાની સામા ન થાઓ, પણ
જે કોઈ તારા જમણા ગાલ પર તમાચો મારે, તેની
ગમ બીજો પણ ફેરવ. અને જે તારો અંગરખો ૪૦
લેવા સારૂ તારા પર દાવો કરે, તેને (તારૂં) અંગવસ-
તર પણ લેવાદે. અને જે કોઈ જોરાવરીએ તને એક ૪૧
ગાઉ લઈજાએ, તેની સાથે બમણું જા. જે તારાથી ૪૨
માગેછે તેને આપ, ને તારી કણે જે ઉછીનું લેવા
ચાહેછે, તેથી મોંહો ન ફેરવ.

તું પોતાના પડોસી પર પરીતી કર, ને પોતાના ૪૩
વેરી ઉપર દવેશ કર, એમ કહેલું હતું, એ તમોએ

૪૪ શાંભલ્યુંછે. પણ હું તમને કહુંછું કે તમે પોતાના
વેરીઓ પર પરીતી કરો, જે તમને શાપ દેછે તેઓને
આશીરવાદ દો, જે તમારો દવેશ કરેછે તેઓનું ભલું
કરો, ને જે તમને સંતાવેછે, ને તમારી પુઠે લાગેછે
૪૫ તેઓને સારૂ પરારથના કરો. એ માટે કે તમે આકા-
શમાંના તમારા બાપનાં બાલકો થાઓ, કેમકે તે
પોતાના સુરજને ભુંડા તથા ભલા પર ઉગાવેછે, ને
૪૬ નચાઈ તથા અનચાઈ પર વરશાદ વરશાવેછે. કેમકે
જે તમ પર પરીતી કરેછે, તેઓ પર જો તમે પરીતી
કરોછો, તો તમને શું ફલ છે? દાણીઓ પણ શું
૪૭ એમજ નથી કરતા? અને જો તમે એકલા પોતાના
ભાઈઓને સલામ કરોછો, તો તમે વધતું શું કરોછો?
૪૮ દાણીઓ પણ શું એમજ નથી કરતા? એ માટે
તમારો આકાશમાંનો બાપ જેવો પુરણ છે તેવા તમે
પુરણ થાઓ.

૬ માણસો જાુએ માટે તેઓની આગલ તમારાં
દાનધરમ કરવાથી સાવધાન થાઓ, નહીં તો આકા-
૨ શમાંના તમારા બાપથી તમને ફલ મલતું નથી. એ
માટે જારે તું દાનધરમ કરે, તારે જેમ ઢોંગીઓ સભા-
સથાનોમાં તથા રસતાઓમાં માણસોથી વખાણ
પામવાને કરેછે, તેમ તું પોતાની આગલ રણશીંગડું ન
વજાડ; હું તમને ખચીત કહુંછું કે તેઓને તેઓનુંજ
૩ ફલ મલેછે. પણ તું તારાં દાનધરમ કરેછે, તારે

જે તારો જમણો હાથ કરે તે તારો ડાબો હાથ ન
જાણે. એ માટે કે તારાં દાનધરમ ગુપતમાં થાએ, ૪
ને ગુપતમાં જોનાર તારો બાપ પોતે પરગટમાં તને
પાછું આપશે.
અને જારે તું પરારથના કરેછે તારે ઢોંગીઓના ૫
જેવો ન થા, કાંજે માણસો તેઓને જુએ, માટે તેઓ
સભાસથાનોમાં તથા રસતાઓનાં નાકાંઓ પર
ઉભા રેહેતાં પરારથના કરવા ચાહેછે; હું તમને
ખચીત કહુંછું કે તેઓને તેઓનુંજ ફલ મલેછે. પણ ૬
જારે તું પરારથના કરેછે, તારે પોતાની ઓરડીમાં
પેસ, ને તારૂં બારણું બંધ કરીને ગુપતમાંના તારા
બાપની પરારથના કર, ને ગુપતમાં જોનાર તારો
બાપ તને પરગટમાં પાછું આપશે. અને તમે પરા- ૭
રથના કરતાં વીદેશીઓની પઠે અમથો લવારો ન કરો,
કાંજે તેઓ ધારેછે કે પોતાના ઘણા બોલવાથી પોતાનું
સંભલાશે. એ માટે તમે તેઓના જેવા ન થાઓ, ૮
કેમકે જેનું તમને અગત છે, તે તમારા તેની પાસે
માગયા અગાઉ તમારો બાપ જાણેછે. તે માટે તમે ૯
એ રીતે પરારથના કરો કે, ઓ આકાશમાંના અમારા
બાપ, તારૂં નામ પવીતર મનાઓ; તારૂં રાજ આવો; ૧૦
જેમ આકાશમાં તેમ પરથવી પર તારી ઈછા થાઓ.
દીવસની અમારી રોટલી આજ અમને આપ. ૧૧
અને જેમ અમે અમારા રૂણીઓને માફ કરીએછ- ૧૨

૧૩ ઈએ, તેમ તું અમારાં રૂણો અમને માફ કર. અને
અમને પરીકશણમાં ન લાવ, પણ ભુંડાથી અમારો
છુટકો કર. કેમકે રાજ તથા પરાકરમ તથા મહીમા
૧૪ સરવકાલ સુધી તારાં છે. આમેન. કેમકે જો તમે
માણસોના અપરાધ તેઓને માફ કરો, તો તમા-
૧૫ રો આકાશમાંનો બાપ તમને પણ માફ કરશે. પણ
જો તમે માણસોના અપરાધ તેઓને માફ નથી
કરતા, તો તમારો બાપ તમારા અપરાધ પણ માફ
નહીં કરશે.
૧૬ વલી જારે તમે ઉપવાસ કરો, તારે ઢોંગીઓની પઠે
લેવાઈગએલા મોહોના ન થાઓ, કેમકે લોકોને ઉપ-
વાસી દેખાવા સારૂ તેઓ પોતાનાં મોહો કસાણા
કરેછે. હું તમને ખચીત કહુંછું કે તેઓને તેઓનુંજ ફલ
૧૭ મલેછે. પણ તું ઉપવાસ કરે, તારે પોતાના માથા
૧૮ પર તેલ ચોપડ, ને પોતાનું મોહો ધો. એ માટે કે
તું માણસોને નહીં, પણ ગુપતમાંના તારા બાપને
ઉપવાસી દેખાએ, ને ગુપતમાં જોનાર તારો બાપ
તને પરગટમાં પાછું આપશે.
૧૯ પરથવી પર પોતાને સારૂ દરવ એકઠું ન કરો, જાંહાં
કીડા તથા કાટ નાશ કરેછે, ને જાંહાં ચોરો ખાતર
૨૦ પાડીને ચોરેછે. પણ તમે પોતાને સારૂ આકાશ-
માં દરવ એકઠું કરો, જાંહાં કીડા અથવા કાટ નાશ
નથી કરતા, ને જાંહાં ચોરો ખાતર પાડીને ચોરતા

નથી. કેમકે જાંહાં તમારૂં દરવ છે, તાંહાંજ તમારાં ૨૧
ચીત પણ રેહેશે. શરીરનો દીવો આંખ છે, એ માટે ૨૨
જો તારી આંખ નીરદોશી હોએ, તો તારૂં આખું
શરીર પરકાશે ભરેલું થશે. પણ જો તારી આંખ ૨૩
દોશીત હોએ, તો તારૂં આખું શરીર અંધકારે ભરે-
લું થશે; માટે તારામાં જે અજવાલું છે, તે જો અંધ-
કાર હોએ, તો તે અંધકાર કેટલો મોટો!

બે ધણીની સેવા કોઈથી કરાએ નહીં, કેમકે એકનો ૨૪
દવેશ તે કરશે, ને બીજા પર પરીતી કરશે; અથવા
એકની ગમનો તે થશે, ને બીજાને તુછ કરશે; દેવની
તથા દરવ્યની સેવા તમારાથી કરાએ નહીં. એ માટે ૨૫
હું તમને કહુંછું કે તમારા જીવને સારૂ ચીંતા ન કરો
કે, અમે શું ખાઇશું? શું પીશું? અને તમારા શરી-
રને સારૂ ચીંતા ન કરો કે, શું પેહેરીશું? શું જીવ
ખોરાક કરતાં, ને શરીર લુગડાં કરતાં, અધીક નથી?
આકાશનાં પકશીઓને જાુઓ, કે તેઓ વાવતા નથી, ૨૬
ને કાપતા નથી, ને વખારોમાં ભરતા નથી, તો
પણ તમારો આકાશમાંનો બાપ તેઓનું પાલન
કરેછે; તો તેઓ કરતાં તમે અધીક નથી શું? અને ૨૭
ચીંતા કરવાથી તમારામાંનો કોણ પોતાનાં કદને
એક હાથભર વધારી શકેછે? અને લુગડાં સંબંધી ૨૮
તમે ચીંતા કેમ કરોછો? ખેતરનાં ફુલ ઝાડોનો
વીચાર કરો કે, તેઓ કેહેવાં વધેછે, તેઓ મેહેનત

૨૯ કરતાં નથી, તેઓ કાંતતાં પણ નથી; તો પણ હું
તમને કહુંછું કે સુલેમાન પણ પોતાના સધલા મહી-
મામાં તેઓમાંના એકના જેવો પેહેરેલો ન હતો.
૩૦ એ માટે ખેતરનું ધાસ જે આજ છે, ને કાલે ભઠીમાં
ફેંકાએછે, તેને જો દેવ એવું પેહેરાવેછે, તો ઓ અલ-
પવીશવાસીઓ, તમને શું વીશેશે નહીં પેહેરાવશે?
૩૧ માટે અમે શું ખાઈએ, અથવા શું પીએ, અથવા શું
૩૨ પેહેરીએ, એમ કેહેતાં ચીંતા ન કરો. કાંજે એ સધલાં
વાનાં વીદેશીઓ શોધેછે; કેમકે તમારો આકાશમાંનો
૩૩ બાપ જાણેછે કે એ બધાંનું તમને અગત છે. પણ
તમે દેવના રાજને તથા તેના નચાઈપણાને પેહેલાં
શોધો, ને તેની સાથે એ બધાં વાનાં પણ તમને
૩૪ અપાશે. તે માટે આવતી કાલને સારૂ ચીંતા ન કરો,
કેમકે આવતી કાલ પોતે પોતાનાં વાનાંની ચીંતા
કરશે. દાહાડાને સારૂ તે દાહાડાનીજ ભુંડાઈ બસ છે.
૭ તમારો ઈનસાફ ન ઠરાવાએ માટે તમે બીજાનો
૨ ઈનસાફ ન ઠરાવો. કેમકે જેવો ઈનસાફ તમે ઠરાવશો,
તેવો તમારો ઈનસાફ ઠરાવાશે; ને જે માપાથી તમે
માપીઆપોછો, તેથીજ તમારે સારૂ પાછું માપીઅપાશે.
૩ અને તું પોતાની આંખમાંનો ભારોટીઓ ધયાનમાં ન
લાવતાં, તારા ભાઈની આંખમાંનું તણખલું કેમ જુએ-
૪ છે? અથવા તું તારા ભાઈને કેમ કેહેશે કે તારી આંખ-
માંથી તણખલું મને કાહાડવાદે, પણ જો, પોતાની

આંખમાં ભારેટીઓ છે? ઓ ઢોંગી, પેહેલાં તું પોતાની ૫
આંખમાંથી ભારેટીઓ કાહાડ, તારપછી તારા ભાઈની
આંખમાંથી તણખલું કાહાડવાને તને શારી પઠે સુઝશે.
જે પવીતર તે કુતરાંઓને ન નાંખો, ને તમારાં ૬
મોતી ભુંડોની આગલ ન ફેંકો; રખે તેઓ પોતાને
પગે તે છુંદે, ને ફરીને તમને ફાડીનાંખે.
માગો, તો તમને અપાશે; શોધો, તો તમને ૭
જડશે; ઠોકો, તો તમારે સારૂ ઉઘડાશે. કેમકે જે ૮
હરેક માગેછે તે પામેછે, ને જે શોધેછે તેને જડેછે, ને
જે ઠોકેછે તેને સારૂ ઉઘડાશે. તમારામાં એવું મા- ૯
ણસ કહચું છે કે, જો પોતાનો દીકરો તેની પાસે રોટ-
લી માગે, તો તે તેને પથર આપે? અથવા જો ૧૦
માછલું માગે, તો તે તેને સાપ આપે? તે માટે ૧૧
તમે ભુંડા છતાં, જો પોતાનાં છોકરાંઓને શારાં
વાનાં આપી જાણોછો, તો તમારો આકાશમાંનો
બાપ તેની પાસે જેઓ માગેછે તેઓને વીશેશે કરી-
ને શારાં વાનાં આપશે નહીં શું? માટે જેવું તમે ૧૨
ચાહોછો કે બીજાં માણસ તમને કરે, તેવું તમે
પણ તેઓને કરો; કેમકે નીયમશાસતર તથા ભવી-
શવાદીઓ (નો સાર) એજ છે.
તમે સાંકડે બારણેથી પેસો, કાંજે જે બારણું ૧૩
નાશમાં પોહોંચાડેછે, તે પોહોળું છે, ને તેનો મારગ
ચોડો છે, ને ઘણા તેથી પેસેછે. કેમકે જે બારણું ૧૪

જીવનમાં પોહોંચાડેછે તે તંગ છે, ને તેનો મારગ
સાંકડો છે, ને જેઓને તે જડેછે તેઓ થોડા છે.
૧૫ જે જાુઠા ઉપદેશકો ગેટાંને વેસે તમારી પાસે આ-
વેછે, પણ માંહે ફાડીખાનારાં વરૂ છે, તેઓ સંબંધી
૧૬ તમે સાવધાન રેહો. તેઓનાં ફલથી તમે તેઓને
ઓલખશો. શું લોકો કાંટાનાં ઝાડ ઉપરથી દરાખ,
૧૭ અથવા ઉંટકટારી પરથી અંજીર તોડેછે? તેમજ
હરેક શારૂં ઝાડ શારાં ફલ આપેછે, ને નઠારૂં ઝાડ નઠા-
૧૮ રાં ફલ આપેછે. શારૂં ઝાડ નઠારાં ફલ આપી શકતું
નથી, ને નઠારૂં ઝાડ શારાં ફલ આપી શકતું નથી.
૧૯ હરેક ઝાડ જે શારૂં ફલ નથી આપતું તે કપાએછે, ને
૨૦ અગનીમાં નંખાએછે. તે માટે તેઓનાં ફલથી તેઓ-
ને તમે ઓલખશો.
૨૧ જે મને પરભુ પરભુ કેહેછે, તે સરવ આકાશના
રાજમાં પેસશે એવું નહીં, પણ આકાશમાંના મારા
૨૨ બાપની ઈછા પરમાણે જે કરેછે તે પેસશે. તે દાહાડે
ઘણા મને કેહેશે કે, પરભુ, પરભુ, શું અમે તારે નામે
ભાવીશવાદ કહયો નથી? અને તારે નામે ભુતોને
કાહાડયાં નથી? અને તારે નામે ઘણાં પરાકરમી
૨૩ કામો કીધાં નથી? તારે હું તેઓને કહીશ કે, મે
તમને કદી પણ જાણયા નહીં; ઓ ભુંડાં કામ
કરનારાઓ, તમે મારી પાસેથી દુર જાઓ.
૨૪ એ માટે જે કોઈ મારી આ વાતો શાંભલેછે, ને

પાલેછે, તેને હું એક ડાહ્યા માણસની ઉપમા આપી-
શ, કે જેણે પોતાનું ઘર પથર પર બાંધયું; ને વર- ૨૫
શાદ વરશયો, ને રેલ આવી, ને વાઝોડાં થયાં, ને તે
ઘર પર સપાટા લાગયા; પણ તેનો પાયો પથર
પર નાંખેલો હતો, માટે તે પડયું નહીં. અને જે ૨૬
કોઈ મારી આ વાતો શાંભલેછે, ને પાલતો નથી,તેને
એક મુરખ માણસની ઉપમા અપાશે, કે જેણે પોતા-
નું ઘર રેતી પર બાંધયું; ને વરશાદ વરશયો, ૨૭
ને રેલ આવી, ને વાઝોડાં થયાં, ને તે ઘર પર
સપાટા લાગયા, ને તે પડીગયું; અને તેનો નાશ
મોટો થયો.

અને ઈશુએ એ વાતો પુરી કરી; તારે એમ થયું ૨૮
કે, લોકો તેના ઉપદેશથી અચરત થયા; કાંજે તેણે ૨૯
તેઓને શાસતરીઓની પઠે નહીં, પણ જેને અધીકાર
હોએછે તેની પઠે ઉપદેશ કીધો.

અને પાહાડ પરથી તે ઉતરયો, તારે અતી ઘણા ૮
લોક તેની પાછલ ગયા. અને જુઓ, એક કોહોડી- ૨
આએ આવીને તેને પગે લાગીને કહયું કે, ઓ પર-
ભુ, જો તું ચાહે તો મને શુધ કરી શકેછે. તારે ઈશુ- ૩
એ હાથ લાંબો કરયો, ને તેને અડકીને કહયું, હું
ચાહુંછું, તું શુધ થા. અને તરત તેનો કોહોડ જતો-
રહયો. પછી ઈશુ તેને કેહેછે કે, જોજે, તું કોઇને કહી- ૪
શ મા, પણ જઇને યાજકની આગલ પોતાને દેખાડ,

ને તેઓને શાકશીને અરથે, જે દાન મુસાએ ઠરા-
વચું તે કર.
૫ અને ઈશુ કાપરનાહુમમાં પેઠો, તારે એક જમાદારે
૬ તેની પાસે આવીને તેની વીનંતી કરતાં કહચું કે, ઓ
પરભુ, મારો ચાકર ઘરમાં પક્શાઘાતી પડેલો છે, ને
૭ તેને ઘણી પીડા થાએછે. તારે ઈશુ તેને કેહેછે કે, હું
૮ આવીને તેને સમો કરીશ. અને જમાદારે ઉતર દેતાં
કહચું કે, ઓ પરભુ, તું મારા છાપરા તલે આવે એવો
હું જોગ નથી; પણ તું કેવલ શબ્દ કેહે, એટલે
૯ મારો ચાકર સમો થશે. કેમકે હું પણ પરાધીન માણસ
છું, ને સીપાઈઓ મારે સવાધીન છે; અને એકને હું
કહુંછું કે જા, ને તે જાએછે; ને બીજાને આવ, ને
તે આવેછે; ને મારા દાસને કે, એ કર, ને તે કરેછે.
૧૦ તારે ઈશૂ તે શાંભલીને અચરત થયો, ને પાછલ આવ-
નારાઓને તેણે કહચું, હું તમને ખચીત કહુંછું કે, એટલો
૧૧ વીશવાસ મે ઈસરાઈલમાં પણ જોયો નથી. અને હું
તમને કહુંછું કે પુરવથી તથા પશચીમથી ઘણા લોક
આવશે, ને ઈબરાહીમની તથા ઈસહાકની તથા યાકુ-
૧૨ બની સાથે આકાશના રાજમાં બેસશે. પણ રાજ-
માંના દીકરાઓ બાહારના અંધારામાં નંખાશે, જાંહાં
૧૩ રડવું ને દાંત પીસવું થશે. અને ઈશુએ તે જમા-
દારને કહચું કે, જા, ને જેવો તેં વીશવાસ કીધો તેવુંજ
તને થાએ. અને તેજ ઘડી તેનો ચાકર સમો

થયો. અને ઈશુએ પીતરના ઘરમાં આવીને તેની ૧૪
શાશુને તાવે માંદી પડેલી દીઠી. અને તેણે તેનો ૧૫
હાથ પકડયો, એટલે તેનો તાવ ગયો, ને ઉઠીને તેણે
તેઓની સેવા કીધી.
અને સાંહાંજ પડી તારે તેઓ ઘણા ભુત વલગે- ૧૬
લાઓને તેની પાસે લાવયા, ને તેણે શબદથી તે
આતમાઓને બાહાર કહાડયા, ને સઘલા માંદા-
ઓને સમા કરયા. એ માટે કે યશાયા ભવીશવા- ૧૭
દીએ જે કહયું હતું તે પુરૂ થાએ કે, "તેણેજ આપ-
ણો મંદવાડ લીધો, ને આપણા રોગ ભોગવયા."
અને ઈશુએ અતી ઘણા લોક પોતાંની આસપાસ ૧૮
દીઠા, તારે પેલે પાર જવાની આગના દીધી. પછી એક ૧૯
શાસતરીએ પાસે આવીને તેને કહયું કે, ઉપદેશક,
જાંહાં કહીં તું જઈશ તાંહાં હું તારી પાછલ આવીશ.
તારે ઈશુ તેને કેહેછે કે લોંકડાંને કોતર છે, ને આકાશ- ૨૦
નાં પકશીઓને માલા છે; પણ માણસના દીકરાને
માથું મુકવાનો ઠામ નથી. અને તેના શીશોમાંથી ૨૧
બીજાએ તેને કહયું કે, પરભુ મને રજા આપ કે હું
પેહેલાં જઈને મારા બાપને દાટું. પણ ઈશુએ તેને ૨૨
કહયું કે, તું મારી પાછલ આવ, ને મુએલાઓને
પોતાના મુએલાઓને દાટવા સારૂ રેહેવા દે.
અને વાહાણ પર તે ચહડયો તારે તેના શીશો ૨૩
તેની પાછલ ગયા. અને જુઓ, સમુદરમાં એવું ૨૪

મોટું તુફાન થયું કે મોજાઓથી વાહાણ ઢંકાઈગયું;
૨૫ પણ તે પોતે ઉંઘતો હતો. તારે તેના શીશોએ
પાસે આવીને તેને જગાડીને કહયું કે, પરભુ, અમને
૨૬ બચાવ, અમે નાશ પામીએછઈએ. અને તે તેઓ-
ને કેહેછે, ઓ અલપવીશવાસીઓ; તમે શા વાસતે
બીહીકણા થયા છો? પછી તેણે ઉઠીને પવનને તથા
૨૭ સમુદરને ધમકાવયા; ને મોટું ચેન થઈગયું. તારે
તે માણસોએ અચરત થઈને કહયું કે, એ શી તરે-
હનું માણસ છે કે, પવન તથા સમુદર પણ એનું
માનેછે!
૨૮ અને પેલે પાર ગરગશેઓના દેશમાં તે પોહોંચયો
તારે ભુત વલગેલા બે માણસ કબરોમાંથી નીક-
લતા તેને મલયા, તેઓ એવા બીહામણા હતા કે તે
૨૯ મારગે કોઈથી જવાતું ન હતું. અને જુઓ, તેઓ-
એ બુમ પાડતાં કહયું કે, ઈશુ, દેવના દીકરા, અમારી
જોડે તારે શું છે? સમય અગાઉ શું તું અમને પીડા
૩૦ દેવાને હીઆં આવયો છે? અને તેઓથી બહુ આઘું
૩૧ ભુંડોનું એક ટોલું ચરતું હતું. અને ભુતોએ તેની
વીનંતી કરતાં કહયું કે, જો તું અમને કાહાડેછે તો
૩૨ ભુંડોનાં ટોલામાં અમને જવા દે. અને તેણે તેઓને
કહયું કે, જાઓ. પછી તેઓ નીકલીને ભુંડોનાં
ટોલામાં ગયા; ને જુઓ, ભુંડોનું આખું ટોલું કરાડા
પરથી સમુદરમાં ધસીપડયું, ને પાણીમાં બુડીમુઉં.

તારે ચરાવનારા નાહોઠા, ને નગરમાં જઈને તેઓએ ૩૩
સઘલું જણાવયું; ને ભુત વલગેલાઓને શું થયું તે
પણ કહયું. તારે જુઓ, આખું નગર ઈશુને મલવાને ૩૪
બાહાર આવયું; ને તેને જોઈને તેઓએ તેની
વીનંતી કીધી કે, અમારી સીમોમાંથી જા.

તારે વાહાણમાં બેસીને તે પેલે પાર ગયો, ને ૯
પોતાના નગરમાં આવયો. અને જુઓ, એક પક- ૨
શાધાતીને ખાટલા પર શુવાડીને તેઓ તેની પાસે
લાવયા, ને ઈશુએ તેઓનો વીશવાસ જોઈને પક-
શાધાતીને કહયું કે, દીકરા, ધીરજ રાખ, તારાં પાપ
તને માફ થયાં છે. તારે જુઓ, શાસતરીઓમાંના કેટ- ૩
લાએકે પોતાના મનમાં કહયું કે, એ કુરભાશણ કરેછે.
તારે ઈશુએ તેઓના વીચાર જાણીને કહયું કે, તમે ૪
પોતાના મનમાં શા માટે ભુંડા વીચાર કરોછો? કાંજે ૫
શું વતું સેહેલ છે, એ કેહેવું કે તારાં પાપ તને માફ
થયાં છે, અથવા એ કેહેવું કે ઉઠીને ચાલ? પણ માણ- ૬
સના દીકરાને પરથવી પર પાપોની માફી કરવાનો
અધીકાર છે, એ તમે જાણો માટે, (તારે તેણે પક-
શાધાતીને કહયું કે,) ઉઠ, તારો ખાટલો ઉઠાવીને તારે
ઘેર ચાલયો જા. અને તે ઉઠીને પોતાને ઘેર ગયો. ૭
અને તે જોઈને લોકો અચરત થયા, ને દેવે માણ- ૮
સોને એવો અધીકાર આપયો માટે તેની સતુતી
તેઓએ કીધી.

૯ અને ઈશુએ તાંહાંથી જતાં માથી નામે એક મા-
ણુસને દાણ લેવાની ચોકી પર બેઠેલો દીઠો; ને તેણે
તેને કહચું કે, તું મારી પાછલ આવ, તારે તે ઉઠીને તેની
૧૦ પાછલ ગયો. અને એમ થયું કે, ઘરમાં તે જમવા
બેઠો તારે જુઓ ઘણા દાણીઓ તથા પાપીઓ આ-
૧૧ વીને ઈશુની તથા તેના શીશોની સાથે બેઠા. અને
ફરોશીઓએ એ જોઈને તેના શીશોને કહચું કે, તમા-
રો ઉપદેશક દાણીઓની તથા પાપીઓની સાથે કેમ
૧૨ ખાએછે? અને ઈશુએ એ શાંભલીને તેઓને કહચું
કે, જે સાજા છે તેઓને વઈદનું અગત નથી, પણ જે
૧૩ માંદા તેઓને છે. પણ "જગન કરતાં હું દયા ચાહું-
છું," એનો શો અરથ છે, તે જઈને શીખો; કાંજે નયા-
ઈઓને નહીં, પણ પાપીઓને પસતાવા સારૂ હું તેડવા
આવયો છું.
૧૪ તારે યોહાનના શીશોએ તેની પાસે આવીને કહચું
કે, અમે તથા ફરોશીઓ ઘણીવાર ઉપવાસ કરીએછ-
ઈએ, પણ તારા શીશો ઉપવાસ નથી કરતા, એનું કાર-
૧૫ ણ શું? તારે ઈશુએ તેઓને કહચું કે, જાંહાં સુધી વર
જાનઈયાઓની સાથે છે, તાંહાં સુધી શું તેઓ શોક
કરી શકેછે? પણ એવા દાહાડા આવશે કે વર તેઓ-
ની પાસેથી લેવાશે, ને તારે તેઓ ઉપવાસ કરશે. વલી
૧૬ જુના લુગડામાં કોરા લુગડાનું થીગલું કોઈ નથી દેતું,
કેમકે તે થીગલાથી તે લુગડું ખેંચાએછે, ને ફાટ વધતી

પડેછે. વલી નવો દરાખરસ જુની કુંડીઓમાં કોઈ ૧૭
નથી ભરતું, જો ભરે તો કુંડીઓ ફાટીજાએછે, ને દરા-
ખરસ વહીજાએછે, ને કુંડીઓ નકામી થાએછે; પણ
નવો દરાખરસ નવી કુંડીઓમાં ભરેછે, તેથી બેહુનું
રકશણ થાએછે.

તે તેઓને આ વાતો કેહેતો હતો, તારે જુઓ ૧૮
એક અધીકારીએ આવીને તેને પગેલાગીને કહયું કે,
મારી દીકરી એટલામાં તો મરીગઈ હશે, પણ તું
આવીને તારો હાથ તે પર મુક, એટલે તે જીવશે.
તારે ઈશુ ઉઠીને પોતાના શીશો સુધાં તેની પાછલ ૧૯
ગયો.

અને જુઓ, એક બાએડીને બાર વરશ થયાં લોહી- ૨૦
વા હતો, તે તેની પાછલ આવીને તેના લુગડાની કોરને
અડકી. કેમકે તેણે પોતાના મનમા કહયું કે, જો હું ૨૧
એકલાં એના લુગડાને અડકું તો સમી થઈજઈશ. તારે ૨૨
ઈશુએ પાછા ફરીને તથા તેને જોઈને કહયું કે, દીકરી,
ધીરજ રાખ, તારા વીશવાસે તને સમી કીધી છે; ને તે
બાએડી તેજ ઘડીથી સમી થઈ. પછી ઈશુએ તે ૨૩
અધીકારીના ઘરમાં આવીને વાંસલી વજાડનારાઓને
તથા લોકને કલકલાટ કરતા દીઠા. તારે તેણે તેઓને ૨૪
કહયું કે, આઘા ખશો; કેમકે છોડી મરી નથી ગઈ,
પણ ઉંઘેછે. અને તેઓએ તેની મશખરી કીધી.
અને લોકોને બાહાર કાહાડયા, તારે તેણે માંહે જઈને ૨૫

૨૬ તેનો હાથ પકડયો; ને તે છોડી ઉઠી. અને તેની કીરતી
તે આખા દેશમાં ફેલીગઈ.
૨૭ અને ઈશુ તાંહાંથી જતો હતો, તારે બે આંધલાએ
તેની પાછલ જઈને બુમ પાડતાં કહ્યું કે, દાવુદના દીક-
૨૮ રા, અમારા પર દયા કર. અને ઘરમાં તે ગયો, તારે તે
આંધલાઓ આવયા, ને ઈશુ તેઓને કેહેછે કે, હું એ
કરી શકુંછું એવો વીશવાસ શું તમે કરોછો? તેઓ
૨૯ તેને કેહેછે કે, હા પરભુ. તારે તેણે તેઓની આંખોને
અડકીને કહ્યું કે, તમારા વીશવાસ પરમાણે તમને
૩૦ થાઓ. અને તેઓની આંખો ઉઘડીગઈ. પછી ઈશુએ
તેઓને આગના આપીને કહ્યું કે, જોજો, કોઈ જાણે
૩૧ નહીં. પણ તેઓએ બાહાર જઈને તે આખા દેશમાં
તેની કીરતી ફેલાવી.
૩૨ અને તેઓ બાહાર ગયા પર જુઓ, ભુત વલ-
૩૩ ગેલા એક મુંગા માણસને તેની પાસે લાવયા. અને
ભુત કહડાયો તારે તે મુંગો બોલયો, ને લોકોએ અચ-
રત થઈને કહ્યું કે, ઈસરાઈલમાં અમે કદી પણ એવું
૩૪ દીઠું ન હતું. પણ ફરોશીઓએ કહ્યું કે, ભુતોના અધી-
કારીથી ભુતોને તે કાહાડેછે.
૩૫ અને ઈશુ તેઓનાં સભાસથાનોમાં ઉપદેશ કરતો,
ને રાજની સુવારતા પરગટ કરતો, ને લોકોનો હરેક
મંદવાડ તથા હરેક રોગ ટાલતો, સઘલાં નગરોમાં તથા
૩૬ ગામોમાં ફરતો ગયો. અને લોકોને જોઈને તેઓ

પર તેણે કરૂણા કીધી; કેમકે તેઓ પાલક વગરનાં
ગેટાંના જેવા હેરાન, તથા વેરાઈગચલા હતા. તારે ૩૭
તે પોતાના શીશોને કેહેછે કે, ફસલ પુશકલ છે ખરી,
પણ મજુરો થોડા છે. એ માટે તમે ફસલના ૩૮
ધણીની પરારથના કરો કે પોતાની ફસલને સારૂ
મજુરો મોકલે.

પછી તેણે પોતાના બાર શીશોને પાસે તેડીને ૧૦
અશુધ આતમાઓને કાહાડવાનો, તથા હરેક તરે-
હનો મંદવાડ તથા હરેક રીતનો રોગ ટાલવાનો અધી-
કાર તેઓને આપયો. અને તે બાર પરેરીતનાં ૨
નામ એ છે; પેહેલો, સીમોન જે પીતર કેહેવાએછે
તે, ને તેનો ભાઈ આંદરયા; ઝબ્દીનો (દીકરો)
યાકુબ, તથા તેનો ભાઈ યોહાન; ફીલપ તથા બાર- ૩
થલમા; થોમા તથા માથી દાણી; અલફીનો (દીકરો)
યાકુબ, તથા લેબ્બી જેની અટક થાદી હતી તે;
સીમોન કનાની, તથા યહુદા ઈશકારીઓત, જે તેને ૪
પરસ્વાધીન કરનાર પણ હતો તે. ઈશુએ તે બા- ૫
રોને એવી આગના આપીને મોકલયા કે, તમે વીદે-
શીઓને મારગે ન જાઓ, ને સમારીઓનાં કોઈ
નગરમાં ન પેસો. પણ તે કરતાં ઈસરાઈલનાં ઘરનાં ૬
ખોવાએલાં ગેટાંની પાસે જાઓ. અને તમે જતાં ૭
એમ પરસીધ કરો કે, આકાશનું રાજ પાસે આવયું છે.
માંદાઓને સમા કરો, કોહોડીઆઓને શુધ કરો, મુએ- ૮

લાઓને ઉઠાડો, ભુતોને કાહાડો, તમે મફત પામયા
૯ છો, મફત આપો. સુંનું કે રૂપું કે તાંબું પોતાના કમર-
૧૦ બંધમાં ન રાખો. મુસાફરીને સારૂ જોહોણું, અથવા
બે અંગરખા, અથવા જોડા અથવા લાકડીઓ
પણ ન લો; કેમકે મજુર પોતાનાં પોશણજોગ છે.
૧૧ અને જે જે નગરમાં કે ગામમાં તમે જાઓ, તેમાં
જોગ કોણ છે એ પુછો, ને તાંહાંથી નીકલવા સુધી
૧૨ તેને તાંહાંજ રહો. અને ઘરમાં જઈને તેનાંને સલામ
૧૩ કોહો. અને જો તે ઘર જોગ હોએ તો તમારી કુશલતા
તેના પર આવો, પણ જો તે જોગ ન હોએ તો
૧૪ તમારી કુશલતા તમારી પાસે પાછી આવો. અને
જો કોઈ તમને ન માને, ને તમારી વાતો ન શાંભલે,
તો તે ઘરમાંથી અથવા તે નગરમાંથી નીકલતાં તમે
૧૫ પોતાના પગની ધુલ ખંખેરો. હું તમને ખચીત
કહુંછું કે નયાયકાલે સદોમ તથા ગમોરા દેશનો હાલ
તે નગરના કરતાં વતો સેહેલ થશે.
૧૬ જુઓ, વરૂઓમાં ગેટાં સરખા હું તમને મોકલુંછું;
માટે તમે સાપના જેવા હોશીઆર, તથા ખબુતરના
૧૭ જેવા સાલસ થઇ રહો. અને તમે માણસો સંબંધી
સાવધાન રહો; કેમકે તેઓ તમને નયાયસભામાં
સોંપશે, ને તેઓનાં સભાસથાનોમાં તેઓ તમને
૧૮ કોરડા મારશે. અને મારે લીધે તમે અધીપતીઓની
તથા રાજાઓની આગલ તેઓને તથા વીદેશીઓને

સાકશીને અરથે અણાશો. પણ જારે તેઓ તમને ૧૯
પકડાવશે તારે તમે ચીંતા ન કરો કે શી તરેહ અથવા
શું કહીએ? કાંજે શું કેહેવું તે તેજ ઘડી તમને અપાશે.
કેમકે જે બોલેછિ તે તમે નથી, પણ તમારા બાપ- ૨૦
નો જે આતમા તે તમારામાં બોલેછિ. અને ભાઈ ૨૧
ભાઈને તથા બાપ દીકરાને મરણને સારૂ સોંપશે,
ને છોકરાં માબાપની સામા ઉઠશે, ને તેઓને મારી-
નંખાવશે. અને મારા નામને સારૂ સહુ તમારો ૨૨
દ્વેશ કરશે, પણ જે કોઈ અંત સુધી ટકશે તે બચ-
શે. અને જારે તેઓ એક નગરમાં તમારી પુઠે લાગે ૨૩
તારે તમે બીજામાં નાહાશીજાઓ, કેમકે હું તમને
ખચીત કહુંછું કે, માણસનો દીકરો આવે તાંહાં સુધી
ઈસરાઈલનાં સઘલાં નગરોમાં તમે ફરી રેહેશો નહીં.
શીશ ઉપદેશક કરતાં મોટો નથી, ને દાસ તેના શેઠ ૨૪
કરતાં મોટો નથી. શીશ પોતાના ઉપદેશક જેવો, ને ૨૫
દાસ પોતાના શેઠ સરખો હોએ તો તેજ ઘણું છે.
જો તેઓએ ઘરના ધણીને બાલઝબુલ કહયો છે,
તો તેના ઘરના લોકોને કેટલું વીશેશે કરીને કેહેશે?
તે માટે તેઓથી તમે બીહો મા, કેમકે જે ઉઘાડું નહીં ૨૬
કરાશે એવું કંઈ ઢાંકેલું નથી, ને જે જણાવાશે નહીં એવું
કંઈ ગુપત નથી. હું તમને અંધારામાં જે કહુંછું તે તમે ૨૭
અજવાલામાં કોહો, ને તમે કાને જે શાંભલોછો તે
ધાબાઓ પર પરગટ કરો. અને શરીરને જે મારી- ૨૮

નાંખેછે, પણ આતમાને મારી શકતા નથી, તેઓથી
બીહો મા; પણ આતમા તથા શરીર એ બંધેનો નાશ
૨૯ નરકમાં કરીશકેછે તેથી બીહો. પઈસાની બે ચલી શું
વેચાતી નથી? તો પણ તમારા બાપ (ની ઈછા)
૩૦ વગર તેમાંથી એક ભુંઈ પર પડનાર નથી. અને
૩૧ તમારા માથાનાં નીમાલો પણ બધા ગણેલા છે. તે
માટે બીહો મા; ઘણી ચલીઓ કરતાં તમે બહુ મુલ-
૩૨ વાન છો. માટે માણસોની આગલ જે કોઈ મને
માનશે, તેને હું પણ મારા આકાશમાંના બાપની
૩૩ આગલ માનીશ. પણ માણસોની આગલ જે કોઈ
મને નહીં માનશે, તેને હું પણ મારા આકાશમાંના
૩૪ બાપની આગલ નહીં માનીશ. પરથવી પર શાંતી
કરાવવાને હું આવયો છું એમ ન ધારો; શાંતી નહીં,
૩૫ પણ તલવાર ચલાવવાને હું આવયો છું. કેમકે મા-
ણસને તેના બાપને ઉલટો, તથા દીકરીને તેની માને
ઉલટી, તથા વહુને તેની શાશુને ઉલટી ફેરવવાને
૩૬ હું આવયો છું. અને માણસના વેરી તેના ઘરમાં-
૩૭ નાંજ થશે. જે મારા કરતાં બાપ અથવા મા પર
વતી પરીતી કરેછે, તે મારા જોગ નથી; ને દીકરા કે
દીકરી પર જે મારા કરતાં વતી પરીતી કરેછે, તે પણ
૩૮ મારા જોગ નથી. અને જે પોતાનો વધસથંભ ઊંચ-
કીને મારી પાછલ આવતો નથી તે મારા જોગ નથી;
૩૯ જે પોતાનો જીવ બચાવેછે તે તેને ખોશે, ને મારે

લીધે જે પોતાનો જીવ ખોએછે તે તેને બચાવશે. જે ૪૦
તમને માનીલેછે તે મને માનીલેછે, ને જે મને માની-
લેછે તે મારા મોકલનારને માનીલેછે. ભવીશવાદીને ૪૧
નામે ભવીશવાદીને જે માનીલેછે, તે ભવીશવાદીનું
ફલ પામશે; ને નયાઇને નામે નયાઇને જે માની-
લેછે, તે નયાઈનું ફલ પામશે. અને શીશને નામે ૪૨
જે કોઈ આ નાહાંનામાંના એકને એકલું ટાહાડા પાણી-
નું પેઆલું પીવાને આપશે, તો હું તમને ખચીત
કહુંછું કે તે તેનું ફલ નહીંજ ખોશે.

અને જારે ઈસુ પોતાના બાર શીશોને આગના ૧૧
આપી ચુકયો તારે એમ થયું કે, ઉપદેશ કરવાને તથા
વાત પરગટ કરવાને તાંહાંથી તેઓના નગરમાં તે
ગયો. તારે યોહાને કેદખાનામાં ખરીસતનાં કામ ૨
સંબંધી શાંભલીને પોતાના શીશોમાંથી બેને મોક-
લીને તેને પુછાવયું કે, આવનાર તે તુંજ છે, કે અમે ૩
બીજાની વાટ જોઈએ? તારે ઈશુએ ઉતર આપતાં ૪
તેઓને કહયું કે, તમે જે જે શાંભલોછો ને જુઓછો,
તે જઈને યોહાનને કહી દેખાડો કે, આંધલા દેખતા ૫
થાએછે, ને પાંગલા ચાલતા થાએછે; કોહોડીઆ
શુધ કરાએછે, ને બેહેરા શાંભલતા થાએછે; મુએલા
ઉઠાડાએછે, ને દરીદરીઓને સુવારતા પરગટ કરાએછે.
અને જે કોઈ મારા સંબંધી ઠોકર નથી ખાતો તેને ધન ૬
છે. અને તેઓ જતા હતા તારે ઈશુ યોહાન સંબંધી ૭

લોકોને કેહેવા લાગયો કે, તમે રાનમાં શું જોવા
૮ નીકલયા? શું પવનથી હાલતા છોડવાને? પણ તમે
શું જોવા નીકલયા? શું ઝીણાં લુગડાં પેહેરેલા
માણસને? જુઓ, જે ઝીણાં (લુગડાં) પેહેરેછે
૯ તેઓ રાજાઓના મેહેલોમાં છે. તો તમે શું જોવા
નીકલયા? શું ભવીશવાદીને? હા, હું તમને કહુંછું કે
૧૦ ભવીશવાદી કરતાં જે વતો તેને. કેમકે જે સંબંધી
એ લખયું છે કે, "જો, હું મારા દુતને તારા મોહો
આગલ મોકલુંછું, જે તારી આગલ તારો મારગ
૧૧ સીધ કરશે", તે એજ છે. હું તમને ખચીત કહુંછું
કે બાયડીઓથી જે જનમયા છે, તેઓમાંથી યોહાન
બાપતીસમા કરનાર કરતાં કોઈ મોટો ઉતપંન થયો
નથી, તો પણ આકાશના રાજમાં જે બહુ નાહાંનો
૧૨ તે તેના કરતાં મોટો છે. અને યોહાન બાપતીસમા
કરનારના દાહાડાઓથી હજી સુધી આકાશનાં રાજ
પર બલાતકાર થાએછે, ને બલાતકારીઓ તે લઈ-
૧૩ લેછે. કેમકે બધા ભવીશવાદીઓએ તથા નીયમ-
૧૪ શાસતરે યોહાન લગી ભવીશ કહયાં છે. અને
જો તમે માનવા ચાહો તો એલીયા જે આવનાર
૧૫ હતો તે એજ છે. જેને શાંભલવાને કાન છે તે
૧૬ શાંભલે. પણ આ પેહેડીને હું શાની ઉપમા આપું?
તે છોકરાંના જેવી છે, કે જેઓ ચહુટાઓમાં બેસીને
૧૭ પોતાના સાથીઓને હાંક મારતાં કેહેછે કે, અમે તમારી

પાસે વાંસલી વજાડી, પણ તમે નાચ્યા નહીં;
અમે તમારી પાસે શોક કીધો, પણ તમે રડયા નહીં.
કેમકે યોહાન ખાતો પીતો નથી આવયો, ને તેઓ ૧૮
કેહેછે કે, તેને ભુત વલગયો છે. માણસનો દીકરો ૧૯
ખાતો પીતો આવયો, ને તેઓ કેહેછે કે, જુઓ,
ખાવરો ને દારૂબાજ માણસ, દાણીઓનો તથા
પાપીઓનો મીતર; પણ ગનાન પોતાનાં છોકરાંથી
વાજબી મનાએછે.

તારે જે નગરોમાં તેનાં બહુ પરાકરમી કામો થયાં ૨૦
હતાં, તેઓએ પસતાવો નહીં કીધો, માટે તે તેઓ ઉપ-
ર દોશ મુકવા લાગયો કે, ઓ ખોરાજીન, તને અફ- ૨૧
સોસ; ઓ બેથસાઈદા, તને અફસોસ; કેમકે જે
પરાકરમી કામ તમારામાં થયાં, તે જો શુર તથા સીદો-
નમાં થયાં હોત, તો તેઓએ તાટ તથા રાખમાં
કાહારનો પસતાવો કરયો હોત. વલી હું તમને ૨૨
કહુંછું કે નયાયકાલે શુર તથા સીદોનને તમારા
કરતાં સેહેલ પડશે· અને કાપરનાહુમ, તું જે આકાશ ૨૩
સુધી ઉંચું કરાયું છે, તે તું પાતાલ સુધી નીચું
નંખાશે; કેમકે જે પરાકરમી કામ તારામાં થયાં તે
જો સદોમમાં થયાં હોત, તો તે આજ લગી રેહેત.
વલી હું તમને કહુંછું કે, નયાયકાલે સદોમ દેશને ૨૪
તારા કરતાં સેહેલું પડશે.

તે વેલા ઈશુએ બોલતાં કહયું કે, ઓ બાપ, ૨૫

આકાશ તથા પરથવીના પરભુ, હું તારી સતુતી કરૂંછું,
કેમકે ગનાનીઓ તથા તરકવાનોથી તેં એ વાતો
૨૬ સંતાડી છે, ને બાલકોને પરગટ કીધી છે. હા, ઓ
૨૭ બાપ, કેમકે તને એ શારૂં લાગયું. મારા બાપે
મને સઘલું સોંપયું છે; ને બાપ વગર દીકરાને
કોઈ જાણતો નથી, ને દીકરા વગર, તથા જેની પાસે
દીકરો તેને પરગટ કરવા ચાહે તે વગર, બાપને કોઈ
૨૮ જાણતો નથી. ઓ કશટ કરનારાઓ તથા ભારથી
લાદેલાઓ, તમે સઘલા મારી પાસે આવો, ને હું
૨૯ તમને વીશામો આપીશ. મારી ઝુસરી પોતા પર
લો, ને મારી પાસે શીખો, કેમકે હું મનમાં નમર તથા
રાંકડો છું, ને તમે પોતાના જીવનો વીશામો પામશો.
૩૦ કેમકે મારી ઝુસરી સેહેલ, ને મારો બોજો હલકો છે.
૧૨ તે વેલાએ ઇશુ વીશરામવારે દાણાનાં ખેતરમાં-
થી જતો હતો, ને તેના શીશોને ભુખ લાગી, ને તેઓ
૨ કણુસલાં તોડવા તથા ખાવા લાગયા; તારે ફરોશી-
ઓએ જોઇને તેને કહયું કે, જો, વીશરામવારે જે કરવું
૩ ઉચીત નથી તે તારા શીશો કરેછે. પણ તેણે તેઓ-
ને કહયું કે, જારે દાવુદ તથા તેના સાથીઓ ભુખયા
હતા, તારે તેણે જે કરયું તે શું તમે વાંચયું નથી?
૪ તેણે દેવના ઘરમાં પેસીને અરપેલી રોટલી, જે તેને
તથા તેના સાથીઓને ખાવા ઉચીત ન હતી, પણ
૫ એકલા યાજકોને હતી, તે તેણે ખાધી. અથવા શું

નીયમશાસતરમાં તમે એ નથી વાંચયું કે, વીશરા-
મવારોએ મંદીરમાં યાજકો વીશરામવારને અપવી-
તર કરતાં પણ નીરદોશી છે? પણ હું તમને કહુંછું કે મં- ૬
દીર કરતાં હીઆં (એક) મોટો છે. વલી "જગન કરતાં ૭
હું દયા ચાહુંછું," એનો અરથ જો તમે જાણત, તો
નીરદોશીઓને દોશીત ન ઠરાવત. કાંજે માણસનો ૮
દીકરો વીશરામવારનો પણ પરભુ છે.
અને તે તાંહાંથી નીકલીને તેઓનાં સભાસથાન- ૯
માં આવયો. અને જુઓ, તાંહાં એક માણસ હતો ૧૦
જેનો હાથ સુકાઈ ગયલો હતો; અને તેઓએ ઈશુ
પર બટો મુકવા સારૂ તેને પુછતાં કહયું કે, શું વીશ-
રામવારે સમું કરવું ઉચીત છે? તારે તેણે તેઓને ૧૧
કહયું કે, તમારામાં એવું કહયું માણસ હશે કે, જેને
એક ગેટું હોએ, ને વીશરામવારે તે જો ખાડામાં પડે તો
તેને પકડીને બાહાર ન કાહાડશે? તો માણસ ગેટાં ૧૨
કરતાં કેટલું ઉતમ છે? એ માટે વીશરામવારે શારૂં
કરવું ઉચીત છે. તારે તે માણસને તે કેહેછે કે, તારો ૧૩
હાથ લાંબો કર. અને તેણે લાંબો કીધો. અને તે
હાથ બીજાના જેવો સમો થયો. તારે ફરોશીઓએ ૧૪
નીકલીને તેને ઉલટો મનસુબો કીધો કે તેઓ તેને
કહીરીતે મારીનાંખે. પણ ઈશુ એ જાણીને તાંહાંથી ૧૫
નીકલયો; ને અતી ઘણા લોક તેની પાછલ ગયા;
ને તેણે બધાને સમા કીધા. પણ તેઓ તેને ૧૬

પરગટ ન કરે માટે તેણે તેઓને વાસ્તાં આગના
૧૭ આપી. એ માંટે કે યશાયા ભવીશવાદીએ જે
૧૮ કહયું હતું તે પુરૂં થાએ કે, "જુઓ, મારો સેવક,
જેને મે પસંદ કીધો; મારો પરીય, જેના પર મારો
જીવ પરસંન છે; તે પર હું મારો આતમા મુકીશ;
૧૯ ને તે વીદેશીઓને નયાયકરણ પરગટ કરશે. તે
જઘડો નહીં કરશે, ને બુમ નહીં પાડશે; ને તેની
૨૦ વાણી રસતાઓમાં કોઈ નહીં શાંભળશે. જાંહાં
લગી કે નયાયકરણને જયમાં પોહોંચાડયું, તાંહાં
લગી છુંદેલું બરૂ તે ભાંજી નહીં નાંખશે, ને ધુંઆતું
૨૧ સણ પણ તે નહીં હોલવશે. અને વીદેશીઓ તેના
નામ પર આશા રાખશે.

૨૨ તારે ભુત વળગેલા કોઈ આંધલા મુંગા માણસને
તેની પાસે લાવયા; ને તેણે તેને સમો કીધો, એટ-
લે જે આંધલો તથા મુંગો હતો તે બોલવા ને જોવા
૨૩ લાગયો. અને સઘલા લોકોએ અચરત થઈને કહ-
૨૪ યું કે, શું એ દાવુદનો દીકરો નથી? પણ ફરોશી-
ઓએ તે શાંભલીને કહયું કે, બાલઝબુલ ભુતોના
૨૫ અધીકારી વગર ભુતોને એ કાહાડતો નથી. તારે
ઈશુએ તેઓના વીચાર જાણીને તેઓને કહયું
કે, પરતીએક રાજ જેમાં ફુટ પડે, તે તુટીપડેછે; ને
પરતીએક નગર અથવા ઘર જેમાં ફુટ પડે તે સથીર
૨૬ નહીં રેહેશે. અને જો શેતાન શેતાનને કાહાડે તો તે

પોતે પોતાની સામે થયો, તારે તેનું રાજ શી રીતે
સથીર રેહેશે? અને જો હું બાલઝબુલથી ભુતોને ૨૭
કાહાડુંછું, તો તમારા દીકરા કોણથી કાહાડેછે? માટે
તેઓ તમારા પંચ થશે. પણ જો હું દેવના આત- ૨૮
માથી ભુતોને કાહાડુંછું, તો દેવનું રાજ તમારી પાસે
આવચું છે. વલી બલવાનના ઘરમાં જઈને પેહે- ૨૯
લાંથી બલવાનને બાંધેચા વીના તેનો સામન
કોઈથી કેમ લુટાએ? પણ તેને બાંધેચા પછી તે
તેનું ઘર લુટી શકે. જે મારી ગમ નથી તે મારે ઉલટો ૩૦
છે, ને જે મારી સાથે સંગરહ નથી કરતો, તે વેરી-
નાંખેછે. એ માટે હું તમને કહુંછું કે, હરેક પાપ તથા ૩૧
દુરભાશણ માણસોને માફ કરાશે; પણ પવીતર
આતમાને ઉલટું જે દુરભાશણ તે માણસને માફ
નહીં કરાશે. અને માણસના દીકરાને ઉલટું જે કોઈ ૩૨
કંઈ કેહેશે, તે તેને માફ કરાશે; પણ પવીતર આત-
માને ઉલટું જે કોઈ કંઈ કેહેશે, તે તેને માફ નહીં કરાશે;
આ જગતમાં નહીં, ને આવનાર જગતમાં પણ નહીં.
ઝાડ શારૂં તો તેનું ફલ શારૂં ગણો, અથવા ઝાડ ૩૩
નઠારૂં ને તેનું ફલ પણ નઠારૂં ગણો; કાંજે ઝાડ
ફલથી ઓલખાએછે. ઓ સરપોના વંશ, તમે ભુંડા ૩૪
છતાં ભલી વાત શી રીતે કહી શકો? કેમકે મનના
ભરપુરપણામાંથી મોહો બોલેછે. શારૂં માણસ ૩૫
મનના શારા ભંડારમાંથી શારૂં કાહાડેછે, ને નઠારૂં

૩૬ માણુસ નઠારા ભંડારમાંથી નઠારૂં કાહાડેછે. પણ હું
તમને કહુંછું કે જે હરેક નકામી વાત માણસો કેહેશે,
તે સંબંધી નયાયકાળે તેઓને ઉતર દેવું પડશે.
૩૭ કેમકે તારી વાતોથી તું નયાઈ ઠરાવાશે; અથવા
તારી વાતોથી અનયાઈ ઠરાવાશે.
૩૮ તારે શાસતરીઓમાંના તથા ફરેશીઓમાંના કેટ-
લાએકે ઉતર આપતાં કહયું કે, ઓ ઉપદેશક, અમે
૩૯ તારાથી નીશાણી જોવા ચાહીએછઈએ. અને તેણે
ઉતર દેતાં તેઓને કહયું કે, દુશટ તથા વીભીચારી
પેહેડી નીશાણી માગેછે, પણ યોના ભવીશવાદીની
નીશાણી વગર કોઈ નીશાણી તેને નહીં અપાશે.
૪૦ કેમકે જેમ યોના તરણ રાત દાહાડા મોટાં માછલાનાં
પેટમાં હતો, તેમ માણસનો દીકરો પણ તરણ રાત
૪૧ દાહાડા પરથવીના પેટમાં રેહેશે. નીનવેનાં માણસ
નયાયકાળે આ પેહેડી સાથે ઉઠી ઉભાં રેહેશે, ને
એઓને અપરાધી ઠરાવશે, કેમકે યોનાએ વાત પર-
સીધ કીધાથી તેઓએ પસતાવો કરયો, પણ જુઓ,
૪૨ યોના કરતાં હીંઆ એક મોટો છે. દકશીણની રાણી
આ પેહેડીની સાથે નયાયકાળે ઉઠી ઉભી રેહેશે.
ને એને અપરાધી ઠરાવશે; કાંજે પરથવીને છેડેથી
સુલેમાનનું ગનાન શાંભલવાને તે આવી, પણ
૪૩ જુઓ, સુલેમાન કરતાં હીંઆ એક મોટો છે. જારે
અશુધ આતમા માણસમાંથી જાએછે, તારે તે ઉજ-

ડ઼માં વીશામો શોધતો ફરેછે, પણ નથી પામતો.
તારે તે કેહેછે કે, હું જેમાંથી નીકલયો તેજ મારા ૪૪
ઘરમાં પાછો જઈશ; ને જારે તે આવેછે તારે તે તેને
ખાલી તથા વાલેલું તથા શોભાવાન જુએછે. પછી ૪૫
તે જઈને પોતા કરતાં ભુંડા બીજા સાત આતમા-
ઓને પોતાની સાથે લાવેછે, ને તેઓ તેમાં પેસીને
તાંહાં રેહેછે, તારે તે માણસનો છેલો (હાલ) પેહેલા
કરતાં ભુંડો થાએછે,તેમ આ દુશટ પેહેડીને પણ થશે.
અને લોકોને તે વાત કેહેતો હતો તારે જુઓ કે ૪૬
તેની મા, તથા તેના ભાઈ બાહાર ઉભા હતા, ને તેની
સાથે વાત કરવા ચાહાતા હતા. તારે કોઈએ તેને ૪૭
કહયું કે, જો, તારી મા ને તારા ભાઈ બાહાર ઉભા છે
ને તેઓ તારી સાથે વાત કરવા ચાહેછે. પણ જેણે ૪૮
તેને કહયું તેને તેણે ઉતર દેતાં કહયું કે, મારી મા
કોણ છે? ને મારા ભાઈ કોણ છે? પછી તેણે પોતા- ૪૯
ના શીશોની ગમ પોતાનો હાથ લાંબો કરીને કહયું
કે, જુઓ મારી મા, ને મારા ભાઈ. કેમકે મારા ૫૦
આકાશમાંના બાપની ઈછા પરમાણે જે કોઈ કરેછે,
તેજ મારો ભાઈ તથા બેહેન તથા મા છે.

અને તેજ દાહાડે ઈશુ ઘરમાંથી નીકલીને સમુદરને ૧ ૧૩
કીનારે બેઠો. અને અતી ઘણા લોક તેની પાસે એકઠા ૨
થયા, માટે વાહાણ પર તે ચહડી બેઠો; ને સઘલા
લોક કાંઠે ઉભા રહયા. અને તેણે દરશટાંતોમાં ૩

બોલતાં તેઓને ઘણી વાતો કહી કે, જુઓ, વાવ-
૪ નાર વાવવાને બાહાર ગયો. અને તે વાવતો હતો
તારે કેટલાંએક [બી] રસતાની કોરે પડયાં; ને પક-
૫ શીઓ આવીને તેને ખાઇગયાં. અને કેટલાંએક
પથરની ભુંઈ પર પડયાં, જાંહાં ઘણી માટી ન હતી,
ને તેને માટીનું ઊંડાણ ન હતું માટે વેહેલાં ઉગી
૬ નીકલયાં. પણ સુરજ ઉગયા પર તે ચીમલાઈ-
૭ ગયાં, ને તેને જડ ન હતી માટે શુકાઈગયાં. અને
કેટલાંએક કાંટાનાં ઝાડમાં પડયાં; ને કાંટાનાં
૮ ઝાડોએ વધીને તેને દાબીનાંખયાં. પણ બીજાં
શારી ભુંઈ પર પડયાં, ને ફલ લાવયાં, કેટલાંએક
શોગણાં, ને કેટલાંએક શાઠગણાં, ને કેટલાંએક
૯ તીશગણાં. જેને શાંભલવાને કાન છે તે શાંભલે.
૧૦ પછી શીશોએ પાસે આવીને તેને કહયું કે, તું તેઓને
૧૧ દરશટાંતમાં શા માટે કેહેછે? તારે તેણે ઉતર દેતાં તેઓને
કહયું કે, આકાશના રાજનાં મરમો જાણવાનું તમને
૧૨ આપેલું છે, પણ તેઓને નથી આપેલું. કેમકે જેની
પાસે છે તેને અપાશે, ને તે ભરપુર થશે; પણ
જેની પાસે નથી તેની પાસે જે છે, તે પણં તેની
૧૩ પાસેથી લઇલેવાશે. એ માટે હું તેઓને દરશટાં-
તોમાં કહુંછું; કેમકે તેઓ જોતાં, જોતા નથી; ને
૧૪ શાંભલતાં, શાંભલતા નથી, ને સમજતા નથી; ને
યશાયાની ભવીશ વાત તેઓ સંબંધી પુરી થઈ,

જે કેહેછે કે, "તમે શાંભલતાં શાંભલશો, પણ નહીં
સમજશો ; ને જોતાં તમે જોશો, પણ તમને નહીં
સુઝશે. કાંજે એ લોકોનાં મન જડ થઈગયાં છે; ૧૫
ને કાનોએ તેઓ ધીમે શાંભલેછે, ને તેઓની આંખો
તેઓએ મીચેલી છે, રખે કદી તેઓ આંખોએ જુએ,
ને કાનોએ શાંભલે, ને અંતઃકરણથી સમજે, ને ફરે,
ને હું તેઓને સમા કરૂં." પણ તમારી આંખોને ધન ૧૬
છે, કાંજે તેઓ જુએછે; અને તમારા કાનોને [ધન છે],
કાંજે તેઓ શાંભલેછે. કેમકે હું તમને ખચીત કહુંછું ૧૭
કે જે જે તમે જુઓછો તે ઘણા ભવીશવાદીઓએ
તથા નચાઈઓએ જોવા ચાહયાં, પણ જોયાં
નહીં; ને જે જે તમે શાંભલોછો તે શાંભલવા
ચાહયાં, પણ શાંભલયાં નહીં. તો વાવનારનું દર- ૧૮
શટાંત તમે શાંભલો. જારે રાજનું વચન કોઈ ૧૯
શાંભલેછે, ને નથી સમજતો, તારે ભુંડો આવેછે, ને
તેના મનમાં જે વાવેલું તે છીનવી લઈજાએછે;
રસ્તાની કોરે જે બી પામયો તે એજ છે. અને ૨૦
પથરની ભુંઈ પર જે બી પામયો તે એ છે કે, વચ-
ન શાંભલીને તુરત હરખે તેને માનીલેછે. તો પણ ૨૧
તે પોતામાં જડ નથી રાખતો; માટે એકલી થોડી
વારજ રેહેનાર છે, કાંજે વચનને લીધે વીપતી અથ-
વા સતાવણી આવેછે, તારે તુરત તે ઠોકર ખાએછે.
અને કાંટાનાં ઝાડોમાં જે બી પામયો તે એ છે કે, ૨૨

વચન શાંભળેછે, પણ આ જગતની ચીંતા તથા દર-
વની માચા વચનને દાબીનાંખેછે,ને તે નીશફલ થઇ-
૨૩ જાએછે. પણ સારી ભુંઈ પર જે બી પામયો તે એ
છે કે, વચન શાંભલેછે, ને સમજેછે, ને તેમાં નીશચે
ફલ લાગેછે, એટલે કોઇમાં શોગણાં, કોઈમાં શાઠગણાં,
ને કોઈમાં તીશગણાં લાગેછે.
૨૪ તેણે તેઓને બીજાું દરશટાંત આપતાં કહ્યું કે,
આકાશનું રાજ એક માણસના સરખું છે જેણે પોતા-
૨૫ ના ખેતરમાં શારૂ બી વાવચું. પણ માણસો ઉંઘતાં
હતાં તારે તેના વૈરીએ આવીને ઘઉંમાં કડવા દાણા
૨૬ વાવચા, ને ચાલચો ગયો. પણ જારે છોડવા ઉગચા,
૨૭ ને ચમરી આવી તારે કડવા દાણા પણ દેખાચા. તારે
તે ઘરબારીના ચાકરોએ પાસે આવીને તેને કહ્યું કે,
સાહેબ, તેં શું તારા ખેતરમાં શારૂ બી ન વાવચું હતું?
૨૮ તો તેમાં કડવા દાણા કાંહાંથી આવચા? અને તેણે
તેઓને કહ્યું કે, કોઈ વૈરીએ એ કરચું છે; તારે ચાક-
રોએ તેને કહ્યું કે, તારી મરજી હોએ તો અમે જઈને
૨૯ તેને એકઠા કરીએ. પણ તેણે કહ્યું કે, ના, રખે તમે
કડવા દાણા એકઠા કરતાં ઘઉંને પણ તેની સાથે
૩૦ ઉખેડો. કાપણી સુધી બેહુને સાથે વધવા દો. અને
કાપણીના મોસમમાં હું કાપનારાઓને કહીશ કે, તમે
પેહેલાં કડવા દાણાને એકઠા કરો, ને બાલવા સારૂ
તેના ભારા બાંધો, પણ ઘઉં મારી વખારમાં ભરો.

તેણે તેઓને બીજું દરશટાંત આપતાં કહયું કે, ૩૧
આકાશનું રાજ પીલુના બી સરખું છે, જેને એક
જણે લઈને પોતાના ખેતરમાં વાવયું. તે તો સધ- ૩૨
લાં બી કરતાં નાનું છે, પણ વધયા પછી (સરવ)
છોડવા કરતાં તે મોટું છે, ને એવું ઝાડ થાએછે કે આકા-
શનાં પકશીઓ આવીને તેની ડાલીઓ પર રેહેછે.
તેણે તેઓને બીજું દરશટાંત કહયું કે, આકાશનું ૩૩
રાજ ખીરા જેવું છે, જેને એક બાયડીએ લઈને
લોટના તરણ માપામાં ઘાલીમુકયું જાંહાં સુધી કે
તે બધું ખીરાવાલું થઈગયું. એ બધી વાતો ઈશુએ ૩૪
લોકોને દરશટાંતોમાં કહી; ને દરશટાંત વગર તેણે
તેઓને કહયું નહીં. એ માટે કે ભવીશવાદીએ જે ૩૫
કહયું હતું તે પુરૂ થાએ કે, "હું મારૂં મોહો દરશટાં-
તોથી ઉઘાડીશ, ને જગતનો પાયો નાંખવાથી જે
છાના રખાંયા છે તે હું પરગટ કરીશ."
તારે ઈશુ તે લોકોને વીદાય કરીને ઘેર ગયો; પછી ૩૬
તેના શીશોએ તેની પાસે આવીને કહયું કે, ખેતરના
કડવા દાણાનાં દરશટાંતનો અરથ અમને કેહે. તે ૩૭
પર તેણે ઉતર આપતાં તેઓને કહયું કે, શારૂં બી
જે વાવેછે તે માણસનો દીકરો છે; ને ખેતર જગ- ૩૮
ત છે; ને શારાં બી રાજનાં છઈઆં છે; પણ કડવા
દાણા ભુંડાનાં છઈઆં છે; ને જે વેરીએ તેને વાવયા ૩૯
તે શેતાન છે; ને કાપણી જગતનો અંત છે; ને

૪૦ કાપનારા દુતો છે. એ માટે જેમ કડવા દાણા એક-
ઠા કરીએછે, ને અગનીમાં બલાએછે, તેમ આ જગ-
૪૧ તને અંતે થશે. માણસનો દીકરો પોતાના દુતોને
મોકલશે, ને બધાં ઠોકર ખવડાવનારાંઓને તથા
ભુંડાઈ કરનારાઓને તેના રાજમાંથી તેઓ એકઠા
૪૨ કરશે. અને તેઓને અગનીકુંડમાં નાંખીદેશે, તાંહાં
૪૩ રડવું ને દાંત પીસવું થશે. તારે નચાઈઓ પોતાના
બાપના રાજમાં સુરજ સરખા પરકાશીત થશે.
જેને શાંભલવાને કાન છે તે શાંભલે.

૪૪ વલી આકાશનું રાજ ખેતરમાં સંતાડેલાં દરવ
સરખું છે, જે એક માણસને જડયું, પછી તેણે તે
છાનું રાખયું, ને તેના હરખને લીધે જઈને પોતાનું
૪૫ સરવ વેચીનાંખીને તે ખેતર વેચાતું લીધું. વલી
કોઈ વેપારી જે શારાં મોતીને શોધેછે તેના સરખું
૪૬ આકાશનું રાજ છે, જેને ઘણાં મુલનાં એક મોતીનો
શોધ લાગયા પર તેણે જઈને પોતાનું સરવ વેચી-
નાંખીને તે વેચાતું લીધું.

૪૭ વલી આકાશનું રાજ જાલના જેવું છે, જેને લોકે
સમુદરમાં નાંખી, ને હરેક તરેહનું તેમાં સમેટાયું.
૪૮ અને તે ભરાઈગયા પર તેઓ તેને કીનારે ખેંચી લાવ-
યા, ને બેસીને જે શારૂં હતું તે વાસણોમાં એકઠું
૪૯ કીધું, ને નઠારૂં ફેંકીદીધું. એમજ જગતને અંતે થશે.
દુતો આવીને નચાઈઓમાંથી ભુંડાઓને બાહાર

જુદા કરશે. અને તેઓને આગની ભઠીમાં ફકીદેશે. ૫૦
તાંહાં રડવું ને દાંત પીસવું થશે.
ઈશુ તેઓને કેહેછે કે, શું તમે એ બધી વાતો ૫૧
સમજ્યા? તેઓ તેને કેહેછે, કે હા પરભુ. તારે તેણે ૫૨
તેઓને કહયું કે, જે હરેક શાસ્તરી આકાશનાં રાજ
સંબંધી શીખવેલો છે તે એક ઘરબારીના સરખો
છે, જે પોતાના ભંડારમાંથી નવી તથા જુની વસ-
તુઓ કાહાડેછે.
અને એમ થયું કે ઈશુ એ દરશટાંત કહી રહયો, ૫૩
તારે તાંહાંથી ચાલચો ગયો. અને પોતાના દેશમાં ૫૪
આવયા પર, તેણે તેઓની સભામાં તેઓને એવો
ઉપદેશ કીધો કે, તેઓ અચરત થઈને બોલચા કે, એને
આ ગનાન તથા પરાકરમ કાંહાંથી? શું એ સુથારનો ૫૫
દીકરો નથી? એની મા શું મરીયમ નથી કેહેવાતી? ને
એના ભાઈ શું યાકુબ તથા યોસી તથા સીમોન તથા
યહુદા નથી? ને એની સઘલી બેહેનો શું આપણી ૫૬
પાસે નથી? તો આ બધું એને કાંહાંથી મલચું?
એમ તેઓએ તે સંબંધી ઠોકર ખાધી, પણ ઈશુએ ૫૭
તેઓને કહયું કે, ભવીશવાદી પોતાના દેશ તથા
પોતાના ઘર શીવાએ બીજે ઠેકાણે માન વગરનો
નથી. અને તેઓના અવીશવાસને લીધે તેણે ૫૮
તાંહાં ઘણાં પરાકરમી કામ ન કીધાં.
તે વેલા હેરોદ રાજાએ ઈશુની કીરતી શાંભલી. ૧ ૧૪

૨ અને પોતાના ચાકરોને કહયું કે, યોહાન જે બાપ-
તીસમા કરનાર તે એજ છે, તે મરીગએલાઓમાંથી
૩ ઉઠયો છે, માટે તેથી પરાકરમી કામો બનેછે. કેમકે
હેરોદે પોતાના ભાઈ ફીલપની વહુ હેરોદીઆને લીધે
યોહાનને પકડયો હતો, ને તેને બાંધીને કેદખાં-
૪ નામાં નાંખયો હતો. કાંજે યોહાને તેને કહયું
૫ હતું કે, તેને તારે રાખવી ઉચીત નથી. અને તે
તેને મારીનાંખવા ચાહાતો હતો, પણ લોકોથી તે
બીધો, કેમકે તેઓ તેને ભવીશવાદી ગણતા હતા.
૬ પણ હેરોદની વરશગાંઠ આવી, તારે હેરોદીઆની
દીકરીએ તેઓની આગલ નાચીને હેરોદને ખુશ
૭ કીધો. તારે તેણે શમ ખાઈને વચન આપયું કે જે
૮ કંઈ તું માગે તે હું તને આપીશ. તારે તેની માના
શીખવયા પરમાણે તે બોલી કે, યોહાન બાપતી-
સમા કરનારનું માથું એક કથરોટમાં મને આપ.
૯ અને રાજા દલગીર થયો, તો પણ શમને લીધે
તથા તેની સાથે ખાવા બેઠેલાઓને લીધે, તેણે તે
૧૦ આપવાનો હુકમ કીધો. અને તેણે કેદખાંનામાં
૧૧ મોકલીને યોહાનનું માથું કપાવયું. પછી તેનું માથું
એક કથરોટમાં અણાઈને તે છોકરીને અપાયું, ને તે
૧૨ પોતાની માની પાસે લઈગઈ. તારે તેના શીશોએ
પાસે આવીને તેનું મુરદું ઉઠાવીને દાટયું, ને જઈને
૧૩ ઈશુને ખબર કહી. તારે ઈશુ એ શાંભલીને તાંહાંથી

હોડીએ ઉજડ ઠેકાણે એકલો ગયો, ને લોકો તે શાંભ-
લીને નગરોમાંથી પગરસતે તેની પાછલ ગયા.
અને ઈશુએ નીકલીને ઘણા લોકોને દીઠા, તારે ૧૪
તેણે તેઓ પર કરૂણા કરીને તેઓમાંના માંદાઓને
સમા કીધા. અને સાંહાંજ પડી તારે તેના શીશોએ ૧૫
તેની પાસે આવીને કહયું કે, આ ઠેકાણું ઉજડ છે,
ને હવે વખત ગયો છે, માટે લોકોને વીદાય કર કે
તેઓ ગામોમાં જઇને પોતાને સારૂ ખાવાનાં વેચાતાં
લે. પણ ઈશુએ એઓને કહયું કે, તેઓને જવાનું ૧૬
કારણ નથી, તમે તેઓને ખાવાનું આપો. અને ૧૭
એઓએ તેને કહયું કે, પાંચ રોટલી ને બે માછલી
વગર હીંઆં અમારી પાસે કંઈ નથી. તારે તેણે ૧૮
કહયું કે, તે હીંઆં મારી પાસે લાવો. પછી તેણે ૧૯
લોકોને ઘાસ પર બેસવાની આગના આપી, ને તે
પાંચ રોટલી તથા બે માછલી લઈ આકાશની ગમ
જોઈને સતુતી કીધી, ને રોટલી ભાંગીને શીશોને
આપી, ને શીશોએ લોકોને (પીરશી). અને તેઓ ૨૦
સઘલા ખાઈને ધરાયા; પછી છાંડેલા કકડાઓની
બાર ટોપલી ભરેલી તેઓએ ઉઠાવી. અને જેઓએ ૨૧
ખાધું તેઓ બાયડી છઈઆં ઉપરાંત આશરે પાંચ
હજાર પુરૂશ હતા.
અને ઈશુએ પોતાના શીશોને તાકીદથી કહયું કે, ૨૨
હું લોકોને રજા આપું તેટલામાં તમે હોડીમાં બેસીને

૨૩ મારી અગાઉ પેલે પાર જાઓ. અને લોકોને તેણે
વીદાય કરયા, તારે તે પરારથના કરવાને એક પાહાડ
પર એકલો ગયો, ને સાંહાંજ પડયા પર તાંહાં તે
૨૪ એકલો હતો. પણ તે વેલા હોડી સમુદરમાં છતાં
મોજાઓથી ડામાડોલ કરાઈ, કેમકે વા ઉલટો હતો.
૨૫ ને રાતના ચોથા પોહોરે ઈશુ સમુદર પર ચાલતો
૨૬ તેઓની પાસે ગયો. અને શીશોએ તેને સમુદર
પર ચાલતો દીઠો, તારે તેઓએ ગાભરા થઈને કહયું,
૨૭ એ આભાસ છે, ને બીહીકથી બુમ પાડી. પણ
તુરત ઈશુએ તેઓને કહયું કે, ધીરજ રાખો, એ હું છું,
૨૮ બીહો મા. તારે પીતરે તેને ઉતર દેતાં કહયું કે,
પરભુ, એ જો તું છે, તો તારી પાસે પાણી પર
૨૯ આવવાને મને આગના આપ. અને તેણે કહયું
કે, આવ. તારે પીતર હોડી પરથી ઉતરીને ઈશુ
૩૦ પાસે જવાને પાણી પર ચાલયો. પણ વા સખત
દીઠા પર તે બીધો, ને ડુબવા લાગયો, તારે તેણે
૩૧ બુમ પાડતાં કહયું કે, પરભુ મને બચાવ. અને
ઈશુએ લાગલો હાથ લાંબો કરીને તેને પકડી લીધો,
ને તેને કહયું કે, અલપવીશવાસી, તેં કેમ સંદેહ
૩૨ આણયો ? અને તેઓ હોડીમાં આવયા પર વા બંધ
૩૩ પડયો. તારે હોડીમાં જે હતા તેઓએ આવીને તેને
પગે લાગીને કહયું કે, ખરાખર તું દેવનો દીકરો છે.
૩૪ અને તેઓ પાર ઉતરીને ગનેસારત દેશમાં આવ-

યા. અને તે જગયાના લોકોએ તેને ઓલખયો, ને ૩૫
તે આખા દેશની ચારોગમમાં મોકલીને બધા માંદા-
ઓને તેની પાસે લાવયા. અને કેવલ તેનાં લુગ- ૩૬
ડાંની કોરે અડકવા સારૂ તેઓએ તેની વીનંતી કીધી;
ને જેટલા અડકયા તેટલા સમા થયા.

તારે યરૂશાલેમમાંના શાસતરીઓએ તથા ૧૫
ફરોશીઓએ ઈશુની પાસે આવીને કહયું કે, તારા ૨
શીશો વડીલોનાં સંપરદાય શા માટે રદ કરેછે? કેમકે
તેઓ રોટલી ખાએછે તારે પોતાના હાથ ધોતા નથી.
પણ તેણે ઉતર દેતાં તેઓને કહયું કે, તમે પોતાના ૩
સંપરદાયથી દેવની આગના શા માટે રદ કરોછો?
કેમકે દેવે આગના આપી છે કે, "તું પોતાના મા ૪
બાપને માન આપ, ને બાપની અથવા માની જે
નીંદા કરેછે, તે જીવથી મારીનંખાએ." પણ તમે ૫
કોહોછો કે જે કોઈ બાપને કે માને કેહેશે કે, જે કંઈ
મારાથી તને લાભ થાએ તે અરપીતદાન છે. અને ૬
પોતાના બાપનું કે, પોતાની માનું માન તે નહીં રાખે
(તો પણ તે નીરદોશીત છે) એ પરમાણે તમે પોતાના
સંપરદાયથી દેવની આગના રદ કીધી. ઓ ઢોંગીઓ, ૭
યશાયાએ તમારા સંબંધી ભવીશ ઠીક કહયું છે કે,
"આ લોક પોતાનાં મોહોથી મારી પાસે આવેછે, ને ૮
હોઠોથી મને માન આપેછે, પણ તેઓનાં મન મારા-
થી વેગલાંજ રે હેછે. અને તેઓ ઉપદેશને બદલે માણ- ૯

સોની આગના શીખવતાં મને વચરથ ભજેછે."
૧૦ પછી તેણે લોકોને પાસે બોલાવીને તેઓને
૧૧ કહયું કે, તમે શાંભલીને સમજો કે, મોહોમાં જે
જાએછે તે માણસને વટાલતું નથી, પણ જે કંઈ
૧૨ મોહોમાંથી નીકલેછે તેજ માણસને વટાલેછે. તારે
તેના શીશોએ પાસે આવીને તેને કહયું કે, આ વાત
શાંભલયાથી ફરોશીઓએ ઠોકર ખાધી એ શું તું
૧૩ જાણેછે? પણ તેણે ઉતર આપતાં કહયું કે, જે હરેક
રોપ મારા આકાશમાંના બાપે રોપયો નથી, તે
૧૪ ઉખેડાશે. તેઓને રેહેવા દો, તેઓ આંધલા આંધ-
લાઓને દોરનારા છે, ને જો આંધલો આંધલાને
૧૫ દોરે તો બંને ખાડામાં પડશે. પછી પીતરે ઉતર
દેતાં તેને કહયું કે, આ દરશટાંતનો અરથ અમને
૧૬ કેહે. તારે ઈશુએ કહયું કે, શું હજી સુધી તમે અણ-
૧૭ સમજાુક છો? શું તમે હજી નથી સમજતા કે જે કંઈ
મોહોમાં પેસેછે તે પેટમાં જાએછે, ને સંડાસમાં
૧૮ બાહાર નંખાએછે. પણ જે જે મોહોમાંથી નીકલેછે
તે રદયમાંથી આવેછે, ને તેજ માણસને વટાલેછે.
૧૯ કેમકે ભુંડી કલપનાઓ, હતયાઓ, વીભીચારો, જાર-
કરમો, ચોરીઓ, જાુઠી સાકશીઓ, તથા દુરભાશણો
૨૦ રદયમાંથી નીકલેછે. માણસને જે વટાલેછે તે એજ
છે; પણ અણધોએલે હાથે ખાવું એ માણસને
વટાલતું નથી.

તારે ઈશુ તાંહાંથી નીકલીને શોર તથા સીદોનની ૨૧
સીમમાં ગયો. અને જુઓ, એક કનાની બાચ- ૨૨
ડીએ તે સીમમાંથી આવીને બુમ પાડતાં તેને કહયું
કે, પરભુ, દાવુદના દીકરા, મારા પર દયા કર; મારી
દીકરી ભુતથી બહુ પીડા પામેછે. પણ તેણે તેને ૨૩
કંઈ ઉતર ન દીધું; ને તેના શીશોએ પાસે આવીને
વીનંતી કરતાં તેને કહયું કે, તેને વીદાય કર, કેમકે
તે આપણી પાછલ બુમ પાડેછે. તારે તેને ઉતર ૨૪
દેતાં તેણે કહયું કે, ઈસરાઈલના ઘરનાં ખોવાએલાં
ગેટાંની પાસે હું મોકલાયો છું; બીજાં પાસે નહીં.
પછી તેણે આવીને તેને પગે લાગીને કહયું કે, પરભુ, ૨૫
મારી સહાયતા કર. પણ તેણે ઉતર દેતાં કહયું કે, ૨૬
છઈઆંની રોટલી લઈને કુતરાંને નાંખવી ઠીક નથી.
અને તેણે કહયું કે, ખરૂં, પરભુ, તો પણ કુતરાં ૨૭
પોતાના ધણીઓની મેજ પરથી જે કકડા પડેછે
તેમાંથી ખાએછે. તારે ઈશુએ ઉતર આપતાં તેને ૨૮
કહયું કે, ઓ બાચડી, તારો વીશવાસ મોટો છે, જેવું
તું ચાહેછે તેવું તને થાઓ. અને તેજ ઘડીથી તેની
દીકરી સમી થઈ.
તારે ઈશુ તાંહાંથી નીકલીને ગાલીલના સમુદર પાસે ૨૯
આવયો; ને પાહાડ પર ચહડીને તાંહાં બેઠો. અને ૩૦
બહુ લોકો પાંગલાઓને, આંધલાઓને, મુંગાઓને,
તથા ટુંડાઓને, તથા બીજા ઘણાઓને પોતાની સાથે

લઈને તેની પાસે આવયા, ને તેઓએ ઈશુના પગ
ખાસે તેઓને મુકયા, ને તેણે તેઓને સમા કીધા.
31 એવા કે મુંગાઓને બોલતા, ટુંડાઓને સમા, પાંગ-
લાઓને ચાલતા, ને આંધલાઓને દેખતા જોઈને
લોકો અચરત થયા, ને ઈસરાઈલના દેવને મહીમા
૩૨ આપયો. પછી ઈશુએ પોતાના શીશોને પાસે તેડીને
કહયું કે, આ લોકો પર મને કરૂણા આવેછે, કેમકે
આજ તરણ દાહાડા થયા, તેઓ મારી સાથે રહયા
છે, ને તેઓને ખાવાને કંઈ નથી, ને તેઓને ભુખા
વીદાય કરવાનું હું નથી ચાહાતો, રખે વાટમાં તેઓ
૩૩ નીરઅત થઈજાએ. અને તેના શીશો તેને કેહેછે કે,
આટલા બધા લોકો તરપત થાએ તેટલી રોટલી
૩૪ રાનમાં અમારી પાસે કાંહાંથી? તારે ઈશુ તેઓને
કેહેછે કે, તમારી પાસે કેટલી રોટલી છે? તારે તેઓએ
૩૫ કહયું કે, સાત, ને નાહાંની માછલી થોડીએક છે. તારે
તેણે તે લોકોને ભુંઈ પર બેસવાની આગના કીધી. ને
૩૬ તે સાત રોટલી તથા માછલી લઈ સતુતી કરીને ભાંગી,
ને પોતાના શીશોને આપી, ને શીશોએ પછી લોકોને
૩૭ (પીરશી). તારે સઘલાએ ખાધું, ને તરપત થયા; પછી
છાંડેલા કકડાઓની ભરેલી સાત ટોપલી તેઓએ ઉઠા-
૩૮ વી. અને જેઓએ ખાધું તેઓ બાયડી છઈઆં ઉપરાંત
૩૯ ચાર હજાર પુરૂશ હતા. અને લોકોને વીદાય કીધા પછી
હોડીમાં બેસીને માગદાલીની સીમમાં તે આવયો.

અને ફરેશીઓએ તથા શાદુકીઓએ આવીને ૧૬
તેનું પરીકશણ કરતાં માગચું કે, અમને આકાશથી
નીશાણી દેખાડ? પણ તેણે ઉતર દેતાં તેઓને કહ્યું ૨
કે સાંહાંજ પડેછે તારે તમે કોહોછો કે ઉઘાડ થશે,
કાંજે આકાશ રતુંબડું છે. અને સહવારે (કોહોછો) ૩
કે, આજ ઝડી થશે, કાંજે આકાશ રતુંબડું તથા અંધ-
રાએલું છે. ઢોંગીઓ, તમે આકાશના રૂપ સંબંધી
પરખીજાણોછો ખરા, પણ સમયોની નીશાણી શું
તમે પરખી નથી શકતા? ભુંડી તથા છીનાલ પેહેડી ૪
નીશાણી માગેછે, પણ યોના ભવીશવાદીની નીશાણી
વગર બીજી નીશાણી તેઓને નહીં દેખાડાશે; પછી
તે તેઓને મુકીને ગયો.

અને તેના શીશો પેલે પાર આવચા, પણ રોટલી ૫
લેવાને વીશરીગચા હતા. તારે ઈશુએ તેઓને કહ્યું કે, ૬
ફરેશીઓના તથા શાદુકીઓના ખીરાથી તમે સાવ-
ધાન થાઓ, ને વેગળા રહો. તારે તેઓએ માહોમા ૭
વીચાર કરીને કહ્યું કે, આપણે રોટલી નથી લીધી
માટે (તે એમ કેહેછે). ઈશુએ એ જાણીને તેઓને ૮
કહ્યું કે, અલપવીશવાસીઓ, તમે રોટલી નથી લીધી
તે માટે માહોમા કેમ વીચાર કરોછો? શું હજી સુધી
તમે નથી સમજતા? પાંચ હજાર પુરૂશ સંબંધીની ૯
પાંચ રોટલી, ને તમે કેટલી ટોપલી ઉઠાવી, તેનું શું
સમરણ નથી? વલી ચાર હજાર પુરૂશ સંબંધીની ૧૦

સાત રોટલી, ને તમે કેટલી ટોપલી ઉઠાવી, શું તેનું
૧૧ પણ (સમરણ નથી)? તમે કેમ નથી સમજતા કે,
ફરોશીઓના તથા શાદુકીઓના ખીરા સંબંધી સાવ-
ધાન રેહો, એ જે મે તમને કહયું તે રોટલી સંબંધી
૧૨ નથી કહયું. તારે તેઓ સમજયા કે રોટલીનાં ખીરા
સંબંધી નહીં, પણ ફરોશીઓના તથા શાદુકીઓના
ઉપદેશથી વેગલા રેહેવાનું તેણે કહયું હતું.
૧૩ અને ઈશુએ ફીલપની કાઈશારીની સીમમાં આવીને
પોતાના શીશોને પુછયું કે, હું માણસનો દીકરો કોણ
૧૪ છું, એ વીશે માણસો શું કેહેછે? તારે તેઓએ કહયું
કે, કેટલાએક (કેહેછે) કે, યોહાન બાપતીસમા કર-
નાર છે, ને કેટલાએક કે એલીયા, ને કેટલાએક કે
યરમીઆ, અથવા ભવીશવાદીઓમાંનો એક છે.
૧૫ તે તેઓને કેહેછે, પણ તમે શું કોહોછો? હું કોણ છું?
૧૬ તારે સીમોન પીતરે ઉતર દેતાં કહયું કે, તું જીવતા
૧૭ દેવનો દીકરો ખરીસત છે. અને ઈશુએ ઉતર દેતાં
તેને કહયું કે, સીમોન, બારયોના, તને ધન છે,
કેમકે માંસે તથા લોહીએ નહીં, પણ મારા આકાશ-
૧૮ માંના બાપે તને એ જણાવયું છે. અને હું તને
કહુંછું કે, તું પીતર છે, ને આ પથર પર હું મારી મંડલી
બાંધીશ, ને તેને ઉલટું મરતલોકની દરબારનું જોર
૧૯ નહીં ચાલશે. અને આકાશના રાજની કુંચીઓ હું
તને આપીશ, ને પરથવી પર તું જે કંઈ બાંધશે, તે

આકાશમાં બંધાશે; ને પરથવી પર તું જે છોડશે,
તે આકાશમાં પણ છોડાશે. તારે તેણે પોતાના ૨૦
શીશોને તાકીદથી આગના આપી કે, ઈશુ જે ખરી-
સત તે હું છું, એ તેઓ કોઈને ન કેહે.
તાર પછી ઈશુ પોતાના શીશોને જણાવવા લાગયો ૨૧
કે, મારે યરૂશાલેમમાં જવું, ને વડીલોથી, તથા મુખી
યાજકોથી તથા શાસતરીઓથી ઘણાં સેહેવાં, ને
મારયાજવું, ને તીજે દાહાડે પાછા ઉઠવું જરૂર છે.
તારે પીતર તેને એક ગમ લઈને તેને એવું વારવા ૨૨
લાગયો કે, પરભુ, એ તારાથી દુર રેહે, એ તને નહીં
થશે. પણ તેણે ફરીને પીતરને કહયું કે, શેતાન, ૨૩
મારી પછવાડે જા; તું મને ઠોકર ખવડાવનાર છે;
કેમકે દેવની (વાતો પર) નહીં, પણ માણસોની
(વાતો પર) તું ચીત લગાડેછે. તારે ઈશુએ પોતાના ૨૪
શીશોને કહયું કે, જો કોઈ મારી પાછલ આવવા ચાહે,
તો તેણે પોતાને નકારવો, ને પોતાનો વધસથંભ
ઉંચકી લઈને મારી પાછલ આવવું. કેમકે જે કોઈ ૨૫
પોતાનો જીવ બચાવવા ચાહેછે, તે તેને ખોશે;
પણ જે કોઈ મારે લીધે પોતાનો જીવ ખોશે, તે તેને
બચાવશે. કાંજે જો માણસ આખું જગત મેલવશે, ૨૬
ને પોતાના જીવની હાની પામશે, તો તેને શો
લાભ થશે? અથવા માણસ પોતાના જીવને બદ-
લે શું આપશે? કેમકે માણસનો દીકરો પોતાના ૨૭

બાપના મહીમાએ પોતાના દુતો સુધાં આવશે;
ને તારે પરતીએકને તેનાં કામ પરમાણે ભરીઆ-
૨૮ પશે. હું તમને ખચીત કહુંછું કે હીઆં જે ઉભા છે
તેઓમાંના કેટલાએક એવા છે કે માણસના દીકરાને
પોતાના રાજમાં આવતો દેખશે તાંહાં સુધી મરણ
પામશે નહીં.

૧૭ અને છ દાહાડા પછી ઈશુએ પીતરને તથા
યાકુબને તથા તેના ભાઈ યોહાનને સાથે લીધા, ને
તે તેઓને એક ઉંચા પાહાડ પર એકાંત લઈગયો.
૨ અને તેઓની આગલ તેનું રૂપાંતર થયું, એટલે તેનું
મોહો સુરજના જેવું તેજસવી થયું, ને તેનાં લુગડાં
૩ અજવાલાના જેવાં ઉજલાં થયાં. તારે જુઓ,
મુસા તથા એલીયા તેની જોડે વાત કરતા તેઓને
૪ દેખાયા. તારે પીતરે બોલતાં ઈશુને કહયું કે, પરભુ,
આપણે હીઆં રેહેવું શારૂં છે, જો તારી મરજી હોએ
તો હીઆં અમે તરણ માંડવા બનાવીએ, એક તારે
કાજે, ને એક મુસાને કાજે, ને એક એલીયાને કાજે.
૫ તે કેહેતો હતો એટલામાં જુઓ, એક ચલકતી વાદ-
લીએ તેઓ પર છાયા કીધી; ને જુઓ, વાદલી-
માંથી વાણીએ કહયું કે, એ મારો વાહાલો દીકરો
છે, એના પર હું બહુ પરસન છું; એનું તમે શાંભલો.
૬ અને શીશો એ શાંભલીને ઉંધા પડીગયા, ને ઘણા
૭ બીધા. તારે ઈશુએ પાસે આવીને તેઓને અડકીને

કહયું કે, ઉઠો, ને બીહો મા. તારે તેઓએ પોતાની ૮
આંખો ઉંચી કરીને એકલા ઈશુ વીના કોઈને દીઠો
નહીં. અને તેઓ પાહાડ પરથી ઉતરતા હતા, તારે ૯
ઈશુએ તેઓને આગના દેતાં કહયું કે, માણસનો
દીકરો મરીગએલાંઓમાંથી પાછો ઉઠે તાંહાં સુધી
આ જે તમે દીઠું તે કોઈને ન કેહેતા. તારે તના ૧૦
શીશોએ તેને પુછતાં કહયું કે, શાસતરીઓ કેમ કેહેછે
કે, એલીયાએ પેહેલાં આવવું જોઈએ; અને ઈશુએ ૧૧
ઉતર દેતાં તેઓને કહયું કે, એલીયા પેહેલો આવશે
ખરો, ને સઘલાંનું પુનરસથાપન કરશે; પણ હું ૧૨
તમને કહુંછું કે, એલીયા આવીચુકયો છે, ને તેઓએ
તેને ન ઓલખયો, પણ જે કંઈ તેઓએ ચાહયું તે
તેને કીધું; તેમજ માણસનો દીકરો પણ તેઓથી
(દુઃખ) સેહેશે. તારે શીશો સમજયા કે યોહાન ૧૩
બાપતીસમા કરનાર સંબંધી તે તેઓને કેહેતો હતો.

અને તેઓ ભીડની પાસે આવયા, તારે એક ૧૪
માણસે તેની પાસે આવીને તેની આગલ ઘુંટણીએ
બેસીને કહયું કે, પરભુ, મારા દીકરા પર દયા કર, ૧૫
કાંજે તે દીવાનો છે, ને ઘણી પીડા સેહેછે; કેમકે તે
વારંવાર અગનીમાં, ને વારંવાર પાણીમાં પડેછે.
અને તેને હું તારા શીશોની પાસે લાવયો હતો, પણ ૧૬
તેઓ તેને સમો કરી ન શકયા. તારે ઈશુએ ઉતર ૧૭
દેતાં કહયું કે, ઓ અવીશવાસી તથા કુમારગી પેહેડી,

કાંહાં સુધી હું તમારી સાથે રહીશ? કાંહાં સુધી હું
૧૮ તમારૂં સહીશ? તેને મારી પાસે હીઆં લાવો. પછી
ઈશુએ તે ભુતને ધમકાવ્યું; ને તે તેમાંથી નીકલ્યું;
૧૯ ને બાલક તેજ ઘડીથી સામું થયું. તારે શીશોએ એકાંત
ઈશુ પાસે આવીને કહ્યું કે, અમે તેને કેમ કાહાડી
૨૦ ન શકયા? તારે ઈશુએ તેઓને કહ્યું કે, તમારા
અવીશવાસને લીધે; કેમકે હું તમને ખચીત કહુંછું
કે, તમને પીલુના દાણા જેટલો વીશવાસ હોએ તો
તમે આ પાહાડને કેહેશોકે તું હીઆંથી તાંહાં ખસીજા,
ને તે ખસેડાશે; ને તમને કંઈ અશકય થશે નહીં.
૨૧ પણ પરારથના તથા ઉપવાસ વગર એ જાત નીક-
૨૨ લતી નથી. અને તેઓ ગાલીલમાં ફરતા હતા તારે
ઈશુએ તેઓને કહ્યું કે, માણસનો દીકરો માણસોના
૨૩ હાથમાં સોંપાશે; પછી તેઓ તેને મારીનાંખશે,
ને તરીજે દાહાડે તે પાછો ઉઠશે. તારે તેઓ બહુ
દલગીર થયા.

૨૪ અને તેઓ કાપરનાહુમમાં આવયા, તારે કર લેના-
રાઓએ પીતરની પાસે આવીને કહ્યું કે, શું તમારો
ઉપદેશક કરનું નાણું નથી આપતો? તેણે કહ્યું કે,
૨૫ હા (આપેછે). અને ઘરમાં તે આવયો તારે તેના
બોલવા અગાઉ ઈશુએ કહ્યું કે, સીમોન, તને શું
લાગેછે, પરથવીના રાજા કોણથી દાન અથવા કર
લેછે? પોતાના દીકરાઓ પાસેથી કે પારકાંઓથી?

પીતરે તેને કહયું કે, પારકાંઓથી. ઈશુએ તેને કહયું, ૨૬
તારે દીકરાઓ તો છુટા છે. તો પણ આપણે તેઓને ૨૭
ઠોકર ન ખવાડીએ માટે તું સમુદરની પાસે જઇને
ગલ નાંખ; ને જે માછલી પેહેલી આવે તે પકડીલે,
ને તેનું મોહો ઉઘાડયા પર તને રૂપીઓ મલશે, તે
લઈને મારે ને તારે સારૂ તેઓને આપ.

તેજ વેલા શીશોએ ઈશુની પાસે આવીને ૧૮
કહયું કે, આકાશના રાજમાં મોટું કોણ છે? તારે ૨
ઈશુએ એક બાલકને પાસે તેડીને તેને તેઓની વચ્ચે
રાખયું, અને કહયું કે, હું તમને ખચીત કહુંછું કે, જો ૩
તમે બદલાઓ નહીં, ને બાલકોના સરખા થાઓ
નહીં, તો આકાશના રાજમાં તમે નહીંજ પેસશો.
માટે જે કોઈ પોતાને આ બાલકના સરખું લીન કરશે, ૪
તેજ આકાશના રાજમાં મોટું છે. જે કોઈ મારે નામે ૫
એવાં એક બાલકને અંગીકાર કરેછે, તે મને અંગીકાર
કરેછે. પણ જે નાહાંનાઓ મારા પર વીશવાસ ૬
કરેછે, તેઓમાંના એકને જે કોઈ ઠોકર ખવડાવશે તે
કરતાં તેને એ શારૂ છે કે ઘંટીનું પડ તેની કોટે બંધાએ,
ને તે સમુદરનાં ઊંડાણમાં ડુબાડાએ. ઠોકરોને લીધે ૭
જગતને અફસોસ છે; ઠોકરો આવવાનું અગત તો
છે, પણ જે માણસથી ઠોકર આવેછે તેને અફસોસ છે.
માટે જો તારો હાથ અથવા તારો પગ તને ઠોકર ૮
ખવડાવેછે, તો તેને કાપીનાંખીને તારી પાસેથી ફેંકીદે;

તારા બે હાથ અથવા બે પગ છતાં તું અનંત અગ-
નીમાં નંખાએ, એ કરતાં લંગડો, અથવા ટુંડો થઈ
૯ જીવનમાં પેસવું તને શારૂં છે. અને જો તારી આંખ
તને ઠોકર ખવડાવેછે, તો તેને કાહાડીનાંખીને તારી
પાસેથી ફેંકીદે; તારી બે આંખ છતાં તું નરકના અગ-
નીમાં નંખાએ, એ કરતાં કાણો થઈ જીવનમાં પેસવું
૧૦ તને શારૂં છે. આ નાહાંનાઓમાંના એકને તમે ન
વખોડો માટે સાવધાન રેહો, કાંજે હું તમને કહુંછું કે
આકાશમાં તેઓના દુત મારા આકાશમાંના બાપનું
૧૧ મોહો સદા જોએછે. કેમકે જે ખોવાએલું તેને બચા-
૧૨ વવાને માણુસનો દીકરો આવયો છે. તમે શું ધારોછો,
જો કોઈ માણુસને શો ગેટાં હોએ, ને તેમાંથી એક
ભુલું પડે, તો શું નવાણુંને પાહાડ પર મુકીને તે ભુલા
૧૩ પડેલાને શોધવા જશે નહીં? અને જો તે તેને જડે
તો હું તમને ખચીત કહુંછું કે, જે નવાણું ભુલાં પડેલાં
ન હતાં, તેઓ કરતાં તેના પર તે વતો હરખાએછે.
૧૪ એમ આ નાહાંનાઓમાંથી એકનો નારા થાએ, એવી
તમારા આકાશમાંના બાપની ઈછા નથી.

૧૫ વળી જો તારો ભાઈ તારો અપરાધી થાએ, તો તું
જા, ને તું ને તે એકઠા થઈને તેને તેનો દોશ કેહે;
જો તે તારૂં શાંભલે, તો તેં તારા ભાઈને મેલવી-
૧૬ લીધો છે. પણ જો તે ન શાંભલે, તો એક બે જાણ
બીજા તારી સાથે લે, એ માટે કે હરેક વાત બે

અથવા તરણ શાહેદીનાં મોહોથી સાબીત થાએ.
અને જો તે તેઓનું ન માને, તો મંડલીને કેહે, ને જો ૧૭
મંડલીનું પણ તે ન માને તો તેને વીદેશી તથા દાણીના
જેવો ગણ. હું તમને ખચીત કહુંછું કે જે કંઈ તમે ૧૮
પરથવી પર બાંધશો, તે આકાશમાં બંધાશે; ને જે
કંઈ તમે પરથવી પર છોડશો, તે આકાશમાં છોડાશે.
વલી હું તમને કહુંછું કે જો પરથવી પર તમારામાંના ૧૯
બે કંઈ પણ વાત સંબંધી એક ચીતના થઈને માગશે,
તો મારા આકાશમાંના બાપથી તેઓને સારૂ તે
કરાશે. કેમકે જાંહાં બે અથવા તરણ મારે નામે ૨૦
એકઠા થએલા હોએ તાંહાં તેઓની વચમાં હું છું.
તારે પીતરે તેની પાસે આવીને કહયું કે, પરભુ, ૨૧
મારો ભાઈ મારે ઉલટા કેટલા અપરાધ કરે, ને હું
તેને માફ કરૂં? શું સાત વાર સુધી? ઈશુએ તેને ૨૨
કહયું કે, સાત વાર સુધીનું હું તને નથી કેહેતો, પણ
સીતેર ગણી સાત વાર સુધી.
એ માટે આકાશનું રાજ એક રાજાના સરખું છે, ૨૩
જેણે પોતાના ચાકરોથી હીસાબ લેવા ચાહયો. અને ૨૪
તે હીસાબ લેવા લાગયો, તારે દશ હજાર તાલંતનો
એક રૂણી તેની પાસે લવાયો. પણ વાલવાનું તેની ૨૫
પાસે ન છતાં, તેના શેઠે આગના કીધી કે તે તથા
તેની બાઈડી તથા તેનાં છઈઆં તથા જે સઘલું તેનું
હતું, તે વેચાએ, ને રૂણ વલાએ. એ માટે તે ચાકરે ૨૬

તેને પગે લાગીને વીનંતી કરતાં કહયું કે, સાહેબ,
૨૭ ધીરજ રાખ, ને હું તારૂં બધું વાલીશ. તારે તે ચાક-
રના શેઠે કરૂણા કરીને તેને મુકીદીધા, ને રૂણ તેને
૨૮ માફ કીધું. પણ તેજ ચાકરે બાહાર જઈને પોતાના
સાથી ચાકરોમાંના એકને દીઠો જે તેના શો દીનારનો
રૂણી હતો, તારે તેણે તેનો ટોટો પકડીને કહયું કે,
૨૯ તારા પર જે મારૂં લેહેણું છે તે વાલ. તારે તેના
સાથી ચાકરે તેને પગે લાગીને તેની વીનંતી કરતાં
કહયું કે, ધીરજ રાખ, ને હું તારૂં સઘલું વાલીશ.
૩૦ તો પણ તેણે માનયું નહીં,પણજઈને તે રૂણ તે વાલે
૩૧ તાંહાં લગી તેને કેદખાનામાં નાંખયો. તારે જે જે
થયું તે તેના સાથી ચાકરો જોઇને ઘણા દલગીર
થયા, ને તેઓએ જઈને જે થયું તે બધું પોતાના
૩૨ શેઠને કહયું. તારે તેના શેઠે પાસે તેડીને તેને કહયું
કે, દુશટ ચાકર, તેં મારી વીનંતી કીધી, માટે મે તને
૩૩ તે બધું લેહેણું માફ કીધું. મે તારા પર જેવી કરૂણા
કીધી તેવી કરૂણા શું તને પણ તારા સાથી ચાકર
૩૪ પર કરવી ઘટાસ્થ ન હતી? અને તેના શેઠે ગુશે થઈને
તેનું બધું રૂણ વાલે તાંહાં સુધી શીકશા આપનારા-
૩૫ ઓને તેને સોંપયો. એ પરમાણે જો તમે પોત
પોતાના ભાઈઓના અપરાધ પોતાના અંતઃકરણથી
માફ નથી કરતા, તો મારો આકાશમાંનો બાપ પણ
તમને એમજ કરશે.

અને ઈશુએ એ વાતો પુરી કીધી, તારે એમ ૧૯
થયું કે ગાલીલથી તે નીકલયો, ને યરદનને પેલે
પારની યહુદાની સીમોમાં આવયો. અને અતી ૨
ઘણા લોક તેની પાછલ ગયા, ને તાંહાં તેણે તેઓને
સમા કીધા.

અને ફરેશીઓએ તેની પાસે આવીને તેનું પરી- ૩
ક્શાણ કરતાં તેને કહયું કે, શું હરેક કારણથી માણસને
પોતાની બાઈએરને મુકીદેવી ઉચીત છે? અને તેણે ૪
ઉતર દેતાં તેઓને કહયું કે, શું તમે એ નથી વાંચયું
કે જેણે આરંભથી તેઓને ઉતપંન કીધાં તેણે તેઓને
નરનારી ઉતપંન કીધાં; અને કહયું કે, એ માટે ૫
માણસ પોતાનાં માબાપને મુકશે, ને પોતાની
બાઈએર સાથે મલયો રેહેશે, ને તે બંનો એક દેહ
થશે. એ માટે હવેથી તેઓ બે નથી, પણ એક દેહ
છે. માટે દેવે જે જોડયું છે તેને માણસે જાુદું ન ૬
પાડવું. તેઓ તેને કેહેછે કે, મુસાએ એવી આગના ૭
કેમ આપી કે ફારગતી આપીને તેને મુકીદેવી. તે ૮
તેઓને કેહેછે કે મુસાએ તમારા હ્રદયની કઠણના માટે
તમને પોતપોતાની બાઈએરો મુકવા દીધી, પણ
આરંભથી એવું ન હતું. અને હું તમને કહુંછું કે વીભી- ૯
ચારના કારણ વગર જે કોઈ પોતાની બાઈએરને મુકી-
દેશે, ને બીજીને પરણશે, તે વીભીચાર કરેછે, ને તે
મુકીદીધેલી જોડે જે પરણેછે, તે વીભીચાર કરેછે. તેના ૧૦

શીશ્યો તેને કેહેછે કે, જો બઈએર સંબંધી પુરૂશનો
૧૧ એવો હાલ છે, તો પરણવું શારૂં નથી. તારે તેણે
તેઓને કહયું કે, સધલાથી તે વચન પલાતું નથી,
૧૨ પણ જેઓને આપેલું છે તેઓથીજ. કેમકે કેટલાએક
ખોજા છે કે જેઓ માના પેટમાંથીજ એવાજ જન-
મયા; ને કેટલાએક ખોજા છે કે જેઓને માણસોએ
ખોજા બનાવયા; ને કેટલાએક ખોજા છે કે જેઓ-
એ આકાશના રાજને લીધે પોતાને ખોજા કીધા;
જે પાલી શકેછે તે પાલે.
૧૩ તારે બાલકો તેની પાસે લવાયાં, એ માટે કે તે
તેઓ પર હાથ મુકીને પરારથના કરે, પણ શીશ્યોએ
૧૪ તેઓને ધમકાવયા. માટે ઈશુએ કહયું કે, બાલકોને
મારી પાસે આવવાદો, ને તેઓને વારો મા, કેમકે
૧૫ આકાશનું રાજ એવાઓનુંજ છે. પછી તે તેઓ પર
હાથ મુકીને તાંહાંથી ગયો.
૧૬ અને જુઓ, કોઈએક પાસે આવીને તેને કહયું કે,
ઉતમ ઉપદેશક, જીવન પામવા સારૂ હું શું શારૂં કરૂં?
૧૭ તારે તેણે તેને કહયું, તું કેમ મને ઉતમ કેહેછે? એક
જે દેવ, તે વગર ઉતમ કોઈ નથી; પણ જો તું જીવ-
૧૮ નમાં પેસવા ચાહેછે, તો આગનાઓ પાલ. તે તેને
કેહેછે કે, કહી કહી? તારે ઈશુએ કહયું કે, તું હતયા
ન કર, તું વીભીચાર ન કર, તું ચોરી ન કર, તું જુઠી
૧૯ સાકશી ન પુર; પોતાનાં માબાપને માન આપ, ને

પોતાના પડોશી પર પોતાના જેવી પરીતી કર. તે ૨૦
જુવાન તેને કેહેછે કે, એ બધાં મે મારાં નાહાંન-
પણથી પાલચાં છે, હવે હું શા સંબંધી અધુરો છું?
ઈશુએ તેને કહયું કે, જો તું પુરો થવા ચાહેછે, તો ૨૧
જઈને જે કંઈ તારૂ છે તે વેચીનાંખ, ને દરીદરીઓને
આપીદે, ને આવીને મારી પાછલ ચાલ, એટલે આકા-
શમાં તને દરવ મલશે. પણ તે જુવાન એ વાત ૨૨
શાંભલી દલગીર થઈને ચાલયો ગયો, કેમકે તેની
મીલકત ઘણી હતી.
તારે ઈશુએ પોતાના શીશોને કહયું કે, હું તમને ૨૩
ખચીત કહુંછું કે દરવવાનને આકાશના રાજમાં પેસવું
કઠણ છે. વલી હું તમને કહુંછું કે દરવવાનને દેવના ૨૪
રાજમાં પેસવા કરતાં સોએના નાકામાંથી ઊંટને જવું
સેહેલ છે. તારે તેના શીશો એ શાંભલીને ઘણા ૨૫
અંચરત થયા, ને કહયું, તો કોણ તારણ પામીશકે?
પણ ઈશુએ તેઓની સામું જોઈને કહયું કે માણસોથી ૨૬
એ થઈ નથી શકતું, પણ દેવથી સઘલાં થઈશકેછે.
તારે પીતરે ઉતર દેતાં તેને કહયું, જોજે અમે બધું ૨૭
મુકીને તારી પાછલ ચાલીએછઈએ, માટે અમને શું
મલશે? અને ઈશુએ તેઓને કહયું, હું તમને ખચીત ૨૮
કહુંછું કે જારે પુનરૂતપતીમાં માણસનો દીકરો પોતાના
મહીમાના રાજાસન પર બેસશે, તારે તમે મારી
પાછલ આવનારા, ઈસરાઈલનાં બારે કુલનો નયાય

૨૯ કરતાં બાર રાજાસનો પર બેસશો. અને જે કોઈ-
એ ઘરોને, કે ભાઈઓને, કે બેહેનોને, કે બાપને,
કે માને, કે બઈએરને, કે છોકરાંને, કે ખેતરોને; મારાં
નામને લીધે મુકીદીધાં છે, તે સોગણા પામશે, ને
૩૦ અનંત જીવનમાં વારસો પામશે. પણ ઘણા જે
પેહેલા, તેઓ છેલા થશે; ને જે છેલા, તેઓ
પેહેલા થશે.

૨૦ કેમકે આકાશનું રાજ એક ઘરબારીના સરખું
છે, જે પોતાની દરાખવાડીને સારૂ મજુરો પઠવાને
૨ મળશકામાં બાહાર ગયો. અને તેણે મજુરોની
સાથે રોજનું એક દીનાર પઠીને પોતાની દરાખવા-
૩ ડીમાં તેઓને મોકલ્યા. અને પોહોર દાહાડો
ચહડતે બાહાર જઈને તેણે ચકલા પર બીજાઓને
૪ નવરા ઉભા રેહેલા દીઠા. અને તેણે તેઓને કહ્યું,
કે તમે પણ દરાખવાડીમાં જાઓ, ને જે કંઈ જોગ
૫ હશે, તે હું તમને આપીશ; તારે તેઓ ગયા. વલી
બપોરે તથા તરીજે પોહોરે બાહાર જઈને તેણે તેજ
૬ પરમાણે કીધું. અને અગીઆરમી હોરાએ પણ
તેણે બાહાર જઈને બીજાઓને નવરા ઉભા રેહેલા
દીઠા; તારે તે તેઓને કેહેછે, કે આખો દાહાડો તમે
૭ કેમ હીઆં નવરા ઉભા રેહોછો? તેઓ તેને કેહેછે, કે
કોઈએ અમને વેતને રાખ્યા નથી તે માટે; તે
તેઓને કેહેછે, કે તમે પણ દરાખવાડીમાં જાઓ, ને

જે કંઈ જોગ હશે, તે તમે પામશો. અને સાંહાંજ ૮
પડયા પર દરાખવાડીનો ધણી પોતાના કારભારીને
કેહેછે કે મજુરોને બોલાવ, ને છેલાથી માંડીને પેહેલા
સુધી તેઓનું વેતન આપ. અને જેઓ અગીઆ- ૯
રમી હોરાએ આવયા હતા, તેઓને એક દીનાર
પરમાણે મલયું. પછી જેઓ પેહેલા તેઓ આવીને ૧૦
ધારતા હતા કે અમને વતું મલશે, ને તેઓને પણ
એક દીનાર પરમાણે મલયું. તારે તે લઈને તેઓએ ૧૧
ઘરધણી પર કચકચ કરતાં કહયું, કે આ પાછલાઓએ ૧૨
એકજ હોરા કામ કીધું, તો પણ આખા દીવસનો
તડકો તથા બોજોના સહન કરનાર અમારી બરોબર
તેં તેઓને કીધા. તારે તેણે તેઓમાંના એકને ઉતર ૧૩
દેતાં કહયું કે મીતર, હું તારા પર અજોગ નથી કરતો;
શું તેં મારી સાથે એક દીનાર પઠયું ન હતું? તારૂં ૧૪
લઈને ચાલયોજા; પણ જેમ તને તેમ આ છેલાને
પણ હું આપીશ. જે મારૂં છે તેને મારી ઈછા પરમાણે ૧૫
વાપરવાને શું મને ઉચીત નથી? હું સારો છું માટે શું
તારી આંખ ભુંડી છે? એમ જે છેલા તે પેહેલા; ને ૧૬
જે પેહેલા તેઓ છેલા થશે; કેમકે તેડેલા ઘણા છે;
પણ પસંદ કરેલા થોડા છે.

અને ઈશુએ યરૂશાલેમમાં જતાં, રસતે બારે ૧૭
શીશોને એકાંત લઈજઈને તેઓને કહયું કે જુઓ, ૧૮
આપણે યરૂશાલેમમાં જઈએછઈએ, ને માણસનો

દીકરો મુખી યાજકોને તથા શાસતરીઓને પરસવા-
ધીન કરશે, ને તેઓ તેના પર મરણદંડ ઠરાવશે.
૧૯ અને ઉપહાસ કરાવવાને, તથા કોરડા મરાવવાને,
તથા વધસથંભે જડાવવાને તેઓ તેને વીદેશીઓને
સોંપશે; ને તરીજે દાહાડે તે પાછો ઉઠશે.
૨૦ તારે જબ્બીદીના દીકરાઓની માએ પોતાના દીક-
રાઓની સાથે તેની પાસે આવીને પગે લાગતાં તેની
૨૧ પાસે કંઈ માગયું. અને તેણે તેને કહયું કે તું શું
ચાહેછે? તે તેને કેહેછે કે તારા રાજમાં મારા આ બે
દીકરાને, એકને તારી જમણી ગમ, ને બીજાને તારી
૨૨ ડાબી ગમ બેસવાનું કેહે. પણ ઈશુએ ઉતર દેતાં
કહયું, કે તમે જે માગોછો તે તમે સમજતા નથી;
જે વાટકો હું પીનાર છું તે પીવાને, તથા જે બાપતી-
સમા હું લેનાર છું તે બાપતીસમા લેવાને શું તમે
સમરથ છો? તેઓ તેને કેહેછે કે હા, અમે સમરથ
૨૩ છઈએ. પછી તે તેઓને કેહેછે કે તમે મારો વાટકો
તો પીશો, ને જે બાપતીસમા હું લેનાર છું, તે તમે
લેશો ખરા; પણ જેઓને સારૂ મારા બાપથી ઠરા-
વાયું છે તેઓ વગર બીજાઓને મારી જમણી ગમ,
૨૪ ને ડાબી ગમ બેસવા દેવું એ મારૂં નથી. અને દશે
એ શાંભલયું તારે એ બે ભાઈ પર તેઓ ગુશે થયા.
૨૫ પણ ઈશુએ તેઓને પાસે તેડીને કહયું, કે તમે
જાણોછો કે વીદેશીઓના રાજાઓ તેઓ પર અધી-

કાર ચલાવેછે, ને જે મોહોટા છે તેઓ એઓના
પર અધીકાર કરેછે. પણ તમારામાં એવું ન થાઓ; ૨૬
પણ તમારામાં જો કોઇ મોહોટો થવા ચાહે, તો તે
તમારો સેવક થાઓ; અને જો કોઈ તમારામાં ૨૭
મુખી થવા ચાહે, તો તે તમારો દાસ થાઓ. જેમ ૨૮
માણસનો દીકરો સેવા કરાવવાને નહીં, પણ સેવા
કરવાને, તથા ઘણા લોકની ખંડણીને સારૂ પોતાનો
જીવ આપવાને આવયો છે.

અને તેઓ યરીખોથી જતા હતા, તારે અતી ૨૯
ઘણા લોક તેની પાછલ આવયા. અને જુઓ, બે ૩૦
આંધલા રસતાની કોરે બેઠા હતા, તેઓએ ઈશુનું
પાસેથી જવાનું શાંભલીને બુમ પાડતાં કહયું કે
પરભુ દાવુદના દીકરા, અમારા પર દયા કર. અને ૩૧
તેઓ મુગા રેહે માટે લોકે તેઓને ધમકાવયા,
પણ તેઓએ વતી બુમ પાડતાં કહયું કે પરભુ,
દાવુદના દીકરા, અમારા ઉપર દયા કર. તારે ઈશુએ ૩૨
ઉભા રહીને તેઓને તેડીને કહયું, કે હું તમારે વાસતે
શું કરૂં, તમારી શી ઈછા છે? તેઓ તેને કેહેછે કે ૩૩
પરભુ, અમારી આંખો ઉઘડીજાઓ. તારે ઈશુ દયા ૩૪
કરીને તેઓની આંખોને અડકયો, ને તરત તેઓની
આંખો દેખતી થઈ; ને તેઓ તેની સાથે ગયા.

અને, જારે તેઓ યરૂશાલેમ પાસે પોહોંચયા,૨૧
ને જઈતુનના પાહાડ પાસે બેથફાગેમાં આવયા,

તારે ઈશુએ બે શીશને મોકલતાં કહ્યું કે તમે
૨ સામાના ગામમાં જાઓ, ને બાંધેલી એક ગધેડી
તથા તેની જોડે બચ્ચું તરત દેખશો; તેઓને છોડીને
૩ મારી પાસે લાવો. અને જો કોઈ તમને કંઈ કેહે,
તો તમે કોહો, કે પરભુને એઓનું અગત છે, એટલે
૪ તે તેઓને લાગલો મોકલી દેશે. એ બધું એ માટે
થયું કે ભવીશવાદીએ જે કહ્યું હતું તે પુરૂં થાએ,
૫ કે "શીઓનની દીકરીને એમ કોહો, કે જો, તારો રાજા
રાંકડો, ને ગધેડા પર, એટલે બોજ લઈજનાર ગધે-
૬ ડાના બચ્ચા પર, બેઠેલો તારી પાસે આવેછે." તારે
શીશોએ જઈને ઈશુએ તેઓને જેવી આગના
૭ કીધી હતી તેવું કીધું; એટલે તે ગધેડીને બચ્ચા સુધાં
આણી, પછી તેઓએ પોતાનાં લુગડાં તેઓ પર
૮ નાંખીને તેને તેઓ પર બેસાડયો. અને અતી
ઘણા લોકે પોતાનાં લુગડાં રસતામાં પાથરયાં, ને
બીજાઓએ ઝાડો પરથી ડાલીઓ કાપીને રસ-
૯ તામાં પાથરી. અને આગલ ચાલનાર તથા પાછલ
આવનાર લોકે બુમ પાડતાં કહ્યું, કે દાવુદના
દીકરાને હોશાંના, પરભુને નામે જે આવેછે તે આશી-
૧૦ રવાદીત છે; સહુથી ઊંચામાં હોશાંના. અને યરૂ-
શાલેમમાં તે આવયો તારે આખા નગરે ખભલીને
૧૧ કહ્યું કે એ કોણ છે? તારે લોકે કહ્યું, કે ઈશુ
ભવીશવાદી જે ગાલીલના નાજારેથનો તે એ છે.

પછી ઈશુ દેવના મંદીરમાં ગયો, ને મંદીરમાં જે ૧૨
વેચાતું આપતા હતા, તથા જે વેચાતું લેતા હતા, તે
સરવને તેણે બાહાર કાહાડયા; ને નાણાવટીઓના
બાજટ, તથા ખબુતર વેચનારાઓનાં આસનો,
ઉલટાવીનાંખયાં. અને તેઓને કહયું, કે "મારૂં ૧૩
ઘર પરારથનાનું ઘર કેહેવાશે," એમ લખેલું છે, પણ
તમે એને ચોરોનું કોતર કીધું છે. પછી આંધલા તથા ૧૪
લંગડા તેની પાસે મંદીરમાં આવયા, ને તેણે તેઓને
સમા કીધા. અને જે ચમતકાર તેણે કીધા, તથા ૧૫
મંદીરમાં છોકરાંઓ મોહોટે ઘાંટે દાવુદના દીકરાને
હોશાંના કેહેતાં હતાં, એ જારે મુખય યાજકોએ તથા
શાસતરીઓએ દીઠું, તારે બહુ ખુશે થયા. અને તેને ૧૬
કહયું, કે એઓ શું કેહેછે, તે શું તું શાંભલેછે? તારે
ઈશુ તેઓને કેહેછે, કે હા, "બાલકોના તથા ધાવ-
ણાઓના મોહોથી તેં સતુતી પુરી કરાવી છે," એ શું
તમે કદી નથી વાંચયું? પછી તે તેઓને મુકીને ૧૭
નગર બાહાર બેથાનીઆમાં ગયો, ને તાંહાં તેણે
વાસો કીધો.

અને સહવારે તે પાછો નગરમાં આવતો હતો ૧૮
તારે ભુખયો થયો. અને એક અંજીરીને રસતા પર ૧૯
જોઈને તે તેની પાસે આવયો, પણ એકલાં પાતરાં
વગર તેણે તે પર કંઈ ન જોઈને તેને કહયું, કે હવેથી
તારા પર કદી ફલ ન લાગો; ને તેજ વેલા તે અંજીરી

૨૦ શુકાઈગઈ. અને એ જોઈને શીશો અચરત થઈને
૨૧ બોલ્યા કે અંજીરી કેવી એકદમ શુકાઈગઈ. તારે
ઈશુએ ઉતર દેતાં તેઓને કહ્યું, કે હું તમને ખચીત
કહુંછું, જો તમને વીશવાસ હોએ ને સંદેહ ન આવે
તો તમે આ અંજીરીને જે કીધું તેજ એકલું તમે નહીં
કરશો, પણ જો તમે આ પાહાડને કેહેશો, કે તું અહે-
૨૨ ડાઈ જા ને સમુદરમાં પડીજા, તો તેમજ થશે. અને
જે કંઈ તમે વીશવાસ રાખીને પરારથનામાં માગશો,
તે સઘળું પામશો.
૨૩ પછી મંદીરમાં તે આવીને ઉપદેશ કરતો હતો, તારે
મુખી યાજકોએ તથા લોકોના વડીલોએ તેની
પાસે આવીને કહ્યું, કે તું કયા અધીકારથી એ કામો
૨૪ કરેછે? ને એ અધીકાર તને કોણે આપયો? તારે
ઈશુએ ઉતર દેતાં તેઓને કહ્યું, કે હું પણ તમને
એક વાત પુછુંછું, તે જો તમે કેહેશો તો હું કયા અધી-
૨૫ કારથી એ કામો કરૂંછું, તે પણ તમને કહીશ. યોહા-
નનું બાપતીશમા કાંહાંથી થયું? આકાશથી કે
માણસોથી? તારે તેઓએ માહોમા વીચારીને કહ્યું,
જો આપણે કહીએ કે આકાશથી, તો તે આપણને
કેહેશે, કે તારે તમે તેના પર કેમ વીશવાસ કીધો
૨૬ નહીં? અને જો આપણે કહીએ કે માણસોથી, તો
લોકથી આપણે બીહીએછઈએ, કાંજે યોહાનને
૨૭ ભવીશવાદી જેવો સહુ માનેછે. પછી તેઓએ

ઈસુને ઉતર દેતાં કહયું, કે અમે નથી જાણતા. તારે
તેણે તેઓને કહયું, કે હું કયા અધીકારથી એ કામો
કરૂંછું તે હું પણ તમને નથી કેહેતો. પણ તમે શું ૨૮
ધારોછો? એક જણને બે દીકરા હતા, ને તેણે
પેહેલા પાસે આવીને કહયું, કે દીકરા, તું આજ મારી
દરાખવાડીમાં જઈને કામ કર. તારે તેણે ઉતર દેતાં ૨૯
કહયું, કે મારી ઈછા નથી; તો પણ પછી તે પસતા-
ઈને ગયો. અને બીજા પાસે આવીને તેણે તેમજ ૩૦
કહયું. તારે તેણે ઉતર દેતાં કહયું, સાહેબ, હું જાઉંછું,
તો પણ તે ગયો નહીં. તો તે બંનોમાંથી કોણે ૩૧
બાપની ઈછા પુરી કીધી? તેઓ તેને કેહેછે કે પેહેલાએ.
ઈશુ તેઓને કેહેછે, કે હું તમને ખચીત કહુંછું કે
દાણીઓ તથા કશબેણો તમારી અગાઉ દેવના
રાજમાં જાએછે. કેમકે યોહાન નયાયને મારગે ૩૨
તમારી પાસે આવયો, તો પણ તમે તેના ઉપર
વીશવાસ ન કીધો; પણ દાણીઓએ તથા કશબે-
ણોએ તેના પર વીશવાસ કીધો; ને એ જોયા
પછી પણ તમે તેના પર વીશવાસ કરવા સારૂ પસ-
તાયા નહીં.

તમે એક બીજું દરશટાંત શાંભળો. એક ધર- ૩૩
બારી હતો જેણે દરાખવાડી રોપી, ને તેની આસ-
પાસ વાડ કીધી, ને તેમાં કુંડ ખોદીને કીધો, ને માળો
બનાવયો, ને ખેડુતોને તે ઇજારે આપી, ને પરદે-

૩૪ શંમાં ગયો. અને ફલની રૂતુ આવી તારે તેણે પોતાના
ફલ લેવા સારૂ પોતાના ચાકરોને તે ખેડુતોની પાસે
૩૫ મોકલયા. તારે ખેડુતોએ તેના ચાકરોમાંના એકને
પકડીને મારયો, ને એકને મારીનાંખયો, ને એકને
૩૬ પથરે મારયો. વલી તેણે પેહેલાં કરતાં બીજા વતા
ચાકરોને મોકલ્યા, પણ તેઓએ તેઓને તેમજ
૩૭ કીધું. તારે છેલાં તેણે પોતાના દીકરાને તેઓની પાસે
૩૮ મોકલતાં કહયું, કે મારા દીકરાથી તેઓ દબશે. પણ
ખેડુતોએ દીકરાને જોઇનેં માહોમા કહયું, કે વારસ
એ છે, આવો આપણે એને મારી નાંખીએ, ને એનો
૩૯ વારસો લઇએ. તારે તેઓએ તેને પકડયો, ને
દરાખવાડીમાંથી બાહાર કાહાડીને મારીનાંખયો.
૪૦ એ માટે જારે દરાખવાડીનો ધણી આવશે તારે તે
૪૧ ખેડુતોને શું કરશે? તેઓ તેને કેહેછે, કે તે દુશટોનો
પુરો નાશ તે કરશે; ને જે બીજા ખેડુતો તેના રતે
ફલો તેને પોહોંચાડશે, તેઓને દરાખવાડી સોંપશે.
૪૨ ઈશુ તેઓને કેહેછે કે "જે પથરને ઘર બાંધનારા-
ઓએ નકાર કીધો, તે ખુણાનો મુખી પથર થયો,
એ પરભુથી બનયું, ને આપણી નજરમાં અચરત
લાગેછે," એ શું તમે શાસતરમાં કદી નથી વાંચયું?
૪૩ એ માટે હું તમને કહુંછું, કે દેવનું રાજ તમારી પાસેથી
લેવાશે, ને જે પરજા તેનાં ફલ આપશે, તેઓને
૪૪ અપાશે. અને આ પથર પર જે પડશે, તે ભંજાશે;

પણ જે પર તે પડશે, તેનો ચુરો કરાશે. અને મુખી ૪૫
યાજકોએ તથા ફરોશીઓએ તેનાં દરશટાંતો શાંભ-
લીને જાણયું કે, તે તેઓ સંબંધી કેહેછે. પણ ૪૬
જારે તેઓએ તેને પકડવા ચાહયો, તારે લોકોથી
તેઓ બીધા, કાંજે લોકો તેને ભવીશવાદી જેવો
માનતા હતા.

તારે ઈશુએ ઉતર દેતાં વલી તેઓને દરશટાં- ૨૨
તોમાં કહયું, કે આકાશનું રાજ એક રાજાના સરખું
છે, જેણે પોતાના દીકરાના લગનનું જમણ કીધું. ૨
અને લગનમાં નોહોતરાએલાઓને તેડવા સારૂ ૩
તેણે પોતાના ચાકરોને મોકલયા, પણ તેઓએ
આવવા ન ચાહયું. તેણે વલી બીજા ચાકરોને મોક- ૪
લતાં કહયું, કે નોહોતરાએલાઓને કોહો, જુઓ,
મે મારૂં જમણ તઈઆર કીધું છે, મારા બલદ તથા
પુશટ જનાવરો કાપયાં છે, ને સઘલાં તઈઆર છે,
લગનમાં આવો. પણ તેઓએ એ ગણકાવયું નહીં; ૫
ને એક પોતાના ખેતરમાં, ને બીજો પોતાના વેપાર
પર ગયો; અને બાકીઓએ તેના ચાકરોને પકડયા, ૬
ને સતાવીને મારીનાંખયા. તારે રાજા શાંભલીને ૭
ગુશે થયો, ને પોતાનું લશકર મોકલીને તે ખુની-
ઓને મારીનાંખયા, ને તેઓનું નંગર બાલીનાંખયું; ૮
પછી તે પોતાના ચાકરોને કેહેછે, કે લગનનું જમણ
તઈઆર છે ખરૂં, પણ નોહોતરાએલા જોગ ન હતા.

૯ એ માટે તમે રસતાઓના ચકલાઓમાં જાઓ, ને
જેટલા તમંને મળે તેટલાને લગનમાં બોલાવો.
૧૦ અને તે ચાકરોએ રસતાઓમાં બાહાર જઈને ભુંડા
તથા ભલા જેટલા તેઓને મળયા તે સઘલાને
એકઠા કીધા, એટલે બેસનારાઓથી લગનની ભરની
૧૧ થઈ. અને બેસનારાઓને જોવા સારૂ રાજા માંહે
આવયો, તારે તેણે તાંહાં લગનનું લુગડું પેહેરયા
૧૨ વગરના એક જણને દીઠો. તારે તે તેને કેહેછે, કે
ઓ મીતર, તું લગનનું લુગડું પેહેરયા વીના હીઆં
૧૩ કેમ આવયો? ને તે અણબોલયો રહયો. તારે
રાજાએ ચાકરોને કહયું, કે એના હાથ પગ બાંધીને
એને લઈજાઓ, ને બાહારના અંધારામાં ફેંકીદો;
૧૪ તાંહાં રડવું ને દાંત પીસવું થશે. કેમકે તેડેલા ઘણા,
પણ પસંદ કરેલા થોડા છે.
૧૫ તારે ફરોશીઓએ જઇને વાતમાં તેને શી રાતે
૧૬ ફાંદામાં નાંખે, તે સંબંધી વીચાર કીધો. પછી તેઓએ
પોતાના શીશોને હેરોદીઓ સુધાં તેની પાસે મોક-
લીને કહયું, કે ઉપદેશક, અમે જાણીએછઈએ કે તું
સાચો છે, ને સાચાઈથી દેવનો મારગ બતાવેછે, ને
તું કોઈની ચીંતા નથી રાખતો, કાંજે માણસોનાં
૧૭ મોહોની ગમ તું નથી જોતો; માટે તું શું ધારેછે?
કાઈશારને કર આપવો ઉચીત છે કે નહી? તે અમને
૧૮ કેહે. પણ ઈશુએ તેઓની ભુંડાઈ જાણીને કહયું,

કે ઓ ઢોંગીઓ, તમે મારૂં પરીકશણ કેમ કરોછો?
કરનું નાણું મને દેખાડો. તારે તેઓ એક દીનાર ૧૯
તેની પાસે લાવયા. તારે તે તેઓને કેહેછે, કે આ ૨૦
રૂપ ને શીકો કોહોનાં છે? તેઓ તેને કેહેછે કે કાઈ- ૨૧
શારનાં છે. તારે તે તેઓને કેહેછે કે જે કાઈશારનાં,
તે કાઈશારને, તથા જે દેવનાં, તે દેવને સોંપીદો.
અને એ શાંભલીને તેઓ અચરત થયા, ને તેને ૨૨
મુકીનેં ચાલયાગયા. તેજ દાહાડે શાદુકી જે કેહેછે ૨૩
કે, પુનરૂતથાન નથી, તેઓએ તેની પાસે આવીને
પુછતાં કહયું, ઉપદેશક, મુસાએ કહયું છે, કે જો કોઈ ૨૪
નછોરવો મરીજાએ, તો તેનો ભાઈ તેની બાઈએરને
પરણે, ને પોતાના ભાઈને સારૂ વંશ ઉપજાવે. તો ૨૫
અમારામાં સાત ભાઈ હતા, ને પેહેલો પરણીને
મરીગયો, ને તે નછોરવો છતાં પોતાના ભાઈને
સારૂ પોતાની બાઈએર મુકીગયો. તે પરમાણે બીજો ૨૬
તથા તરીજો સાતમા સુધી મરીગયા. અને સહુથી ૨૭
છેલી તે બાયડી પણ મરીગઈ. એ માટે પુનરૂત- ૨૮
થાનમાં પેલા સાતોમાંના કોહોની બાઈએર તે થશે?
કાંજે તે સહુની થઈ હતી. તારે ઈશુએ ઉતર દેતાં ૨૯
તેઓને કહયું, કે ધરમલેખો તથા દેવનો પરાકરમ
ન જાણયાથી તમે ચુકોછો. કેમકે પુનરૂતથાનમાં ૩૦
તેઓ પરણતા નથી, ને પરણાવતા નથી, પણ
આકાશમાંના દેવના દુતોના સરખા છે: અને મરી- ૩૧

ગએલાઓના પુનરૂતથાન સંબંધી દેવે જે તમને
૩૨ કહયું તે શું તમે નથી વાંચયું? કે "હું ઈબરાહીમનો
દેવ, તથા ઈસહાકનો દેવ, તથા યાકુબનો દેવ છું;"
દેવ મુએલાઓનો દેવ નથી, પણ જીવતાઓનો છે.
૩૩ તારે લોકો શાંભલીને તેના ઉપદેશથી અચરત થયા.
૩૪ અને ફરેશીઓએ શાંભલયું કે તેણે શાદુકીઓનું
૩૫ મોહો બંધ કીધું, તારે તેઓ એકઠા થયા; અને
તેઓમાંથી એક પંડીતે તેનું પરીકશણ કરવા સારૂ
૩૬ તેને પુછતાં કહયું, કે ઉપદેશક, નીયમશાસતરમાં કહી
૩૭ આગના મોટી છે? તારે ઈશુએ તેને કહયું, કે "પરભુ
જે તારો દેવ, તે પર તું તારા સરવ રદયથી, ને તારા
૩૮ સરવ જીવથી, ને તારા સરવ મનથી પરીતી કર."
૩૯ પેહેલી ને મોટી આગના એ છે. અને બીજી
એના સરખી છે કે "જેવી પોતા પર તેવી પોતાના
૪૦ પડોશી પર તું પરીતી કર." બધા નીયમશાસતરનો
તથા ભવીશવાદીઓનો ભાર આ બે આગના પર
રેહેછે.
૪૧ અને ફરેશીઓ એકઠા મલેલા હતા, તારે ઈશુએ
તેઓને પુછતાં કહયું, કે ખરીસત સંબંધી તમે શું
૪૨ ધારોછો? તે કોહેનો દીકરો છે? તેઓ તેને કેહેછે, કે
૪૩ દાઉદનો. તે તેઓને કેહેછે, તો દાઉદ આતમા વડે
૪૪ તેને પરભુ કેમ કેહેછે? કે, "પરભુએ મારા પરભુને
કહયું, કે તારા શતરૂઓને હું તારૂં પાદાસન કરૂં તાંહાં

સુધી તું મારી જમણી ગમ બેસ." હવે જો દાવુદ તેને ૪૫
પરભુ કેહેછે, તો તે શી રીતે તેનો દીકરો છે? અને ૪૬
એક શબદનું ઉતર પણ કોઈથી તેને દેવાયું નહીં, ને
તે દાહાડેથી તેને પુછવાની કોઈની છાતી ન ચાલી.

તારે ઇશુએ લોકને તથા પોતાના શીશોને ૨૩
કહયું, કે શાસતરીઓ તથા ફરોશીઓ મુસાના આસન ૨
પર બેસેછે. એ માટે જે કંઈ તેઓ તમને પાલવાનું ૩
કેહે, તે પાલો ને કરો; પણ તેઓના કામ પરમાણે ન
કરો, કાંજે તેઓ કેહેછે, પણ કરતા નથી. કેમકે ભારે ૪
તથા ઊંચકવાને અઘરો બોજો તેઓ બાંધીને માણ-
સોની ખાંધો પર મુકેછે, પણ તેઓ પોતે પોતાની
એક આંગળીએ તેને ઉપાડવા ચાહાતા નથી. અને ૫
લોક જુએ તે માટે તેઓ પોતાનાં સઘલાં કામ
કરેછે; તેઓ પોતાનાં સમરણ પતરોને પોહોલાં
બનાવેછે, ને પોતાના લુગડાનાં ફુમતાં પણ મોટાં
કરેછે. વલી જમણવારોમાં મુખી જગાઓ, તથા ૬
સભાસથાનોમાં મુખીઆસન, તથા ચહુટાઓમાં ૭
સલામો, તથા માણસ તેઓને સવામી સવામી કેહે
એ તેઓ ચાહેછે. પણ તમે સવામી ન કેહેવાઓ; ૮
કેમકે એકજ તમારો સવામી ખરીસત છે, ને તમે સ-
ઘલા ભાઈ છો. અને પરથવી પર તમે કોઈને તમારો ૯
બાપ ન કોહો, કાંજે એક જે આકાશમાં, તે તમારો
બાપ છે. અને તમે ગુરૂ ન કેહેવાઓ, કેમકે એક, ૧૦

૧૧ જે ખરીસત, તે તમારો ગુરૂ છે. પણ તમારામાંનો
૧૨ જે મોટો તે તમારો સેવક થાએ. અને જે કોઈ પોતાને
ઊંચો કરશે, તે નીચો કરાશે; ને જે કોઈ પોતાને
નીચો કરશે, તે ઊંચો કરાશે.
૧૩ અને ઓ શાસતરીઓ તથા ફરોશીઓ, ઢોંગીઓ,
તમને અફસોસ; કેમકે વીધવાઓનાં ઘરોને તમે
ખાઈજાઓછો, ને ઢોંગથી લાંબી પરારથનાઓ કરોછો;
૧૪ તે સારૂ તમે વતો દંડ ભોગવશો. ઓ શાસતરીઓ
તથા ફરોશીઓ, ઢોંગીઓ, તમને અફસોસ; કેમકે
આકાશનું રાજ લોકોની સામા તમે બંધ કરોછો;
કાંજે તેમાં તમે પોતે પેસતા નથી, ને જે પેસેછે
૧૫ તેઓને તમે પેસવા દેતા નથી. ઓ શાસતરીઓ
તથા ફરોશીઓ, ઢોંગીઓ, તમને અફસોસ; કેમકે
તમે એક શીશ મેળવવા સારૂ સમુદરે તથા પરથવી-
એ ફરીવળોછો; ને જારે તે થયો તારે તમે પોતાથી
૧૬ બમણો તેને નરકનો દીકરો બનાવોછો. ઓ આંધળા
દોરનારાઓ, તમને અફસોસ; તમે કોહોછો કે જો
કોઈ મંદીરના સમ ખાએછે તો તે કંઈ નહીં, પણ જો
કોઈ મંદીરના સુનાના સમ ખાએછે તો તે રૂણી છે.
૧૭ ઓ મુરખો તથા આંધળાઓ; કેમકે મોટું કયું છે?
૧૮ સુંનું, કે સુંનાને પવીતર કરનારૂં મંદીર? અને જો કોઈ
હોમવેદીના સમ ખાએછે તો તે કંઈ નહીં, પણ તે
૧૯ પરના દાનના જો કોઈ સમ ખાએછે તો તે રૂણી છે.

ઓ મુરખો તથા આંધલાઓ; કેમકે મોટું કયું છે? દાન ૨૦
કે દાનને પવીતર કરનારી હોમવેદી? એ માટે જે કોઈ
હોમવેદીના સમ ખાએછે, તે તેના તથા જે સધલાં
તે પર છે તેના પણ સમ ખાએછે. અને જે કોઈ ૨૧
મંદીરના સમ ખાએછે, તે તેના તથા તેમાં જે રેહેછે
તેના પણ સમ ખાએછે. અને જે આકાશના સમ ૨૨
ખાએછે, તે દેવના આસનના તથા તે પર બેસના-
રના પણ સમ ખાએછે.

ઓ શાસતરીઓ તથા ફરેશીઓ, ઢોંગીઓ, તમને ૨૩
અફસોસ; કેમકે ફુદનાનો તથા હનુસનો તથા જીરા-
નો દશમો ભાગ તમે આપોછો; પણ શાસતરની
ભારે આગનાઓને એટલે નયાયકરણને તથા દયા-
ને તથા વીશવાસને તમે મુકીદીધાં છે; તમારે તે
કરવાં, ને એ ન મુકવાં જોઈતાં હતાં. ઓ આંધલા ૨૪
દોરનારાઓ, તમે મછરને ગાલી કાહાડોછો, પણ
ઉંટને ગલીજાઓછો. ઓ શાસતરીઓ તથા ફરે- ૨૫
શીઓ, ઢોંગીઓ, તમને અફસોસ; કાંજે તમે થાલી
વાટકો બાહારથી શુધ કરોછો, પણ માંહે જુલમ
તથા અનયાય ભરેલો છે. ઓ આંધલા ફરોશી, તું ૨૬
પેહેલાં થાલી વાટકો માંહેથી શુધ કર, કે તેઓનું
બાહારનું પણ શુધ થઈજાએ.

ઓ શાસતરીઓ તથા ફરેશીઓ, ઢોંગીઓ, તમને ૨૭
અફસોસ; કેમકે ધોલેલી કબરોના જેવા તમે છો,

જે બાહારથી શોભાવંતી દેખાએછે ખરી, પણ માંહે
મુડદાંના હાડકાંએ તથા હરેક અશુધપણાએ ભરેલી
૨૮ છે. તેમ તમે પણ માણસોની આગલ બાહારથી
નચાઈ દેખાઓછો ખરા, પણ માંહેથી ઢાંગે તથા
૨૯ પાપે ભરેલા છો. ઓ શાસતરીઓ તથા ફરોશીઓ,
ઢાંગીઓ, તમને અફસોસ; કેમકે તમે ભવીશવા-
દીઓની કબરો બાંધોછો, ને નચાઈઓની કબરો
૩૦ શોભાવંતી કરોછો; ને કોહોછો, કે જો અમે અમારા
બાપદાદાઓના દાહાડાઓમાં હોત, તો તેઓની
સાથે ભવીશવાદીઓના ખુનમાં અમે ભાગીઆ
૩૧ ન થાત. એથી તમે પોતા સંબંધી શાકશી આપોછો કે
ભવીશવાદીઓને મારીનાંખનારાઓના દીકરા તમે
૩૨ છો. તો તમે પોતાના બાપદાદાઓનું માપ પુરૂં ભરો.
૩૩ ઓ સરપો, સાપોલીઆંના વંશ, નરકના દંડથી તમે
૩૪ શી તરેહ બચાવશો? એ માટે જુઓ, ભવીશવાદી-
ઓને તથા ગનાનીઓને તથા શાસતરીઓને હું
તમારી પાસે મોકલુંછું, ને તમે તેઓમાંનાઓને
મારીનાંખશો, ને વધસથંભે જડશો, ને તેઓમાં-
નાઓને તમારાં સભાસથાનોમાં કોરડા મારશો, ને
૩૫ નગરે નગર તેઓની પુઠે લાગશો; કે નચાઈ હાબે-
લના લોહીથી તે બારખીઆના દીકરા જાખરીઆ,
જેને મંદીરની તથા હોમવેદીની વચ્ચે તમે મારીનાં-
ખયો હતો, તેના લોહી સુધી જે બધા નચાઈઓનું

લોહી પરથવી પર વેહેવડાવયું હતું તે તમ પર આવે.
હું તમને ખચીત કહુંછું કે એ બધું આ પેઢી પર આવ- ૩૬
શે. ઓ યરૂશાલેમ યરૂશાલેમ, ભવીશવાદીઓને ૩૭
મારીનાંખનાર, ને જેઓને તારી પાસે મોકલયા છે
તેઓને પથરે મારનાર, જેમ મુરઘી પોતાનાં બચાંને
પાંખો તલે એકઠાં કરેછે, તેમ તારાં છઈઆંને એકઠાં
કરવાનું મે કેટલીવાર ચાહયું, પણ તમે માનયું નહીં!
જુઓ, તમારે સારૂ તમારી વસતી ઉજડ રેહેવાની છે.
કેમકે હું તમને કહુંછું કે પરભુને નામે જે આવેછે તે ૩૮
આશીરવાદીત છે, એવું કેહેશો તાંહાં સુધી હવેથી તમે ૩૯
મને નહીંજ દેખશો.

પછી ઈશુ બાહાર જઈને મંદીર પાસેથી ગયો, ૨૪
ને તેના શીશો તેને મંદીરની બાંધણીઓ દેખાડવાને
પાસે આવયા. તારે ઈશુએ તેઓને કહયું કે શું તમે ૨
એ બધાં નાથી દેખતા? હું તમને ખચીત કહુંછું કે
પડાશે નહીંજ, એવો પથર પર પથર એક પણ
હીઆં રેહેવા દેવાશે નહીં.

પછી જઈતુનના પાહાડ પર તે બેઠો હતો, તારે ૩
શીશોએ એકાંત તેની પાસે આવીને કહયું કે એ કારે
થશે, ને તારા આવવાનું, તથા એ કાલની સમા-
પતીની શી નીશાણી થશે, તે અમને કેહે. તારે ઈશુએ ૪
ઉતર આપતાં તેઓને કહયું કે, તમને કોઈ ન ભુલાવે
માટે સાવધાન રેહો. કેમકે મારે નામે ઘણા એમ ૫

કેહેતા આવશે, કે હું ખરીસત છું, ને ઘણાંને ભુલા-
૬ વશે. અને લડાઈઓ તથા લડાઈઓના સમાચાર
તમે શાંભલશો; તારે જોજો, ગભરાતા ના, કેમકે
એ બધું થવાનું અગત છે, પણ એટલામાં અંત
૭ નથી. કાંજે પરજા પરજાને ઉલટી, તથા રાજ રાજને
ઉલટું ચહડશે, ને દકાલો તથા મરકીઓ તથા કેટલે-
૮ એક ઠેકાણે ધરતીકંપો થશે. એ બધાં દુખોનો
૯ આરંભ છે. તારે તેઓ તમને વીપતીમાં નાંખશે, ને
તમને મારીનાંખશે, ને મારા નામને લીધે સઘલા
૧૦ દેશોનાં તમારો દવેશ કરશે. અને તે વેલા ઘણાઓ
ઠોકર ખાશે, ને એક બીજાને પરસવાધીન કરાવશે,
૧૧ ને એક બીજા પર વેર કરશે. અને જુઠા ભવીશ-
૧૨ વાદીઓ ઘણા ઉઠશે, ને ઘણાને ભુલાવશે. અને
ઘણો અનયાય થયાથી ઘણાઓનો પરેમ થંડો
૧૩ થઈજશે. પણ અંત સુધી જે ટકશે તે બચશે.
૧૪ અને સરવ દેશનાઓને સાખશ થવા સારૂ રાજની
આ સુવારતા સરવ જગતમાં પરગટ કરાશે; ને તારે
૧૫ અંત આવશે. એ માટે ઉજડની અમંગલપણાની
નીશાણી જે સંબંધી દાનીએલ ભવીશવાદીએ કહેલું
છે, તેને જારે તમે પવીતર જગાએ ઉભેલી જુઓ,
૧૬ (જે વાંચે તે સમજે.) તારે જે યહુદામાં હોએ તે
૧૭ પાહાડો પર નાહાશે; ધાબા પર જે હોએ તે પોતાનાં
૧૮ ઘરમાંથી કંઇ લેવાને ન ઉતરે; ને ખેતરમાં જે હોએ

તે પોતાનાં લુગડાં લેવાને પાછો ન ફરે. અને તે ૧૯
સહુડાઓમાં જે ગરભવતી છે, તથા જે ધવાડેછે,
તેઓને અફસોસ છે. પણ તમારૂં નાહાશવું શીઆ- ૨૦
લામાં કે વીશરામવારે ન થાઓ તે માહે તમે પરાર-
થના કરો. કેમકે તે વેલા મોટા વીપતી થશે, ૨૧
એવી કે જગતના આરંભથી અમણા સુધી થઈ નથી,
ને કદી થશે પણ નહીં. અને જો તે દાહાડા ઓછા ૨૨
ન કરાએ તો કોઈ માણસ બચી ન શકે; પણ
પસંદ કરેલાઓને સારૂ તે દાહાડા ઓછા કરાશે. તારે ૨૩
જો કોઈ તમને કેહેશે જુઓ, કે ખરીસત હીઆં અથવા
તાંહાં છે, તો તમે માનતા ના; કેમકે મીથયા ખરી- ૨૪
સત તથા મીથયા ભવીશવાદીઓ ઉઠશે, ને એવા
મોટા ચમતકાર તથા અદભુત કામ દેખાડશે કે જો
બનીશકે તો પસંદ કરેલાઓને પણ તેઓ ભુલાવશે.
જુઓ મેં અગાઉથી તમને કહયું છે. એ માટે જો ૨૫
તેઓ તમને કેહે કે જુઓ તે રાનમાં છે; તો બાહાર ૨૬
ન જતા; જુઓ તે ઓરડીઓમાં છે, તો ન માનતા.
કેમકે જેમ વીજલી પુરવથી નીકલીને પશચીમ ૨૭
સુધી ચમકેછે, તેમજ માણસના દીકરાનું આવવું
થશે. કેમકે જાંહાં મુડદું હશે, તાંહાંજ ગીદો એકઠાં ૨૮
થશે. અને તે દાહાડાઓની વીપતી પછી તરત ૨૯
સુરજ અંધકારરૂપ થઈજશે, ને ચંદર પોતાનું અજ-
વાલું નહીં આપશે, ને આકાશથી તારા પડશે, ને

૩૦ આકાશનાં પરાકરમો હલાવાશે. અને તારે માણ-
સના દીકરાની નીશાણી આકાશમાં દેખાશે, ને તારે
પરથવી પરનાં સહુ કુલો શોક કરશે; અને માણસના
દીકરાને પરાકરમે તથા મોટા મહીમાએ આકાશના
૩૧ મેઘ પર આવતો તેઓ દેખશે. અને રણશીંગડાના
મોટા અવાજ સુધાં તે પોતાના દુતોને મોકલશે,
ને તેઓ ચારે દીશામાંથી, આકાશના એક છેડાથી
બીજા છેડા સુધી, તેના પસંદ કરેલાઓને એકઠા
૩૨ કરશે. હવે અંજીરી પરનું દરૂશટાંત શીખો. જારે
તેની ડાલી કુમલીજ છે, ને પાતરાં નીકલેછે, તારે
૩૩ તમે જાણોછો કે ઉનાલો પાસે આવયો. એમજ
જારે તમે તે બધાં જોશો, તારે જાણો કે તે [કાલ]
૩૪ પાસે, બારણા આગલજ છે. હું તમને ખચીત
કહુંછું કે એ બધાં પુરાં થશે તાંહાં સુધી આ પેહેડી
૩૫ ગુજરી નહીં જશે. આકાશ તથા પરથવી ટલીજશે,
પણ મારી આ વાતો નહીંજ ટલીજશે.
૩૬ પણ તે દાહાડા તથા તે ઘડી સાંબંધી એકલા મારા
બાપ વગર કોઈને માલમ નથી; આકાશમાં દુતોને
૩૭ પણ નથી. અને જેમ નુહના સમયમાં થયું, તેમજ
૩૮ માણસના દીકરાનું આવવું પણ થશે. કેમકે જેમ
જલપરલયની અગાઉ નુહ વાહાણમાં ચહડી બેઠો
તાંહાં સુધી તેઓ ખાતા પીતા, ને પરણતા પરણા-
૩૯ વતા હતા; અને જલપરલય આવીને સહુને તાણી

લઈગયો તાંહાં સુધી તેઓ ન સમજયા, તેમજ
માણસના દીકરાનું આવવું પણ થશે. તારે બે ૪૦
માણસ ખેતરમાં હશે, એકને પકડશે, ને બીજાને
પડતો મુકશે. બે અશતરીઓ ઘંટીએ દલતી હશે, ૪૧
એકને પકડશે, ને બીજીને પડતી મુકશે.
માટે જાગતા રેહો, કેમકે તમારો પરભુ કહી ઘડીએ ૪૨
આવશે એ તમે જાણતા નથી. પણ એ જાણો કે ૪૩
ચોર કહે પોહોરે આવેછે, એ જો ઘરબારી જાણતો
હોત, તો તે જાગતો રેહેત, ને પોતાનાં ઘરમાં ખાતર
પાડવા ન દેત. એ માટે તમે પણ તઈઆર થઈ રેહો; ૪૪
કેમકે જે વેલાએ તમે ધારતા નથી તે વેલાએ માણ-
સનો દીકરો આવશે. તો જે ચાકરના ધણીએ ૪૫
પોતાના ઘરનાંને ઠીક વખતે ખાવાનું આપવા સારૂ
તેને રાખયો તે વીશવાસુ તથા બુધીવાન ચાકર
કોણ છે? જેને તેનો પરભુ આવીને એમ કરતો ૪૬
દેખશે તે ચાકરને ધન છે. હું તમને ખચીત કહુંછું ૪૭
કે તે પોતાની બધી સંપતી પર તેને ઠરાવશે. પણ ૪૮
જો તે ભુંડો ચાકર પોતાના મનમાં કેહેશે કે મારો
પરભુ આવતાં વાર લગાડેછે; ને તે બીજા ચાક- ૪૯
રોને મારવા તથા પીધેલાઓની સાથે ખાવા
પીવા લાગશે; તો જે દાહાડે તે વાટ જોતો નથી, ૫૦
ને જે ઘડી તે જાણતો નથી, તેમાં તે ચાકરનો પરભુ
આવશે; ને તેને કાપીનાંખશે, ને તેનો ભાગ ૫૧

ઢોંગીઓની સાથે ઠરાવશે; તાંહાં રડવું ને દાંત
પીસવું થશે.
૨૫ તો આકાશના રાજને દશ કુઆરીઓની ઉપમા
અપાશે, કે જે પોત પોતાની મશાલો લઇને વરને
૨ મલવા સારૂ બાહાર ગઈ. અને તેઓમાંની પાંચ
૩ બુધીવંતી ને પાંચ મુરખ હતી. અને મુરખોએ
૪ પોતાની મશાલો લીધી, પણ સાથે તેલ ન લીધું. પણ
બુધીવંતીએ પોતાનાં પાતરમાં તેલ પોતાની મશાલો
૫ સાથે લીધું. અને વરને વાર લાગી એટલામાં તે
૬ સરવ ઝોકા ખાઈને ઊંધીગઇ. અને અરધી રાતરે
બુમ પડી કે, જુઓ વર આવેછે, તેને મલવાને
૭ નીકલો. તારે તે સઘલી કુઆરીઓએ ઉઠીને પોત
૮ પોતાની મશાલો તઈઆર કીધી. અને મુરખોએ
બુધીવંતીને કહયું કે તમારા તેલમાંથી અમાને આપો,
૯ કેમકે અમારી મશાલો હોલવાઈગઈ છે. પણ બુધી-
વંતીએ ઉતર દેતાં કહયું, કે કદાશ અમને તથા તમને
પુરૂં નહીં પડશે; માટે તમે વેચનારાઓની પાસે
૧૦ જાઓ, ને પોત પોતાને સારૂ વેચાતું લો. અને તેઓ
વેચાતું લેવા ગઈ એટલામાં વર આવી પોહોંચયો,
ને જેઓ તઈઆર હતી તેઓ તેની જોડે વેહેવાના
૧૧ ઘરમાં ગઈ,ને બારણું બંધ કરાયું. પછી તે બીજી કુંઆ-
રીઓએ આવીને કહયું કે પરભુ પરભુ હમારે સારૂ
૧૨ ઉઘાડ. પણ તેણે ઉતર દેતાં કહયું, હું તમને ખચીત

કહુંછું કે હું તમને નથી જાણતો. માટે તમે જાગતા ૧૩
રોહો, કેમકે જે દાહાડે અથવા જે ઘડીએ માણસનો
દીકરો આવશે એ તમે જાણતા નથી.
કેમકે (તેનું આવવું) કોઈએક માણસના જેવું છે, ૧૪
જેણે પરદેશ જતાં પોતાના ચાકરોને તેડીને પોતાની
સંપતી તેઓને સોંપી. એકને તેણે પાંચ તાલાંત, ૧૫
ને બીજાને બે, ને તરીજાને એક, હરેકને પોતપો-
તાની શકતી પરમાણે આપયાં; ને તરત તે પરદે-
શમાં ગયો. પછી જે પાંચ તાલાંત પામયો હતો, ૧૬
તે જઈને તેથી વેપાર કરીને બીજાં પાંચ તાલાંત
કમાયો. તેમજ જેને બે, તે પણ બીજાં બે કમાયો. ૧૭
પણ જે એક પામયો હતો તેણે જઈને ભુંઈ ખોદીને ૧૮
પોતાના ધણીનું નાણું દાટીમુકયું; અને લાંબી ૧૯
મુદત પછી તે ચાકરોનો ધણી આવેછે, ને તેઓ
પાસેથી હીસાબ લેછે. તારે જે પાંચ તાલાંત પામયો ૨૦
હતો તે બીજાં પાંચ તાલાંત પણ લેતો આવયો,
ને તેણે કહયું કે પરભુ, તેં મને પાંચ તાલાંત સોંપ-
યાં હતાં; જો, હું તે ઉપરાંત બીજાં પાંચ તાલાંત
કમાયો. તારે તેના પરભુએ તેને કહયું કે વાહ, ૨૧
સારા તથા વીશવાસુ ચાકર; તું થોડા પર વીશવાસુ
થયો; હું તને ઘણા પર ઠરાવીશ, તું તારા પરભુના
આનંદમાં પેસ. અને જેને બે તાલાંત મળયાં હતાં, ૨૨
તેણે પણ પાસે આવીને કહયું કે પરભુ, તેં મને બે

તાલંત સોંપયાં હતાં; જો, હું તે ઉપરાંત બીજાં બે
૨૩ તાલંત કમાયો. તેના પરભુએ તેને કહયું કે વારૂ,
શારા તથા વીશવાસુ ચાકર; તું થોડા પર વીશવાસુ
થયો; હું તને ઘણા પર ઠરાવીશ; તું તારા પરભુના
૨૪ આનંદમાં પેસ. પછી જેને એક તાલંત મલયું હતું,
તેણે પાસે આવીને કહયું કે પરભુ, જાંહાં તેં નથી
વાવયું તાંહાંથી તું કાપનાર, ને જાંહાં તેં નથી વીખે-
રયું તાંહાંથી તું એકઠું કરનાર છે, એવો કરડો માણસ
૨૫ મે તને જાણયો. માટે હું બીધો, ને જઇને તારા
તાલંતને મે ભુંઈમાં દાટીમુકયું; જો, જે તારૂં તે તને
૨૬ પોહોંચયું છે. અને તેના પરભુએ ઉતર દેતાં તેને
કહયું કે ભુંડા તથા આલસુ ચાકર, જાંહાં મે નથી
વાવયું તાંહાંથી હું કાપુંછું, ને જાંહાં મે નથી વીખે-
૨૭ રયું તાંહાંથી હું એકઠું કરૂંછું, એમ તેં જાણયું. તો
મારૂં નાણું તારે નાંણાવટીઓને આપવું જોઈતું હતું,
૨૮ કે હું આવીને વીઆજ સુધાં મારૂં પામીલેત. એ
માટે એની પાસેથી તાલંત લઈને જેની પાસે દશ
૨૯ તાલંત છે તેને આપો. કેમકે જે હરેકને છે, તેને
અપાશે, ને તેનું ઘણું થશે; પણ જેને નથી, તેનું
૩૦ જે છે તે પણ તેની પાસેથી લીધામાં આવશે. અને
તે નકામા ચાકરને બાહારના અંધકારમાં કાહાડીમુકો,
તાંહાં રડવું ને દાંત પીસવું થશે.
૩૧ અને જારે માણસનો દીકરો પોતાના મહીમાએ

સરવ પવીતર દુતો સુધાં આવશે, તારે તે પોતાના
મહીમાના રાજાસન પર બેસશે. અને સરવ લોક ૩૨
તેની આગલ એકઠા કરાશે; ને જેમ ગેટાંપાલક
ગેટાંને બકરાંથી જુદાં પાડેછે, તેમ તે તેઓને એક
બીજાથી જુદા પાડશે. અને ગેટાંને તે પોતાની ૩૩
જમણી ગમ, ને બકરાંને ડાબી ગમ રાખશે. તારે ૩૪
રાજા પોતાની જમણી ગમનાઓને કેહેશે, કે મારા
બાપના આશીરવાદીતો આવો, જે રાજ જગતનો
પાયો નાંખયા અગાઉ તમારે સારૂ તઇઆર કીધું છે
તેનો વારસો લો. કેમકે હું ભુખયો હતો, તારે તમે ૩૫
મને ખાવાને આપયું, હું તરશયો હતો, તારે તમે
મને પાયું; હું પારકો હતો; તારે તમે મને પહેરાણો
રાખયો; હું ઉઘાડો હતો, તારે તમે મને પેહેરાવયું; હું ૩૬
માંદો હતો, તારે તમે મને જોવા આવયા; હું કેદમાં
હતો, તારે તમે મારી પાસે આવયા. તારે નયાઈઓ ૩૭
તેને ઉતર દેતાં કેહેશે કે પરભુ, કારે અમે તને ભુખયો
દેખીને ખવાડયું, અથવા તરશયો દેખીને પાયું? ને ૩૮
કારે અમે તને પારકો દેખીને પહેરાણો રાખયો,
અથવા ઉઘાડો દેખીને પેહેરવાનું આપયું? અને કારે ૩૯
અમે તને માંદો અથવા કેદમાં જોઈને તારી પાસે
આવયા? તારે રાજા ઉતર દેતાં તેઓને કેહેશે, હું ૪૦
તમને ખચીત કહુંછું, કે આ મારા ભાઈઓમાંના બહુ
નાહાનાઓમાંથી એકને તમે જે કીધું એટલે મને કીધું.

૪૧ પછી ડાબી ગમનાઓને પણ તે કેહેશે કે ઓ શાપી-
તો, જે સરવકાલીક અગની શેતાન તથા તેના દુતોને
સારૂ તઈઆર કીધો છે, તેમાં તમે મારી આગલથી
૪૨ જાઓ. કાંજે હું ભુખયો હતો, પણ તમે મને
ખાવાને આપયું નહીં; હું તરશયો હતો, પણ તમે
મને પાયું નહીં; હું પારકો હતો, પણ તમે મને
૪૩ પહેરાણો રાખયો નહીં; ઉધાડો, પણ તમે મને
પેહેરાવયું નહીં; માંદો તથા કેદમાં, પણ તમે મને
૪૪ જોવા નહીં આવયા. તારે તેઓ પણ તેને ઉતર દેતાં
કેહેશે, કે પરભુ કારે અમે તને ભુખયો કે તરશયો,
કે પારકો કે ઉધાડો, કે માંદો કે કેદમાં દેખીને તારી
૪૫ સેવા નહીં કીધી? તારે તે તેઓને ઉતર દેતાં કેહેશે,
હું તમને ખચીત કહુંછું કે આ બહુ નાહાનાઓમાંથી
એકને તમે તે કીધું નહીં, એટલે મને કીધું નહીં.
૪૬ અને એઓ સરવકાલીક શાસનમાં જશે, પણ નયા-
ઈઓ સરવકાલીક જીવનમાં જશે.

૨૬ અને ઈશુએ એ સરવ વાતો પુરી કીધી તારે
૨ એમ થયું કે તેણે પોતાના શીશોને કહયું, તમે
જાણોછો કે બે દાહાડા પછી પાસખા પરવ છે;
તારે માણસનો દીકરો વધસથંભે જડાવવા સારૂ
પરસવાધીન કરાશે.

૩ તારે મુખી યાજકો તથા શાસતરીઓ તથા લોકોના
વડીલો કાયાફા નામે પરમુખી યાજકની કચેરીમાં

એકઠા થયા; અને ઈશુને કપટથી પકડીને મારીનાં- ૪
ખવા માટે મનસુબો કીધો. પણ તેઓએ કહયું, ૫
કે પરવમાં નહીં; રખે લોકોમાં ગડબડ થાએ.
અને ઈશુ બેથાનીઆમાં સીમોન કોહોડીઆનાં ૬
ઘરમાં હતો. તારે એક બાયડી તેની પાસે આવી, ૭
જેની કણે આલાબાશતરની શીશીમાં ઘણું મુલ-
વંત અતર હતું, ને તે જમવા બેઠા છતાં તેનાં માથા
પર તેણે તે રેડયું. પણ તેના શીશોએ દીઠું તારે ગુશે ૮
ભરાઈને કહયું કે એ નુંકશાન શા માટે? કેમકે એ ૯
અતર ઘણા મુલથી વેચાત, ને દરીદરીઓને અપાત.
તારે ઈશુએ એ જાણીને તેઓને કહયું કે એ બાય- ૧૦
ડીને તમે કેમ તસદી દોછો? કાંજે એણે તો મારે સારૂ
ઉતમ કામ કીધું છે. કેમકે દરીદરી સદા તમારી સાથે ૧૧
છે, પણ હું સદા તમારી સાથે નથી. તેણે એ અતર ૧૨
મારા શરીર પર રેડયું એ તો મને દાટવા સારૂ તેણે
કીધું. હું તમને ખચીત કહુંછું કે આ સુવારતા આખા ૧૩
જગતમાં જાંહાં કહીં પરસીધ કરાશે તાંહાં એણે જે
કીધું તે પણ એના સંભારણને સારૂ કેહેવાશે.
તારે યહુદા ઈસકારીઓત કેહેવાએલા તે બારમાંના ૧૪
એકે મુખી યાજકોની પાસે જઇને કહયું, કે તેને હું તમા- ૧૫
રે સવાધીન કરૂં તો તમે મને શું આપશો? ને તેઓએ
તેની જોડે તરીશ રૂપીઆ પઠીયા. અને તારથી તેણે ૧૬
તેને પરસવાધીન કરવાનો વગ શોધયા કીધો.

૧૭ અને વગર ખીરાની રોટલીને પેહેલે દાહાડે શીશોએ
ઈશુની પાસે આવીને તેને કહયું કે અમે તારે સારૂ
પાસખા ખાવાનું કાંહાં તઈઆર કરીએ? તારી શી
૧૮ ઈછા છે? તારે તેણે કહયું કે નગરમાં ફલાણાની પાસે
જઈને તેને કોહો, ઉપદેશક કેહેછે કે મારો સમય પાસે
આવયો છે, હું મારા શીશો સુધાં તારે ઘેર પાસખા
૧૯ પાલીશ. અને ઈશુએ શીશોને જેવી આગના આપી
હતી, તેવું તેઓએ કીધું, ને પાસખા તઈઆર કીધું.
૨૦ અને સાંહાંજ પડયા પર બારોની સાથે તે જમવા
૨૧ બેઠો. અને તેઓ જમતા હતા તારે તેણે કહયું, હું
તમને ખચીત કહુંછું કે તમારામાંનો એક મને પર-
૨૨ સવાધીન કરશે. તારે તેઓ ઘણા શોકાતુર થયા, ને
તેઓમાંનો હરેક તેને કેહેવા લાગયો કે પરભુ, શું હું
૨૩ તે છુ? અને તેણે ઉતર દેતાં કહયું કે મારી સાથે
થાલીમાં જે હાથ ઘાલેછે તેજ મને પરસવાધીન કરશે.
૨૪ માણસના દીકરા સંબંધી જેમ લખયું છે તેમ તે
જાએછે ખરો; પણ જે માણસથી માણસનો દીકરો
પરસવાધીન કરાએછે, તેને અફસોસ; જો તે માણસ
૨૫ જનમયો ન હોત, તો એ તેને શારૂ હોત. તારે તેને
પરસવાધીન કરનાર યહુદાએ ઉતર દેતાં કહયું, ઉપ-
૨૬ દેશક, શું હુંજ છુ? તે તેને કેહેછે કે તેં પોતેજ કહયું.
અને તેઓ ભોજન કરતા હતા તારે ઈશુએ રોટલી
લઈને, તથા આશીરવાદ દઈને ભાંજી, ને શીશોને

આપીને કહયું કે લો, ખાઓ, એ મારૂં શરીર છે. અને ૨૭
તેણે વાટકો લઇને, તથા સતુતી કરીને તેઓને આપતાં
કહયું કે તમે સહુ એમાંથી પીઓ. કેમકે નવા કરારનું ૨૮
મારૂં લોહી, જે ઘણાને લીધે પાપોના નીવારણ સારૂ
વેહેવડાવાએછે, તે એ છે. અને હું તમને કહુંછું કે ૨૯
હું મારા બાપના રાજમાં તમારી સાથે નવો પીશ,
તે દાહાડા સુધી દરાખરસ હવેથી હું પીનારજ નહીં.
પછી તેઓ ગીત ગાઇને જૈતુનના પાહાડ પર બાહાર ૩૦
ગયા. તારે ઈશુ તેઓને કેહેછે કે તમે સહુ આજ રાતરે ૩૧
મારા સંબંધી ઠોકર ખાશો; કાંજે એમ લખયું છે કે
હું ગેટાંપાલકને મારીશ, ને ટોલાના ગેટાં વીખરાઈ
જશે. પણ મારા ઉઠયા પછી હું તમારી અગાઉ ગાલી- ૩૨
લમાં જઈશ. તારે પીતરે ઉતર દેતાં તેને કહયું, જો ૩૩
બધા તારા સંબંધી ઠોકર ખાશે, તો પણ હું કદી નહીં
ઠોકર ખાઈશ. ઈશુએ તેને કહયું, હું તને ખચીત કહુંછું ૩૪
કે આજ રાતરે મુરઘો બોલયા અગાઉ, તરણ વાર તું
મને નકાર કરીશ. પીતર તેને કેહેછે, જો તારી સાથે ૩૫
મારે મરવું પડે તો પણ હું તને નકાર નહીંજ કરીશ.
બધા શીશોએ પણ એમજ કહયું.

તારે ઈશુ તેઓની સાથે ગેથસમાની કેહેવાએલે ૩૬
ઠેકાણે આવેછે, ને શીશોને કેહેછે કે હું તાંહાં જઈને
પરાર્થના કરૂં તાંહાં સુધી તમે હીઆં બેસો. અને ૩૭
પીતરને તથા જબીદીના બે દીકરાને સાથે લઈને

૩૮ પોતે શોકાતુર તથા ઉદાસ થવા લાગયો; તારે તે
તેઓને કેહેછે, કે મારો જીવ મરવા જેવો ઘણો શોકા-
૩૯ તુર છે, તમે હીઆં રહીને મારી સાથે જાગો. પછી
તેણે થોડે આધાં જઈને ઉંધે મોહોડે પડીને પરાર-
થના કરતાં કહયું કે ઓ મારા બાપ, જો થઈશકે તો
આ વાટકો મારાથી દુર કર; તો પણ મારી ઈછા
પરમાણે નહીં, પણ તારી ઈછા પરમાણે થાઓ.
૪૦ પછી શીશોની પાસે તે આવેછે, ને તેઓને ઉંઘતા
દેખીને પીતરને કેહેછે, શું તમે એક ઘડી પણ મારી
૪૧ સાથે જાગતા રહી નથી શકતા? તમે જાગરૂત રોહો,
ને પરારથના કરો કે તમે પરીકશણમાં ન આવો;
૪૨ આતમા તતપર છે ખરો, પણ શરીર અબાલ છે.
વલી બીજી વાર તેણે જઈને પરારથના કરતાં કહયું
ઓ મારા બાપ, જો આ વાટકો મારા પીધા વગર
મારી પાસેથી દુર થઈ નહીં શકે તો તારીઈછા થાઓ.
૪૩ તારે તેણે આવીને બીજી વાર તેઓને ઉંઘતા દીઠા;
૪૪ કેમકે તેઓની આંખો ઉંઘથી ભારે હતી. પછી તેણે
તેઓને મુકીને વલી જઈને તરીજી વાર તેજ વાત
૪૫ કેહેતાં પરારથના કીધી. તારે તે પોતાના શીશોની
પાસે આવીને તેઓને કેહેછે, કે હવે ઉંઘયા કરો, ને
વીશામો ખાઓ; જુઓ, ઘડી પાસે આવીછે, ને
માણસનો દીકરો પાપીઓના હાથોમાં પરસવા
૪૬ ધીન કરાયો છે. ઉઠો, આપણે જઈએ; જુઓ,

મને જે પરસવાધીન કરેછે તે પાસે આવયો છે.
અને તે એમ કેહેતો હતો, તારેજ જુઓ તે બાર- ૪૭
માંનો એક એટલે યહુદા આવયો; ને તેની જોડે
મુખી યાજકોની તથા લોકોના વડીલોની પાસેથી
ઘણા લોક તલવારો તથા શોટા લઈને [આવયા.] તારે ૪૮
તેને પરસવાધીન કરનારે તેઓને નીશાણી આપતાં
કહયું કે હું જેને ચુમીશ તેજ તે છે; તેને પકડી લો.
અને તરત તેણે ઈશુની પાસે આવીને કહયું, સવામી, ૪૯
સુખી રેહે; ને તેને ચુમયો, ને ઈશુએ તેને કહયું કે ૫૦
મીતર, તું શા માટે આવયો છે? તારે તેઓએ પાસે
આવીને, ઈશુ પર હાથ નાંખીને, તેને પકડી લીધો.
પછી જુઓ, ઈશુના સાથીઓમાંના એકે હાથ લાંબો ૫૧
કરીને પોતાની તલવાર કાહાડી, ને પરમુખી યાજ-
કના યાકરને મારીને તેનો કાન કાપીનાંખયો. તારે ૫૨
ઈશુ તેને કેહેછે કે તારી તલવાર તેના મીઆનમાં
પાછી ઘાલ; કેમકે જે સઘલા તલવાર પકડેછે તેઓ
તલવારથીજ નાશ પામશે. શું તું ધારેછે કે હું એવો ૫૩
શકતીવાન નથી કે જો બાપની પાસે અમણા માગું,
તો બાર ફોજ કરતાં વધારે દુતો તે મારી પાસે તરત
મોકલી દેશે નહીં? તો જે ધરમલેખો પરમાણે એ ૫૪
થવાની જરૂર છે, તેઓ કેમ પુરા થશે? તેજ વેલા ૫૫
ઈશુએ લોકોને કહયું, કે તમે તલવારો તથા શોટા
લઈને જેમ યોરને તેમ શું મને પકડવા બાહાર

આવચા છો? હું નીત મંદીરમાં તમારી પાસે ઉપ-
દેશ કરતાં બેસતો હતો; ને તમે મને નહીં પકડયો;
૫૬ પણ ભવીશવાદીઓના લેખો પુરા થવા સારૂ એ
બધું થવું જોઈએ. તારે બધા શીશો તેને મુકી-
ને નાહાઠા.
૫૭ પછી જેઓએ ઈશુને પકડયો હતો, તેઓ જાંહાં
શાસતરીઓ તથા વડીલો એકઠા થયા હતા તાંહાં
૫૮ કાયાફા પરમુખી યાજકની પાસે લઈગયા. અને
પીતર આઘો આઘો તેની પાછલ પરમુખી યાજકના
ઘર સુધી યાલયો ગયો, ને માંહે જઈને અંત જોવાને
૫૯ ભાલદારોની સાથે બેઠો. અને મુખી યાજકોએ તથા
વડીલોએ તથા આખી નયાએસભાએ, ઈશુને મારી-
૬૦ નાંખવાને તેને ઉલટી જુઠી શાહેદી શોધી; પણ
તેઓને ન જડી. જુઠા સાખશી આવયા, તો
પણ ન જડી; અંતે બે જુઠા સાખશીઓએ આ-
૬૧ વીને કહયું, કે એણે કહયું હું દેવના મંદીરને પાડી-
નાંખવાને, તથા તરણ દાહાડામાં તેને પાછું બાંધ-
૬૨ વાને સમરથ છું. તારે પરમુખી યાજકે ઉઠીને
તેને કહયું, શું તું કંઈ ઉતર નથી દેતો? એઓ તારે
૬૩ ઉલટી શી શાહેદી આપેછે? પણ ઈશુ છાનો રહયો.
તારે પરમુખી યાજકે ઉતર દેતાં તેને કહયું, હું તને
જીવતા દેવના સમ ઘાલુંછું કે તું ખરીસત જે દેવનો
૬૪ દીકરો તેજ છે કે નહીં, એ અમને કેહે. ઈશુ તેને

કેહેછે કે તેં કહ્યું તેજ; વલી હું તમને કહુંછું કે હવે
પછી માણસના દીકરાને પરાકરમના જમણા હાથ
પર બેસતો, તથા આકાશના મેઘો પર આવતો તમે
દેખશો. તારે પરમુખી યાજકે પોતાના લુગડાં ફાડીને ૬૫
કહ્યું કે એણે દુરભાશણ કહ્યું છે; આપણને બીજા
શાહેદીઓની શી જરૂર છે? જુઓ, હવે તમે એનું ૬૬
શાંભલ્યું છે. તમે શું ધારોછો? ને તેઓએ ઉતર
દેતાં કહ્યું કે એ મરણના દંડ જોગ છે. તારે તેઓએ ૬૭
તેના મોહો પર થુંકીને તેને મુકી મારી; ને બીજા- ૬૮
ઓએ તેને થબડાકો મારતાં કહ્યું કે ઓ ખરીસત,
અમને કેહે કે જોણે તને મારયો તે કોણ છે.
અને પીતર બાહાર પરશાલમાં બેઠો હતો, તારે ૬૯
એક દાસીએ તેની પાસે આવીને કહ્યું કે તું પણ
ગાલીલના ઈશુ જોડે હતો. પણ તેણે સહુની આગલ ૭૦
નકાર કરતાં કહ્યું, કે જે તું કેહેછે તે હું કંઈ જાણતો
નથી. અને પરશાલ પર તે બાહાર આવયા પર ૭૧
બીજીએ તેને દેખીને તાંહાં જે (હતા) તેઓને કહ્યું,
કે એ પણ ઈશુ નાજારીની જોડે હતો. પણ તેણે શમ ૭૨
ખાતાં વલી નકાર કીધો કે તે માણસને હું ઓલ-
ખતો નથી. અને થોડી વાર પછી ઉભા રેહેનારા- ૭૩
ઓએ પાસે આવીને પીતરને કહ્યું, કે ખરાખરજ
તું પણ તેઓમાંનો છે, કાંજે તારી બોલી પણ
તને પરગટ કરેછે. તારે તે શાપ દેવા તથા શમ ખાવા ૭૪

૭૫ લાગયો, કે હું તે માણસને ઓળખતો નથી. ને
તરતજ મુરઘો બોલયો. ને જે વાત ઈશુએ પીતરને
કહી હતી, કે મુરઘો બોલયા અગાઉ તરણ વાર તું
મારો નકાર કરીશ, તે તેણે સંભારી; તારે બાહાર
જઈને તે બહુ રડયો.

૨૭ અને સવાર થઈ, તારે સરવ મુખી યાજકોએ તથા
લોકોના વડીલોએ ઈશુને મારીનાંખવા સારૂ તેને
૨ ઉલટો મનસુબો કીધો. પછી તેઓએ તેને બાંધયો ને
તેને લઈજઈને પોંતી પીલાત અધીપતીને સોંપયો;
૩ તારે તે અપરાધી ઠરાવાએ, એવું જોઈને, તેને પર-
સવાધીન કરનાર યહુદાએ પસતાવો કરતાં, તે તરીશ
રૂપીઆ મુખી યાજકોની તથા વડીલોની પાસે પાછા
૪ લાવીને કહયું, કે નીરપરાધી લોહી પરસવાધીન કર-
યાથી મે પાપ કીધું છે; તારે તેઓએ કહયું કે અમારે
૫ શું? તે તું જાણ. પછી મંદીરમાં રૂપીઆ ફેંકી દઈને
તે નીકલયો; ને જઈને તેણે પોતાને ફાંસી દીધી.
૬ તારે મુખી યાજકોએ તે રૂપીઆ લઈને કહયું, કે એ
લોહીનું મુલ છે, માટે ભંડારમાં એ મુકવું ઉચીત નથી.
૭ પછી તેઓએ મનસુબો કરીને પરદેશીઓને દાટવા
૮ સારૂ તેથી કુંભારનું ખેતર વેચાતું લીધું. તે માટે
આજ સુધી, તે ખેતર લોહીનું ખેતર કેહેવાએછે.
૯ યેરેમીઆ ભવીશવાદીએ જે કહયું હતું તે તારે પુરૂ
થયું, કે "મુલ ઠરાવેલાના, જેનું મુલ ઈસરાએલના

લોકે ઠરાવચું તેના તરીશ રૂપીઆ તેઓએ લીધા;
ને જેમ પરભુએ મને હુકમ કીધો, તેમ કુંભારના ૧૦
ખેતરને સારૂ આપયો." અને ઈશુ અધીપતીની ૧૧
સામા ઉભો રહયો, ને અધીપતીએ તેને પુછતાં
કહયું, કે શું યહુદીઓનો રાજા તું છે? તારે ઈશુએ
તેને કહયું કે તું કેહેછે તેજ. ને મુખી યાજકોએ તથા ૧૨
વડીલોએ તેના પર બટો મુકયા છતાં તેણે કંઈ ઉતર
ન દીધું. તારે પીલાત તેને કેહેછે કે તારે ઉલટી તેઓ ૧૩
કેટલી શાહેદી આપેછે, એ શું તું નથી શાંભલતો?
પણ તેણે તેને એક શબદનું પણ ઉતર ન દીધું; ૧૪
એથી અધીપતી ઘણો અચરત થયો.
હવે પરવમાં જે એક બંધીવાનને લોકો યાહે, ૧૫
તેને તેઓને સારૂ મુકીદેવાની અધીપતીની રીત હતી.
અને તે વેલા બારાબા કેહેવાએલો તેઓનો એક ૧૬
પરસીધ બંધીવાન હતો. તે માટે તેઓ એકઠા થયા ૧૭
પર, પીલાતે તેઓને કહયું, તમે કોહોને યાહોછો કે
હું તમારે સારૂ મુકીદેકાં? બારાબાને, કે ઈશુ જે ખરી-
સત કેહેવાએછે તેને? કેમકે તેણે જાણયું કે તેઓએ ૧૮
અદેખાઈથી તેને સોંપયો હતો. અને નયાએઆસન ૧૯
પર તે બેઠો, તારે તેની બઈએરે તેને કેહેવાડી મોક-
લયું કે તે નયાઈને તું કંઈ કરતો ના, કાંજે આજ સપ-
ણામાં તેને લીધે હું ઘણું દુખ પામી છું. પણ મુખી ૨૦
યાજકોએ તથા વડીલોએ લોકોને સમજાવયા, કે

તેઓ બારાબાને માગે, ને ઈશુને મારીનંખાવે.
૨૧ અધીપતીએ ઉતર દેતાં તેઓને કહ્યું, કે તમે તે
બેમાંથી કોહોને ચાહોછો કે હું તમારે સારૂ મુકીદેઊં?
૨૨ ને તેઓએ કહ્યુંકે બારાબાને. પીલાત તેઓને કેહેછે,
કે ઈશુ જે ખરીસત કેહેવાએછે તેને હું શું કરૂં? સરવે
૨૩ તેને કહ્યુંકે તે વધસથંભે જડાએ. તારે અધીપતીએ
કહ્યું, શા માટે? તેણે શું ભુંડું કીધું છે? પણ તેઓએ
વધતી બુમ પાડતાં કહ્યું, કે તે વધસથંભે જડાએ.
૨૪ અને પીલાતે જોયું કે પોતાનું કંઈજ ચાલતું નથી,
પણ વતી ગડબડ થાએછે, તારે તેણે પાણી લઈને
લોકોની આગલ પોતાના હાથ ધોઈને કહ્યું, કે એ
નયાઈના લોહી સંબંધી હું નીરદોશી છું; તમે જાણો.
૨૫ તારે સરવ લોકોએ ઉતર દેતાં કહ્યું, કે એનું લોહી
૨૬ અમારા પર તથા અમારા સંતાન પર થાએ. પછી
તેણે બારાબાને તેઓને સારૂ મુકીદીધો, ને ઈશુને
કોરડા મરાવીને વધસથંભે જડવા સારૂ સોંપયો.
૨૭ તારે અધીપતીના સીપાઈઓએ ઈશુને મેહેલમાં
લઈજઈને, આખી પલટણ તેની આસપાસ એકઠી
૨૮ કીધી. પછી તેઓએ તેનાં લુગડાં ઉતારીને કીર-
૨૯ મજી ડગલો તેને પેહેરાવયો. ને કાંટાનો મુગટ
ગુંથીને તેનાં માથા પર મુકયો, ને તેના જમણા
હાથમાં શોટી, ને તેની સામા ઘુંટણીએ બેસીને
તેના થઠા કરતાં કહ્યું, કે યહુદીઓના રાજા, સુખી

રહે. પછી તેઓએ તેના પર થુંકીને, તે શોટી ૩૦
લઈને તેનાં માથા પર મારી. અને તેના ઠઠા કરી ૩૧
રહયા, તારે ડગલો તેના પરથી ઉતારીને તેનાજ
લુગડાં તેને પેહેરાવયાં, પછી વધસથંભે જડવાને
તેઓ તેને લઈગયા. અને તેઓ બાહાર જતા હતા ૩૨
તારે કુરેનીનો શીમોન નામે એક જણ તેઓને મ-
લયો, તારે તેઓ તેનો વધસથંભ તેની પાસે વેઠ
ઊંચકાવી લઈગયા.

અને ગલગથા નામે એક જગયા, જે ખોપરીની ૩૩
જગયા કેહેવાએછે, તાંહાં પોહોંચયા. તારે તેઓએ ૩૪
પીત ભેલેલો સરકો તેને પીવાને આપયો, પણ
તેણે પીધો નહીં. ને તેને વધસથંભે જડયા પર, ૩૫
તેઓએ ચીઠી નાંખીને તેનાં લુગડાં વેહેંચી લીધાં,
એ માટે કે ભવીશવાદીએ જે કહયું હતું તે પુરૂં
થાએ, કે "મારાં લુગડાં તેઓએ માહોમા વેહેંચી
લીધાં, ને મારા ડગલા પર ચીઠી નાંખી." પછી ૩૬
તેઓએ તાંહાં બેસીને તેની ચોકી કીધી. અને ૩૭
તેની લખેલી તોહોમત તેનાં માથાની ઉપર જડી,
કે ઈશુ જે ઈહુદીઓનો રાજા, તે એજ છે. તારે ૩૮
તેઓએ તેની જોડે બે ચોરને વધસથંભે જડયા,
એકને જમણી ગમ ને બીજાને ડાબી ગમ.

અને પાસેથી જનારાઓએ પોતાનાં માથાં હલા- ૩૯
વતાં તથા તેની નીંદા કરતાં કહયું, કે મંદીરના પાડ- ૪૦

નાર તથા તરણ દાહાડામાં બાંધનાર, તું પોતાનું
તારણ કર; જો તું દેવનો દીકરો છે તો વધસથંભથી
૪૧ ઉતરી આવ. ને તેજ રીતે મુખી યાજકોએ પણ
શાસતરીઓ તથા વડીલો સુધાં નીંદા કરતાં
૪૨ કહ્યું, કે બીજાઓનું તેણે તારણ કીધું, તે પોતાનું
તારણ કરી નથી શકતો; જો તે ઇસરાઈલનો રાજા
છે, તો હમણા વધસથંભથી ઉતરી આવે, ને અમે
૪૩ તેના પર વીશવાસ કરીશું. તેણે દેવ પર ભરોસો
કીધો, જો તે તેને ચાહેછે તો હમણા તેનો છુટકો કરે;
૪૪ કેમકે તેણે કહ્યું કે હું દેવનો દીકરો છું. અને જે
ચોરો તેની જોડે વધસથંભે જડયા હતા, તેઓએ
૪૫ પણ તેમજ તેની નીંદા કીધી. અને છઠી હોરાથી
નવમી હોરા સુધી આખા દેશ પર અંધકાર થયો.
૪૬ અને નવમી હોરાને આસરે ઈશુએ મોટે ધાંટે હાંક
મારતાં કહ્યું, કે એલી, એલી, લામા શાબાખથાની,
એટલે ઓ મારા દેવ, મારા દેવ, તેં મને કેમ મુકીદીધો
૪૭ છે? અને જેઓ તાંહાં ઉભા હતા તેઓમાંથી કેટ-
લાએકે શાંભળીને કહ્યું, કે એલીયાને તે હાંક
૪૮ મારેછે. અને તરતજ તેઓમાંથી એકે દોડીને સપંજ
લઈને સરકાથી ભીંજવયું, ને લાકડી પર બાંધીને,
૪૯ તેને ચુસવા આપયું. પણ બીજાઓએ કહ્યું, કે
રેહેવાદો, આપણે જોઈએ કે એલીયા એને છોડાવ-
૫૦ વાને આવેછે કે નહીં. પછી ઈશુએ બીજી વાર મોટે

ધાંટે હાંક મારીને પરાણ મુકયો. તારે જુઓ ૫૧
મંદીરના પડદાના ઉપરથી તલે સુધી ફાટીને બે
ભાગ થઈગયા, ને ધરતી કાંપી, ને ખડકો ફાટીગયા;
કબરો ઉઘડાઇ, ને ઊંધેલા પવીતરોનાં ઘણાં શરીર ૫૨
ઉઠયાં, ને તેના પાછા ઉઠયા પૈછી તેઓ કબરોમાંથી ૫૩
નીકલીને પવીતર નગરમાં ગયા, ને ઘણાઓની
પાસે પરગટ થયા. તારે જમાદારે તથા તેની સાથે ૫૪
જેટલા ઈશુની ચોકી કરતા હતા, તેઓએ ધરતીકંપાસે
તથા જે જે થયું, તે જોઈને બહુ બીહીતાં કહયું, કે
ખરાખર એ દેવને દીકરો હતો. અને તાંહાં ઘણી ૫૫
બાયડીઓ આઘાથી જોયા કરતી હતી, જેઓ
ઈશુની સેવા કરતી ગાલીલથી તેની પાછલ આવી
હતી. તેઓમાં મરીયમ માગદાલેણ, ને યાકોબની ૫૬
તથા યોશીની મા મરીયમ, તથા જબીદીના દીકરા-
ઓની મા હતી. અને સાહાંજ પડયા પર, યુસફ ૫૭
નામે આરીમથાઈને એક દરવચવાન આવયો, જે
પોતે પણ ઈશુનો શીશ હતો, તેણે પીલાત પાસે ૫૮
જઈને ઈશુનું મુડદું માગયું, તારે પીલાતે મુડદું સોંપા-
વવાની આગના કીધી. પછી યુસફે મુડદું લઈને ૫૯
સણને ઉજલે લુગડે તે વીટાલાયું. અને ખડકમાં ૬૦
ખોદાએલી પોતાની નવી કબરમાં તેને મુકયું, ને
એક મોટો પથર કબરના મોહો પર ગબડાવીને
તે ચાલયોગયો. તારે મરીયમ માગદાલેણ, તથા ૬૧

બીજી મરીયમ તાંહાં કબરની સામા બેઠી હતી.
૬૨ અને સીધીકરણને બીજે દાહાડે, મુખી યાજકો
તથા ફરેશીઓએ પીલાત પાસે એકઠા થઈને કહયું,
૬૩ કે સાહેબ અમને સમરણ છે, કે તે ઠગ જીવતો હતો
૬૪ તારે કેહેતો હતો, કે તરણ દાહાડા પછી હું ઉઠીશ. એ
માટે તરણ દાહાડા સુધી કબરની સંભાલના કરવાની
આગના કર, રખે તેના શીશો રાતરે આવીને તેને
ચોરીજાએ, ને લોકોને કેહે, કે મુએલાઓમાંથી તે
ઉઠયો છે, માટે છેલી ભુલ પેહેલી કરતાં મોટી થશે.
૬૫ તારે પીલાતે તેઓને કહયું કે ચોકીદારો તમારી પાસે
છે, તમે જાઓ, ને તમારી સમજણ પરમાણે સંભા-
૬૬ લના કરાવો. પછી તેઓ ગયા, ને પથર પર મોહોર
કરીને, ને ચોકી રાખીને કબરની સંભાલના કરાવી.
૨૮ અને વીશરામવાર પછી સતવાડીઆને પેહેલે
દાહાડે, પોહો ફાટવા લાગયો, તારે મરીયમ માગ-
દાલેણ તથા બીજી મરીયમ કબરને જોવા આવી.
૨ અને જુઓ મેટો ધરતીકંપારો થયો, કાંજે પરભુનો
દુત આકાશથી ઉતરયો, ને પાસે આવીને, કબરના
૩ મોહો પરથી પથરને ગબડાવીને તે પર બેઠો. અને
તેનું રૂપ વીજલી જેવું, ને તેનું લુગડું બરફના જેવું
૪ ઉજલું હતું. અને તેના ધાકથી ચોકીદારો ધુજયા ને
૫ મરણતોલ થઈગયા. તારે દુતે ઉતર દેતાં તે બાય-
ડીઓને કહયું, તમે ન બીહો, કેમકે વધસથંભે જડા-

એલા ઈશુને તમે શોધોછો, એ હું જાણુંછું. તે હીઆં ૬
નથી, કેમકે તેણે જેમ કહયું હતું તેમ તે ઉઠયો છે, તમે
આવો, જાંહાં પરભુ શુતો હતો તે જગયા જુઓ.
અને વેહેલા જઈને તેના શીશોને કોહો, કે મુએલા- ૭
ઓમાંથી તે ઉઠયો છે. ને જુઓ, તે તમથી અગાઉ
ગાલીલમાં જાએછે, તાંહાં તમે તેને દેખશો; જુઓ,
મે તમને કહયું છે. તારે તેઓ બીહીકે તથા ઘણા ૮
હરખે, કબરની પાસેથી વેહેલી નીકલીને તેના શીશોને
વાસ્તા કેહેવાને દોડી. અને તેઓ તેના શીશોને ૯
વાસ્તા કેહેવા જતી હતી, એટલામાં જુઓ ઈશુએ
તેઓને મલીને કહયું, સુખી રેહો, એથી તેઓએ
પાસે આવીને તેના પગ પકડયા, ને તેનું ભજન
કીધું. તારે ઈશુ તેઓને કેહેછે બીહો મા, જાઓ, મારા ૧૦
ભાઈઓને કોહો કે તેઓ ગાલીલમાં જાએ, ને તાંહાં
તેઓ મને દેખશે.

અને તેઓ જતી હતી, તારે જુઓ ચોકીદારોમાંથી ૧૧
કેટલાએક નગરમાં જઈને, જે જે થયું, તે સરવ
મુખી યાજકોને કહયું, તારે તેઓએ વડીલો સુધાં ૧૨
એકઠા થઈને તથા મનસુબો કરીને, તે સીપાઈઓને
ઘણાં નાણાં આપીને કહયું, કે તમે એમ કોહો, અમે ૧૩
ઊંઘતા હતા તારે તેના શીશો રાતરે આવીને તેને ચોરી
ગયા. અને જો એ વાત અધીપતીના કાનમાં પોહોં- ૧૪
ચશે, તો અમે તેને સમજાવીને તમને બચાવીશું.

૧૫ પછી તેઓએ નાણાં લીધાં, ને શીખવયા પરમાણે
કીધું; ને આજ સુધી એ વાત યહુદીઓમાં પરગટ
કેહેવાએછ.
૧૬ તારે અગીઆર શીશો ગાલીલમાં એક પાહાડ પર,
૧૭ જાંહાં ઈશુએ તેઓંને બતાવયું હતું, તાંહાં ગયા. અને
તેઓએ તેને જોઈને તેનું ભજન કીધું, પણ કેટલાએક
૧૮ સંદેહ લાવયા. તારે ઈશુએ પાસે આવીને તેઓને કહ-
યું,કે આકાશમાં તથા પરથવી પર સરવ અધીકાર મને
૧૯ અપાયો છે. એ માટે તમે જઈને સરવ દેશનાઓને
શીશ કરો; બાપ, તથા દીકરો તથા પવીતર આતમાને
૨૦ નામે તેઓને બાપતીસમા આપતા જાઓ. મે
તમને જે જે આગના કીધી તે સરવ પાલવાનું તેઓને
શીખવતા જાઓ; ને જુઓ, જગતના અંત સુધી
હું સારવકાલ તમારી સાથે છું. આમેન.

---

# મારકની લખેલી સુવારતા.



દેવના દીકરા ઈશુ ખારીસતની સુવારતાનો ૧
આરંભ. જેમ ભવીશવાદોમાં લખેલું છે, કે "જોજે ૨
હું તારા મોહો આગલ મારા દુતને મોકલુંછું; તે તારી
સામણે તારો મારગ તયાર કરશે; રાનમાં પોકારના- ૩
રની એવી વાણી કે પરભુનો મારગ સીધો કરો, તેની
વાટો પાધરી કરો;" તેમ યોહાન રાનમાં બાપતી- ૪
સમા કરતો, તથા પાપોની માફીને સારૂ, પસતાવાનું
બાપતીસમા પરસીધ કરતો હતો. અને આખા ૫
યહુદા દેશના તથા યરૂશાલેમના રેહેવાસીઓ તેની
પાસે બાહાર ગયા; ને સંધા પોતાનાં પાપ માનીને
યરદન નદીમાં તેનાથી બાપતીસમા પામયા. ને ૬
યોહાને ઊંટનાં રૂઆં ને પોતાની કમર પર ચામ-
ડાનો પટો પેહેરેલાં હતાં; ને તે ટીડો તથા રાની
મધ ખાતો હતો. ને તેણે વાત પરગટ કરતાં કહયું, ૭
કે મારા કરતાં જે સમરથ તે મારી પાછલ આવેછે;
તેના ચપલની વાધરી હું વાંકો વલીને છોડવા જોગ
નથી. મે પાણીથી તમારૂં બાપતીસમા કીધું છે ૮
ખરૂં; પણ તે પવીતર આતમાથી તમારૂં બાપતી-

૯ સમા કરશે. ને તે દાહાડાઓમાં એમ થયું, કે ઈશુ
ગાલીલના નાજરેથથી આવયો, ને યરદનમાં યોહા-
૧૦ નથી બાપતીસમા પામયો; ને તતકાલ પાણી
પાસેથી ઉપર આવતાં, તેણે આકાશ ઉઘડેલું, તથા
પવીતર આતમાને ખબુતરની પઠે પોતા પર ઉતરતો
૧૧ જોયો. ને આકાશથી વાણી થઈ, કે તું મારો વાહાલો
૧૨ દીકરો છે; તારામાં હું પરસન છું. ને તતકાલ આતમા
૧૩ તેને રાનમાં લઈજાએછે; ને તાંહાં રાનમાં ચાલીશ
દાહાડા સુધી શેતાનથી તેનું પરીખશણ થયું; ને
શાવાપદોની સાથે તે હતો; ને દુતોએ તેની સેવા કીધી.
૧૪ અને યોહાન પરસવાધીન કરાયા પછી, ઈશુ
દેવના રાજની સુવારતા પરગટ કરતો ગાલીલમાં
૧૫ આવયો, તથા બોલયો, કે સમય પુરો થયો છે; ને
દેવનું રાજ પાસે આવયું છે; પસાતાવો કરો, ને
૧૬ સુવારતા પર વીશવાસ કરો. અને તેણે ગાલીલના
સમુદરને કાંઠે ચાલતાં સીમોનને તથા તેના ભાઈ
આંદરયાને સમુદરમાં જાલ નાંખતા જોયા; કેમકે
૧૭ તેઓ માછલાંના પકડનારા હતા. અને ઈશુએ તેઓ-
ને કહયું કે મારી પાછલ આવો, ને હું તમને માણ-
૧૮ સોના પકડનારા કરીશ. અને તતકાલ તેઓ પોતાની
૧૯ જાલો મુકીને તેની સાથે ગયા. અને થોડું આગલ
જઈને તેણે જબ્દીના દીકરા યાકુબને તથા તેના
ભાઈ યોહાનને વાહાણમાં જાલો સાંધતા જોયા.

અને તતકાલ તેણે તેઓને બોલાવયા; ને તેઓ ૨૦
પોતાના બાપ જબ્બીદીને મજુરોની સાથે વાહણમાં
મુકીને, તેની પાછલ ગયા.
અને તેઓ કાપરનાહુમમાં જાએછે; ને તતકાલ, ૨૧
વીશરામવારે, સભાસથાનમાં જઇને તેણે ઉપદેશ
કરયો. અને તેઓ તેના ઉપદેશથી અચરત થયા; ૨૨
કેમકે તેણે તેઓને શાસતરીઓની પઠે નહીં, પણ
જેને અધીકાર હોએછે તેની પઠે ઉપદેશ કીધો. અને ૨૩
તેઓની સભામાં અશુધ આતમા વલગેલો એક
માણસ હતો; ને તેણે બુમ પાડીને કહયું કે ઈશુ ૨૪
નાજારી, અમને રેહેવા દે; અમારે તારે શું છે? શું તું
અમારો નાશ કરવા આવયો છે; તું કોણ છે, એ હું
જાણુંછું, દેવનો પવીતર. અને ઈશુએ તેને ધમ- ૨૫
કાવતાં કહયું, કે છાનો રેહે, ને એમાંથી નીકલ. અને ૨૬
અશુધ આતમા તેને પીલીને, તથા મોટી વાણી
કાહાડીને, તેમાંથી નીકલયો. અને બધા અચરત ૨૭
થયા, એવા કે તેઓ માહોમા પુછવા લાગયા, કે આ
શું છે? આ કયો નવો ઉપદેશ હશે? કેમકે અધી-
કારથી તે અશુધ આતમાઓને પણ આગના આ-
પેછે; ને તેઓ તેનું માનેછે. અને તતકાલ તે ૨૮
સંબંધીની ખબર આખા ગાલીલ પરાંતમાં ફેલી.
અને તેઓ સભાસથાનમાંથી નીકલીને યાકુબ ૨૯
તથા યોહાન સુધાં સીમોનના તથા આંદરયાના

૩૦ ઘરમાં તતકાલ પેઠા. સીમોનની શાશુ તો તાવે
પડેલી હતી; ને તતકાલ તે સંબંધી તેઓ તેને કેહેછે.
૩૧ અને તેણે પાસે આવીને, એનો હાથ ઝાલીને એને
ઉઠાડી; ને તતકાલ એનો તાવ મટયો; ને એણીએ
૩૨ તેઓની સેવા કીધી. અને સાંહાંજ પડીને સુરજ
આથમયો, તારે તેઓ બધા માંદાઓને તથા ભુત-
૩૩ વલગેલાને તેની પાસે લાવયા. અને બારણા
૩૪ આગલ આખું શેહેર એકઠું થયું. અને નાના પર-
કારના રોગોએ માંદા એવા ઘણાંને તેણે સમા કીધાં;
ને ઘણા ભુતો કાહાડયા; ને ભુતોએ તેને ઓલ-
ખયો, માટે તેણે તેઓને બોલવા ન દીધા.
૩૫ અને પરભાતે ઘણી રાતરી છતાં, તે ઉઠીને બાહાર
ગયો; ને ઉજડ ઠેકાણે જઈને તાંહાં પરારથના કરી.
૩૬ અને સીમોન તથા જેઓ તેની સાથે હતા, તેઓ તેની
૩૭ પછવાડે ગયા; અને તેને મલીને તેને કેહેછે, કે સહુ
૩૮ તને શોધેછે. અને તે તેઓને કેહેછે કે આપણે પાસેનાં
ગામોમાં જઈએ, કે હું તાંહાં પણ વાત પરગટ કરૂં;
૩૯ કાંજે એ સારૂ હું આવયો છું. અને તે આખા
ગાલીલમાં તેઓનાં સભાસ્થાનોમાં વાત પરગટ
કરતો ને ભુતો કાહાડતો હતો.
૪૦ અને એક કોહોડીઓ તેની પાસે આવેછે, ને તેની
વીનંતી કરીને તથા ધુંટણે ટેકીને કેહેછે, કે જો તારી
૪૧ ઈછા હોએ, તો તું મને શુધ કરીશકેછે. અને ઈશુ

કરૂણા રાખી હાથ લાંબો કરીને તેને અડકયો, ને
કેહેછે, કે મારી ઇછા છે, તું શુધ થા, ને તેના કહયા ૪૨
પર તતકાલ તેનો કોહોડ તેનાથી ગયો, ને તે શુધ
થયો. અને તેણે તેને સમજાવીને તતકાલ બાહાર ૪૩
મોકલયો, ને તેને કેહેછે, કે કોઇને કેહેતો ના; પણ ૪૪
જઇને યાજકની આગલ પોતાને દેખાડ, ને તેઓને
સાખશીને અરથે મુસાએ જે જે ઠરાવયાં, તેનું તારા
શુધ થવા વીશે દાન કર. પણ તે નીકલીને ઘણું ૪૫
પરગટ કરવા તથા એ વાત ફેલાવવા લાગયો,
એવો કે ઇશુ હવે શેહેરમાં ઉઘાડી રીતે જઈ ન
શકયો; પણ બાહાર ઉજડ ઠેકાણાઓમાં હતો, ને
હરતરફથી લોક તેની પાસે આવયા.

અને કેટલાએક દીવસ પછી, તે ફરી કાપરના- ૨
હુમમાં ગયો; ને ખબર થઇ કે ઘરમાં તે છે. ને ૨
તતકાલ એટલા ઘણા એકઠા થયા, કે દરવાજા પાસે
પણ સમાએ નહીં; ને તે તેઓની આગલ વાત બો-
લયો. ને તેઓ તેની પાસે ચાર માણસોથી ઉંચકેલા ૩
એક પકશાઘાતીને લઈઆવયા. ને ભીડને લીધે તેને ૪
પોહોંચી ન શકતાં, જાંહાં તે હતો તાંહાંનું છાપરૂં
ઉખેડયું, ને એને તોડીને જે ખાટલી પર તે પકશા-
ઘાતી શુતો હતો તે ઉતારી. ને ઇશુ તેઓનો વીશ- ૫
વાસ જોઇને પકશાઘાતીને કેહેછે, કે દીકરા, તારાં
પાપ તને માફ થયાં છે. પણ કેટલાએક શાસતરીઓ ૬

તાંહાં બેઠા હતા, તથા પોતાનાં રદયોમાં વીચારતા
૭ હતા, કે તે એવું દુરભાશણ કેમ બોલેછે? એક જે દેવ
૮ તે વીના કોણ પાપની માફી કરીશકેછે? ને તેઓ
પોતામાં એમ વીચારેછે, એ ઈશુએ પોતાના આત-
મામાં તતકાલ જાણીને તેઓને કહયું, કે તમે
૯ પોતાના રદયોમાં એવા વીચાર કેમ કરોછો? કયું
સેહેલ છે, "તારાં પાપ તને માફ થયાં છે," પકશા-
ધાતીને એમ કેહેવું, કે "ઉઠ તારી ખાટલી ઉંચકીને
૧૦ ચાલ," એમ કેહેવું? પણ માણસના દીકરાને પરથવી
પર પાપની માફી કરવાનો અધીકાર છે, એમ તમે
૧૧ જાણો માટે, (પકશાધાતીને તે કેહેછે,) હું તને કહુંછું
કે ઉઠ, તારી ખાટલી ઊંચક, ને તારે ઘેર ચાલયો જા.
૧૨ ને તતકાલ તે ઉઠયો, ને ખાટલી ઊંચકીને સહુની
સામણે નીકલીગયો, એવો કે સહુએ અચરત થઇને,
તથા દેવને મહીમા આપીને કહયું, કે અમે કદી એવું
જોયું નહીં.
૧૩ અને ફરી તે સમુદરને કાંઠે ગયો; ને બધા
લોક તેની પાસે આવયા; ને તેણે તેઓને ઉપ-
૧૪ દેશ કરયો. ને પાસેથી જતાં તેને અલફીના દીકરા
લેવીને દાણની ચોકી પર બેઠેલો જોયો; ને તેને
કેહેછે કે મારી પાછલ ચાલ; ને તે ઉઠીને તેની પાછલ
૧૫ ચાલયો. અને એમ થયું કે તે એનાં ઘરમાં જમવા
બેઠો, તારે ઘણા દાણીઓ તથા પાપીઓ ઈશુની

તથા તેના શીશોની સાથે બેઠા, કેમકે તેઓ ઘણા
હતા, ને તેની પાછળ ચાલતા હતા. અને શાસતરી- ૧૬
ઓએ તથા ફરેશીઓએ તેને દાણીઓની તથા
પાપીઓની જોડે જમતો જોઈને,તેના શીશોને કહયું;
કે દાણીઓની તથા પાપીઓની જોડે તે કેમ ખાએ
પીએછે? ને ઈશુ શાંભળીને તેઓને કેહેછે, કે જે ૧૭
સાજા છે તેઓને વૈદનું અગત નથી; પણ જે માંદા
તેઓનેજ છે. હું નચાઈઓને નહીં, પણ પાપીઓને
પસતાવવાને સારૂ તેડવા આવયો છું. અને યોહા- ૧૮
નના તથા ફરેશીઓના શીશો ઉપવાસ કરતા હતા;
ને તેઓ આવેછે, ને તેને કેહેછે, કે યોહાનના તથા
ફરેશીઓના શીશો ઉપવાસ કરેછે, પણ તારા શીશો
ઉપવાસ નથી કરતા, એ કેમ છે? ને ઈશુએ તેઓને ૧૯
કહયું કે, વર જાનઈઆની સાથે છે, એટલામાં શું
તેઓ ઉપવાસ કરીશકેછે? વર તેઓની સાથે છે તેટ-
લા વખત સુધી તેઓ ઉપવાસ કરીશકતા નથી.
પણ એવા દીવસ આવશે, કે વર તેઓની પાસેથી ૨૦
લેવાશે; ને તારે તેજ દીવસોમાં તેઓ ઉપવાસ કરશે.
અને કોરાં લુગડાનું થીગલું જુનાં વસતર પર કોઈ ૨૧
સીવતું નથી; સીવે તો તેમાં સીવેલો નવો કટકો
જુનાની ખેંચ કરેછે, ને ફાટ વધતી પડેછે. અને ૨૨
નવો દરાખરસ જુની કુડીઓમાં કોઈ ભરતું નથી;
જો ભરે તો નવો દરાખરસ કુડીઓને ફાડેછે, ને

દરાખરસ વહીજાએછે, ને કુડીઓનો નાશ થાએછે;
પણ નવો દરાખરસ નવી કુડીઓમાં ભરવો જોઈએ.
૨૩ અને એમ થયું કે વીશરામવારે તે દાણાનાં ખેત-
રોમાં થઈને જતો હતો; ને તેના શીશો ચાલતા
૨૪ ચાલતા કણશલાં તોડવા લાગયા. અને ફરોશી-
ઓએ તેને કહયું, કે જોજે, વીશરામવારે જે ઉચીત
૨૫ નથી તે તેઓ કેમ કરેછે? ને તેણે તેઓને કહયું કે
દાવુદને અગત હતું, ને તે તથા તેના સાથીઓ
ભુખા હતા, તારે તેણે શું કરયું, એ તમે કદી નથી
૨૬ વાંચયું શું? એટલે અબયાથર યાજક હતો, તારે
દેવના ઘરમાં પેસીને, અરપેલી રોટલીઓ જે
યાજકો શીવાય કોઈને ખાવાને ઉચીત નથી તે
૨૭ ખાધી, ને તેના સાથીઓને પણ આપી. ને તેણે
તેઓને કહયું, કે વીશરામવાર માણસને અરથે
૨૮ થયો, માણસ વીશરામવારને અરથે નહીં, એવો કે
માણસનો દીકરો વીશરામવારનો પણ પરભુ છે.
૩ અને તે ફરી સભાસથાનમાં ગયો; ને તાંહાં
૨ એક માણસ હતો જેનો હાથ શુકાએલો હતો. અને તે
પર દોશ મુકવા સારૂ તેઓએ તે પર નજર રાખી, કે
૩ તે વીશરામવારે તેને સમો કરશે કે નહીં. ને હાથ
શુકાએલા માણસને તે કેહેછે, કે વચમાં ઉભો થા.
૪ અને તે તેઓને કેહેછે કે વીશરામવારે શારૂ કરવું કે
માઠું કરવું? જીવને બચાવવો કે મારીનાંખવો, કયું

ઉચીત છે? ને તેઓ છાનાં રહયા. ને તેઓનાં ૫
રદયની કઠણુતા પર તે દલગીર થઈને, ગુસા સહીત
તેઓ પર નજર કરીને તે માણસને કેહેછે, કે તારો
હાથ લાંબો કર. ને તેણે લાંબો કરયો; ને તેનો
હાથ બીજા જેવો સાજો કરાયો. અને ફરોશીઓએ ૬
બાહાર જઈને તતકાલ હેરોદીઓની સાથે તેને વીરૂધ
મનસુબો કરયો, કે કહી રીતે તેનો નાશ કરે.

અને ઈશુ પોતાના શીશો સુધાં સમુદરની પાસે ૭
નીકલી ગયો; ને ગાલીલમાંથી તથા યહુદામાંથી તથા ૮
યરૂશાલેમમાંથી તથા એદુમમાંથી, તથા યરદનની
પેલે પારથી ધણા લોક તેની પાછલ ગયા; ને સોર
તથા સીદોનની આસપાસના ધણા લોક, તેણે જે જે
કરયાં તે શાંભલીને, તેની પાસે આવયા. ને લોકથી ૯
તે દબાઈ ન જાએ, માટે તેણે ભીડના કારણથી
પોતાને સારૂ વાહાણ તયાર રાખવાનું, પોતાના
શીશોને કહયું; કેમકે તેણે ધણાને સમા કરયાં હતાં, ૧૦
એવાં કે જેટલાં માંદાં હતાં તેટલાં તેને અડકવા સારૂ
તેના પર તુટી પડતાં હતાં. અને અશુધ આતમા- ૧૧
ઓએ જારે તેને જોયો તારે તેને પગેપડયા તથા
પોકારી બોલયા, કે તું દેવનો દીકરો છે. ને તેણે તેઓ- ૧૨
ને બહુ તાકીદ કરી કે તેઓ તેને પરગટ ન કરે.

અને તે પાહાડ પર ચહડયો, ને જેઓને તેણે ૧૩
ચાહયા તેઓને તેડયા; ને તેઓ તેની પાસે આવ-

૧૪ યા. અને તેણે બારને ઠરાવયા, કે તેઓ તેની
સાથે રેહે, ને કે તે તેઓને વારતા શંભળાવવાને
૧૫ મોકલે, ને કે તેઓને રોગ ટાલવાનો તથા ભુત
૧૬ કાહાડવાનો અધીકાર મલે. ને સીમોનની અટક
૧૭ તેણે પીતર પાડી; તથા જબ્બીદીના દીકરા યાકુબને
તથા યાકુબના ભાઈ યોહાનને; ને તેઓની અટક
તેણે બોઅનેરગેસ પાડી, એટલે ગરજનાના દીકરા;
૧૮ ને આંદરયાને, તથા ફીલીપને, તથા બારથલમીને,
તથા માથીને, તથા થોમાને, તથા આલફીના દીકરા
યાકુબને, તથા થાદીને, તથા સીમોન કનાનીને,
૧૯ તથા યહુદા ઈસકારયતને, જેણે તેને પરસવાધીન કીધો.
૨૦ અને તેઓ ઘરમાં આવેછે. ને ફરી એવા ઘણા
લોક એકઠા થયા, કે તેઓ રોટલી ખાઈ પણ ન
૨૧ શકયા. અને તેના સગાંઓ શાંભલીને તેને પકડવા
બાહાર નીકલયા; કેમકે તેઓએ કહયું કે તે ઘેલો છે.
૨૨ પણ શાસતરીઓ યરૂશાલેમથી આવયા હતા તેઓ-
એ કહયું કે તેને બેલજબુલ વલગયો છે; ને ભુતોના
૨૩ સરદારથી તે ભુતોને કાહાડેછે. અને તેણે તેઓને
તેડીને દરશટાંતોમાં તેઓને કહયું, કે શેતાન શેતા-
૨૪ નને કેમ કાહાડીશકે? ને જો કોઈ રાજને પોતામાં
૨૫ ફુટ પડી હોએ, તો તે રાજ થીર રહી શકતું નથી. ને
જો કોઈ ઘરને પોતામાં ફુટ પડી હોએ, તો તે ઘર થીર
૨૬ રહી શકતું નથી. ને જો શેતાન પોતાની સામે

ઉભો થયો, ને તેનામાં ફુટ પડી હોએ, તો તે થીર
રહી શકતો નથી; પણ તેનો અંત આવયો. બલ- ૨૭
વાનના ઘરમાં પેસીને જો પેહેલાંથી તે બલવાનને
ન બાંધશે તો કોઈ તેનો સામાન લુટી શકતો નથી.
[તેને બાંધશે],તારે તેનું ઘર લુટશે. હું તમને ખચીત ૨૮
કહુંછું કે સર્વ પાતકો તથા જે કંઈ દુરભાશણો
માણુસના દીકરા કરશે, તેઓ એઓને માફ કરાશે.
પણ જે કોઈ પવીતર આતમા પર દુરભાશણ કરશે, ૨૯
તેની માફી કદી થતી નથી; પણ તે અનંત સજા
લાયક છે. કેમકે તેઓએ કહયું કે તેને અશુધ આતમા ૩૦
વલગેલો છે.

તારે તેના ભાઈ તથા તેની મા આવયાં, ને ૩૧
બાહાર ઉભાં રહીને તેને બોલાવતાં તેની પાસે
(માણુસ) મોકલયું. ને ઘણા લોક તેની આસ- ૩૨
પાસ બેઠા, ને તેને કહયું કે જો, તારી મા તથા
તારા ભાઈઓ બાહાર તને શોધેછે. અને તેણે તે- ૩૩
ઓને ઉતર આપતાં કહયું, કે મારી મા અથવા
મારા ભાઈ કોણ છે? અને જેઓ તેની આસપાસ ૩૪
બેઠા હતા તેઓની ગમ ચારોતરફ જોઈને તે કેહેછે,
કે જુઓ, મારી મા તથા મારા ભાઈ. કેમકે જે કોઈ ૩૫
દેવની ઇછા માનશે તે મારો ભાઈ તથા મારી બેહેન
તથા મા છે.

અને ફરી સમુદરને કાંઠે તે ઉપદેશ કરવા લા- ૪

ગયો. ને અતી ઘણા લોક એકઠા થયા, એવા કે
વાહાણ પર ચહડીને તે સમુદરે બેઠો; ને બધા લોક
૨ સમુદરની પાસે જમીન પર હતા. અને દરશટાં-
તોમાં તેણે તેઓને ઘણો ઉપદેશ કીધો; ને પોતાના
૩ ઉપદેશમાં તેઓને કહયું; શાંભલો, જુઓ, વાવ-
૪ નાર વાવવાને બાહાર ગયો. ને એમ થયું, કે તે
વાવતો હતો તારે રસતાની કોરે કોઈ પડયાં; ને
૫ આકાશનાં પકશીઓ આવીને તે ખાઈગયાં. ને
બીજાં પથરની ભુંઈમાં પડયાં, જાંહાં તેઓને ઘણી
માટી ન હતી; ને ઉંડી ભુંઈ ન હતી, માટે તે વેહેલાં
૬ નીકલયાં; ને સુરજ ઉગયો તારે તેઓ ચીમલાઈગયાં;
૭ ને તેઓને જડ ન હતી, માટે તેઓ શુકાઈગયાં. ને
બીજાં કાંટાઓમાં પડયાં; ને કાંટાઓએ વધીને
તેઓને દાબીનાંખયાં; ને તેઓએ ફલ ન આપયું.
૮ ને બીજાં શારી ભુંઈમાં પડયાં; ને તેઓએ ઉગનારૂં
તથા વધનારૂં ફલ આપયું; ને કોઈએ તીશગણાં,
ને કોઈએ શાઠગણાં, ને કોઈએ શોગણાં ઉપજા-
૯ વયાં. ને તેણે તેઓને કહયું કે જેને શાંભલવાને
૧૦ કાનો છે તેણે શાંભલવું. ને જારે તે એકાંત હતો તારે
જેઓ તેની પાસે બારો સુધાં રેહેતા હતા, તેઓએ
૧૧ તેને આ દરશટાંત વીશે પુછયું. અને તેણે તેઓને
કહયું કે દેવના રાજનો ભેદ જાણવો એ તમને
અપાયું છે; પણ જેઓ બાહારના તેઓને બધાં

દરશટાંતોમાં થાએછે; એ માટે કે તેઓ જોતા ૧૨
જોએ, પણ જાણે નહીં; ને શાંભલતા શાંભલે,
પણ સમજે નહીં; રખે કદાપી તેઓ ફરે, ને તેઓને
પાપની માફી મલે. ને તે તેઓને કેહેછે, કે શું તમે ૧૩
આ દરશટાંત સમજતા નથી; તો સરવ દરશટાંત
કેમ જાણશો? વાવનાર વાત વાવેછે. રસતાની ૧૪
કોરપરના એ છે કે જાંહાં વચન વવાએછે, ને જારે ૧૫
તેઓએ શાંભલયું, તારે શેતાન તુરત આવેછે, ને
તેઓનાં રદયોમાં જે વચન વવાએલું હતું તે લઈ-
જાએછે. ને એમજ જેઓ પથરની ભુંઈમાં વવા- ૧૬
એલા, તેઓ એ છે, કે જારે વચન શાંભલયું તારે
તેઓ તુરત હરખથી તેને માનીલેછે. અને તેઓ ૧૭
પોતાનામાં જડ રાખતા નથી; પણ થોડીજ વાર
રેહેછે; પછી વચનને લીધે દુઃખ અથવા સતાવણી
થઈતારે તેઓ તતકાલ ઠોકર ખાએછે. ને કાંટાઓ- ૧૮
માં જે વવાએલાં તેઓ એ છે, કે વચન શાંભલયું,
પણ આ કાલની ચીંતાઓ, તથા દોલતની માયા, ૧૯
તથા બીજી વસતુઓ વીશે લોભ પરવેશ કરીને
વાતને દાબી નાંખેછે; ને તેઓ નીશફલ થાએછે.
ને જેઓ શારી ભુંઈમાં વવાએલાં તેઓ એ છે, કે ૨૦
જેઓ વચન શાંભલેછે ને તેને લેછે, ને ફલ આ-
પેછે; કોઈ તો તીશગણાં, ને કોઈ શાઠગણાં, ને કોઈ
શોગણાં. અને તેણે તેઓને કહયું, કે શું માપા ૨૧

તલે અથવા ખાટલા તલે મુકાવા સારૂ દીવો આવેછે?
૨૨ શું દીવી પર મુકાવાને નથી? કેમકે જે જાહેર કરા-
વાનું ન હોએ એવું કંઈ છાંનું નથી; ને શીવાચ
૨૩ પરગટમાં આવવાને માટે કંઈ ગુપત થચું નહીં. જો
૨૪ કોઇને શાંભળવાને કાનો છે તો તેણે શાંભળવું. ને
તેણે તેઓને કહચું, કે તમે જે શાંભલોછો તે પર
ધચાન રાખો. જે માપાથી તમે માપોછો તેથી તમને
મપાશે; ને તમ શાંભળનારાઓને વધતું અપાશે;
૨૫ કેમકે જેની પાસે છે તેને અપાશે, ને જેની પાસે
નથી, તેનું જે છે તે તેની પાસેથી લઇલેવાશે.
૨૬ અને તેણે કહચું, કે કોઈ માણસ ભુંઈમાં બી નાંખે,
૨૭ ને રાત દાહાડો ઉંઘે તથા જાગે, ને તે જાણતો નથી
એવી રીતે બી ઉગે ને વધે, એ પરમાણે દેવનું રાજ છે.
૨૮ કેમકે ભુંઈ પોતાની મેલે ફલ આપે છે, પેહેલાં તો
પીલા, પછી કણુશલાં, પછી કણુશલામાં પુરા દાણા.
૨૯ પણ જારે દાણા પાકા થચા છે, તારે તે દાતરડું તત-
કાલ લગાડેછે; કાંજે કાપણી આવી છે.
૩૦ અને તેણે કહચું, કે દેવનું રાજ શાને સરખા-
૩૧ વીએ? અથવા શાંથી તેનું દરશટાંત કરીએ? તે
પીલાના દાણાના સરખું; એ ભુંઈમાં વવાચું તારે
ભુંઈના સરવ બી કરતાં નાહાનું છે; પણ તે વવાચું
૩૨ તારે ઉગી નીકલેછે, ને સરવ છોડવા કરતાં મોહોટું
થાએછે, ને મોહોટી ડાલીઓ ઉપજાવેછે, એવી કે

આકાશના પકશીઓ તેની છાયા નીચે વાસો કરી-
શકેછે. ને એવાં ઘણાં દરશટાંતોમાં જેમ તેઓ ૩૩
શાંભલી શકતા તેમ તે તેઓને વચન કેહેતો; પણ
દરશટાંત વીના તે તેઓને કંઈ નોહોતો કેહેતો. ને ૩૪
એકાંતે તે પોતાના શીશોને સરવનું બેઆન કરતો.
અને તે દાહાડે સાંજ પડી તારે તે તેઓને કેહેછે ૩૫
કે આપણે પેલે પાર જઈએ. ને તેઓ લોકને ૩૬
વીદાય કરીને, જેવો તે વાહાણમાં હતો તે પરમાણે
તેને લેછે; બીજી હોડીઓ પણ તેની સાથે હતી.
અને પવનનું મોહોટું તુફાન થયું; ને મોજાઓ ૩૭
વાહાણ પર એવા ઉછલી આવીઆ કે તે હવે ભરાઈ-
ગયું. અને તે ડભુસાએ ઓસીકા પર ઉંઘતો હતો; ૩૮
ને તેઓ તેને જગાડેછે તથા તેને કેહેછે કે, ઉપદેશક
હમે નાશ પામીએ છઈએ, તેની તને શું કંઈ ચીંતા
નથી? અને તેણે ઉઠીને પવનને ધમકાવયો, તથા ૩૯
સમુદરને કહયું કે છાનો રેહે, શાંત થા. ને પવન
બંદ થયો, ને બહુ શાંતી થઈ. અને તેણે તેઓને ૪૦
કહયું, કે તમે એવડા બીહીકણા કેમ છો? તમને
વીશવાસ નથી કેમ? ને તેઓ બહુ બીધા, તથા ૪૧
માહોમા બોલયા કે તો આ કોણ છે? કેમકે પવન
તથા સમુદર તેનું માનેછે.

અને તેઓ સમુદરને પાર ગાદારીઓના દેશમાં ૫
ગયા. ને તે વાહાણમાંથી ઉતરયો, એટલે કબર- ૨

સથાનમાંથી અશુધ આતમા વલગેલો એક માણ-
૩ સ તેને મલયો; તેનો કબરસથાનોમાં રેહેવાસ
૪ હતો; ને સાંકલોએ પણ કોઈ તેને બાંધી ન શકયો. કે-
મકે તે ઘણી વાર બેડીઓએ તથા સાંકલોએ બંધાયો
હતો ને તેણે સાંકલો તોડીનાંખી, તથા બેડીઓ
૫ ભાંજીનાંખી; ને કોઈ તેને વશ કરી ન શકયો. અને
તે નીત રાતદાહાડો પાહાડોમાં તથા કબરોમાં બુમ
પાડતો તથા પથરોએ પોતાને ઘાયલ કરતો હતો.
૬ પણ ઈશુને દુરથી જોઇને તે દોડી આવયો, ને તેને
૭ પગે લાગયો, ને મોહોટે ઘાંટે પોકારી બોલયો,
ઈશુ પરાતપર દેવના દીકરા, મારે ને તારે શું છે? હું
તને દેવના સમ ઘાલુંછું, કે તું મને દુઃખ ન દે.
૮ (કેમકે તેણે એને કહયું હતું કે અશુધ આતમા એ
૯ માણસમાંથી નીકલ.) અને તેણે તેને પુછયું કે
તારૂં નામ શું? ને તેણે ઉતર આપતાં કહયું કે મારૂં
૧૦ નામ સેના, કેમકે હમે ઘણા છઈએ. ને એણે તેની
વીનંતી કીધી, કે તે તેઓને દેશમાંથી ન કાહાડે.
૧૧ અને તાંહાં પાહાડોની પાસે ભુંડોનું મોહોટું ટોલું
૧૨ ચરતું હતું. ને બધા ભુતોએ તેની વીનંતી કરીને
કહયું, કે હમે તે ભુંડોમાં પેસીએ માટે હમને તે-
૧૩ ઓમાં મોકલ. ને ઈશુએ તતકાલ તેઓને રજા
આપી. ને અશુધ આતમાઓ નીકલીને ભુંડોમાં
પેઠા; ને ટોલું કરાડાથી સમુદરમાં ધસી ગયું, તે

આસરે બે હજાર હતા, ને સમુદરમાં ગુંગલાઈગયા.
અને જેઓ ભુંડોને ચારતા હતા તેઓ નાહુઠા, ને ૧૪
શેહેરેમાં તથા ગામડાંઓમાં ખબર આપી; ને શું
થયું તે જોવાને તેઓ નીકલયા. ને ઇશુની પાસે ૧૫
તેઓ આવેછે, ને જેને સેના હતી તે ભુતવલગેલાને
તેઓએ બેઠેલો તથા પેહેરેલો તથા હોશમાં આવેલો
જોયો; ને તેઓ બીધા. ને ભુતવલગેલાને કેમ ૧૬
થયું તેની તથા ભુંડો સંબંધીની હકીકત જેઓએ તે
જોઈ તેઓએ તેઓને કહી. અને તેઓની સીમો- ૧૭
માંથી જવાની તેઓ તેની વીનંતી કરવા લાગયા.
ને તે વાહાણમાં ચહડતો હતો એટલામાં જેને ભુત ૧૮
વલગયો હતો તેણે તેની સાથે થવાની વીનંતી કરી.
પણ ઈશુએ તેને આવવા ન દીધો; પણ તેને કેહેછે, ૧૯
કે તારે ઘેર તારા સગાઓની પાસે જા, ને પરભુએ
તારે સારૂ કેટલું કરયું, ને તારા પર દયા રાખી તેની
તેઓને ખબર આપ. અને તે ગયો, ને ઈશુએ ૨૦
તેને સારૂ કેટલું કરયું હતું તે દેકાપોલીશમાં પરગટ
કરવા લાગયો; ને સંધા અચરતી પામયા.

અને ઈશુ ફરી વાંહાણમાં પેલે પાર ગયો હતો; ૨૧
તારે અતીઘણા લોક તેની પાસે એકઠા થયા; ને તે
સમુદરની પાસે હતો. ને જાુઓ સભાના અધીકા- ૨૨
રીઓમાંનો જાએર નામે એક આવેછે; ને તેને
જોઈને તેના પગો પાસે પડેછે; ને તેણે તેની ઘણી ૨૩

વીનંતી કરીને કહયું, કે મારી નાહાની દીકરી મરવા
પડી છે; માટે આવીને તેને હાત લગાડ એ માટે કે
૨૪ તે બચે, ને તે જીવશે. ને તે તેની સાથે ગયો; ને
અતી ધણા લોકે તેની સાથે જઈને તે પર ભીડ કીધી.
૨૫ અને એક બાયડી જેને બાર વરશ થયાં રકત-
૨૬ સરાવ હતો, ને જેણે ધણા વૈદોથી ધણું સહયું હતું, ને
પોતાનું બધું ખરચીનાંખયું હતું, ને કાંઈ ગુણ પામી
૨૭ નોહતી, પણ તે કરતાં વધતી માંદી થઇ હતી, તે ઈશુ
સંબંધી શાંભલીને ભીડમાં તેની પછવાડેથી આવી,
૨૮ ને તેના લુગડાને અડકી. કેમકે તેણીએ કહયું, કે
૨૯ જો હું તેના લુગડાનેજ અડકુ તો બચું. ને તતકાલ
તેનું લોહી ઝરતાં બંધ થયું, ને શરીરે તેણે જાણયું
૩૦ કે દરદથી હું સમી થઈછું. અને ઈશુએ પોતામાંથી
પરાકરમ નીકલયો એ પોતામાં તુરત જાણીને લોક
મધે ફરીને કહયું કે, કોણ મારા લુગડાને અડકયું?
૩૧ ને તેના શીશોએ એને કહયું, તું જોએછે કે, ધણાં લોક
તારા પર ભીડ કરેછે ને શું તું કેહેછે કે, કોણ મને
૩૨ અડકયું? અને જેણે એ કામ કરયું તેને જોવા સારૂ
૩૩ તેણે આસપાસ જોયું. ને તે બાયડી બીહીને તથા
ધુજીને, તેના પર જે થયું તે જાણીને આવી, ને
તેની આગલ પડીને તેણે તેને બધું ખરૂ કહયું.
૩૪ ને તેણે તેને કહયું કે દીકરી તારા વીશવાસે તને
બચાવી છે; કુશલતાએ જા, ને તારા દરદથી સમી થા.

હજી તેના બોલતાં સભાના અધીકારીથી લોકો આ- ૩૫
વીને કેહેછે કે, તારી દીકરી મરીગઈછે, તું હવે ઉપદેશકને
તસદી શું કરવા દેછે? પણ ઈશુ તે બોલેલી વાત ૩૬
શાંભલીને તતકાલ સભાના અધીકારીને કેહેછે, કે
બીહી મો એકલો વીશવાસ કર. ને પીતર યાકુબ તથા ૩૭
યોહાન શીવાય, તેણે એની સાથે કોઈને જવા ન
દીધું. અને સભાના અધીકારીના ઘરમાં તે આવેછે; ૩૮
ને ગડબડ તથા રડનારાઓને તથા બહુ વીલાપ
કરનારાઓને જોએછે. ને તે માંય આવીને તેઓને ૩૯
કેહેછે, કે તમે કેમ ગડબડ કરોછો ને રડોછો? છોકરી
મરી ગઈ નથી; પણ ઉંઘેછે. ને તેઓ તે પર હસયા.
પણ સહુને બાહાર કાહાડીને, છોકરીના માબાપને, ૪૦
તથા જેઓ તેની સાથે હતા તેઓને તે લેછે, ને જાંહાં
છોકરી શુતી હતી તાંહાં પેસેછે. અને છોકરીનો હાથ ૪૧
ઝાલીને તે તેને કેહેછે કે, તાલીથા કુમી, એનો અંરથ
એ છે કે, છોકરી હું તને કહુંછું, ઉઠ. અને તતકાલ ૪૨
છોકરી ઉઠી, ને યાલી; કેમકે તે બાર વરશની હતી;
ને તેઓ મોટી અચરતીએ અચરત થયા. ને કોઈ ૪૩
ન જાણે, માટે તેણે તેઓને આગના આપી; ને
તેણે કહયું કે તેને કંઈ ખાવાનું આપો.

અને તાંહાંથી નીકલીને તે પોતાના દેશમાં ૬
આવયો; ને તેના શીશો તેની સાથે આવયા. ને ૨
વીશરામવાર આવયો તારે તે સભામાં ઉપદેશ કરવા

લાગયો; ને ઘણાએ શાંભલીને દંગ થઈને કહયું
કે કાંહાંથી તેને આ છે? ને તેને જે બુધી અપાઈ તે
કેહેવી છે, કે એના હાથોથી એવા ચમતકાર પણ
૩ થાએછે? શું એ કારીગર નથી, મરીઅમનો દીકરો,
યાકુબનો તથા યોસેનો તથા યુદાનો તથા સીમો-
નનો ભાઈ નથી? તેની બેહેનો અહીં આપણી પાસે
૪ છે કે નહીં? અને તેઓએ તેનાથી ઠોકર ખાધી. પણ
ઈશુએ તેઓને કહયું કે, ભવીશવાદી પોતાના દેશ
તથા પોતાના સગાં તથા પોતાના ઘર શીવાય બીજા-
૫ માં માન વીનાનો નથી. ને તેણે થોડાક માંદાઓ
પર હાથ મુકીને તેઓને સમા કીધા; એ વીના તે
૬ તાંહાં કાંઈ ચમતકાર કરી ન શકયો. ને તેઓના
અવીશવાસાને લીધે તે અચરતી પામયો; ને આસ-
પાસ ગામોગામ તે ઉપદેશ કરતો ફરયો.
૭ અને તે બારોને તેડેછે, ને તેઓને બે બે મોક-
લવા લાગયો; ને તેઓને અશુધ આતમાઓ પર
૮ અધીકાર આપયો; ને તેઓને ફરમાવયું કે, મારગને
સારૂ કેવલ એક લાકડી વીના બીજું કંઈ લેવું નહીં;
૯ જોહોણું નહીં, રોટલી નહીં, કમરબંધમાં નાણું નહીં.
૧૦ પણ ચપલ પેહેરો, ને બે અંગરખા ન પેહેરો. ને તેણે
તેઓને કહયું કે જાંહાં તમે કોઈ ઘરમાં પેસો, તાંહાંથી
૧૧ નીકલયા સુધી તાંહાંજ રોહો. અને જેટલા તમારો
આવકાર નહીં કરે, ને તમારૂં નહીં શાંભલે, તેઓને

સાકશીને અરથે તાંહાંથી જતાં તમારા પગો તલેથી
ધુલ ખંખેરીનાંખો. હું તમને ખચીત કહુંછું કે,
નયાયકાલે તે સેહેરના કરતાં સદોમ તથા ગમોરાનો
હાલ વધતો સેહેલ થશે. ને તેઓએ નીકલીને એવું ૧૨
પરગટ કીધું કે, પસતાવો કરવો. ને તેઓએ ધણા ૧૩
ભુતો કાહાડયા, ને ધણા માંદાઓને તેલ ચોલયું,
ને તેઓને સમા કરયા.

અને હેરોદ રાજાએ તે વીશે શાંભલયું, (કેમકે ૧૪
તેનું નામ પરસીધ થયું હતું,) ને તેણે કહયું કે
યોહાન બાપતીસમા કરનાર મુએલામાંથી ઉઠયો છે,
એ માટે તેથી પરાકરમી કામો થાએછે. બીજાએ ૧૫
કહયું કે તે એલીયા છે; ને બીજાએ કહયું કે ભવી-
શવાદી અથવા કોઈ ભવીશવાદીના જેવો છે. પણ ૧૬
હેરોદે શાંભલીને કહયું, કે યોહાન જેનું માથું મે
કાપીનંખાવયું તે એજ છે, તે મુએલામાંથી ઉઠયો છે.
કેમકે એજ હેરોદે પોતાના ભાઇ ફીલીપની વહુ હેરો- ૧૭
દયાને પરણી હતી, એના કારણથી તેણે મોકલીને
યોહાનને પકડાવયો હતો, ને કેદખાનામાં તેને બંધા-
વયો હતો; કેમકે યોહાને હેરોદને કહયું હતું, કે તારા ૧૮
ભાઈની વહુ રાખવી તને જોગ નથી. ને હેરોદયાએ ૧૯
તે પર અદાવત રાખી, ને તેને મારીનાંખવા ચાહયો,
પણ એ કેરી શકતી નોહોતી. કેમકે હેરોદ યોહાનને ન- ૨૦
યાઈતથા પવીતર માણસ જાણીને તેથી બીહીતો, ને

તેને સાચવતો, ને તેનું શાંભલીને ઘણાં કામો કરતો,
૨૧ ને ખુશીથી તેનું શાંભલતો. ને જોગવાઈનો દાહાડો
આવયા છતાં, જારે હેરોદે પોતાની વરશગાંઠે પોતા-
ના અમીરોને તથા સેનાપતીઓને તથા ગાલીલના
૨૨ સરદારોને સારૂ ઉજાણી કરી, ને તેજ હેરોદયાની દીકરી
અંદર આવીને નાચી, ને હેરોદને તથા તેની સાથે બેસ-
નારાઓને રીજાવયા, તારે રાજાએ છોકરીને કહયું
કે, તને ગમે તે મારી પાસે માગ, ને તને હું આપીશ.
૨૩ ને તેણે સમ ખાધા કે, જે જે તું મારી પાસે માગે તે
૨૪ તે મારા અડધાં રાજ સુધી હું તને આપીશ. અને
તેણે બાહાર જઈને પોતાની માને કહયું કે, હું શું માગું?
ને તેણે કહયું કે, યોહાન બાપતીસમા કરનારનું માથું.
૨૫ ને તતકાલ રાજાની પાસે તેણે વેહેલી માંચ આવીને
માગી કહયું કે, હું ચાહુંછું કે, યોહાન બાપતીસમા કર-
નારનું માથું એક કથરોટમાં હમણા મને આપજે.
૨૬ ને રાજા દલગીર હતો, પણ તેના સમને લીધે, તથા
તેની સાથે બેસનારાઓને લીધે તેને નાં કેહેવાને
૨૭ ન ચાહી. અને તતકાલ રાજાએ ગરદન મારનારને
મોકલીને, એનું માથું લાવવાનો હુકમ કરયો, ને
૨૮ તેણે જઈને કેદખાનામાં તેનું માથું કાપીનાંખયું. ને
તેનું માથું કથરોટમાં લાવીને છોકરીને તે દીધું; ને છોક-
૨૯ રીએ પોતાની માને તે દીધું. ને તેના શીશો શાંભલીને
આવયા, ને તેનું ધડ લઈગયા, ને કબરમાં મુંકયું.

અને પરૈશીતો ઈશુની પાસે એકઠા થાએછે, ને જે ૩૦
જે તેઓએ કરચાં, તથા જે જે તેઓએ શીખવચાં
તે બધાં તેને કહ્યાં. ને તેણે તેઓને કહ્યું, કે તમેજ ૩૧
ઉજડ ઠેકાણામાં એકાંતે આવો, ને થોડો વીશામો
ખાઓ; કેમકે આવનારા ને જનારા ઘણા હતા; ને
તેમને ખાવાનો પણ અવકાશ મલતો નોહોતો. અને ૩૨
તેઓ વાહાણે ઉજડ ઠકાણે એકાંત ચાલચા ગચા.
ને લોકોએ તેઓને જતા દીઠા; ને ઘણાંએ તેને ૩૩
ઓલખચો; તે સરવ શેહેરોમાંથી તાંહાં પગે દોડચા;
ને તેઓથી આગલ જઈ પોહોંચચા; ને તેની પાસે
એકઠા થચા. અને ઈશુએ બાહાર આવીને અતી ૩૪
ઘણા લોકને જોચા; ને તેઓના ઉપર કરૂણા કરી;
કાંજે તેઓ રખેવાલ વગરનાં ગેટાં જેવા હતા; ને તે
તેઓને બહુ ઉપદેશ કરવા લાગચો. ને વખત હમણા ૩૫
ઘણો ગચો એટલે તેના શીશો તેની પાસે આવીને
કેહેછે, કે આ ઠેકાણું ઉજડ છે; ને વખત ઘણો ગચો;
તેઓને વીદાચ કરજે, એ માટે કે તેઓ આસપાસના ૩૬
ખેડાંઓમાં તથા ગામોમાં જઈને પોતાને સારૂ રોટલી
લે; કેમકે તેઓની પાસે ખાવાનું નથી. ને તેણે ૩૭
ઉતર આપતાં તેઓને કહ્યું, કે તમે તેઓને ખાવાનું
આપો. અને તેઓ તેને કેહેછે, કે શું હમે જઈને,
બાશેં દીનારની રોટલીઓ લઈને તેઓને ખવાડીએ?
પણ તે તેઓને કેહેછે, કે તમારી કેટલી રોટલીઓ ૩૮

છે? જઈને જુઓ. ને તેઓ જાણ્યા પછી કેહેછે, કે
૩૯ પાંચ, તથા બે માછલી. ને તેણે પંગતે પંગતે લીલા
ઘાસ પર સઘલાને બેસાડવાનો તેઓને હુકમ કરયો.
૪૦ અને તેઓ શો તથા પચાશના હારકતારે બેઠા.
૪૧ ને તેણે પાંચ રોટલીઓ તથા બે માછલી લઈને
આકાશની ગમ જોઈને સતુતી કીધી; ને રોટલીઓ
ભાંજીને તેઓને પીરસવા સારૂ પોતાના શીશોને
આપી; ને બે માછલીઓ સહુને વેહેંચી આપી.
૪૨
૪૩ ને સરવે ખાધું; ને તેઓ તરપત થયા; ને તેઓએ
કકડાઓની બાર ભરેલી ટોપલી તથા માછલીઓ-
૪૪ માંથી કંઈ બાકી રેહેલું ઉઠાવયાં. ને જેઓએ રોટલીઓ
૪૫ ખાધી તેઓ આશરે પાંચ હજાર પુરૂશો હતા. ને
તતકાલ તેણે પોતાના શીશોને તાકીદ કીધી, કે વાહા-
ણમાં ચહડો, ને બેથસૈદા પાસે અગાડી પેલે પાર
૪૬ જાઓ, એટલામાં હું લોકોને વીદાય કરૂં. ને તેઓને
વીદાય કરીને તે પાહાડ પર પરારથના કરવા ગયો.
૪૭ અને સાંજ પડી તારે વાહાણ સમુદર મધે હતું; ને તે
૪૮ એકલો જમીન પર હતો. ને તેણે તેઓને હલેશાં
મારવાની મેહેનત કરતા જોયા; કેમકે પવન તેઓને
ઉલટો હતો; ને પાછલી પોહોર રાતરે તે સમુદર પર
ચાલતો તેઓની પાસે આવેછે, ને તેઓથી આગલ
૪૯ જવાનું કરયું. ને તેઓએ તેને સમુદર પર ચાલતો
દેખીને ધારયું કે, આભાસ છે, ને બુમ પાડી; કેમકે

સહુ તેને જોઈને ગભરાયા. ને તતકાલ તે તેઓને ૫૦
બોલયો, ને તેઓને કેહેછે, કે છાતી રાખો, હું છું,
બીહો મા. ને તે તેઓની પાસે વાહાણમાં ચહડયો, ૫૧
ને પવન થંભયો; ને તેઓ બહુ ઘણી અચરતી
પામયા, તથા વીસમય થયા. કેમકે તેઓ રોટલી ૫૨
સંબંધી ન સમજયા; કારણ કે તેઓનાં મન કઠણ
થયાં હતાં.
અને તેઓ પાર જઈને ગેનેસરેત દેશમાં આવયા, ૫૩
ને કીનારે લાગયા. ને વાહાણથી તેઓના ઉતરતાં, ૫૪
લોકો તેને ઓલખીને, ને ચારે ગમ આખી સીમે ૫૫
દોડીને જાંહાં તેઓએ શાંભલયું કે તે છે, તાંહાં
ખાટલીઓ પર માંદાઓને લઈ આવવા લાગયા. ને ૫૬
જાંહાં તે ગામો કે શેહેરો કે ગામડાંઓમાં પેઠો, તાંહાં
તેઓએ માંદાઓને ચહુટાઓમાં રાખયા, ને તેની
વીનંતી કીધી, કે તેઓ તેનાં લુગડાંની કોરને પણ
અડકે; ને જેટલા તેને અડકયા તેટલા સમા થયા.
અને ફરોશીઓ તથા કેટલાએક શાસતરીઓ ૭
યરૂશાલેમથી આવીને તેની પાસે એકઠા થાએછે.
ને તેના કેટલાએક શીશોને અશુધ, એટલે અણ- ૨
ધોએલા હાથોએ રોટલી ખાતા જોઈને તેઓએ
દોશ મુકયો. કેમકે ફરોશીઓ તથા બધા યહુદીઓ ૩
વડીલોના સંપરદાયને પાલીને, જો મુઠીએ હાથોને
ન ધોયા, તો ખાતા નથી. ને ચઉટાથી આવીને, ૪

નાહ્યા વીના તેઓ ખાતા નથી; ને વાટકા તથા
ગાગર તથા તરાંબાનાં વાસણ તથા ખાટલાઓને
ધોવાં ઈતયાદી ઘણી બીજી રીતીઓ પાલવાને
૫ તેઓએ માની લીધી છે. પછી ફરોશીઓ તથા
શાસતરીઓ તેને પુછેછે કે તારા શીશો વડીલોના
સંપરદાય પરમાણે કેમ ચાલતા નથી, પણ અણ-
૬ ધોએલા હાથોએ રોટલી ખાએછે? ને તેણે ઉત્તર
આપીને તેઓને કહ્યું, કે તમ ઢોંગીઓ સંબંધી
યશાયાએ ઠીક ભવીશવાત કહી, જેમ લખયું છે કે,
આ લોક હોઠોએ મને માનેછે, પણ તેઓનાં રદયો
૭ મારાથી વેગલાં રેહેછે. પણ માણસોની આગના-
ઓનો ઉપદેશ કરીને તેઓ અમથું મારૂં ભજન
૮ કરેછે. કેમકે દેવની આગના મુકી દઈને તમે ગાગર
તથા વાટકાઓને વીછલવા, એવા માણસોના સંપ-
રદાયને પાલોછો; ને તે પરકારનાં બીજાં ઘણાં
૯ કામ કરોછો. અને તેણે તેઓને કહયુંકે, તમે પોતાના
સંપરદાયને માનવા સારૂ દેવની આગનાઓ શારી
૧૦ પઠે રદ કરોછો. કેમકે મુસાએ કહયું કે તારા બાપને
તથા તારી માને માન આપ; ને જે કોઈ બાપની કે
૧૧ માની નીંદા કરે તે મારયો જાએ. પણ તમે કેહોછો
કે; જો કોઈ માણસ પોતાના બાપને કે માને કેહે કે,
મારાથી તને જે કંઈ લાભ થાત, તેનું કોરબાન,
૧૨ ૧૩ એટલે અરપણ થયું, [તો કેહેવાએ] ને તમારા જે

સંપરદાય તમે સોંપતા આવચા તે વડે દેવનું વચન
રદ કરીને તમે તેને તેના બાપને સારૂ કે તેની
માને સારૂ આગલ કંઈ કરવા દેતા નથી; ને તે
પરકારનાં તમે ઘણાં કામો કરોછો. અને બધા ૧૪
લોકને પાસે તેડીને, તેણે તેઓને કહયું, કે તમે સહુ
મારૂં શાંભલો તથા સમજો. માણુસની બાહારથી ૧૫
તેમાં પેસીને તેને વટાલી શકે, એવું કંઈ નથી; પણ
તેમાંથી જે નીકલેછે, તેજ માણુસને વટાલેછે. જો ૧૬
કોઇને શાંભલવાને કાનો છે તો તેણે શાંભલવું. ને ૧૭
જારે લોકોની પાસેથી ઘરમાં તે પેઠો, તારે તેના શી-
શોએ આ દરશટાંત સંબંધી તેને પુછયું. ને તે ૧૮
તેઓને કેહેછે કે, તમે પણ શું એવા અણસમજા
છો? તમે જાણુતા નથી કે, બાહારથી માણુસમાં
કંઈ પણ પેસીને તેને વટાલી શકતું નથી? કેમકે એના ૧૯
હરદયમાં તે પેસતું નથી, પણ પેટમાં, ને નીકલીને
સંડાસમાં જાએછે; એમ સરવ ખાધેલું અંન શુધ
કરાએ છે: પણ તેણે કહયું કે માણુસમાંથી જે નીક- ૨૦
લેછે, તેજ માણસને વટાલે છે. કેમકે માંયથી ૨૧
માણુસોના હરદયથી જે વીચારો ભુંડા તે નીકલેછે;
છીનાલાં, વીભીચારો, હતયાઓ, ચોરીઓ, લોભ, ૨૨
દુશટપણું, કપટ, કામાતુરપણું, અદેખાઈ, દુરભાશણ;
અભીમાન, મુરખપણું; એ બધાં ભુંડાં વાનાં માં- ૨૩
યથી નીકલેછે, ને માણસને વટાલેછે.

૨૪ પછી તે તાંહાંથી ઉઠીને સોર તથા સીદોનની સીમોમાં
ગયો; ને ઘરમાં જઇને કોઈ ન જાણે એવું ચાહાતો
૨૫ હતો; પણ તે છાનો રહી ન શકયો. કેમકે એક બાયડી
જેની નાહાની દીકરીને અશુધ આતમા વલગેલો
હતો, તે તેના વીશે શાંભલીને આવી, ને તેના પગ
૨૬ આગલ પડી. તે બાયડી હલેનેણ સોરફેનીસી
કુલની હતી; ને તેણે પોતાની દીકરીમાંથી ભુત
૨૭ કાહાડવાની તેની વીનંતી કરી. પણ ઈશુએ તેને
કહયું કે, પેહેલાં છોકરાંને ધરાવા દે; કેમકે છોકરાંની
૨૮ રોટલી લેવી તથા કુતરાંને ફેંકવી એ શારૂં નથી. પણ
તે ઉતર આપી તેને કેહેછે કે, હા પરભુ, તો પણ
૨૯ કુતરાં મેજ તલે છોકરાંના કકડામાંનાં ખાએછે. અને
તેણે તેને કહયું કે, આ વાતને લીધે જજે; તારી
૩૦ દીકરીમાંથી ભુત નીકલયું છે. ને તેણે પોતાને ઘેર
આવીને જોયું, કે ભુત નીકલેલું છે, ને તેની દીકરી
ખાટલા પર સુતેલી છે.

૩૧ અને ફરી સોર તથા સીદોનની સીમોમાંથી નીક-
લીને, દેકાપોલીસની સીમોમાં થઈને, ગાલીલના
૩૨ સમુદરની પાસે તે આવયો. ને તેઓ એક બેહેરા
બોબડાને તેની પાસે લાવેછે, ને તે પર હાથ લગા-
૩૩ ડવાને તેની વીનંતી કરેછે. ને તેણે લોક પાસેથી
તેને લઈજઇને તેના કાનોમાં પોતાની આંગલી
૩૪ ઘાલી, ને થુંકીને તેની જીભને અડકયો; ને આકા-

શની ગમ જોઈને, તથા નીસાસો મુકીને, કેહેછે કે,
એફફાથા, એટલે ઉધડીજા. ને તતકાલ તેના કાનો ૩૫
ઉધડી ગયા; ને તેની જીભનું બંધન છુટયું, ને તે
સાફ બોલયો. ને તેઓ કોઈને ન કેહે માટે તેણે ૩૬
તેઓને આગના આપી; પણ જેમ તેણે તેઓને
ઘણી આગના આપી, તેમ તેઓ બહુ વધારે કરીને
વાત પરગટ કરતા હતા. ને તેઓ અતી ઘણા અચ- ૩૭
રત થયા, ને કહયું, તેણે બધું શારૂંજ કરયું છે; તે
બેહેરાઓને પણ શાંભલતા કરેછે, ને મુંગાઓને
પણ બોલતા કરેછે.

તે દાહાડાઓમાં અતી ઘણા લોક છતાં, ને તે- ૮
ઓની પાસે કંઈ ખાવાનું ન છતાં, ઈશુ પોતાના
શીશોને પાસે તેડીને તેઓને કેહેછે, કે લોક પર મને ૨
દયા આવેછે, કેમકે તેઓ હમણા તરણ દાહાડા
મારી જોડે રહયા છે; ને તેઓની પાસે કંઈ ખાવાનું
નથી. ને જો હું તેઓને ભુખા તેઓના ઘરે મોકલું ૩
તો, વાટમાં તેઓ નબલા થઈ જશે; કેમકે તેઓ-
માંના કેટલાએક આઘાથી આવયા છે. તેના શીશોએ ૪
તેને ઉતર આપયું કે, કાંહાંથી કોઈ હીઆં રાનમાં
એટલાંને રોટલીથી ધરાવી શકે? ને તેણે તેઓને ૫
પુછયું કે, તમારી પાસે કેટલી રોટલીઓ છે? તેઓએ
કહયું, કે સાત. ને તેણે લોકને જમીન પર બેસ- ૬
વાનો હુકમ આપયો; ને સાત રોટલીઓ લઈને

સતુતી કરીને ભાંગી; ને પીરસવા સારૂ પોતાના
૭ શીશોને આપી; ને તેઓએ લોકને પીરસી. અને
તેઓની પાસે થોડી માછલીઓ પણ હતી; ને તેણે
૮ સતુતી કરીને તેઓને પણ પીરસવાનું કહ્યું. ને
તેઓ ખાઈને ધરાયા; ને તેઓએ બાકી કકડાઓની
૯ સાત ટોપલીઓ ઉઠાવી. ને ખાનારા આસરે ચાર
હજાર હતા; ને તેણે તેઓને વીદાય કીધા.
૧૦ અને તતકાલ વાહાણમાં ચહડીને તે પોતાના
૧૧ શીશો સાથે દાલમાનુથાની સીમોમાં આવયો. ને
ફરોશીઓ નીકલી આવયા; ને તેને પરખતા
આકાશમાંથી નીશાણી માગીને તેની સાથે વીવાદ
૧૨ કરવા લાગયા. ને પોતાના આતમામાં નીસાસો
મુકીને તે કેહેછે કે, આ પેહેડી નીશાણી કેમ માગેછે?
હું તમને ખચીત કહુંછું કે, આ પેહેડીને કોઈ નીશાણી
૧૩ અપાશે નહીં. ને તેઓને મુકયા પછી વાહાણ પર
ફરી ચહડીને તે પેલે પાર ગયો.
૧૪ અને તેઓ રોટલી લાવવાને વીસરી ગયા; ને
એક રોટલી વીના તેઓની પાસે વાહાણમાં બીજું
૧૫ નોહોતું. ને તેણે તેઓને આગના આપીને કહ્યું
કે, જોજો, ફરોશીઓના ખીરા તથા હેરોદના ખીરાથી
૧૬ સાવધાન રેહો. ને તેઓએ માહોમા સંવાદ કરીને
કહ્યું કે, તે એ માટે કે આપણી પાસે રોટલી નથી.
૧૭ અને ઈશુ જાણીને તેઓને કેહેછે, કે તમારી પાસે

રોટલી નથી એ માટે તમે કેમ સંવાદ કરોછો? હજી
સુધી શું તમે નથી જાણતા, ને નથી સમજતા?
હજુ પોતાનાં હૃદય કઠણ રાખોછો? તમને આંખો ૧૮
છતાં, શું તમે નથી દેખતા? કાનો છતાં, શું તમે નથી
શાંભલતા? ને શું યાદ નથી રાખતા? જારે મે પાંચ ૧૯
રોટલીઓ પાંચ હજારને સારૂ ભાંગી, તારે તમે કક-
ડાઓની ભરેલી કેટલી ટોપલીઓ ઉઠાવી? તેઓ
તેને કેહેછે, કે બાર. ને જારે ચાર હજારને સારૂ ૨૦
સાત, તારે તમે કેટલી ટોપલીઓમાં કકડા ભરીને
ઉઠાવ્યા? ને તેઓએ કહ્યું કે સાત. ને તેણે ૨૧
તેઓને કહ્યું, કે તમે કેમ નથી સમજતા?

અને તે બેથસૈદામાં આવેછે; ને તેઓ તેની ૨૨
પાસે એક આંધલાને લાવેછે; ને તેને અડકવાની
તેઓ તેની વીનંતી કરેછે. ને આંધલાનો હાથ લઇને ૨૩
તે તેને ગામથી બાહાર લઈ ગયો, ને તેની આંખોમાં
થુંકીને ને તે પર હાથો મુકીને તેને પુછયું કે, તું કંઈ
જોએછે? ને ઉપર જોઇને તેણે કહ્યું કે, માણસોને ૨૪
ઝાડોનાં જેવાં ચાલતાં હું જોઉંછું. તાર પછી તેણે ૨૫
ફરી તેની આંખો પર હાથ મુકીને ઉંચું જોવડાવયું;
ને તે સમો થયો; ને સારી પઠે સરવને દીઠાં. અને ૨૬
તેણે તેને ઘેર મોકલતાં કહ્યું કે, ગામમાં ન જા;
ને ગામમાં કોઇને પણ ન કેહે.

અને ઈશુ તથા તેના શીશો ફીલીપી કાયસારીનાં ૨૭

ગામોમાં ગયા; ને મારગમાં તેણે પોતાના શીશોને
પુછતાં કહયું કે હું કોણ છું, તે વીશે માણસો શું કેહેછે?
૨૮ ને તેઓએ ઉતર આપયું કે, યોહાન બાપતીસમા
કરનાર છે; ને કેટલાએક કે એલીયા, ને કેટલાએક કે
૨૯ કોઈ ભવીશવાદી છે, એમ કેહેછે. ને તે તેઓને
કેહેછે, પણ તમે શું કોહોછો, હું કોણછું? પીતર ઉતર
૩૦ આપતો તેને કેહેછે કે, તું ખરીસત છે. ને તેણે તેઓને
ઘણી આગના આપી કે, મારા સંબંધી કોઇને ન કોહો.
૩૧ અને તે તેઓને શીખવવા લાગયો કે, માણ-
સના દીકરાએ ઘણું દુઃખ સેહેવું, ને વડીલોથી તથા
મુખી યાજકોથી, તથા શાસતરીઓથી નાપસંદ કરાવું
ને મારયા જવું, ને તરણ દાહાડા પછી પાછા ઉઠવું
૩૨ જોઈએ. ને તે એ વાત ઉઘાડી રીતે બોલયો. અને
૩૩ પીતર તેને પાસે લઈને તેને વારવા લાગયો; પણ
તેણે ફરીને તથા પોતાના શીશોને જોઈને પીતરને
એમ કેહેતાં વારયો કે, શેતાન, મારી પછવાડે જા;
કેમકે તું દેવનાં [વાનાં] પર ચીત લગાડતો નથી,
પણ માણસોનાં વાનાં પર ચીત લગાડેછે.
૩૪ અને તેણે લોકોને પોતાના શીશો સુધાં પાસે
તેડીને તેઓને કહયું કે, જે કોઈ મારી પાછલ આવ-
વાને ચાહેછે, તેણે પોતાને નકાર કરવો, ને પોતાનો
૩૫ વધસથંભ ઉંચકીને મારી પાછલ ચાલવું. કેમકે જે
કોઈ પોતાનો જીવ બચાવવા ચાહે, તે તેને ખોશે;

પણ જે કોઈ મારે લીધે તથા સુવારતાને લીધે
પોતાના જીવને ખોએ, તે તેને બચાવશે. કેમકે ૩૬
જો માણુસ આખું જગત મેલવે, ને પોતાના જીવ-
ની હાની પામે, તો તેને શો લાભ થાએ? કે માણુસ ૩૭
પોતાના જીવનો શો બદલો આપશે? કેમકે આ ૩૮
વીભીચારી તથા પાપી પેહેડીમાં જે કોઈ મારાથી
તથા મારી વાતોથી શરમાશે, તેથી માણસનો દીકરો
જારે પોતાના બાપના મહીમામાં પવીતર દુતોની
સાથે આવશે, તારે શરમાશે.

ને તેણે તેઓને કહયું કે હું તમને ખચીત કહુંછું ૯
કે હીઆં જે ઉભા છે, તેઓમાંના કેટલાએક એવા છે
કે દેવનું રાજ પરાક્રમે આવેલું તેઓ જોશે, તાંહાં
સુધી મરણ પામશે નહીં.

ને છ દાહાડા પછી ઈશુ પીતરને તથા યાકુબને ૨
તથા યોહાનને સાથે લેછે, ને એકલા તેઓને ઉંચા
પાહાડ ઉપર એકાંત લઈજાએછે; ને તેઓની આગલ
તેનું રૂપાંતર થયું. ને તેનાં લુગડાં ઉજલાં, બરફનાં ૩
જેવાં બહુ સફેદ થયાં; પરથવીમાં કોઈ બંધારો
તેઓને એવાં સફેદ કરી ન શકે. ને એલીયા મુસાની ૪
સંગાતે તેઓને દેખાયો, ને તેઓ ઈશુની સાથે વાત
કરતા હતા. ને પીતર ઉતર આપીને ઈશુને કેહેછે, કે ૫
ગુરૂ, આપણે હીઆં રહીએ એ શારૂં છે; ને હમારે
તરણ માંડવા બનાવવા, એક તારે વાસતે, ને એક

૬ મુસાને વાસતે, ને એક એલીયાને વાસતે. કેમકે
શું બોલવું એ તેને સુજયું નહીં કાંજે તેઓ બહુ
૭ બીહીતા હતા. ને તેઓ પર છાયા કરનાર વાદલું થયું;
ને વાદલામાંથી એવી વાણી થઈ કે, આ મારો વાહા-
૮ લો દીકરો છે, તેનું શાંભલો. ને તતકાલ આરોગમ
જોઈને તેઓએ પછી પોતાની સાથે એકલા ઈશુ
૯ વીના કોઈને દીઠો નહીં. ને પાહાડથી તેઓ ઉતરતા
હતા, તારે તેણે તેઓને ફરમાવયું કે, માણસનો દીકરો
મુએલાંમાંથી પાછો ઉઠે, તાંહાં સુધી તમે જે જોયું
૧૦ તે કોઈને ન કોહો. અને મુએલાંમાંથી પાછું ઉઠવું
એ શું હશે, તે વીશે વાદ વીવાદ કરતા તેઓએ તે
૧૧ વચન પોતાની પાસે રાખયું. ને તેઓએ તેને પુછી
કહયું, કે શાસતરીઓ કેમ કેહેછે કે પેહેલાં એલી-
૧૨ યાએ આવવું જોઈએ? ને તેણે ઉતર આપીને તેઓને
કહયું, કે એલીયા પેહેલાં આવીને સરવને સુધારેછે
ખરો; ને માણસના દીકરા વીશે કેમ લખયું છે, કે
૧૩ તેણે ઘણું દુઃખ સેહેવું ને ધીકાર પામવો? પણ હું
તમને કહુંછું કે, એલીયા આવયો પણ છે; ને તે
વીશે લખેલું છે તે પરમાણે તેઓએ જેમ ચાહયું
તેમ તેને કીધું.

૧૪ અને તેણે શીશોની પાસે આવીને તેઓની આસ-
પાસ અતી ઘણા લોકને તથા શાસતરીઓને તેઓ-
૧૫ ની સાથે વીવાદ કરતા જોયા. ને તતકાલ તે બધા

લોક તેને જોઇને અચરતી પામચા; ને દોડીને તેને
પરણામ કીધો. ને તેણે શાસતરીઓને પુછયું કે, ૧૬
તેઓની જોડે તમે શો વીવાદ કરોછો? ને લોકમાંથી ૧૭
એકે ઉતર આપીને કહયું કે, ઉપદેશક હું મારો દીકરો
તારી પાસે લાવચો; તેને મુંગો આતમા વલગેલો છે.
ને જાંહાં કંઈ તે તેને પકડેછે, તાંહાં તે તેને ફાડેછે; ૧૮
ને તે ફીણ કાહાડેછે, ને દાંત પીસેછે; ને તે તવાઈ
જાએછે. ને મે તારા શીશોને તેને કાહાડવાનું કહયું;
પણ તેઓ કાહાડી ન શકચા. પણ તે ઉતર આપી- ૧૯
ને તેને કેહેછે કે, ઓ અવીશવાસી પેહેડી, હું કાંહાં
સુધી તમારી સાથે રહીશ? કાંહાં સુધી તમને
ખમીશ? તેને મારી પાસે લાવો. અને તેઓ તેની ૨૦
પાસે તેને લાવચા; ને એને જોઇને આતમાએ
તુરત તેને પીલચો; ને જમીન પર પડીને તે ફીણ
કાહાડતો તલવલચો. ને તેણે એના બાપને પુછયું, ૨૧
કે એને આ થયાને કેટલો કાલ થયો છે? ને તેણે
કહયું, કે બાલપણાથી. ને તેનો નાશ કરવા સારૂ ૨૨
તેણે ધણી વેલાએ આગમાં તથા પાણીમાં પણ
તેને નાંખી દીધો; પણ જો તું કંઈ કરી શકે તો અમારા
પર કરૂણા રાખીને અમારી મદદ કર. પણ ઈશુએ તેને ૨૩
કહયું, કે જો તું વીશવાસ કરીશકે તો; વીશવાસીને
તો સરવ શકય છે. અને તતકાલ બાલકના બાપે ૨૪
આંશુઓ સહીત ધાંટો પાડતાં કહયું કે, પરભુ હું

વીશવાસ કરૂંછું, મારા અવીશવાસ વીશે મારી મદદ
૨૫ કર. પણ ઘણા લોક દોડતા આવેછે, એ જોઈને
ઈશુએ અશુધ આતમાને ધમકાવીને તેને કહ્યું, કે
મુંગા તથા બેહેરા આતમા, હું તને હુકમ કરૂંછું, કે
૨૬ તેમાંથી નીકલ; ને ફરી તેમાં ન પેસ. ને ચીસ
પાડીને, ને તેને બહુ પીલીને તે નીકલયો; ને તે
મુઆ જેવો થયો, એવો કે ઘણાંએ કહ્યું, કે તે
૨૭ મરીગયો. ને ઈશુએ તેનો હાથ ઝાલીને તેને ઉઠા-
ડયો; ને તે ઉભો રહયો.
૨૮ અને તે ઘરમાં આવયો તારે તેના શીશોએ તેને
૨૯ એકાંત પુછયું કે, હમે કેમ તેને નીકાલી ન શકયા? ને
તેણે તેઓને કહ્યું કે, પરારથના તથા ઉપવાસ
વીના એ જાત કોઈ તરેહથી કહડાતી નથી.
૩૦ અને તાંહાંથી નીકલીને તેઓ ગાલીલમાં થઈને
૩૧ ગયા; ને કોઈ ન જાણે, એવી તેની ઈછા હતી. કેમકે
તે પોતાના શીશોને શીખવતો, ને તેઓને કેહેતો
કે, માણસનો દીકરો માણસોના હાથોમાં સોંપાએછે;
ને તેઓ તેને મારીનાંખશે; ને મારીનંખાયા પછી
૩૨ તે તરીજે દાહાડે પાછો ઉઠશે. ને તેઓ આ વાત
જાણતા ન હતા, ને તેને પુછયાથી બીધા.
૩૩ અને તે કાપરનાહુમમાં આવયો; ને ઘરમાં તે
હતો, તારે તેણે તેઓને પુછયું, કે તમે મારગમાં શો
૩૪ વીવાદ માહોમા કરતા હતા? પણ તેઓ છાના રહયા;

કેમકે મારગમાં તેઓ માહોમા વીવાદ કરતા હતા, કે
મુખી કોણ છે? ને તે બેઠો ને બારોને તેડીને તેઓને ૩૫
કેહેછે કે, જો કોઈ પેહેલો થવા ચાહેછે, તો તે સહુથી
છેલો તથા સહુનો સેવક થશે. ને તેણે બાલક લઇને ૩૬
તેઓની વચમાં તેને બેસાડયું; ને હાથોમાં તેને
લઈને તેઓને કહયું કે, જે કોઈ એવાં બાલકોમાંના ૩૭
એકને મારે નામે માની લેશે, તે મને માની લેછે,
ને જે કોઈ મને માની લે તે મનેજ નહીં, પણ જેણે
મને મોકલયો છે તેને માની લેછે.

પણ યોહાને તેને ઉતર આપીને કહયું, કે ઉપદેશક ૩૮
હમે કોઈએકને તારે નામે ભુતોને કાહાડતો દીઠો, ને
તે આપણી સાથે નથી ચાલતો; ને હમે તેને મના
કીધી, કારણ કે તે આપણી સાથે ચાલતો નથી. પણ ૩૯
ઈશુએ કહયું, કે તેને મના કરો મા, કેમકે જે મારે
નામે ચમતકાર કરશે, ને સેહેજે મારે ઉલટું બોલી
શકશે એવો કોઈ નથી. કેમકે જે આપણને વીરૂધ ૪૦
નથી, તે આપણી ગમનો છે. કેમકે જે કોઈ મારે ૪૧
નામે તમને પેઆલું પાણી પાશે, એ માટે કે તમે
ખરીસતના છો, હું તમને કહુંછું, કે તે પોતાનું ફલ
ખોશે નહીં. પણ જે નાહાનાઓ મારા પર વીશ- ૪૨
વાસ કરેછે, તેઓમાંના કોઈએકને જે ઠોકર ખવડાવે,
તેને તે કરતાં આ શારૂં છે કે, ધંટીનું પડ તેની કોટે
બંધાએ, ને તે સમુદરમાં નંખાએ. ને જો તારો ૪૩

૪૪ હાથ તને ઠોકર ખવડાવે, તો તે કાપીનાંખ; કેમકે બે
હાથ છતાં નરકમાં ન હોલવાનારી આગમાં જવું,
જાંહાં તેઓનો કીરમ નથી મરતો, ને તેઓની આગ
હોલવાતી નથી, તે કરતાં ઠુંઠો થઈને જીવનમાં પેસવું
૪૫ તને શારૂ છે. ને જો તારો પગ તને ઠોકર ખવડાવે,
૪૬ તો તે કાપીનાંખ, કેમકે બે પગ છતાં નરકમાં ન
હોલવાનાર અગનીમાં નંખાઈ જવું, જાંહાં તેઓનો
કીરમ નથી મરતો, ને તેઓનો અગની નથી હોલ-
વાતો, તે કરતાં લંગડો થઈને જીવનમાં પેસવું એ
૪૭ તને શારૂ છે. ને જો તારી આંખ તને ઠોકર ખવ-
૪૮ ડાવે તો તે કાહાડ; બે આંખ છતાં અગનીના નરકમાં
નંખાઈ જવું, જાંહાં તેઓનો કીરમ મરતો નથી, ને
અગની નથી હોલવાતો, તે કરતાં કાણો થઇને દેવનાં
૪૮ રાજમાં પેસવું તને શારૂ છે. કેમકે અગનીથી હરેક
સલુણું કરાશે; ને હરેક ચગન મીઠાથી સલુણો કરાશે.
૫૦ મીઠું તો શારૂ છે; પણ જો મીઠું નીસવાદ થાએ, તો
શાંથી તેને ખારૂ કરશો? પોતામાં મીઠું રાખો; ને
માહોમા સલાહ રાખો.

૧૦ અને તાંહાંથી ઉઠીને તે યરદનને પાર યહુ-
દાની સીમોમાં આવેછે; ને ફરી ઘણા લોક તેની
પાસે આવેછે; ને તેને ચાલ હતી તે પરમાણે તેણે
૨ ફરી તેઓને ઉપદેશ આપયો. ને ફરોશીઓ પાસે
આવીને તેની પરીકશા કરતાં તેને પુછયું કે, શું પુરૂ-

શને પોતાની વહુ છોડવી ઘટેછે? પણ તેણે ઉતર આ- ૩
પીને તેઓને કહયું; કે મુસાએ તમને શું ફરમાવયું?
ને તેઓએ કહયું કે, ફારગતી લખીને મુકી દેવાની ૪
મુસાએ રજા આપી. અને ઈશુએ ઉતર આપીને ૫
તેઓને કહયું કે, તમારાં રદયની કઠણતાને લીધે,
મુસાએ તમારે સારૂ એ આગના લખી; પણ ઉત- ૬
પતીના આરંભથી દેવે તેઓને એક પુરૂશ તથા એક
અસતરી બનાવયા. એ કારણથી માણસ પોતાના ૭
માબાપને મુકીને પોતાની વહુને મલતો રેહેશે; ને ૮
તેઓ બંને એક દેહ થઈજશે; એ માટે તેઓ પછી બે
નથી, પણ એક દેહ છે, તો દેવે જે જોડયું છે તેને ૯
માણસે જાુદું ન પાડવું. ને ઘરમાં તેના શીશોએ ફરી ૧૦
તેજ બાબત તેને પુછયું; ને તે તેઓને કેહેછે કે જે ૧૧
કોઈ પોતાની વહુને છોડે, ને બીજીને પરણે તે તે
વીશે છીનાલું કરે; ને જો વહુ પોતાના માટીડાને ૧૨
છોડે, ને બીજાને પરણાએ, તો તે છીનાલું કરે.

અને તેઓ તેની પાસે બાલકો લાવયા, કે તે ૧૩
તેઓને અડકે; ને શીશોએ લાવનારાઓને નીવા-
રયા, પણ ઈશુ તે જોઈને નાખુશ થયો; ને તેઓને ૧૪
કહયું કે બાલકોને મારી પાસે આવવાદો, ને તેઓને
મના ન કરો; કાંજે દેવનું રાજ એવાઓનું છે. હું ૧૫
તમને ખચીત કહુંછું કે જે કોઈ બાલકના જેવું દેવનું
રાજ કબુલ નહીં કરશે, તે એમાં પરવેશ કરશેજ

૧૬ નહીં. ને તેણે તેઓની બાથ લીધી, ને તેઓ પર
હાથ મુકીને તેઓને આશીરવાદ દીધો.
૧૭ અને તે મારગમાં બાહાર જતો હતો, એટલે એક
જણ પાસે દોડતો આવયો, ને તેની આગલ ધુંટણે
બેસીને પુછયું કે, શારા ઉપદેશક, મને અનંત જીવન
૧૮ મલે, એ સારૂ હું શું કરૂં? પણ ઈશુએ તેને કહયું કે
તું મને શારો કેમ કેહેછે? એક, એટલે દેવ વીના કોઈ
૧૯ સારો નથી. તું આગનાઓ જાણેછે, વીભીચાર ન
કરવો, હતયા ન કરવી, ચોરી ન કરવી, જુઠી સાહેદી
ન પુરવી, છેતરી ન કરવી, માબાપની મરયાદા રાખ.
૨૦ પણ તેણે ઉતર આપીને તેને કહયું કે, ઉપદેશક, એ
૨૧ બધાં તો મે મારા બાલપણાથી પાલયાં છે. ને
ઈશુએ તેની ગમ જોઈને તે પર હેત રાખયું, ને તેને
કહયું કે, તું એક વાત સંબંધી અધુરો છે; તારૂં જે
કંઈ છે તે જઈને વેચજે, ને દરીદરીઓને દેજે; ને
આકાશમાં તને દોલત મલશે; ને આવજે, વધસ-
૨૨ થંભ ઊંચકીને મારી પાછલ ચાલજે. પણ તે વાતને
લીધે ઉદાસ થઈને તે શોક કરતો ચાલયો ગયો,
૨૩ કાંજે તેની સંપત ધણી હતી. ને ઈશુ આસપાસ
જોઇને પોતાના શીશોને કેહેછે કે, જેઓને દોલત
૨૪ છે તેઓને દેવના રાજમાં પેસવું કેવું અઘરૂં છે. ને
તેની વાતો પર શીશો અચરતી પામયા. પણ ઈશુ
ફરી ઉતર આપીને તેઓને કેહેછે કે, છોકરાં, દોલત

પર ભરોસો રાખનારાઓને દેવના રાજમાં પેસવું
કેવું અઘરૂં છે. દૌલતવાનને દેવના રાજમાં જવા ૨૫
કરતાં સોએના નાકામાંથી ઉંટને જવું સેહેલ છે.
ને તેઓએ ઘણી અચરતી પામીને માહોમા કહયું, ૨૬
તો કોણ તારણ પામી શકે? પણ ઈશુ તેઓની ૨૭
ગમ જોઇને કેહેછે કે, માણસોની પાસે તે અશકય
છે; પણ દેવની પાસે નથી; કેમકે દેવની પાસે
સરવ શકય છે. અને પીતર તેને કેહેવા લાગયો, ૨૮
જોજે હમે બધાં મુકીને તારી સાથે આવયા છઈએ.
પણ ઈશુએ ઉતર આપી કહયું કે, હું તમને ખચીત ૨૯
કહુંછું કે, જેણે મારે તથા સુવારતાને લીધે ઘરને, કે
ભાઈઓને, કે બેહેનોને, કે બાપને, કે માને, કે વહુને,
કે છોકરાંને, કે ખેતરોને મુંકયાં, ને હમણા આ ૩૦
કાલમાં શોગણા, ઘરોને, તથા ભાઈઓને, તથા
બેહેનોને તથા માઓને, તથા છોકરાંને, તથા ખેત-
રોને, સતાવણી સુધાં, તથા આવતાં જગતમાં અનંત
જીવન ન પામે, એવો કોઈ નથી. પણ ઘણા પેહેલા ૩૧
છેલા, ને છેલા પેહેલા થશે.

અને યરૂશાલેમની ભણી ચહડી જતા તેઓ માર- ૩૨
ગમાં હતા; ને ઈશુ તેઓની આગલ ચાલતો હતો;
ને તેઓ અચરતી પામતા, ને પાછલ ચાલતા બીહી-
તા હતા. ને તે ફરી બારોને પાસે લઇને પોતાને જે
વીતવાનાં હતાં તે તેઓને કેહેવા લાગયો કે, જુઓ, ૩૩

આપણે યરૂશાલેમમાં જઈએછઈએ; ને માણુસના
દીકરો મુખી યાજકોને તથા શાસતરીઓને સોંપાશે;
ને તેઓ તેને મોતનો દંડ ઠરાવશે, ને તેને વીદે-
૩૪ શીઓને સોંપશે, ને તેની મસકરી કરશે, ને તેને
કોરડા મારશે, ને તેના પર થુંકશે, ને તેને મારીનાં-
ખશે; ને તરીજે દાહાડે તે પાછો ઉઠશે.
૩૫ અને જબ્બીદીના દીકરા યાકુબ તથા યોહાન તેની
પાસે આવીને કેહેછે કે, ઉપદેશક અમારી ઈછા છે કે,
૩૬ અમે જે માગીએછઈએ તે તું અમારે વાસતે કરે. ને
તેણે તેઓને કહયું કે, તમારી શી ઈછા છે? તમારે
૩૭ વાસતે હું શું કરૂં? તારે તેઓએ તેને કહયું કે, તારા
મહીમામાં, અમે એક તારે જમણે હાથે, ને એક ડાબે
૩૮ હાથે બેસીએ, એવું અમને આપ. પણ ઈશુએ
તેઓને કહયું કે, તમે શું માગોછો, તે તમે જાણુતા
નથી. જે વાટકો હું પીઊંછું તે શું તમે પીશકોછો?
ને જે બાપતીસમા હું લઊંછું, તે બાપતીસમા શું
૩૯ તમે લઈશકોછો? તેઓએ તેને કહયું કે, કરી શકીએ-
છઈએ. પણ ઈશુએ તેઓને કહયું કે, જે વાટકો હું
પીઊંછું તે તમે પીશો, ને જે બાપતીસમા હું લઊંછું,
૪૦ તે બાપતીસમા તમે લેશો; પણ જેઓને સારૂ મારા
બાપથી ઠરાવાયું છે, તેઓ વગર બીજાઓને મારી
જમણી ગમ ને ડાબી ગમ બેસવા દેવું, એ મારૂં
૪૧ નથી. ને દશો એ શાંભળીને યાકુબ તથા યોહાન

સંબંધી નાખુશ થવા લાગયા. પણ ઈશુ તેઓને ૪૨
પાસે તેડીને તેઓને કેહેછે, તમે જાણોછો કે વીદેશીઓ
પર જેઓ રાજ કરતા જણાએછે, તેઓ તેમના પર
સાહેબી કરેછે, ને તેઓના જે મોટા તેઓ તેમના પર
અધીકાર ચલાવેછે. પણ તમારામાં એમ ન થશે, ૪૩
પણ તમારામાં જે કોઈ મોહોટો થવા ચાહે, તે તમારો
સેવક થશે; ને જે કોઈ પરથમ થવા ચાહે તે સહુનો ૪૪
દાસ થશે. કેમકે માણુસનો દીકરો સેવા કરાવવાને ૪૫
નહીં, પણ સેવા કરવાને, ને ધણાની ખંડણીને સારૂ
પોતાનો જીવ આપવાને આવયો છે.

અને તેઓ યરીખામાં આવેછે; ને યરીખામાંથી ૪૬
તે તથા તેના શીશો તથા ધણાએક લોક નીકલતા
હતા, એટલે તીમાયનો દીકરો બાર્તીમાય જે
આંધલો હતો તે મારગની કોરે ભીખ માગતો બેઠો
હતો. ને ઈશુ નાજારી છે, એમ શાંભલીને તે પોકા- ૪૭
રવા તથા કેહેવા લાગયો કે, ઓ ઈશુ દાઉદના દીકરા
મારા પર દયા કર. ને ધણાંએ તેને નીવારયો, કે તે ૪૮
ચુપ રેહે; પણ તે વધતો પોકારયો કે, ઓ દાઉદના
દીકરા મારા પર દયા કર. ને ઈશુએ ઉભા રહીને, તેને ૪૯
તેડવાનું કહયું; ને આંધલાને તેડીને તેઓએ તેને
કહયું કે, ધીરજ રાખ, ઉઠ, તે તને તેડેછે. ને તે પોતાનું ૫૦
લુગડું નાંખીદઈને ઉઠયો, ને ઈશુની પાસે આવયો.
ને ઈશુ તેને ઉતર આપી કેહેછે કે, તારી શી ઈછા છે, ૫૧

કે હું તને કરૂં? આંધલાએ તેને કહયું કે, સવામી હું
૫૨ દેખતો થાઉં. ને ઈશુએ તેને કહયું કે જા, તારા
વીશવાસે તને બચાવયો છે. ને તતકાલ તે દેખતો
થયો, ને મારગમાં ઈશુની સાથે ગયો.
૧૧ અને તેઓ યરૂશાલેમની નજદીક, જેતુનના
પાહાડ આગલ બેથફાગે તથા બેથાનીયાની પાસે
આવેછે, તારે તે પોતાના શીશોમાંના બેને આગલ
૨ મોકલેછે, ને તેઓને કેહેછે કે, તમારી સામા ગામમાં
જાઓ; ને તેમાં તમારા પેસતાં તુરત એક ગધેડાનું
બચું જે પર કોઈ માણસ કદી બેઠું નહીં, એવું તમને
૩ બાંધેલું મલશે; તેને છોડી લાવો. ને જો કોઈ તમને
કેહે કે તમે એ કેમ કરોછો? તો કોહો કે પરભુને તેનો
૪ ખપ છે; ને તતકાલ તે એને અહીં મોકલશે. અને
તેઓ ગયા; ને બે રસતાનાં સંગમ પર એક બારણા
આગલ બાહાર બાંધેલું બચું તેઓને મલયું; ને
૫ તેઓ તેને છોડેછે. ને જેઓ તાંહાં ઉભા હતા તેઓ-
માંના કોઈએ તેઓને કહયું કે, બચાને તમે શું કરવા
૬ છોડોછો? ને જેમ ઈશુએ તેઓને ફરમાવયું હતું, તેમ
૭ તેઓએ તેઓને કહયું; ને તેઓને રજા મલી. ને
તેઓ બચાને ઈશુની પાસે લાવયા; ને તેના પર
૮ પોતાનાં લુગડાં નાંખયાં; ને તેના પર તે બેઠો. ને
ઘણાઓએ પોતાનાં લુગડાં રસતામાં પાથરયાં; ને
બીજાઓએ ઝાડોથી ડાલીઓ કાપીને રસતામાં

પાથરી. ને અગાડી તથા પાછલ ચાલનારાઓએ ૯
બુમ પાડતાં કહયું કે, હોસાના, પરભુને નામે જે
આવેછે, તે મુબારીક; આપણા બાપ દાવુદનું રાજ ૧૦
જે પરભુને નામે આવેછે, તે મુબારીક; અતી ઊંચામાં
હોસાના. ને ઈશુ યરૂશાલેમની તથા મંદીરની અંદર ૧૧
ગયો, ને ચારો ગમ બધાં જોઈને સાંજ પડયા પર તે
બારો સુધાં બેથાનીયામાં નીકલીગયો.

અને તેને બીજે દાહાડે તેઓ બેથાનીયામાંથી ૧૨
નીકલી આવયા પછી, તે ભુખો થયો. ને એક ૧૩
અંજીરી જેને પાતરાં હતાં તેને આઘેથી જોઈને તે
ગયો, કે કદાપી તને તે પર કંઈ મલે; ને તેની પાસે
આવયો, તારે તેને પાતરાં વીના કંઈ મલયું નહીં;
કેમકે અંજીરોનો વખત ન હતો. અને ઈશુએ બોલતાં ૧૪
તેને કહયું કે, હવેથી કદી કોઈ તારાથી ફલ ન ખાઓ;
ને તેના શીશોએ શાંભલયું. ને તેઓ યરૂશાલેમમાં ૧૫
આવેછે; ને ઈશુ મંદીરમાં પેસીને, મંદીરમાં વેચના-
રાઓને તથા ધરાકોને કાહાડીનાંખવા લાગયો; ને
નાણાવટીઓના બાજટ તથા ખબુતર વેચનારા-
ઓનાં આસનો ઊંધાં મારયાં. ને કોઈને મંદીરમાં ૧૬
થઈને કંઈ વાસણ લઈ જવા ન દીધું. ને તેઓને ૧૭
શીખવતાં કહયું કે, શું એમ લખયું નથી કે, મારૂં
ઘર સરવ દેશનાઓને સારૂ પરારથનાનું ઘર કેહેવાશે;
પણ તમે તેને ચોરોનું કોતર કીધું છે. ને શાસત- ૧૮

રીઓએ તથા મુખી ચાજકોએ તે શાંભલચું, ને
તેનો નાશ શી રીતે કરે તે વીશે શોધ કીધો; કેમકે
તેના ઉપદેશથી સરવ લોક અચરતી પામચા; માટે
તેઓ તેથી બીધા.
૧૯ અને સાંજ પડી, તારે તે શેહેરથી બાહાર ગયો;
૨૦ ને તેઓએ સવારે અંજીરીની પાસેથી જતાં, તેને
૨૧ જડથી શુકાએલી જોઈ. અને પીતર સાંભરીને તેને
કેહેછે, કે સવામી, જોજે, જે અંજીરીને તેં શાપ દીધો
૨૨ તે શુકાઈ ગઈ. ને ઈશુ ઉતર આપી તેઓને કેહેછે કે,
૨૩ દેવનો વીશવાસ રાખો, કેમકે હું તમને ખચીત કહુંછું
કે, જે કોઈ આ પરવતને કેહે કે ખસેડા, ને સમુદરમાં
નંખાઈજા, ને પોતાના રદયમાં સંદેહ ન આણશે,
પણ વીશવાસ કરશે કે, જે તે કેહેછે તે થશે, તે જે
૨૪ કંઈ કેહેશે તે તેને થશે. એ માટે હું તમને કહુંછું કે,
જે સરવ તમે પરારથના કરતા માગોછો, તે પામોછો,
૨૫ એવો વીશવાસ કરો; તો તે તમને થશે. અને તમે
પરારથના કરતા ઉભા રેહોછો, તારે જો તમને કોઇને
ઉલટું કંઈ હોએ, તો માફ કરો, એ માટે કે તમારો બાપ
જે આકાશમાં છે, તે તમારા અપરાધો પણ માફ કરે.
૨૬ પણ જો તમે માફ ન કરો, તો તમારો બાપ જે આકા-
શમાં તે તમારા અપરાધ પણ માફ ન કરે.
૨૭ અને ફરી તેઓ યરૂશાલેમમાં આવેછે; ને તે મંદી-
રમાં ફરતો હતો, તારે મુખી ચાજકો તથા શાસતરીઓ

તથા વડીલો તેની પાસે આવેછે, ને તેને કેહેછે, કે કયા ૨૮
અધીકારથી તું એવાં કરેછે, ને કોણે તને એવાં કર-
વાનો અધીકાર આપયો? અને ઈશુએ ઉતર આપીને ૨૯
તેઓને કહયું કે, હું પણ એક વાત તમને પુછીશ;
ને તમે મને ઉતર આપો તો હું તમને કહીશ કે, કયા
અધીકારથી હું એવાં કરૂંછું. યોહાનનું બાપતીસમા ૩૦
શું આકાશથી હતું, કે માણસોથી? મને જવાબ દો.
અને તેઓએ માહોમા વીચારીને કહયું કે જો કહીએ, ૩૧
કે આકાશથી, તો તે કેહેશે કે, તારે તમે તેનો વીશ-
વાસ કેમ ન કીધો? પણ જો કહીએ કે, માણસથી, ૩૨
તારે તેઓ લોકથી બીધા, કેમકે બધા યોહાનને
નીશચે ભવીશવાદી કરી માનતા હતા. અને તેઓ ૩૩
ઉતર આપીને ઈશુને કેહેછે, કે અમે જાણતા નથી.
ને ઈશુ ઉતર આપી તેઓને કેહેછે, કે કયા અધીકા-
રથી હું એવાં કરૂંછું તે હું પણ તમને કેહેતો નથી.

અને દરશટાંતોમાં તે તેઓને કેહેવા લાગયો ૧૨
કે, એક માણસે દરાખવાડી રોપી, ને તેની આસ-
પાસ વાડ કીધી, ને દરાખરસનો કુંડ ખોદયો, ને
બુરજ બાંધયો, ને ખેડુતોને તે ઈજારે આપી; ને
પરદેશે ગયો. ને મોસમે તેણે ખેડુતોની પાસે દાસ ૨
મોકલયો, કે તે ખેડુતોથી દરાખવાડીનાં ફલનું કંઈ
લે; પણ તેઓએ તેને પકડીને કોરડે મારયો, તથા ૩
ખાલી કાહાડી મોકલયો. ને ફરી તેણે બીજો દાસ ૪

તેઓની પાસે મોકલયો. ને તેઓએ પથરો મારીને
તેનું માથું ઘાયલ કીધું, ને ધીકારીને કાહાડી મેલયો.
૫ ને ફરી તેણે બીજો મોકલયો; ને તેને તેઓએ મારી-
નાંખયો; ને બીજા ઘણા (મોકલયા;) ને તેઓએ
કોઈએકને કોરડા મારયા, ને કોઈએકને મારીનાંખયા.
૬ હજુ એનો એક વાહાલો દીકરો હતો, તેણે આખર
એને પણ તેઓની પાસે મોકલીને કહયું કે, તેઓ
૭ મારા દીકરાથી દબશે. પણ ખેડુતોએ માહોમા કહયું
કે, તે તો વારસ છે; આવો, તેને મારીનાંખીએ, તો
૮ વારસો આપણો થશે. અને તેઓએ તેને પકડીને
મારીનાંખયો, ને દરાખવાડીમાંથી બાહાર કાહાડયો.
૯ એ માટે દરાખવાડીનો ધણી શું કરશે? તે આવશે,
ને ખેડુતોનો નાશ કરશે, ને દરાખવાડી બીજાઓને
૧૦ આપશે? શું તમે એ લેખ નથી વાંચયો કે, જે
પથરને બાંધનારાઓએ નકાર કરયો, તેજ ખુણાનું
૧૧ મથાલું થયો. એ પરભુ પાસેથી થયું, ને આપણી
૧૨ નજરમાં આશચરયવંત છે. અને તેઓએ તેને
પકડવા ચાહયો; ને લોકથી બીધા; કેમકે તેઓએ
જાણયું કે તેણે આપણા પર આ દરશટાંત કહયું;
ને તેઓ તેને મુકીગયા.
૧૩ અને તેઓ તેની પાસે કેટલાએક ફરોશીઓને તથા
હેરોદીઓને મોકલેછે કે તેઓ વાતે તેને ફાંદામાં
૧૪ નાંખે. તેઓ તો આવીને તેને કેહેછે કે, ઉપદેશક

હમે જાણીએછઈએ, કે તું ખરો છે, ને કોઈની ચીંતા
રાખતો નથી, કાંજે તું માણસોના મોહો રાખતો
નથી, પણ સતે કરીને દેવનો મારગ શીખવેછે. કાચ-
સારને કર આપવો ઉચીત છે કે નહીં? આપીએ, કે ૧૫
નહીં આપીએ? પણ તેણે તેઓનો ઢોંગ જાણીને
તેઓને કહ્યું કે, તમે મારી પરીક્શા કેમ કરોછો?
એક દીનાર મારી પાસે લાવો કે હું જોઉં. ને તેઓ ૧૬
લાવયા. અને તે તેઓને કેહેછે કે, આ રૂપ તથા
સીકો કોહોનાં? તેઓએ કહ્યું કે, કાયસારનાં. ને ૧૭
ઈશુએ ઉતર આપીને તેઓને કહ્યું કે, જે કાયસા-
રનાં તે કાયસારને ભરી આપો; ને જે દેવનાં તે
દેવને. ને તેઓ તે પર અચરતી પામયા.
અને શાદુકીઓ જે કેહેછે કે, પાછું ઉઠવું નહીં થશે; ૧૮
તેઓ તેની પાસે આવેછે; ને તેઓએ તેને પુછી કહ્યું
કે, ઉપદેશક, મુસાએ અમને લખયું કે, જો કોઈનો ૧૯
ભાઈ નછોરવો મરે, ને વહુને મુકે, તો તેનો ભાઈ
તેની વહુને લે, ને પોતાના ભાઈને સારૂ સંતાન
ઉપજાવે. હવે સાત ભાઈ હતા; ને પેહેલો વહુ લઈને ૨૦
નછોરવો મરીગયો. પછી બીજાએ તેને લીધી; ને ૨૧
તે મરીગયો; ને તે પણ કંઈ સંતાન મુકીગયો નહીં;
ને એ પરમાણે તરીજાએ પણ; ને સાતે તેને લીધી, ૨૨
ને સંતાન ન મુકયાં. ને સહુની છેલી પણ વહુ મરી-
ગઈ. એ માટે ઉતથાનમાં, જારે તેઓ ઉઠશે, તારે ૨૩

તેઓમાંથી કોહોની તે વહુ થશે? કેમકે સાતોની વહુ
૨૪ તે થઈ હતી. અને ઈશુએ ઉતર આપીને તેઓને
કહ્યું કે, શું તમે લેખોને તથા દેવની શકતીને ન
૨૫ જાણીને ભુલ નથી કરતા? કેમકે જારે તેઓ મુચ-
લાંમાંથી ઉઠશે તારે પરણતા પરણાવતા નથી, પણ
૨૬ આકાશના દુતોના જેવા છે. પણ મુચલા લોક પાછા
ઉઠેછે, તે સંબંધી, શું તમે મુસાના પુસતકમાં નથી
વાંચયું, કે ઝાડીમાં દેવે તેને એમ કહ્યું કે, હું ઈબ-
રાહીમનો દેવ, તથા ઈસહાકનો દેવ, તથા યાકુ-
૨૭ બનો દેવ? મુચલાઓનો દેવ તે નથી, પણ
જીવતાઓનો દેવ છે; એ માટે તમે મોહોટી ભુલ
કરોછો.
૨૮ અને શાસતરીઓમાંના એકે પાસે આવીને તેઓની
તકરાર શાંભલી, ને તેણે તેઓને શારૂં ઉતર આપયું
એમ જાણીને તેને પુછયું કે, સહુ આગનાઓમાં
૨૯ પેહેલી કહી છે? ને ઈશુએ તેને ઉતર આપયું કે, સહુ
આગનાઓમાં પેહેલી એ છે કે, ઈસરાયલ શાંભલો
૩૦ પરભુ આપણો દેવ એકજ પરભુ છે; ને તારા આખા
રદયથી, ને તારા આખા જીવથી, ને તારી આખી
બુધીથી, ને તારા આખા સામરથથી પરભુ તારા
૩૧ દેવની તું પરીતી કર, પરથમ આગના એ છે. ને બીજી
સરખી છે એટલે જેમ તું પોતા પર પરીતી કરેછે તેમ
તારા પડોસી પર પરીતી કર. એઓ કરતાં બીજી કોઈ

મોટી આગના નથી. અને શાસતરીએ તેને કહયું કે, ૩૨
વારૂ ઉપદેશક, તેં ખરૂં કહયું છે; કેમકે એકજ દેવ છે;
ને તે વીના બીજો નથી; ને આખા રદયથી, તથા ૩૩
આખી સમજાણથી, તથા આખા જીવથી, તથા
આખા સામરથથી, તેની પરીતી કરવી, તથા પોતાના
જેવો પડોસીનો પરેમ કરવો, તે સરવ બલીદાન
તથા યગન કરતાં અધીક છે. અને તેણે ડાચાપણાથી ૩૪
ઉતર આપયું માટે ઈશુએ તેને જોઈને કહયું કે, તું
દેવના રાંજથી વેગળો નથી. તાર પછી કોઈએ તેને
પરપુછ કરવાની હીમત ન કીધી.

અને ઈશુએ મંદીરમાં ઉપદેશ કરતાં ઉતર આપીને ૩૫
કહયું, શાસતરીઓ કેમ કેહેછે કે, ખરીસત દાવુદનો
દીકરો છે? કેમકે દાવુદે પોતેજ પવીતર આતમાથી ૩૬
કહયું કે, પરભુએ મારા પરભુને કહયું કે, તારા શત-
રૂઓને તારા પગોની માચી કરૂં, તાંહાં સુધી મારી
જમણી ગમ બેસ. એ માટે દાવુદ પોતે તેને પરભુ ૩૭
કેહેછે; તો તે તેનો દીકરો કેમ છે? ને બધા લોકે
ખુશીથી તેનું શાંભલયું.

અને તેણે પોતાના ઉપદેશમાં તેઓને કહયું કે, ૩૮
શાસતરીઓથી સાવધાન રેહો; તેઓ જામા પેહે- ૩૯
રીને ફરવા, તથા ચઊટાઓમાં ભેટાભેટો, તથા સભા-
સથાનોમાં મુખી આસનો, તથા ઉજાણીઓમાં
મુખી જગાઓ ચાહેછે. એઓ વીધવાઓનાં ઘર ૪૦

ખાઈજાએછે, ને ઢોંગને લીધે લાંબી પરારથનાઓ
કરેછે; તેઓ વધતો દંડ પામશે.
૪૧ અને ઈશુએ ખજાનાની સામણે બેસીને, લોકો
ખજાનામાં પૈસા કેવા નાંખેછે, તે જોયું; ને ઘણા
૪૨ પૈસાદારોએ ઘણા નાંખ્યા. ને એક દરીદરી વીધ-
વાએ આવીને, બે નાસરી, એટલે એક અધેલો
૪૩ નાંખયો. ને તેણે પોતાના શીશોને પાસે તેડીને
તેઓને કહયું, હું તમને ખચીત કહુંછું કે, આ દરીદરી
વીધવાએ એ સરવ નાંખનારાં કરતાં ખજાનામાં
૪૪ વધતું નાંખયું છે. કેમકે તે સધાલાએ પોતાને પુશ-
કલ છતાં નાંખયું; પણ એણીએ, પોતાને કમી
છતાં પોતાનું જે સરવ હતું તે, એટલે પોતાની બધી
ઉપજીવીકા નાંખી.
૧૩ અને મંદીરમાંથી તે નીકલતો હતો તારે તેનો
એક શીશ તેને કેહેછે, કે ઉપદેશક જોજે, કેવા પાણા
૨ તથા કેવી બાંધણીઓ. ને ઈશુએ ઉતર આપીને તેને
કહયું કે, શું તું એ મોહોટી બાંધણીઓ દેખેછે? ન
પાડીનંખાએ એવો પાણો પાણા પર રખાશે નહીં.
૩ અને જૈતુનના પાહાડ પર, મંદીરની સામણે તે
બેઠો હતો, એટલે પીતરે, તથા યાકુબે, તથા યોહાને,
૪ તથા આંદરયાએ તેને છાનું પુછયું, હમને કેહેજે, એ
કારે થશે? ને જારે તે બધાં પુરાં થવાનાં છે, તારે
૫ શી નીશાણી થશે? ને ઈશુ ઉતર આપીને તેઓને

કેહેવા લાગયો કે, કોઈ તમને ન ભુલવે, માટે સાવ-
ધાન રેહો. કેમકે ઘણા મારે નામે આવીને કેહેશે, ૬
કે હું છું; ને ઘણાઓને ભુલવશે. પણ જારે લડા- ૭
ઈઓનું તથા લડાઈની ખબર શાંભલશો, તારે ગભ-
રાશો મા; કેમકે એમ થવું જોઈએ; પણ હજુ
અંત નથી. કેમકે દેશ દેશ પર, તથા રાજ રાજ પર ૮
ઉઠશે; ને ઠામે ઠામ ધરતીકંપારા થશે, દકાલો તથા
સંતાપ થશે. એ દુખોનો આરંભજ છે. પણ તમે ૯
પોતાને જુઓ; કેમકે તેઓ તમને નયાયસભા-
ઓમાં સોંપશે; ને સભાઓમાં તમે માર ખાશો;
ને મારે લીધે, હાકેમો તથા રાજાઓ આગલ
તેઓને સાહેદીને સારૂ હાજર કરાશો. અને પેહેલાં ૧૦
સરવ દેશોમાં સુવારતા પરગટ કરાવી જોઈએ. ને ૧૧
જારે તેઓ તમને પરસવાધીન કરતા લઈજશે, તારે
અગાઉ ન ધારો કે, શું બોલીએ; ને ચીંતા ન કરો.
પણ તે વેલા તમને જે અપાએ તે બોલો; કેમકે
બોલનાર તમે નથી, પણ પવીતર આતમા. પણ ૧૨
ભાઈ ભાઈને, તથા બાપ દીકરાને મરણને સારૂ
પરસ્સવાધીન કરશે; ને છોકરા માબાપની સામાં
ઉઠશે, ને તેઓને મારીનાંખશે; ને મારા નામને ૧૩
લીધે સહુ તમારો દવેશ કરશે; પણ જે અંત સુધી
ટકશે તે તરશે.

પણ જારે તમે ઉજડની અમંગલપણાની નીશાની ૧૪

જે સંબંધી દાનીયલ ભવીશવાદીએ કહેલું છે તે જાંહાં
બટારથ નથી તાંહાં ઉભી રેહેતી જોશો; જે વાંચેછે તેણે
સમજવું; તારે જે યહુદામાં હોએ, તેઓએ પાહાડ પર
૧૫ નાહાસી જવું. ને ધાબા પર જે હોએ તેણે ઘરમાં
ન ઉતરવું; ને પોતાના ઘરમાંથી કંઈ લઈજવા સારૂ
૧૬ માંય ન પેસવું. ને જે ખેતરમાં હોએ, તેણે પોતાનું
૧૭ લુગડું લઈજવાને પાછું ન ફરવું. ને તે દાહાડાઓમાં
જેઓ ગરભવતી છે, તથા જેઓ ધવાડેછે તેઓને
૧૮ અફસોસ છે. પણ તમારૂં નાહાસવું સીઆલામાં ન
૧૯ થાએ, માટે પરારથના કરો; કેમકે તે દાહાડાઓમાં
જેવી વીપતી થશે, દેવે સરશટી સરજાવી તેના
આરંભથી હજી સુધી તેવી ન હતી, ને નહીં થશે.
૨૦ ને જો પરભુએ એ દાહાડાઓને ઓછા કીધા નહોત,
તો કોઈ દેહ ન બચત. પણ પસંદ લોક, જેને
તેણે પસંદ કીધા તેઓને લીધે તેણે આ દાહાડાઓને
૨૧ ઓછા કરયા છે. ને તારે જો કોઈ તમને કેહે કે, જોજે,
૨૨ હીઆં ખરીસત કે, જોજે, તાંહાં, તો માનતા ના. કેમકે
જુઠા ખરીસતો તથા જુઠા ભવીશવાદીઓ ઉઠશે;
ને ચમતકારો તથા અદભુત કામો દેખાડશે, એ
માટે કે, જો બની શકે તો, પસંદ કરેલાઓને પણ
૨૩ ભુલવે. પણ તમે સાવધાન રેહો, જુઓ, મે તમને
૨૪ સધલું અગાઉથી કહયું છે. પણ તે દાહાડાઓમાં,
આ વીપતી પછી, સુરજ અંધકારરૂપ થઈ જશે, ને

ચંદર પોતાનું અજવાલું નહીં આપશે, ને આકા- ૨૫
શના તારાઓ પડતા થશે; ને આકાશોમાં જે શક-
તીઓ તેઓ હલવાશે. તારે તેઓ માણસના ૨૬
દીકરાને બહુ શકતી તથા મહીમાસહીત, વાદલાંમાં
આવતો જોશે. ને તાંરે તે પોતાના દુતોને મોક- ૨૭
લશે; ને તેઓ પરથવીના છેડાથી આકાશના છેડા
સુધી, ચારે દીશાઓથી પસંદ કરેલાઓને એકઠા કરશે.

પણ અંજીરીથી દરશટાંત શીખો; જારે તેની ડાલી ૨૮
કુમલીજ છે, ને પાતરાં કાહાડેછે, તારે જાણો કે
ઉનાલો પાસે છે. એમજ જારે તમે એ બધાંને થતાં ૨૯
જોશો, તારે જાણો કે તે પાસે બારણા આગલ છે.
હું તમને ખચીત કહુંછું કે આ બધાં થાએ તાંહાં ૩૦
સુધી આ પેહેડી ગુજરી જશે નહીં. આકાશ તથા ૩૧
પરથવી ટલી જશે; પણ મારી વાતો ટલી જશે નહીં.

પણ તે દાહાડા તથા તે ઘડી સંબંધી મારા બાપ ૩૨
વગર કોઇને માલુમ નથી; આકાશમાંના દુતોને નથી
ને દીકરાને પણ નથી.

સાવધાન રેહો, જાગતા રેહો, ને પરારથના કરો; ૩૩
કેમકે સમય કારે છે તે તમે જાણતા નથી. તે આ ૩૪
પરમાણે છે કે પરદેશ જનાર એક માણસે પોતાનું
ઘર છોડીને ને પોતાના ચાકરોને તે પરનો અધીકાર
તથા એક એકને એનુંજ કામ સોંપીને દરવાનને
પણ આગના આપી કે જાગરૂત રેહે. માટે તમે ૩૫

જાગરૂત રેહો; કેમકે તમે જાણતા નથી કે ઘરનો
ધણી કારે આવશે, સાંજે, કે અરધ રાતરે, કે મુરઘો
૩૬ બોલતી વખતે, કે સહવારે; નહીં તો તે એકાએક
૩૭ આવીને તમને શુતા જોએ. ને જે હું તમને કહુંછું
તે સરવને કહુંછું કે, જાગરૂત રેહો.

૧૪ અને બે દાહાડા પછી પાસખા તથા બેખ-
મીરી રોટલીનું પરવ હતું; ને મુખી યાજકો તથા
શાસતરીઓ તેને કેમ દગાથી પકડીને મારીનાંખે,
૨ એવો શોધ કરતા હતા. પણ તેઓએ કહયું કે, પર-
૩ વમાં નહીં, રખે લોકોની ગડબડ થાએ. ને તે
બેથાનીયામાં હતો, તારે સીમોન કોહોડીયાના ઘરમાં
તે બેઠા છતાં, એક બાયડી આવી, એની પાસે મુલ-
વાન સંભુલના અતર ભરેલી મરમરની શીશી હતી;
ને તેણે એ મરમર ભાંજીને, તેનાં માથા પર તે
૪ રેડયું. ને કેટલાએક પોતામાં નાખુશ થઇને કેહેતા
૫ હતા કે, અતરનું એ નુકશાન કેમ થયું? કેમકે એ
તરણશેં દીનાર કરતાં વધતે મુલે વેચાઈ શકત; ને
દરીદરીઓને અપાઈ શકત, ને તેઓએ તે પર કચ-
૬ કચ કીધી. પણ ઇશુએ કહયું કે, એને રેહેવા દો;
૭ એને કેમ તસદી દોછો? એણીએ મારે સારૂ ભલું
કામ કરયું છે, કેમકે દરીદરીઓ સદા તમારી સાથે
છે; ને જારે તમે ઇછોછો, તારે તેઓને રૂડું કરી શકોછો;
૮ પણ હું સદા તમારી સાથે નથી. જે તેનાથી બની

શકયું, તે તેણીએ કરયું, દફનને સારૂ અગાઉથી તેણે
મારા શરીરને અતર લગાડયું. હું તમને ખચીત ૯
કહુંછું કે આખા જગતમાં, જાંહાં કહીં આ સુવારતા
પરસીધ કરાશે, તાંહાં એણીએ જે કરયું છે, તે એની
યાદગારીને સારૂ કહયામાં આવશે. ને બારોમાંનો ૧૦
એક યહુદા ઈસકારયત, તેને મુખી યાજકોને સોંપવા
સારૂં તેઓની પાસે ગયો. તેઓ તો શાંભલીને ૧૧
ખુશ થયા; ને તેને નાણું આપવાનું વચન આપયું.
ને લાગ ફાવતાં તેને કેમ પરસવાધીન કરે એનો
શોધ તે કરતો હતો.

અને બેખમીરી રોટલીઓને પેહેલે દાહડે, જારે ૧૨
લોકો પાસખા યગન કરતા હતા, તારે તેના શીશો
તેને કેહેછે કે, તારી શી ઇછા? તું પાસખા ખાએ,
એ સારૂ અમે કાંહાં જઈને તયાર કરીએ? અને તે ૧૩
પોતાના શીશોમાંના બેને મોકલેછે, ને તેઓને કેહેછે
કે, શેહેરમાં જાઓ, ને પાણીની ગાગેર ઉંચકતો એક
માણસ તમને મલશે; એની સાથે ચાલો; ને ૧૪
જાંહાં તે પેસે, તાંહાં ઘરધણીને કોહો, ઉપદેશક કેહેછે
કે ઉતારો કાંહાં છે, કે હું મારા શીશો સાથે પાસખા
ખાઉં? ને તે તમને એક મોહોટી સમારેલી તયાર ૧૫
થએલી મેડી દેખાડશે; તાંહાં આપણને સારૂ તયારી
કરો. ને તેના શીશો ગયા; ને શેહેરમાં આવયા; ૧૬
ને જેવું તેણે તેઓને કહયું હતું તેવું જડયું; ને તે-

. ઓએ પાસખા તયાર કીધું, ને સાંજ થઈ તારે તે
૧૭ બારોની સાથે આવેછે; ને તેઓ બેસતા, તથા
૧૮ ખાતા હતા, એટલે ઈશુએ કહયું કે, હું તમને ખચીત
કહુંછું કે તમારામાંનો એક, જે મારી સાથે ખાએછે,
૧૯ તે મને પરસવાધીન કરશે. ને તેઓ શોકાતુર થવા
લાગયા, ને એક એક તેને કેહેવા લાગયા કે, શું હું
૨૦ તે છું? ને બીજો, કે શું હું? ને તેણે ઉતર આપીને
તેઓને કહયું કે, બારોમાંનો એક જે મારી સાથે
૨૧ થાલીમાં બોલેછે તેજ. માણસનો દીકરો જેમ તે
સંબંધી લખયું છે તેમ જાએછે; પણ જેથી માણ-
સનો દીકરો પરસવાધીન કરાએછે, તે માણસને
અફસોસ; જો તે માણસ જનમયો ન હોત, તો
તેને શારૂં હોત.
૨૨ અને તેઓ ખાતા હતા, તારે ઈશુએ રોટલી લઈને,
સતુતી કરીને ભાંજી; ને તેઓને આપી; ને કહયું કે,
૨૩ લો ખાઓ; એ મારૂં શરીર છે. ને વાટકો લઈને,
સતુતી કરીને તેઓને આપયો; ને બધાઓએ
૨૪ તેમાંથી પીધું. ને તેણે તેઓને કહયું કે, નવા કરારનું
આ મારૂં રકત છે, એ ઘણાઓને લીધે વેહેવડાયલું.
૨૫ હું તમને ખચીત કહુંછું કે, જે દાહાડે હું દેવના રાજમાં
તે નવું પીશ, તે દાહાડા સુધી હું ફરી દરાખથી
થએલાનું પીનાર નથી.
૨૬ અને તેઓ ગીત ગાઇને જૈતુનના પાહાડ પર ગયા.

ને ઈશુ તેઓને કેહેછે કે, આજ રાતરે તમે સહુ મારે ૨૭
લીધે ઠોકર ખાશો; કેમકે લખચું છે કે, હું પાલકને
મારીશ; ને ગેટા વેરાઈજશે. પણ મારા પાછા ઉઠયા ૨૮
પછી, હું તમારી અગાડી ગાલીલમાં જઈશ. પણ ૨૯
પીતરે તેને કહ્યું કે, જો સધલા ઠોકર ખાએ તો પણ
હું નહીં [ખાઊં]. ને ઈશુ તેને કેહેછે કે, હું તને ખચીત ૩૦
કહુંછું કે આજની રાતરેજ, મુરધો બે વાર બોલચા
અગાઉ, તું મને તરણ વાર નકાર કરીશ. પણ તેણે ૩૧
વધતા આગરહથી કહ્યું કે, મારે તારી સાથે મરવું
પડે, તો પણ હું તને નકાર નહીં કરીશ; એમજ
પણ સહુએ કહ્યું.
અને તેઓ ગેથસેમાને નામે ઠેકાણે આવેછે; ને ૩૨
પોતાના શીશોને કેહેછે કે, હું પરારથના કરૂં, એટલામાં
હીઆં બેસો. ને પોતાની સાથે પીતરને તથા યાકુ- ૩૩
બને તથા યોહાનને લઈજાએછે, ને તે બહુ ગભ-
રાવા તથા ઉદાસ થવા લાગયો. ને તે તેઓને કેહેછે, ૩૪
મારો જીવ મરવા જેવો અતી શોકાતુર છે; હીઆં
ઠરો; ને જાગતા રેહો. ને થોડું આગલ જઇને, તે ભુંઈ ૩૫
પર પડયો; ને પરારથના કરી કે, જો શકય હોએ,
તો આ ઘડી મારાથી દુર થાઓ. ને તેણે કહ્યું કે ૩૬
આબા બાપ, તારાથી સરવ થઈશકેછે; આ વાટકો
મારાથી દુર કરજે; તો પણ મારી ઇછા નહીં, પણ
તારી થાઓ. ને તે આવેછે, ને તેઓને ઉંઘતા ૩૭

જોએછે, ને પીતરને તે કેહેછે, સીમોન શું તું ઉંઘેછે?
શું એક ઘડી તું જાગતો રેહેવાને સમરથ નથી?
૩૮ જાગતા રેહો, તથા પરારથના કરો, કે પરીકશામાં ન
આવો; આતમા તયાર છે ખરો; પણ દેહ અબલ
૩૯ છે. ને ફરી તેણે જઇને એજ વાત કેહેતાં પરારથના
૪૦ કરી. ને પાછા આવીને તેણે ફરી તેઓને ઉંઘતા
જોયા; કેમકે તેઓની આંખો ભારે હતી; ને તેને
શો જવાબ દેવો, એ તેઓ જાણતા ન હતા.
૪૧ અને તે તરીજી વાર આવેછે, ને તેઓને કેહેછે કે,
હવે ઉંઘયા કરો, તથા આરામ ખાઓ; બસ છે, તે
ઘડી આવી છે, માણસનો દીકરો પાપીઓના હાથોમાં
૪૨ પરસવાધીન કરાયો છે. ઉઠો આપણે જઈએ; જુઓ,
મને જે પરસવાધીન કરશે તે પાસે આવયો છે.
૪૩ અને તતકાલ હજી તે બોલતો હતો એટલે તે બારો-
માંનો એક યહુદા, ને તેની સાથે મુખી યાજકોની
તથા શાસતરીઓની તથા વડીલોની પાસેથી અતી
ઘણા લોક તલવારો તથા સોટા લઇને પાસે થાએછે.
૪૪ ને તેના પરસવાધીન કરનારે તેઓને એમ કેહેતાં
નીશાણી આપી હતી કે, જેને હું ચુમું તે એજ છે;
૪૫ તેને પકડો; ને હોશીઆરીથી લઈજાઓ. અને આવીને
તે તતકાલ તેની પાસે જઈને કેહેછે કે સવામી સવામી,
૪૬ ને તેને ચુમયો. ને તેઓએ તેના પર પોતાના હાથ
નાંખયા, ને તેને પકડી લીધો.

ને પાસે ઉભા રેહેનારાઓમાંના એકે તલવાર ૪૭
કાહાડીને મુખી યાજકના દાસને મારયો, ને તેનો
કાન કાપીનાંખયો. ને ઈશુએ ઉતર આપીને તેઓને ૪૮
કહયું કે, જેમ ચોરને તેમ મને પકડવાને, તલવારો
તથા સોટા લઈને શું તમે બાહાર આવયા? હું હરરોજ ૪૯
તમારી પાસે મંદીરમાં ઉપદેશ કરતો હતો; ને તમે
મને પકડયો નહીં, પણ લેખો પુરા થવા જોઈએ. ને ૫૦
સઘલા તેને મુકીને નાહાસીગયા. ને એક જુવાન ૫૧
તેની સાથે આવયો, એના ઉઘાડા અંગ પર સણનું
લુગડું હોડેલું હતું. ને જુવાનોએ તેને પકડયો; પણ ૫૨
તે લુગડું મુકીને તેઓથી નાગો નાહાસી ગયો.

અને તેઓ ઈશુને પરમુખી યાજકની પાસે લઈ- ૫૩
આવયા; ને સરવ મુખી યાજકો તથા વડીલો તથા
શાસતરીઓ તેની પાસે આવેછે. અને પીતર આઘો, ૫૪
પરમુખી યાજકના ઘર સુધી, તેની સાથે ગયો; ને
ભાલદારોની સાથે બેસીને, અંગારાની પાસે તાપતો
હતો. પણ મુખી યાજકોએ તથા આખી નયાય ૫૫
સભાએ ઈશુને મારીનાંખવા સારૂ, તેને વીરૂધ સાખ-
શી શોધી; પણ તેઓને જડી નહીં; કેમકે ઘણા- ૫૬
ઓએ તે પર જુઠી સાખશી પુરી; પણ તેઓની
સાખશી એક સરખી નોહોતી. ને કેટલાએકે ઉભા ૫૭
રહીને, તેને વીરૂધ સાખશી પુરતાં કહયું કે, અમે તેને ૫૮
એમ કેહેતો શાંભલયો કે, હાથે બનાવેલા આ મંદીર-

ને હું પાડીનાંખીશ, ને તરણ દાહાડાઓમાં હાથે
૫૯ નહીંબનાવેલું એવું બીજું બાંધીશ. ને એમ તેઓની
૬૦ સાખશી પણ એક સરખી નોહોતી. અને પરમુખી
ચાજકે વચમાં ઉભા થઇને ઈશુને પુછતાં કહ્યું કે, શું
તું કંઈ ઉતર આપતો નથી? તેઓ તને વીરૂધ શી
૬૧ સાખશી પુરેછે? પણ તે ચુપ રહયો, ને કંઈ ઉતર ન
દીધું. ફરી પરમુખી ચાજક તેને પુછીને તેને કેહેછે
૬૨ કે, શું તું ખરીસત સતુતીવાનનો દીકરો છે? ને ઈશુએ
કહ્યું કે, હું છું; ને માણસના દીકરાને સમરથની
જમણી ગમ બેઠેલો તથા આકાશના મેઘ સહીત
૬૩ આવતો તમે દેખશો. અને પરમુખી ચાજક પોતનાં
લુગડાં ફાડીને કેહેછે કે હવે આપણને સાખશીનું શું
૬૪ અગતચ છે? તમે તે દુરભાશણ શાંભલ્યું છે. તમ-
ને શું લાગેછે? ને સહુએ તેને મરણ જોગ ઠરાવયો.
૬૫ ને કોઈ તે પર થુંકવા તથા તેનું મુખ ઢાંકવા, તથા તેને
મુકીઓ મારવા, તથા તેને કેહેવા લાગયા કે, ભવીશ
વાત કોહો. ને ભાલદારોએ તેને થબડાકો મારી.
૬૬ અને પીતર દીવાનખાનામાં નીચે હતો, તારે પર-
૬૭ મુખી ચાજકની એક દાસી આવેછે, ને પીતરને
તાપતો જોઈને તેને તાકીને કેહેછે કે તું પણ ઇશુ
૬૮ નાજરીની સાથે હતો. પણ તેણે નાકબુલ કરીને
કહ્યું કે તું શું કેહેછે, તે હું જાણતો, કે સમજતો
૬૯ નથી. ને પરશાલમાં તે બાહાર ગયો, ને મુરઘો

બોલયો. ને તે દાસી તેને ફરી જોઈને પાસે ઉભા
રેહેનારાઓને કેહેવા લાગી કે, એ તેઓમાંનો છેજ.
પણ તેણે ફરી નાકબુલ કીધું. ને ફરી થોડી મુદત ૭૦
પછી ઉભા રેહેનારાઓએ પીતરને કહયું, કે એઓ-
માંનો તું છે ખરો; કેમકે તું પણ ગાલીલી છે; ને
તારી બોલી એવીજ છે. પણ તે શાપ દેવા તથા સમ ૭૧
ખાવા લાગયો કે, જે માણસ વીશે તમે કોહોછો, તેને
હું ઓલખતો નથી. ને બીજી વાર મુરઘો બોલયો. ૭૨
અને ઈશુએ પીતરને જે વાત કહી હતી કે, મુરઘો બે
વાર બોલયા અગાઉ, તરણ વાર તું મંને ના કબુલ
કરીશ, તે તેણે સંભારી; ને તે પર મન લગાડીને
તે રડયો.

અને સવાર થઈતારેજ વડીલોની તથા શાસ-૧ ૫.
તરીઓની સાથે મનસુબો કરીને મુખી ચાજકો તથા
આખી નચાચસભા ઈશુને બાંધીને લઈ ગયા;
ને પીલાતને સોંપી દીધો. ને પીલાતે તેને પુછયું, ૨
કે શું તું યહુદીઓનો રાજા છે? ને તેણે ઉતર
આપીને તેને કહયું કે, તુંજ કેહેછે. અને મુખી- ૩
ચાજકોએ તે પર ઘણા દોશ મુકયા. ને પીલાતે ફરી ૪
તેને પુછતાં કહયું કે, શું તું ઉતર દેતો નથી? જોજે
તેઓ તારા પર કેટલી સાખશી પુરેછે. ને ઈશુએ ૫
હવે પણ કંઈ ઉતર દીધું નહીં; માટે પીલાત અચ-
રતી પામયો.

૬ અને પરવમાં, જે એક બાંધીવાનને તેઓ માગતા
૭ હતા, તેને તે છોડતો. ને બારાબા નામનો એક હતો,
તેની સાથે જેઓ દંગો કરવામાં શામેલ હતા તેઓની
સંગાતે તે બાંધેલો હતો; ને દંગામાં તેઓએ ખુન
૮ કરયું હતું. ને લોક બુમ પાડતા એવી વીનંતી કરવા
લાગયા, કે જેમ તે તેઓને સારૂ હમેશ કરતો હતો,
૯ તે પરમાણે તે કરે. ને પીલાતે તેઓને ઉતર આપી
કહયું કે, શું તમારી મરજી છે કે હું તમને યહુદીઓના
૧૦ રાજાને છાડું? કેમકે તેણે જાણયું કે મુખીયાજ-
કોએ અદેખાઈને લીધે તેને પરસવાધીન કરયો હતો.
૧૧ પણ મુખીયાજકોએ લોકને ઉસકેરયા, કે તે કરતાં
૧૨ તેઓને બારાબાને છોડે. પણ પીલાતે ફરી તેઓને
ઉતર આપી કહયું કે જેને તમે યહુદીઓનો રાજા
૧૩ કોહોછો, તેને હું શું કરૂં? તમારી શી ઈછા છે? ને
તેઓએ ફરી બુમ પાડી, કે એને વધસતંભે જડ.
૧૪ ને પીલાતે તેઓને કહયું, કે શા માટે, તેણે શું ભુંડું
કરયું છે? પણ તેઓએ વધતી બુમ પાડી, કે
૧૫ તેને વધસતંભે જડ. તારે પીલાતે લોકને સંતુશટ
કરવા ચાહાતાં તેઓને સારૂ બારાબા છોડયો;
ને ઈશુને કોરડા મરાવીને, વધસતંભે જડવા સારૂ
સોંપયો.

૧૬ અને શીપાહીઓ પરતોરયન નામે કચેરીમાં તેને
૧૭ લઈગયા; ને આખા શીશાલાને તેડયો. ને તેને

શતું લુગડું પેહેરાવેછે, ને કાંટાનો મુગટ ગુંથીને તે પર
મુકયો; ને તેને, યહુદીઓના રાજા સલામ, એવું ૧૮
જેમ કેહેવા લાગયા. ને તેઓએ તેના માથાને ૧૯
વાંશ મારયો; ને તેના પર થુંકયા, ને ધુંટણ ટેકીને
તેની પુજા કીધી. ને જારે તેની મશખરી કીધી ૨૦
હતી, તારે તેના પરથી શતું લુગડું ઉતારયું; ને પોતાના
લુગડાં તેને પેહેરાવયાં; ને વધસતંભે જડવા સારૂ
તેને લઈગયા. ને એક માણસ સીમોન કુરેની આલે- ૨૧
કશાંદરનો તથા રૂફસનો બાપ સીમમાંથી આવીને
જતો હતો, તેની પાસે તેઓએ બલાતકારે તેનો
વધસતંભ ઉંચકાવયો.
અને ગલગથા નામે જગયા, જેનો અરથ ખોપ- ૨૨
રીની જગયા, તાંહાં તેઓ તેને લાવેછે. ને તેઓએ ૨૩
બોલ ભેલેલો દરાખરસ તેને પીવાને આપયો; પણ
તેણે લીધો નહીં. ને તેને વધસતંભે જડીને, એનાં ૨૪
લુગડાં વેહેંચીને તેઓએ હરેક શું લે તે વીશે ચીઠી
નાંખી, ને તીજી હોરા હતી; ને તેઓએ તેને વધસ- ૨૫
તંભે જડયો. ને તેનું તોહોમતનામુ લખયું હતું ૨૬
એટલે યહુદીઓના રાજા. ને તેની સાથે બે ચોરોને ૨૭
વધસતંભે જડયા, એક તેની જમણી ગમ, ને એક
તેની ડાબી ગમ. અને જે લેખ કેહેછે કે તે અપ- ૨૮
રાધીઓમાં ગણાયો, તે પુરૂ થયું. ને જેઓ પાસેથી ૨૯
ચાલતા હતા તેઓએ તેની નીંદા કરી, તથા માથા

હલાવીને કહ્યું કે, વાહરે, મંદીરના પાડીનાંખનાર
૩૦ તથા તરણ દાહાડાઓમાં બાંધનાર, પોતાને બચાવ;
૩૧ ને વધસાતંભથી ઉતર. ને એમ પણ મુખીયાજકોએ
મસખરી કરતાં, માહોમા શાસતરીઓ સુધાં કહ્યું
કે તેણે બીજાઓને બચાવયા, પોતાને બચાવી
૩૨ શકતો નથી. ખરીસત ઈસાશચલનો રાજા, હમ-
ણાજ વધસતંભથી ઉતરે, કે હમે જોઇએ, ને વીશ-
વાસ કરીએ. અને જેઓ તેની સાથે વધસતંભે
૩૩ જડાએલા હતા તેઓએ પણ તેની નીંદા કીધી. ને
છઠી હોરા થઈ, તારે આખા દેશમાં નવમી હોરા સુધી
૩૪ અંધકાર થયો. ને નવમી હોરાએ ઇસુએ મોહોટી
વાણી કાહાડીને કહ્યું, કે એલોઈ, એલોઈ લામા
સાબખાથાની, એનો અરથ, હે માંરા દેવ, મારા દેવ,
૩૫ તેં મને કેમ મુકી દીધો છે? ને જેઓ પાસે ઉભા
રેહેતા હતા તેઓમાંના કેટલાએકે તે શાંભલીને કહ્યું,
૩૬ કે જોજો, તે અલીયાનું સાંબોધન કરેછે. ને એકે
હોડીને સરકાથી સપંજ ભરીને, ને વાંશ પર મુકીને
તેને પાઈને કહ્યું, કે ખમો, આપણે જોઇશું, કે
અલીયા તેને ઉતારવાને આવશે કે નહીં.
૩૭ અને ઈશુએ મોહોટી વાણી કાહાડીને પરાણ
૩૮ છોડયો. ને મંદીરના પડદાના ઉપરથી નીચે સુધી
૩૯ ફાટીને બે ભાગ થયા. ને જે જમાદાર તેની સામો
ઉભો હતો, તેણે જોયું કે એણે ધાંટો પાડીને પરાણ

છોડયો, તારે કહ્યું, કે ખરાખર તે માણસ દેવનો
દીકરો હતો. ને બાયડીઓ પણ વેગળાથી જોતી હતી; ૪૦
એઓમાં મરયમ માગદાલેણ, તથા નાહાના યાકુ-
બની તથા યોશીની મા મરયમ, તથા સાલોમે;
તે ગાલીલમાં હતો તારે પણ તેઓ તેની સાથે ૪૧
ચાલતી, તથા તેની સેવા કરતી હતી; ને બીજી ઘણી,
જેઓ તેની સાથે યરૂશાલેમમાં આવી હતી.
અને હવે સાંજ પડી, તારે સીધીકરણ છતાં, જે ૪૨
વીશરામવારની અગાઉ, યુસફ નામે, નામીયો નચા- ૪૩
યસભાસદ આવયો, જે પોતે પણ દેવના રાજયની
વાટ જોતો હતો, તેણે હીમતે કરીને પીલાતની પાસે
જઈને ઈશુનું મુરદું માગયું. ને પીલાત અચરતી પામ- ૪૪
યો કે, શું તે એટલામાં મરીગયો છે? ને તેણે જમાદા-
રને તેડીને તેને પુછયું, કે શું તેને મરીગયાને વાર થઈ?
ને જમાદારથી એ જાણીને તેણે યુસફને તેનું મુરદું ૪૫
અપાવયું. અને તેણે ઝીણું લુગડું વેચાતું લઈને, તથા ૪૬
તેને ઉતારીને, ઝીણાં લુગડામાં વીટાલયો, ને પથરથી
ખોદાયલી એક કબરમાં તેને મુકયો; ને તે કબરના
મોહો પર પથર ગબડાવી મેલયો. ને તે કાંહાં મુકાયો એ ૪૭
મરયમ માગદાલેણે તથા યોસીની મા મરયમે જોયું.
અને વીશરામવાર વીતી ગયા પછી મરયમ ૧૬
માગદાલેણે તથા યાકુબની મા મરયમે તથા સા-
લોમે તેને ચોળવા સારૂ સુગંધની વસતુઓ વેચાતી

૨ લીધી, એ માટે કે તેઓ આવીને તેને ચોલે. અને
સતવાડીયાને પેહેલે દાહાડે, મોટે પરોડીએ સુરજ
૩ ઉગતે, તેઓ કબરને પોહોંચી. ને તેઓએ માહોમા
કહ્યું કે, અમારે વાસતે કબરના મોહો ઉપરથી, કોણ
૪ આ પથર ગબડાવશે? કેમકે તે બહુ મોટો હતો. ને
ઉપર જોઈને તેઓ દેખેછે કે, તે પથર ગબડાઈગયોછે;
૫ ને તેઓએ કબરમાં પેસીને, જમણી ગમ બેઠેલો,
સફેદ જામો પેહેરેલો એક જુવાનને જોયો; ને તેઓ
૬ ગભરાઈ ગઈ. પણ તે તેઓને કેહેછે કે, ગભરાઓ
મા; વધસથંભે જડાયલા ઈશુ નાજારીને તમે શો-
ધોછો; તે ઉઠ્યો છે; તે હીઆં નથી; જુઓ, જે
૭ જગયાએ તેને મુક્યો હતો તે આ. પણ તમે જાઓ,
તેના શીશોને તથા પીતરને કોહો કે, તે તમારી આ-
ગલ ગાલીલમાં જાએછે જેમ તેણે તમને કહ્યું, તેમ
૮ તેને તાંહાં દેખશો. અને તેઓ તતકાલ બાહાર
નીકલીને, કબરની પાસેથી દોડી ગઈ. ને બીહીક તથા
તરાસ તેઓ પર પડયાં; ને તેઓએ કોઇને કંઈ કહ્યું
નહીં; કેમકે તેઓ બીહીતા હતા.
૯ પણ સતવાડીયાને પેહેલે દાહાડે, તે પાછો ઉઠીને
મરયમ માગદાલેણ જેનામાંથી સાત ભુતો તેણે
૧૦ કાહાડયાં હતાં, તેને તે પેહેલાં દેખાયો. જેઓ તેની
સાથે રહયા હતા, તેઓ શોક તથા રૂદન કરતા હતા,
૧૧ તારે તેણીએ તેઓને ખબર આપી. ને તે જીવતો

છે,ને એના જોવામાં આવયો,એ શાંભળીને તેઓએ
વીશવાસ ન કીધો. એ પછી તેઓમાંથી બે ચાલતા, ૧૨
ખેતરમાં જતા હતા. એટલે તેણે બીજે રૂપે તેઓને
દરશન આપયું. અને તેઓએ જઈને બાકીઓને ૧૩
કહયું, પણ તેઓએ તેઓનું માનયું નહીં. એ ઉપરાંત ૧૪
અગીઆર જમવા બેઠા, એટલે તે તેઓને દેખાયો;
ને તેણે તેઓના અવીશવાસ તથા રદયની કઠણ-
તાને લીધે તેઓને ઠપકો દીધો; કેમકે તે ઉઠયા પછી
જેઓએ તેને જોયો હતો, તેઓનું તેઓએ માનયું
નહીં. અને તેણે તેઓને કહયું કે, આખા જગતમાં ૧૫
જઈને સરવ માણસોને સુવારતા પરસીધ કરો. જે જે ૧૬
વીશવાસ કરે તથા બાપતીસમા લે, તે તો તારણ
પામશે; પણ જે વીશવાસ ન કરે,તે અપરાધી ઠેરવાશે.
અને વીશવાસીઓની સાથે ચમતકારો ચાલશે; મારે ૧૭
નામે તેઓ ભુતો કાહાડશે, નવી બોલીઓ બોલશે,
સરપોને ઉઠાવી લેશે,ને જો કંઈ ઘાતકવસતુ પીએ,તો ૧૮
તેઓને કંઈ દુઃખ લાગશે નહીં; તેઓ માંદાઓ પર
હાથો અડાડશે, ને એઓ સમા થશે.
અને પરભુ તેઓની સાથે બોલયા પછી આકા- ૧૯
શમાં લેવાયો, ને દેવની જમણી બાજુએ બેઠો. ને ૨૦
તેઓએ નીકલીને સઘલે વારતા કીધી; પરભુ તેઓનું
સાહય કરતો, ને તે સહીત ચમતકારોથી વાતને
સાબુત કરતો હતો. આમેન.

# લુકની લખેલી સુવારતા.

---

૧ આરંભથી જે નજરે જોનારા, તથા વચનના
૨ સેવકો હતા તેમના આપણને કહીદીધેલા પરમાણે
આપણામાં ખચીત મનાએલી વાતોનું વરણન
૩ કરવાને ઘણાએ હાથમાં લીધું છે; એમ મે પણ
પેહેલાથી સહુનો શોધ કરીને, ઓ સરેશઠ થેઓફીલ,
૪ તને વીગતવાર લખવાને ઠરાવચું, કે જે વચનો વીશે
તું શીખવેલો છે, તેઓની અચલતા તું જાણે.
૫ હેરોદ ચહુદાના રાજાના દીવસોમાં જાખરીચા
નામે અબીચાના વરગમાંનો એક ચાજક હતો; ને
તેની વહુ હારોનની દીકરીઓમાંની હતી, ને તેનું
૬ નામ એલીસાબેત હતું. ને તે બેહુ દેવની આગલ
નચાઈ હતાં, ને પરભુની સંઘી આગના તથા
૭ વીધીઓ પરમાણે દોશવીના ચાલતાં હતાં. અને
તેઓને છોકરૂં નોહોતું; કારણ કે એલીસાબેત
વાંઝણી હતી, ને તેઓ બેહુ ઘણાં વરશનાં થચાં
૮ હતાં. અને એમ થચું કે તે પોતાના વરગના વારા
પરમાણે, ચાજકનું કામ દેવની આગલ કરતો હતો.
૯ એટલામાં પરભુના મંદીરમાં જઇને ચાજકપણાની

રીત પરમાણે, તેને ધુપ કરવો પડયો. ને લોકની ૧૦
આખી સભા ધુપ કરતી વેલા બાહાર પરારથના
કરતી હતી. તેટલામાં ધુપવેદીની જમણી બાજુએ, ૧૧
ઉભેલો પરભુનો એક દુત તેને દેખાયો. ને તેને જોઇને ૧૨
જાખરીયા ગભરાયો, ને તેને બીહીક લાગી. તારે ૧૩
દુતે તેને કહયું કે, જાખરીયા બીહી મો; કેમકે
તારી વીનંતી શંભલાઇ, ને તારે સારૂ તારી વહુ
એલીસાબત દીકરો જણશે; ને તેનું નામ તું યોહાન
પાડીશ. અને તને હરખ તથા આનંદ થશે, ને ૧૪
ઘણાં તેનાં જનમથી હરખાશે; કેમકે તે પરભુ ૧૫
આગલ મોહોટો થશે, ને દરાખરસ કે દારૂ તે પીશે
નહીં; પણ તે પોતાની માના પેટમાંથી માંડીને
પવીતર આતમાએ ભરપુર થશે; ને તે ઈસરાયલના ૧૬
વંશમાંના ઘણાઓને તેઓના દેવ પરભુની ગમ
ફેરવશે, ને બાપોનાં મન છોકરાંની ગમ, તથા ન ૧૭
માનનારાઓને નયાઈઓનાં ગનાનમાં ફેરવવા,
તથા પરભુનેજ યોગય કરેલા લોકને સીધ કરવા
સારૂ એલીયાના આતમાએ તથા શકતીએ તેની
આગલ જશે. અને જાખરીયાએ દુતને કહયું કે, ૧૮
એ મને શાથી જણાએ? કેમકે હું ઘરડો છું, ને મારી
વહુ ઘણાં વરશની થઈ છે. ને દુતે તેને ઉતર આપતાં ૧૯
કહયું કે, દેવની આગલ ઉભો રેહેનાર જબરાઈલ હું
છું, ને તારી સાથે બોલવા તથા તને આ સુવારતા

૨૦ કેહેવા સારૂ હું મોકલેલો છું, ને જો, એ વાત બનશે
તે દીવસ લગી તું મુંગો રેહેશે, ને બોલી શકશે નહીં,
કેમકે તેં મારી વાતોનો વીશવાસ ન કીધો, તેઓ તો
૨૧ પોતાને સમયે પુરી થશે. અને લોક જાખરીયાની
વાટ જોતા હતા, ને તેને મંદીરમાં વાર લાગી, માટે
૨૨ અચરતી પામયા. ને તે બાહાર આવયો તારે
તેઓની જોડે તે બોલી શકયો નહીં, ને મંદીરમાં તેણે
કંઈ દરશન જોયું એવું તેઓએ જાણયું; ને તે તેઓને
૨૩ ઇસારો કરતો હતો, ને અણબોલયો રહયો. અને
એમ થયું કે તેની કીરીયાના દીવસ પુરા થયા પછી,
૨૪ તે પોતાને ઘેર ગયો. અને તે દાહાડા પછી તેની
વહુ એલીસાબતે ગરભ ધરયો, ને પાંચ મહીના
૨૫ સુધી તે સંતાતી રહી, ને કહયું કે, માણસોમાં મારૂં
અપમાન ટાલવા સારૂ, પરભુએ આ દીવસોમાં
મારા પર દરશટી કરીને મને એવું કીધું.

૨૬ અને છઠે મહીને જબરાઈલ દુત નાજરથ નામે
ગાલીલના શેહેરમાં, એક કુમારીની પાસે દેવથી મોક-
૨૭ લેલો હતો. દાવુદના વંશના યુસફ નામે એક પુરૂશ
જોડે તેનો વેશવાલ થયો હતો, ને તે કુમારીનું નામ
૨૮ મરયમ હતું. ને દુતે તેની પાસે આવીને કહયું કે,
ઓ કીરપા પામેલી, સુખી રેહે, પરભુ તારી સાથે છે,
૨૯ બાઈડીઓમાં તને ધનયતા છે. તેને જોઇને તે તેની
વાતથી ઘણી ગભરાઈ, ને વીચાર કરવા લાગી, કે એ

કેવી ખેમ કુશલની વાત હશે ? અને દુતે તેને કહયું કે, ૩૦
ઓ મરયમ બીહી મો, કેમકે દેવથી તું કીરપા પામી છે.
ને જો, તું પેટે ગરભ ધરશે ને દીકરો જણશે, ને તેનું ૩૧
નામ તું ઇશુ પાડશે. તે મોહોટો થશે, ને પરાતપરનો ૩૨
દીકરો કેહેવાશે; ને દેવ પરભુ તેને તેના પીતા દાવુ-
દનું રાજાસન આપશે. ને તે યાકુબના ઘર પર ૩૩
સરવકાલ રાજ કરશે, ને તેના રાજનો અંત થશે નહીં.
ને મરયમે દુતને કહયું કે, એ શી તરેહ થશે? કેમકે ૩૪
મે કોઇ પુરૂશને જાણયો નથી. ને દુતે તેને ઉતર ૩૫
આપતાં કહયું કે, પવીતર આતમા તારા પર આવશે,
ને પરાતપરનો પરાકરમ તારા પર આછાદન કરશે;
માટે જે પવીતર તારાથી જનમશે તે દેવનો દીકરો
કેહેવાશે. ને જો, તારી પીતરેણ એલીસાબતે પણ ૩૬
પોતાના ઘડપણમાં દીકરાનો ગરભ ધરયો, ને જે
વાંઝણી કેહેવાતી હતી, તેને આ છઠો મહીનો છે. કેમકે ૩૭
દેવની પાસે કંઈ વાત અશકય નહીં થાએ. અને ૩૮
મરયમે કહયું કે જો, હું પરભુની દાસી, તારા કહયા
પરમાણે મને થાઓ. તારે દુત તેની પાસેથી
ગયો.

અને તે દીવસોમાં મરયમ ઉઠીને પાહાડી દેશમાં ૩૯
યુદા શેહેરમાં ઉતાવલથી ગઈ. ને જાખરીયાને ઘેર ૪૦
જઇને એલીસાબતને ખેમ કહયું. ને એમ થયું ૪૧
કે એલીસાબતે મરયમનું ખેમ શાંભલયું, તારે

બાલક તેનાં પેટમાં કુદયું, ને એલીસાબત પવીતર
૪૨ આતમાથી પુરણ થઈ. ને મોહોટી વાણી કાહાડીને
કહયું કે, બાઈડીઓમાં તને ધનયતા છે, ને તારા પેટના
૪૩ ફલને ધનયતા છે. ને મારા પરભુની મા મારી પાસે
૪૪ આવે તે મને શાથી? કેમકે જો, તારા ખેમની વાણી
૪૫ કાને થઈ તારે બાલક મારા પેટમાં કુદયું. ને જેણે
વીશવાસ કીધો તેને ધનયતા છે, કેમકે તેને પરભુથી
જે વાત કહેલી છે તે પુરી થશે.
૪૬ અને મરયમે કહયું કે, મારો જીવ પરભુનો મહીમા
૪૭ કરેછે. ને દેવ મારા તારનારમાં મારો આતમા હર-
૪૮ ખાયો છે, કારણ કે તેણે પોતાની દાસીના દીનપણા
પર દરશટી કીધી, કેમકે જો, હવેથી સઘલી પેહેડી
૪૯ મને ધનય કેહેશે. કેમકે પરાકરમીએ મારે સારૂ મોહોટાં
૫૦ કામ કીધાં છે, ને તેનું નામ પવીતર છે. ને જે તેનું ભય
રાખેછે તેઓ પર પેહેડી દર પેહેડી તેની દયા રેહેછે.
૫૧ તેણે પોતાને હાથે બલ કીધું, ને અભીમાનીઓને
૫૨ તેઓના રદયની કલપનામાં વેરી નાંખયા. તેણે
પરાકરમીઓને રાજાસન પરથી ઉતારી નાંખયા, ને
૫૩ દીનોને તેણે ઉંચા કીધા. તેણે કંગાલોને શારી વસ-
તુએ તરપત કીધા, ને શરીમંતોને ખાલી પાછા મોક-
૫૪ લયા. તેણે આપણા બાપદાદાઓને કહયા પરમાણે
ઈબ્રાહીમ પર તથા તેના વંશ પર સદા દયા કરવાનું
૫૫ સંભારીને, પોતાના સેવક ઈસરાયલનું સહાય કીધું.

અને મરયમ આશરે તરણ મહીના સુધી તેની ૫૬
સાથે રહી. પછી તે પોતાને ઘેર ગઈ.
અને એલીશાબતનો જણવાનો વખત પુરો ૫૭
થયો, ને તે દીકરો જણી. ને તેના પડોશીઓએ તથા ૫૮
સગાંએ શાંભલયું કે પરભુએ તેના પર મોહોટી દયા
કીધી, ને તેઓએ તેની સાથે હરખ કીધો. અને ૫૯
એમ થયું કે આઠમે દીવસે તેઓ છોકરાની સુંનત
કરવા આવયા, ને તેઓએ તેના બાપના નામ પર-
માણે તેનું નામ જાખરીયા પાડયું. ને તેની માએ ૬૦
ઉતર આપતાં કહયું કે એમ નહીં, પણ તેનું નામ
યોહાન પાડવું. ને તેઓએ તેને કહયું કે તારા સગાં- ૬૧
માંના કોઈનું એવું નામ પાડેલું નથી. ને તેઓએ ૬૨
ઈસારો કરીને તેના બાપને પુછયું કે, તું તેનું શું નામ
પાડવા ચાહેછે? ને તેણે પાટી માગી, ને એમ લખયું ૬૩
કે, તેનું નામ યોહાન છે, ને સરવ અચરતી પામયા.
ને તરત તેનું મોહોડું ઉઘડી ગયું, ને તેની જીભ ૬૪
[છુટી થઈ,] ને તે દેવની સતુતી કરતો બોલવા લાગયો.
ને તેઓની આસપાસના સંધા રેહેવાસીઓને બીહીક ૬૫
લાગી, ને યહુદાના આખા પાહાડી દેશમાં એ સઘ-
લી વાતની ચરચા થઈ. ને જેઓએ શાંભલયું તેઓ ૬૬
સઘલાએ પોતાના મનમાં એ વાત રાખીને કહયું કે
એ કેહેવો છોકરો થશે? ને પરભુનો હાથ તેની સાથે
હતો. અને તેનો બાપ જાખરીયા પવીતર આત- ૬૭

૬૮ માએ પુરણ થયો, ને એવું ભવીશ કહયું કે, ઈસરા-
ચલનો દેવ પરભુ સતુતીમાન, કેમકે તેણે પોતાના
૬૯ લોકની ભેટ કરીને તેઓનો ઉધાર કીધો છે. ને તેણે
પરારંભથી પવીતર ભવીશવાદીઓનાં મોહોથી કહયું
૭૦ હતું તે પરમાણે, તેણે પોતાના સેવક દાવુદના કુલ-
૭૧ માંથી આપણને સારૂ તારણનું શીંગડું ઉઠાડયું છે, આ-
પણા શતરૂઓથી તથા આપણા સરવ દવેશીઓના
૭૨ હાથથી તારણ, કે તે આપણા બાપદાદાઓની સાથે
દયા પુરી કરે તથા પોતાનો પવીતર કરાર સંભારે.
૭૩ એટલે તેણે આપણા બાપ ઈબરાહીમની સાથે જે
૭૪ સમ ખાધા કે, આપણે આપણા શતરૂઓના હાથથી
૭૫ છુટકો પામીને, નીરભયથી આપણા જીવનના સંધા
દાહાડા લગી શુધતાએ તથા નયાઈપણાએ તેની
૭૬ સેવા કરીએ, એવું આપણે સારૂ કરે. અને ઓ છોકરા,
૭૭ તું પરાતપરનો ભવીશવાદી કેહેવાશે; કેમકે પરભુના
મારગો સીધ કરવા સારૂ તથા તેના લોકને તેઓના
૭૮ પાપની માફીએ જે તારણ, આપણા દેવની મોટી
કીરપાએ કરીને, કે જેથી પરકાશ ઉપરથી આપણા
૭૯ પર આવયો, તેનું ગનાન આપવા સારૂ, અંધારામાં
તથા મોતની છાયામાં બેઠેલાઓને અજવાલું પાડવા
સારૂ તથા આપણા પગ કુશલતાને મારગે ફેરવવા
સારૂ તું પરભુના મોહો આગલ જશે.
૮૦ અને છોકરો વધયો, ને આતમામાં સમરથ થતો

ગયો, ને ઈસ્રાયલને પોતાના પરગટ થવાના દીવસ
સુધી તે રાનમાં રહયો.
અને એમ થયું કે તે દીવસોમાં કાઈસાર ઓગ- ૨
સતશથી એવો ઠરાવ નીકલયો કે, સરવ દેશનાઓનાં
નામ નોધાએ. કુરેનીયસ સુરીયાનો હાકેમ હતો, ૨
તેટલામાં પરથમ એ નોધાવણી થઈ હતી. અને ૩
નામ નોધાવવા સારૂ પોત પોતાના શેહેરમાં સંધા
ગયા. ને યુસફ પણ ગાલીલના નાજરેથ શેહેરમાંથી ૪
યહુદા મધે દાવુદનું શેહેર જે બેથલેહમ કેહેવાએછે
તેમાં, પોતાનું તથા પોતાની ગરભવતી વેવીશાલી વહુ ૫
મરયમનું નામ નોધાવવા ગયો, કેમકે તે દાવુદના
વંશ તથા કુલમાંનો હતો. અને એમ થયું કે તેઓ ૬
તાંહાં હતાં એટલામાં તેના જણવાના દાહાડા પુરા
થયા. ને તે પોતાનો પરથમ દીકરો જણીને તેને ૭
લુગડે લપેટીને ધભાણમાં સુવાડયો, કારણકે તેઓને
સારૂ ઉતરવાની શાલામાં જગા નોહતી.
અને તે પરાંતમાં ગેટાંપાલકો ખેતરમાં વાસો ૮
કરતા, ને રાતરે પોતાનાં ટોલાંને સાચવતા હતા. ને ૯
જુઓ, પરભુનો એક દુત તેઓની આગલ ઉભો રહ-
યો, ને પરભુનો મહીમા તેઓની આસપાસ પરકાશ
થયો, ને તેઓ ધણું ભય પામયા. અને દુતે તેઓને ૧૦
કહયું કે બીહો મા, કેમકે જુઓ, હું તમને મહા
આનંદની સુવારતા કહુછું, જે સરવ લોકોને થશે.

૧૧ કેમકે આજ દાવુદના શેહેરમાં તમારે સારૂ એક તારનાર
૧૨ એટલે પરભુ ખરીસત જનમયો છે. અને તમને
એ નીશાણી છે કે, તમે બાલક લુગડે લપેટલો ધભા-
૧૩ ણમાં શુતેલો જોશો. ને એકાએક દુતની સાથે
આકાશી સેનાનો જથો થયો, તેઓ દેવની સતુતી
૧૪ કરતા ને કેહેતા હતા કે, પરમ ઊંચામાં દેવને મહીમા,
તથા પરથવી પર શાંતી, તથા માણસોમાં પરસંનતા.
૧૫ અને એમ થયું કે દુતો તેઓની પાસેથી આકાશમાં
ગયા પછી, તે ગેટાંપાલકોએ એક બીજાને કહયું કે,
ચાલો આપણે બેથલેહમ જઈએ, ને આ થએલું
કામ કે જે પરભુએ આપણને જણાવયું તે જોઈએ.
૧૬ ને તેઓ ઉતાવલથી ગયા, ને મરયમને તથા યુસ-
૧૭ ફને તથા ધભાણમાં શુતેલા બાલકને દીઠાં. અને
દીઠા પછી જે વાત એ છોકરા સંબંધી તેઓને કહેલી
૧૮ હતી, તે સંબંધી તેઓ જણાવવા લાગયા. ને જે
વાતો ગેટાંપાલકોએ કહી તેથી સંધા શાંભલનારાં
૧૯ અચરત થયાં, પણ મરયમે એ સંધી વાતો પોતા-
૨૦ ના મનમાં વીચારીને સંભારી રાખી. ને ગેટાંપાલ-
કોને જેમ કેહેવાયું હતું તેમજ તેઓએ જોયું, તથા
શાંભલયું, તે સંધાને લીધે તેઓ દેવનો મહીમા
કરતા તથા સતુતી કરતા પાછા ગયા.

૨૧ અને બાલકની સુંનત કરવાના આઠ દાહાડા પુરા
થયા, તારે તેનું નામ ઈશુ પાડયું, તે નામ તો દુતે

તેનો ગરભ પેટમાં ધરયા પેહેલાં પાડયું હતું.
અને મુસાના નીચમશાસતર પરમાણે તેના શુધ ૨૨
થવાના દીવસો પુરા થયા, તારે તેઓ પરભુને અર-
પણ કરવા સારૂ તેને યરૂશાલેમમાં લાવયાં. જેમ ૨૩
પરભુના નીચમશાસતરમાં લખયું છે તેમ, એટલે
એકેક નર જે પેહેલો અવતરે તે પરભુને સારૂ પવી-
તર કેહેવાશે. અને જેમ પરભુના નીચમશાસતરમાં ૨૪
કહેલું છે તેમ, એટલે હોલાના એક જોડાનો અથવા
ખબુતરનાં બે બચ્ચાંનો જગન કરવા [આવયા.]
અને જુઓ, શીમેઓન નામે એક માણુસ યરૂ- ૨૫
શાલેમમાં હતો, તે માણુસ નયાયી તથા ધરમી
હતો, ને ઈસરાયલના દીલાશાની વાટ જોતો હતો,
ને પવીતર આતમા તેના પર હતો. અને પવીતર ૨૬
આતમાએ તેને ચેતાવયું હતું કે, પરભુના ખરીસ-
તને તે જુએ તાંહાં સુધી તે મોત નહીં દેખશે. ને ૨૭
તે આતમા વડે મંદીરમાં આવયો; ને માબાપ,
બાલક ઈશુને નીચમશાસતરની રીત પરમાણે એના
સંબંધી કરવા સારૂ માંહે લાવયાં; તારે તેણે તેને ૨૮
હાથો પર લઈને દેવની સતુતી કરીને કહયું કે, સવામી, ૨૯
હવે તારા વચન પરમાણે તું શાંતીએ તારા દાસને
વીદાએ કરેછે. કેમકે મારી આંખોએ તારૂં તારણ ૩૦
દીઠું છે. જેને સરવ લોકના મોહો આગલ તેં સીધ ૩૧
કીધું. વીદેશીઓને પરકાશ કરવા સારૂ અજવાલું, ૩૨

૩૩ તથા તારા ઈસરાયલી લોકોનો મહીમા થવા સારૂ. ને
તેના સંબંધી જે કહયું હતું, તેથી તેની મા તથા યુસફ
૩૪ અચરત થયાં. ને શીમેઓને તેઓને આશીરવાદ
દીધો, ને તેની મા મરયમને કહયું કે જો, આ બાલક
ઈસરાયલમાંના ઘણાનાં પડવા, તથા પાછા ઉઠવા
સારૂ, તથા વીરૂધ કેહેવાએલી નીશાણી થવા સારૂ
૩૫ ઠરયો છે. એ માટે કે ઘણાં મનની કલપના પરગટ
થાએ; ને તલવાર તારા જીવને પણ વીંધી નાંખશે.
૩૬ અને આશેરના કુલની ફાનુએલની દીકરી આના
નામે, એક ભવીશકેહેનારી હતી, તે ઘણાં વરશની
થઈ હતી, ને પોતાના કુમારીપણા પછી પોતાના
૩૭ વરની સાથે સાત વરશ સુધી રહી હતી, ને તે આશરે
ચોરાશી વરશની વીધવા હતી, તે ઉપવાસે તથા પરા-
રથનાએ રાત દીવસ દેવની સેવા કરતી કરતી, મંદી-
૩૮ રમાંથી જતી નોહોતી. અને તેણે તે વેલાએ માંહે
આવીને પરભુની સતુતી કીધી, ને યરૂશાલેમમાં
જેઓ ઉધારની વાટ જોતા હતા તે સઘલાને તેના
૩૯ સંબંધી કહયું. અને તેઓ પરભુના શાસતર પર-
માણે સંધું કરી ચુકયા, તેવારે તેઓ ગાલીલમાં પો-
૪૦ તાને શેહેર નાજરેથ પાછાં ગયાં. ને છોકરો વધયો,
ને ગનાને ભરેલો તે આતમાએ બલવાન થયો, ને
તેના પર દેવની કીરપા હતી.
૪૧ અને તેનાં માબાપ વરશો વરશ પાસખાને પરવે

યરૂશાલેમ જતાં હતાં. ને તે બાર વરશનો થયો, ૪૨
તારે તેઓ પરવની રીત પરમાણે યરૂશાલેમ ગયાં.
ને દીવસો પુરા કીધા પછી તેઓ પાછાં જવા લાગયાં, ૪૩
તારે છોકરો ઈશુ યરૂશાલેમમાં પછવાડે રહયો, ને
યુસફે તથા તેની માએ તે જાણયું નહીં, પણ તે ૪૪
સંગાથીઓમાં છે, એમ ધારીને તેઓ એક દાહાડાની
વાટે ગયા પછી, પોતાના સગાંમાં તથા ઓલખી-
તામાં તેને શોધયો. ને તેઓને જડયો નહીં, તારે ૪૫
તેઓ તેને શોધતાં શોધતાં યરૂશાલેમ પાછાં ફરયાં.
અને એમ થયું કે તરણ દાહાડા પછી તેઓએ તેને ૪૬
મંદીરમાં ઉપદેશકોની વચમાં બેઠેલો તેઓનું શાંભ-
લતો, તથા તેઓને સવાલો પુછતો દીઠો. ને જેઓએ ૪૭
તેનું શાંભલયું તેઓ સંધા તેની સમજણથી તથા
તેનાં ઉતરોથી વીસમે થયા. અને તેને જોઇને ૪૮
તેઓ અચરત પામયા; ને તેની માએ તેને કહયું
કે, દીકરા હમારી સાથે તેં એમ શા માટે કીધું? જો,
તારા બાપે તથા મે પણ સંતાપથી તારો શોધ કીધો.
ને તેણે તેઓને કહયું કે, તમે મારો શોધ કેમ કીધો? ૪૯
શું તમે જાણતાં ન હતાં કે મારા બાપનું કામ મારે
કરવું જોઈએ? અને જે વાત તેણે તેઓને કહી તે ૫૦
તેઓ સમજયાં નહીં. અને તે તેઓની સાથે ગયો, ૫૧
ને નાજરેથમાં આવયો, ને તે તેઓને આગના-
ધારી રહયો, ને તેની માએ એ સંધી વાતો પોતાના

૫૨ મનમાં રાખી મુકી. અને ઈશુ ગનાનમાં તથા કદ-
માં, ને દેવની તથા માણુસની કીરપામાં વધતો ગયો.

૩ હુવે તીબેરયસ કાઈસાર બાદશાહને પંદરમે
વરશે, પંતીયશ પીલાત યહુદાનો અધીપતી, તથા
હેરોદ ગાલીલનો રાજા, તથા તેનો ભાઈ ફીલીપ
ઈતુરાઈ તથા તરાખોનીતી દેશનો રાજા, તથા લીસા-
૨ નયસ આબીલેનેનો રાજા હતો, આના તથા કાયફા
પરમુખય યાજકો હતા, તેવામાં જાખરીયાના દીકરા
૩ યોહાન પર દેવની વાત રાનમાં આવી. ને યરદ-
નના સંધા પરાંતોમાં પાપની માફી થવા સારૂ
પસતાવો કરવાનું બાપતીસમા પરગટ કરતો તે
૪ આવયો. જેમ યશાયા ભવીશવાદીની વાતોના
પુસતકમાં લખયું છે કે, "રાનમાં ધાંટો પાડનારની
વાણી, કે પરભુનો મારગ સીધ કરો, તેની વાટો
૫ પાધરી કરો; હરેક ખાડો પુરાશે, ને હરેક પાહાડ
તથા ટેકરા નીચા કરાશે, ને વાંકું શીધું થશે, ને ખડ-
૬ બચડા મારગ બરાબર થશે; ને સધલા લોક દેવનું
૭ તારણ જોશે." તારે ધણા લોકો તેથી બાપતીશમા
પામવા આવયા તેઓને તેણે કહયું કે, ઓ સરપો-
ના વંશ, આવનાર કરોધથી નાહાશવાને તમને કોણે
૮ ચેતાવયા? તોં પસતાવા જોગ ફલ ઉપજાવો, ને
પોતામાં એમ ન કેહેવા લાગો કે, ઈબરાહીમ હમારો
બાપ છે, કેમકે હું તમને કહુંછુ કે દેવ આ પથરો-

માંથી ઈબરાહીમને સારૂ વંશ ઉતપંન કરીશકેછે. અને ૯
ઝાડોના થડને કુહાડો અમણા પણ લગાડયો છે,
માટે જે જે ઝાડ શારાં ફલ ઉપજાવતું નથી, તે કાપી-
નંખાએછે, ને આગમાં નંખાએછે.

અને લોકે તેને પુછતાં કહયું, તો હમે શું કરીએ? ૧૦
ને તેણે તેઓને ઉતર આપતાં કહયું કે, જેને બે ૧૧
અંગરખા હોએ તે જેને નથી તેને આપે; ને જેની
પાસે ખાવાનું હોએ, તે પણ એમ કરે. અને દાણીઓ ૧૨
પણ બાપતીસમા પામવા સારૂ આવયા, ને તેને
કહયું કે, ઉપદેશક હમે શું કરીએ? ને તેણે તેઓને ૧૩
કહયું કે, જે તમારે સારૂ ઠરાવેલું છે, તે કરતાં વધારે
ન લો. સીપાહીઓએ પણ તેને પુછતાં કહયું કે, ૧૪
હમે શું કરીએ? ને તેણે તેઓને કહયું કે, કોઇ પર
જબરદસતી ન કરો, તોહોમત ન મુકો, ને તમારી
કમાઈથી સંતોશી રેહો.

અને લોક વાટ જોતા હતા, ને યોહાન સંબંધી ૧૫
હ્રદયોમાં વીચાર કરતા હતા, કે એ ખરીસત હશે કે
નહીં. તારે યોહાને સરવને ઉતર આપતાં કહયું કે, ૧૬
હું તો પાણીથી તમારૂં બાપતીસમા કરૂંછું, પણ
મારા કરતાં જે બલવાન તે આવેછે, તેના ચપલની
વાધરી છોડવા જોગ હું નથી, તે પવીતર આતમાથી
તથા આગથી તમારૂં બાપતીસમા કરશે. તેનું ૧૭
શુપડું તેના હાથમાં છે, ને તે પોતાની ખલીને સાફ

કરીનાંખશે; ને ધઊં પોતાની વખારમાં તે સંગરહ
કરશે; પણ ભુસું ન હોલવનારી આગમાં બાલી-
૧૮ નાંખશે. ને તેણે બીજો ઘણો બોધ કરતાં લોકોને
૧૯ સુવારતા કહી. પણ હેરોદ રાજા પોતાના ભાઈ
ફીલીપની વહુ હેરોદીયાને લીધે, તથા જે ભુંડાં કામ
હેરોદે કીધાં હતાં તે સંધાંને લીધે યોહાનથી તે ઠપ-
૨૦ કો પામયો. માટે તે સંધા ઉપરાંત તેણે એ પણ
કીધું, એટલે યોહાનને બંધીખાનામાં બંધ કીધો.
૨૧ અને એમ થયું કે સરવ લોક બાપતીસમા પામયા,
તારે ઇશુ પણ બાપતીસમા પામીને પરારથના કરતો
૨૨ હતો, એટલામાં આકાશ ઉઘડીગયું; અને પવીતર
આતમા દેહરૂપે કબુતરની પઠે તેના પર ઉતરયો;
ને આકાશમાંથી એવી વાણી થઈ કે, તું મારો વાહા-
લો દીકરો છે, તારા પર હું સંતુશટ છું.
૨૩ અને ઈશુ આશરે તરીશ વરશની ઉમરનો થવા
લાગયો, ધારયા પરમાણે તે તો યુસફનો દીકરો
૨૪ હતો, તે હેલીનો [દીકરો], તે માતથાતનો, તે લેવી-
૨૫ નો, તે મલખીનો, તે યાનાનો, તે યુસફનો, તે
માતાથીયાનો, તે આમોસનો, તે નાહુમનો, તે
૨૬ અસલીનો, તે નગેનો, તે માથનો, તે માતાથીયાનો,
૨૭ તે સમઇનો, તે યુસફનો, તે યહુદાનો, તે યોહાનનો,
તે રેસાનો, તે ઝરૂબાબલનો, તે શલથાએલનો, તે
૨૮ નેરીનો, તે મલખીનો, તે આદીનો, તે કોશામનો, તે

અલમોદામનો, તે એરનો, તે યોશેનો, તે અલી- ૨૯
આજરનો, તે યોરીમનો, તે માતથાતનો, તે લેવીનો.
તે સીમેઓનનો, તે યુહુદાનો, તે યુસફનો, તે યોના- ૩૦
નનો, તે એલીયાકીમનો, તે મેલેઆનો, તે માઈ- ૩૧
નાનનો, તે માતાથાનો, તે નાથાનનો, તે દાઉદનો.
તે ઈસીનો, તે ઓબેદનો, તે બવાજનો, તે સલમો- ૩૨
નનો, તે નાસોનનો, તે અમીનાદાબનો, તે અરા- ૩૩
મનો, તે હેસરોનનો, તે ફારેસનો, તે યહુદાનો.
તે યાકુબનો, તે ઈસહાકનો, તે ઈબરાહીમનો, તે ૩૪
થારાનો, તે નાહોરનો, તે સારૂગનો, તે રાગાનો, તે ૩૫
ફાલેકનો, તે આબરનો, તે સાલાનો, તે કાઈનાન- ૩૬
નો, તે અરફકશદનો, તે સેમનો, તે નુહનો, તે
લામેખનો, તે મથુસાલાનો, તે હનુખનો, તે યાર- ૩૭
દનો, તે માલેલેયલનો, તે કાઈનાનનો, તે એના- ૩૮
શનો, તે શેથનો, તે આદમનો, તે દેવનો.

અને ઈશુ પવીતર આતમાથી પુરણ થઈને ૪
યરદનથી પાછો ફરયો, ને આતમા વડે રાનમાં લઈ
જવાયો, ને યાલીશ દાહાડા લગી શેતાનથી પરી-
કશા પામયો; ને તે દીવસોમાં તેણે કંઈ ખાધું નહીં, ૨
ને તે પુરા થયા પછી તે ભુખયો થયો. ને શેતાને તેને ૩
કહયું કે જો તું દેવનો દીકરો હોએ તો આ પથરને
કેહે કે તે રોટલો થાએ. ને ઈશુએ તેને ઉતર આપ- ૪
તાં કહયું કે, "એમ લખયું છે કે, "એકલા રોટલાથી

માણસ જીવશે નહીં, પણ દેવના હરેક શબદથી
૫ [જીવશે]." ને શેતાને તેને એક ઉંચા પાહાડ પર
લઈ જઈને એક પલમાં જગતનાં સઘલાં રાજ તેને
૬ દેખાડયાં. ને શેતાને તેને કહયું કે આ સંધો અધીકાર
૭ તથા તેઓનો મહીમા હું તને આપીશ; કેમકે એ મારે
આધીન કરયું છે, ને જેને હું આપવા ચાહું તેને હું
આપુંછું; માટે જો તું મારી આગલ ભજન કરશે તો
૮ સંધાં તારાં થશે. ને ઈશુએ તેને ઉતર આપતાં
કહયું કે શેતાન, તું મારી પછવાડે જા, કેમકે એમ
લખયું છે કે, "તારા દેવ પરભુનું ભજન કરવું, ને
૯ તેની એકલાનીજ સેવા કરવી." અને તે તેને યરૂ-
શાલેમ લઈગયો, ને મંદીરના બુરૂજ પર તેને ઉભો
રાખયો ને તેને કહયું કે, જો તું દેવનો દીકરો હોએ
૧૦ તો હીંઆંથી પોતાને હેઠલ પાડ. કેમકે લખયું છે
કે, "તે પોતાના દુતોને તારા સંબંધી આગના કરશે
૧૧ કે તેઓ તારૂં રકશણ કરે; ને તારા પગને પથરથી
ઠોકર ન લાગે તે સારૂ તેઓ તને હાથે ઉઠાવી રાખ-
૧૨ શે." ને ઈશુએ તેને ઉતર આપતાં કહયું કે એમ
કહયું છે કે, "તારા દેવ પરભુની પરીકશા ન કરવી."
૧૩ ને શેતાન સંધું પરીકશણ પુરૂં કરીને કેટલીએક વખત
સુધી તેની પાસેથી ગયો.
૧૪ ને ઈશુ આતમાને પરાકરમે ગાલીલમાં પાછો
ફરયો, ને તેના સંબંધીની કીરતી સરવ પરાંતમાં

ફેલી ગઈ. ને તેણે તેઓનાં સભાસથાનમાં ઉપદેશ ૧૫
કીધો ને સર્વે તેનો મહીમા કીધો. ને નાજરેથમાં ૧૬
તેનું પાલન થયું હતું તાંહાં તે આવયો, ને પોતાંની
રીત પરમાણે તે વીશરામવારે સભામાં ગયો, ને
વાંચવા સારૂ તે ઉભો થયો. ને ભવીશવાદી યશા- ૧૭
યાનું પુસતક તેને આપયું, ને તેણે પુસતક ઉઘા-
ડીને એવું ઠેકાણું કાહાડયું કે જાંહાં લખયું છે કે,
"પરભુનો આતમા મારા પર છે, કેમકે દરીદરીઓને ૧૮
સુવાર્ત્તા કેહેવા સારૂ તેણે મને અભીશેક કીધો છે.
ભાંગેલાં મનવાલાઓને શારા કરવા, બંધીવાનોને
માફી, તથા આંધલાઓને દરશટી પરગટ કરવા;
રૂદયભંગીતોને છોડાવવા, તથા પરભુએ કબુલ ૧૯
કરેલું વરશ પરગટ કરવા સારૂ તેણે મને મોકલયો
છે." ને તે પુસતક બંધ કરી સેવકને પાછું આપીને ૨૦
બેઠો, ને સભામાં સંધાની આંખો તેના પર ધારી રહી.
ને તે તેઓને કેહેવા લાગયો કે આજ આ લેખ ૨૧
તમારા શાંભલતાં પુરો થયો. ને સંધાએ તેને ૨૨
શાકશ આપી ને જે કીરપાની વાતો તેના મોહોમાં-
થી નીકલી તેથી તેઓ અચરતી પામયાં, ને કહયું
કે શું એ યુસફનો દીકરો નથી. ને તેણે તેઓને ૨૩
કહયું કે આ દરશટાંત તમે નીશચે મને કેહેશો કે,
વૈદ તું પોતાને સાજો કર, જે જે હમે કાપરનાહુમમાં
થએલું શાંભલયું, તે હીઆં પણ તારા વતનદેશમાં

૨૪ ક૨. ને તેણે કહયું કે હું તમને ખચીત કહુંછું કે કોઈ
૨૫ ભવીશવાદી પોતાના વતન દેશમાં માનચ નથી. પણ
હું તમને સાચું કહુંછું કે એલીચાના દાહાડાઓમાં સાડા
તરણ વરશ સુધી આકાશ બંધ રહયું, ને આખા
દેશમાં મોહોટો દકાલ હતો, તારે ઘણી વીધવાઓ
૨૬ ઈસરાઈલમાં હતી. પણ શીદોનના શારેપટામાં એક
બાઈડી વીધવા હતી તે વીના તેઓમાંની બીજી
૨૭ કોઈની પાસે એલીચા મોકલાયો ન હતો. ને એલી-
શા ભવીશવાદીના વખતમાં ઘણા કોહોડીઆ ઈસ-
રાઈલમાં હતા, પણ શીરી નામાન વીના તેઓમાંનો
૨૮ કોઈ શુધ કરાયો ન હતો. ને એ વાત શાંભલીને સભા-
૨૯ માંના સંધા કરોધે ભરાયા. ને તેઓએ ઉઠીને તેને
શેહેર બાહાર કાહાડી મુકયો, ને જે પાહાડ પર
તેઓનું શેહેર બાંધેલું હતું તેની કોરે તેને હેઠલ પાડી
૩૦ નાંખવા સારૂ તેને લઈ ગયા. પણ તેઓની વચ્ચે
થઈને તે નીકલયો ને ચાલયો ગયો.
૩૧ ને તે ગાલીલના કાપરનાહુમ શેહેરમાં આવયો
૩૨ ને વીશરામવારે તેઓને ઉપદેશ કરતો હતો. ને
તેઓ તેના ઉપદેશથી અચરત થયા, કેમકે તેની વાત
૩૩ અધીકારથી હતી. ને સભામાં અશુધ ભુત વલગેલો
એક માણસ હતો, ને તેણે મોહોટે ઘાંટે બુમ પાડીને
૩૪ કહયું કે, ઓ ઈશુ નાજરી, અમને ના છેડ, તારે અમા-
રે શું છે? શું તું અમારો વીનાશ કરવા આવયો છે?

તું કોણ છે તે હું જાણુંછું એટલે દેવનો પવીતર. ને ૩૫
ઈશુએ તેને ધમકાવીને કહ્યું કે છાનો રેહે, ને તેમાંથી
નીકલ, ને ભુત તેને વચમાં પાડીને તેને દુઃખ દીધા
વીના તેમાંથી નીકલચું. ને બધાને અચરત લાગચું, ૩૬
ને તેઓએ માહોમા વાત કરીને કહ્યું કે, આ શી
વાત છે, કેમકે તે અધીકારે તથા પરાકરમે અશુધ
આતમાઓને હુકમ કરેછે, ને તેઓ નીકલેછે. ને તે ૩૭
પરાંતોની સંધી જગામાં તેના સંબંધીની ચરચા
ફેલી ગઈ.

અને સભામાંથી ઉઠી જઇને તે સીમોનને ઘેર ૩૮
ગયો, ને સીમોનની શાશુ ભારે તાવે પડી હતી, ને
તેના સંબંધી તેઓએ તેની વીનંતી કીધી. ને તેણે ૩૯
તેની આગલ ઊભા રહીને તાવને વારચો એટલે
તે તેને મુકી ગયો, ને તે તરત ઉઠીને તેઓની સેવા
કરવા લાગી.

અને સુરજ આથમતો હતો તારે જેઓની પાસે ૪૦
નાના પરકારના રોગથી માંદા હતા તેઓ તેઓને
તેની પાસે લાવચા, ને તેણે તેઓમાંના એક એક
પર હાત મુકીને તેઓને સાજા કીધા. ને ભુતો ૪૧
પણ ઘણાંઓમાંથી નીકલીને ઘાંટા પાડીને કેહેતાં
હતાં કે તું દેવનો દીકરો ખરીસત છે, ને તેણે તેઓને
ધમકાવચાં, ને બોલવા દીધાં નહીં; કેમકે તેઓ
જાણતાં હતાં કે તે ખરીસત છે. ને દાહાડો ઉગચો ૪૨

તારે તે નીકળીને ઉજાડ ઠેકાણે ગયો. ને લોકોએ
તેને શોધયો, ને તેની પાસે આવયા, તારે તેઓની
૪૩ પાસેથી ન જાએ માટે તેઓએ તેને રોકયો. ને તેણે
તેઓને કહયું કે, મારે બીજાં શેહેરોને પણ દેવના
રાજની સુવારતા કેહેવી જોઈએ, કેમકે એ સારૂ હું
૪૪ મોકલાયો છું. ને ગાલીલની સભાઓમાં તે વાત
પરગટ કરતો ગયો.

૫ અને એમ થયું કે દેવની વાત શાંભળવા સારૂ
ઘણા લોક તેના પર આવી પડયા અને તે ગનેશરે-
૨ તના સરોવરને કાંઠે ઉભો રેહેતો હતો. ને તેણે
સરોવરને કાંઠે બે વાહાણ ઉભેલાં દીઠાં, પણ તેઓ-
૩ માંથી માછીઓ ઉતરીને જાલો ધોતા હતા. તે
વાહાણમાંનું એક સીમોનનું હતું, તે પર તે ચહડયો,
ને તેને કાંઠાથી થોડુંએક બાહાર પાડવાનું પુછયું,
પછી તેણે બેસીને વાહાણ પરથી લોકોને ઉપદેશ
૪ કીધો. અને બોલી રહયા પછી તેણે સીમોનને
કહયું કે ઊંડાણમાં હંકારો, ને પકડવા સારૂ તમારી
૫ જાલો નાંખો. ને સીમોને તેને ઉતર આપતાં
કહયું કે સાહેબ, હમે આખી રાત મેહેનત કીધી, ને
કંઈજ પકડયું નહીં, તો પણ તારા કહયાથી હું જાલ
૬ નાંખીશ. ને એમ કીધા પર તેઓએ માછલાંનું
મોહોટું ટોલું ઘેરી લીધું, ને તેની જાલ ફાટી ગઇ.
૭ ને તેઓના ભાગીયા બીજા વાહાણમાં હતા તેઓને

તેઓએ ઈસારો કીધો કે, આવીને તેઓનો સહાય
કરે, ને તેઓ આવયા, ને બંને વાહાણો એવાં
ભરયાં કે તેઓ ડુબવાં લાગયાં. તે જોઇને સીમોન ૮
પીતરે ઈશુના ઘુંટણ આગલ પડીને કહયું કે, પરભુ
મારી પાસેથી જા, કેમકે હું પાપી માણસ છું.
કેમકે તે તથા તેના સઘલા સાથીઓ માછલાંનું જે ૯
ટોલું ઘેરી લીધું તેથી અચરતી પામયા. ને સીમો- ૧૦
નના ભાગીયા જબ્બદીના દીકરાઓ યાકુબ તથા
યોહાનને પણ એમજ લાગયું, ને ઈશુએ સીમો-
નને કહયું કે બીહી મા, હવેથી તું માણસોનો
પકડનાર થશે. ને વાહાણોને કાંઠે લાવયા, પછી ૧૧
તેઓ સંધું મુકીને તેની સાથે ગયા.
અને એમ થયું કે તે એક શેહેરમાં હતો, તારે એક ૧૨
કોહોડે ભરેલો માણસ હતો, તેણે ઈશુને જોઇને
ઉંધા પડીને તેની વીનંતી કરતાં કહયું કે, પરભુ જો તું
ચાહે તો તું મને શુધ કરી શકેછે. ને તેણે હાથ લાંબો ૧૩
કરીને તેને અડકીને કહયું કે, હું ચાહુંછું તું શુધ થા,
ને તરત કોહોડ તેનાથી ગયો. ને તેણે તેને આગના ૧૪
કીધી કે કોઇને કેહેવું નહીં, પણ જઇને યાજકને
પોતાને દેખાડ, ને તારા શુધીકરણ વીશે મુસાના ઠરા-
વ પરમાણે તેઓને પરમાણ થવા સારૂ અરપણ કર.
પણ તેના સંબંધીની વાત વધતી ફેલી, ને અતી ઘણા ૧૫
લોક શાંભલવા સારૂ તથા તેનાથી પોતાના મંદવા-

૧૬ ડથી શાજા થવા સારૂ તેની પાસે એકઠા થયા. ને તે
શાનમાં એકાંત જતો ને પરારથના કરતો હતો.
૧૭ અને એમ થયું કે એક દાહાડે તે ઉપદેશ કરતો
હતો, તારે ફરોશીઓ તથા નીયમોપદેશકો ગાલી-
લના હરેક ગામમાંથી તથા યહુદાથી તથા યરૂશાલે-
મથી આવયા હતા તેઓ બેઠેલા હતા, ને તેઓને
૧૮ શારા કરવા સારૂ પરભુનો પરાકરમ હતો. ને જુઓ
કેટલાએક જણો એક પકશાધાતી માણસને ખાટલી
પર લાવયા, ને તેને માંહે લઇને તેની આગલ મુક-
૧૯ વાને શોધયું; પણ તેને માંહે લઈ જાએ એવું ઘણા
લોકને લીધે તેઓનું કંઈ ન વલયાથી તેઓએ ઘર
પર યહડીને છાપરામાંથી તેને ખાટલી સુધાં ઈશુની
૨૦ આગલ વચ્ચે ઉતારી મુકયો; ને તેણે તેઓનો વીશ-
વાસ જોઇને તેને કહયું કે માણસ, તારાં પાપ તને
૨૧ માફ થયાં. ને શાસતરીઓ તથા ફરોશીઓ વીચાર
કરવા લાગયા, ને કહયું કે આ જે દુરભાશણ કરેછે તે
કોણ છે? એકલા દેવ વીના કોણ પાપની માફી કરી
૨૨ શકેછે? પણ ઈશુએ તેઓની કલપનાઓ જાણીને
તેઓને ઉતર આપતાં કહયું કે, તમે પોતાનાં મન-
૨૩ માં કલપનાઓ કેમ આણોછો? શું વતું શેહેલ છે,
એમ કેહેવું કે તારાં પાપ તને માફ થયાં, અથવા
૨૪ એમ કેહેવું કે ઉઠીને યાલ? પણ પરથવી પર માણ-
સના દીકરાને પાપ માફ કરવાનો અધીકાર છે, એ

તમને જાણાએ માટે, (તેણે પકશાંધાતીને કહયું કે)
હું તને કહુંછું કે ઉઠ, તારી ખાટલી ઊંચકીને તારે ઘેર
જા. ને તરત તે તેઓની આગલ ઉઠીને જે પર તે ૨૫
શુતો હતો તે ઊંચકીને દેવનો મહીમા કરતો પોતાંને
ઘેર ગયો. ને સઘલા વીશમે થયા, ને તેઓએ ૨૬
દેવનો મહીમા કીધો; ને ઘણું ભય પામીને કહયું કે,
આજ આપણે અચરત કામ જોયાં.

તાર પછી તે નીકલયો ને લેવી નામે એક દાણી ૨૭
ચોકી પર બેઠલો હતો તેણે તેને જોઇને કહયું કે,
મારી સાથે આવ. ને તે સઘલાં મુકીને ઉઠયો, ૨૮
ને તેની સાથે ગયો. ને લેવીએ પોતાને ઘેર તેને ૨૯
સારૂ મોહોટી ઉજાણી કીધી, ને જે દાણીઓ તથા
બીજા તેઓની જોડે બેઠલા હતા તેઓનો મોહટો
જથોં હતો. પણ તેઓના શાસતરીઓએ તથા ૩૦
ફરોશીઓએ તેના શીશોની સામા કચકચ કરીને
કહયું કે, તમે દાણીઓ તથા પાપીઓની સાથે કેમ
ખાઓ પીઓછો? ને ઈશુએ તેઓને ઉતર આપતાં ૩૧
કહયું કે, જે સાજા છે તેઓને વૈદની જરૂર નથી,
પણ માંદાઓને છે. નયાઈઓને નહીં, પણ પાપી- ૩૨
ઓને પસતાવાને બોલાવવા હું આવયો છું. ને ૩૩
તેઓએ તેને કહયું કે, યોહાનના શીશો તથા ફરોશી-
ઓના શીશો પણ ઘણી વાર ઉપવાસ તથા પરારથ-
ના કરેછે, તો તારા શીશો કેમ ખાએ પીએછે? ને તેણે ૩૪

તેઓને કહયું કે, વર જાનઈઆઓ સાથે રેહેછે તાંહાં
૩૫ સુધી તેઓને તમે ઉપવાસ કરાવી શકોછો શું? પણ
એવા દાહાડા આવશે કે વર તેઓની પાસેથી લઈ
૩૬ જવાંશે, ને તે દાહાડાઓમાં તેઓ ઉપવાસ કરશે. ને
તેણે તેઓને દરશટાંત કહયું કે, જુના લુગડામાં
નવા લુગડાનું થીંગલું કોઈ દેતું નથી, જો દે તો
નવાથી ફાટ થાએછે, ને નવા લુગડાનું થીંગલું
૩૭ જુનાની સાથે મલતું નથી. ને નવો દરાખરસ
જુની કુડીઓમાં કોઈ ભરતું નથી, જો ભરે તો નવા
દરાખરસથી કુડીઓ ફાટી જશે, ને તે ઢોલાઈ જશે;
૩૮ ને કુડીઓનો વીનાશ થશે. પણ નવો દરાખરસ
નવી કુડીઓમાં ભરેલો હોએ તારે બંનેનું રકશણ
૩૯ થાએછે. ને જુનો દરાખરસ પીને કોઈ તરત નવો
ચાહાતો નથી, કેમકે તે કેહેછે કે જુનો તેથી શારો છે.
૬ અને [પરવના] બીજા દાહાડા પછીના પેહેલા
વીશરામવારે તે ખેતરોમાંથી જતો હતો, ને તેના
શીશો કણશલાં તોડીને હાતે મશલીને ખાતા હતા.
૨ ને ફરોશીઓમાંના કેટલાએકે તેઓને કહયું કે વીશ-
રામવારે જે કરવું ઉચીત નથી તે તમે કેમ કરોછો?
૩ ને ઈશુએ તેઓને ઉતર આપતાં કહયું કે, દાવુદ તથા
તેના સાથીઓ ભુખા હતા, તારે તેણે જે કીધું તે
૪ સંબંધી તમે વાંચયું નથી શું? કે તે દેવના ઘરમાં
ગયો, ને અરપેલી રોટલી જેને એકલા યાજકોને

ખાવાને ઉચીત છે તે તેણે લઇને ખાધી, ને પોતાના
સાથીઓને પણ આપી. ને તેણે તેઓને કહયું કે, ૫
માણુસનો દીકરો વીશરામવારનો પણ પરભુ છે.
અને એમ થયું કે બીજે વીશરામવારે પણ તેણે ૬
સભાસથાનમાં જઇને ઉપદેશ કીધો, ને તાંહાં એક
માણસ હતો જેનો જમણો હાથ શુકાએલો હતો.
ને શાસતરીઓ તથા ફરોશીઓ તેના પર દોશ આ- ૭
ણવા સારૂ તેના પર તાકી રહયા કે, તે વીશરામવારે
સાજો કરશે કે નહીં. પણ તેણે તેઓની કલપનાઓ ૮
જાણી અને જે માણુસનો હાથ શુકાએલો હતો તેને
કહયું કે ઉઠ, ને વચમાં ઉભો રેહે, ને તે ઉઠીને વચ-
માં ઉભો રહયો. તારે ઈશુએ તેઓને કહયું કે, હું ૯
તમને કાંઇ પુછુંછું, શું વીશરામવારે શારૂં કરવું કે માઠું
કરવું, જીવ બચાવવો કે નાશ કરવો ઉચીત છે? ને ૧૦
તેઆ સઘલા પર જોઇને તેણે તે માણુસને કહયું કે
તારો હાથ લાંબો કર, ને તેણે તેમ કીધું એટલે તેનો
હાથ બીજાના જેવો પાછો શારો થયો. પણ તેઓ ૧૧
ક્રોધે ભરાઇગયા, ને સંવાદ કરવા લાગયા કે આપણે
ઈશુને શું કરીએ?
અને એમ થયું કે તે દાહાડાઓમાં તે પરારથના ૧૨
કરવા પાહાડ પર ગયો, ને દેવની પરારથનામાં
આખી રાત કાહાડી. ને દાહાડો ઉગયો તારે તેણે ૧૩
પોતાના શીશોને બોલાવીને તેઓમાંના બારને

પસંદ કીધા, જેઓનું નામ તેણે પરેરીતો પણ પાડયું.
૧૪ સીમોન જેનું નામ તેણે પીતર પણ પાડયું તેને, તથા
તેના ભાઈ આંદરીયાને, યાકુબને તથા યોહાનને,
૧૫ ફીલીપને તથા બારથાલીમેને, માતથીને તથા થોમા-
ને, આલફીના દીકરા યાકુબને તથા સીમોન જે
૧૬ જેલોટીશ કેહેવાએછે તેને, યાકુબના ભાઈ યહુ-
દાને તથા યહુદા ઈશકારીઓત જે વીશવાસધાતી
૧૭ હતો તેને. ને તે તેઓની સાથે ઉતરીને મેદાનમાં
ઉભો રહયો, ને તેના શીશોનો જથો તથા આખા
યહુદામાંના તથા યરૂશાલેમમાંના, ને સોર તથા
શીદોનના કાંઠામાંના લોકોનો મોહોટો જથો જેઓ
તેની વાત શાંભલવા, તથા પોતાના રોગથી સાજા
૧૮ થવા સારૂ આવયા હતા; તથા અશુધ આતમા-
ઓથી જે પીડાએલા હતા, તેઓ પણ હતા, ને
૧૯ તેઓ શારા થયા. ને સઘલા લોકે તેને અડકવા
ચાહયો; કેમકે તેમાંથી પરાકરમ નીકલયો, ને તેથી
સંધા શારા થયા.

૨૦ અને તેણે પોતાના શીશોની ગમ પોતાની આંખો
ઊંચી કરીને કહયું કે ઓ દરીદરીઓ, તમને ધન છે,
૨૧ કેમકે દેવનું રાજ તમારૂં છે. અમણાના ભુખાઓ,
તમને ધન છે; કેમકે તમે તરપત થશો. અમણાંના
૨૨ રડનારાઓ, તમને ધન છે, કેમકે તમે હસશો. જેવારે
માણસના દીકરાને લીધે માણસો તમારો દવેશ

કરશે, ને તમને જુદા પાડશે, ને તમને મેહેણાં
મારશે, ને તમારૂં નામ ભુંડા જેવું કાહાડી નાંખશે
તેવારે તમને ધન છે. તે દાહાડે તમે આનંદ કરો, ૨૩
ને હરખે કુદો; કેમકે જુઓ તમને આકાશમાં ફલ
ઘણું છે; કેમકે તેજ પરમાણે તેઓના બાપદાદા-
ઓએ ભવીશવાદીઓને કીધું હતું. પણ તમ શરી- ૨૪
મંતોને અફસોસ છે, કેમકે તમે તમારો દીલાશો
પામચા છો. તમ ધરાએલાઓ, તમને અફસોસ ૨૫
છે, કેમકે તમે ભુખા થશો. અમણાના હસનારાઓ,
તમને અફસોસ છે, કેમકે તમે શોક કરશો ને રડશો.
જારે સઘલાં માણસો તમારૂં શારૂં કેહેશે તારે તમને ૨૬
અફસોસ છે, કેમકે તેઓના બાપદાદાઓએ જુઠા
ભવીશવાદીઓને તેમજ કીધું.

પણ હું તમ શાંભલનારાઓને કહુંછું કે તમારા વૈરી- ૨૭
ઓ પર પરેમ કરો, ને જે તમારો દવેશ કરેછે તેઓનું
શારૂં કરો; જે તમને શાપ દેછે તેઓને આશીરવાદ ૨૮
દો, ને જે તમને સતાવેછે તેઓને સારૂ પરારથના
કરો. ને એક ગાલ પર તને જે મારે, તેની સામા ૨૯
બીજો પણ ધર; ને જે તારૂં અંગવસતર લઈજાએ
તેને તારો અંગરખો પણ લેવાને વારીશ મા. જે કોઈ ૩૦
તારી પાસે કાંઈ માગેછે, તેને આપ; ને તારૂં જે કોઈ
લઈજાએ તેની પાસેથી પાછું ન માગ. ને જેમ ૩૧
તમે ચાહો કે માણસ તમને કરે તેમજ પણ તમે

૩૨ તેઓને ફરે. ને તમારા પર જે પરેમ કરેછે તેઓ
પર જો તમે પરેમ કરો, તો તમને શું વખાણ છે?
કેમકે પાપીઓ પણ પોતાના પરેમ કરનારા પર પરેમ
૩૩ કરેછે. ને જે તમારૂં શારૂં કરેછે તેઓનું શારૂં જો તમે
કરો, તો તમને શું વખાણ છે? કેમકે પાપીઓ પણ
૩૪ એમજ કરેછે. ને જેની પાસેથી તમે પાછું લેવાની
આશા રાખોછો, તેઓને જો તમે ઉછીનું આપો,
તો તમને શું વખાણ છે? કેમકે તેટલું પાછું લેવા
૩૫ સારૂ પાપીઓ પણ પાપીઓને ઉછીનું આપેછે. પણ
તમે તમારા વેરીઓ પર પરેમ કરો, ને શારૂં કરો, ને
પાછું લેવાની આશા રાખયા વીના ઉછીનું આપો,
ને તમારૂં ફલ ઘણું થશે, ને તમે પરાતપરના
દીકરાઓ થશો; કેમકે અનુપકારીઓ પર તથા ભુંડા-
૩૬ ઓ પર તે ઉપકારી છે. માટે જેમ તમારો બાપ દયાલુ
૩૭ છે, તેમ તમે દયાલુ થાઓ. અને બીજાનો ઈનસાફ ન
ઠરાવો, ને તમારો ઈનસાફ નહીં ઠરાવાશે. અપરાધી
ન ઠરાવો, ને તમે અપરાધી નહીં ઠરાવાશો. છોડો ને
૩૮ તમે છોડાશો; આપો ને તમને અપાશે. શારૂં માપ
દાબેલું ને હલાવેલું તથા ઉભરાતું તમારા ખોલામાં
તેઓ ભરી આપશે; કેમકે જે માપાથી તમે માપો-
છો, તેથી તમને પાછું માપી અપાશે.
૩૯ અને તેણે તેઓને દરશટાંત કહયું કે શું આંધલો
આંધલાને દોરી શકે? શું બેહુ ખાડામાં પડશે નહીં?

શીશ પોતાના ઉપદેશક કરતાં વતો નથી, પણ જે કોઈ ૪૦
પુરણ છે તે પોતાના ઉપદેશક સરખો થશે. પણ ૪૧
તું પોતાની આંખમાંનો ભારોટીઓ ધયાનમાં લીધા
વીના તારા ભાઈની આંખમાંનું તણખલું કેમ
જોએછે? અથવા તારી આંખમાંનો ભારોટીઓ ૪૨
જોયા વીના તું તારા ભાઈને કેમ કહી શકે કે ભાઈ,
તારી આંખમાંથી મને તણખલું કાહાડવા દે? ઢોંગી,
તું પેહેલાં પોતાની આંખમાંથી ભારોટીઓ કાહાડ,
તારે તારા ભાઈની આંખમાંથી તણખલું કાહાડવાને
તને શારી પઠે શુજશે. કેમકે શારા ઝાડને નઠારૂં ફલ ૪૩
આવતું નથી; ને નઠારા ઝાડને શારૂં ફલ આવતું
નથી. કેમકે હરેક ઝાડ પોતાના ફલથી જણાએછે; ૪૪
કેમકે કાંટાના ઝાડથી લોક અંજીર તોડતા નથી, ને
ઉંટકટારીથી દરાખ તોડતા નથી. શારૂં માણસ ૪૫
પોતાના મનના શારા ભંડારમાંથી શારૂં કાહાડેછે;
ને ભુંડું માણસ પોતાના મનના ભુંડા ભંડારમાંથી
ભુંડું કાહાડેછે; કારણ કે મનના ભરપુરપણામાંથી
તેનું મોહોડું બોલેછે.

અને તમે મને પરભુ પરભુ કેમ કોહોછો; ને જે ૪૬
હું કહુંછું તે કરતા નથી? જે હરેક મારી પાસે આવેછે, ૪૭
ને મારી વાતો શાંભલેછે ને તે પાલેછે, તે કોણના
જેવો છે, એ હું તમને દેખાડીશ. તે એક ઘર બાંધ- ૪૮
નાર માણસના જેવો છે, જેણે ઉંડું ખોદયું ને પથર

પર પાયો નાંખયો; ને રેલ આવી, તારે તે ઘર પર
નદીનો સપાટો લાગયો, પણ તેને હલાવી ન
શકયો; કેમકે તેનો પાયો પથર પર નાંખેલો હતો.
૪૯ ને જે શાંભલીને કરતો નથી તે એક માણસના જેવો
છે, જેણે પાયા વીના ભુંઇ પર ઘર બાંધયું; તેના
પર નદીનો સપાટો લાગયો, ને તે તુરત પડી ગયું,
ને ઘરનો પુરો નાશ થયો.
૭ અને લોકના શાંભલતાં તેણે પોતાની બધી
૨ વાતો પુરી કીધી, તારે તે કાપરનાહુમમાં આવયો. ને
એક શુબેદારનો દાસ માંદો થઈને મરવા પડયો હતો,
૩ ને તે તેને વાહાલો હતો. ને ઈશુ સંબંધી તેણે શાંભ
લયું તારે યહુદીઓના વડીલોને તેની પાસે મોકલીને
તેની વીનંતી કીધી કે તે આવીને એના દાસને સમો
૪ કરે. ને તેઓએ ઈશુની પાસે આવીને તેને આગર-
હથી વીનંતી કરતાં કહયું કે જેને સારૂ તારે આ કર-
૫ વાનું છે તે જોગ છે. કેમકે તે આપણા દેશ પર
પરેમ રાખેછે, ને તેણે આપણે સારૂ સભાસથાન
૬ બંધાવયું છે. ને ઈશુ તેઓની સાથે ગયો, ને તે
ઘરથી વેગલો ન હતો એટલે શુબેદારે મીતરોથી
તેને કેહેવડાવી મોકલયું કે, પરભુ તું તસદી ન લે,
કેમકે તું મારા ઘરમાં આવે, એવો હું જોગ નથી.
૭ ને મે પણ ધારયું હતું કે તારી પાસે આવવા હું
જોગ નથી. પણ તું શબદ કેહે એટલે મારો દાસ

સમો થશે. કેમકે હું પણ પરાધીન માણ્સ ઠરેલો ૮
છું, ને મારે સવાધીન સીપાહીઓ છે, ને હું એકને
કહુંછું કે જા, ને તે જાએછે, ને બીજાને કે આવ, ને
તે આવેછે; ને મારા દાસને કહુંછું કે આ કર, ને તે
કરેછે. ને એ વાત શાંભલીને ઇશુ તેનાથી અચરત ૯
થયો, ને ફરીને પોતાની પછવાડેના આવેલા લોકને
કહયું કે, હું તમને કહુંછું કે ઈસરાઇલમાં પણ મે
એટલો વીશવાસ દીઠો નથી. ને જે મોકલેલા હતા ૧૦
તેઓ ઘેર પાછા આવયા તારે માંદા દાસને સમો
થએલો જોયો.

અને એમ થયું કે બીજે દાહાડે નાઈન કેહેવા- ૧૧
એલા શેહેરમાં તે ગયો, ને તેના ઘણા શીશો તથા
ઘણા લોક પણ તેની સંગાથે ગયા. ને તે શેહેરની ૧૨
ભાગલ પાસે આવયો તારે જુઓ, એક મુએલાને
બાહાર લઈ જતા હતા; તે તેની માનો એકનો-
એક દીકરો હતો, ને તે વીધવા હતી, ને શેહેરના
ઘણા લોક તેની સાથે હતા. તેને જોઈને પરભુને ૧૩
તેના પર કરૂણા આવી, ને તેણે તેને કહયું કે રડ મા.
ને તે આવીને ઠાઠડીને અડકયો, ને ખાંધીયા ઉભા ૧૪
રહયા, ને તેણે કહયું કે, જુવાન, હું તને કહુંછું કે ઉઠ.
ને તે મુએલો ઉઠીને બેઠો થયો, ને બોલવા લાગયો, ૧૫
ને તેણે તેની માને તેને સોંપયો. ને સધલાને ભય ૧૬
લાગયું, ને તેઓએ દેવનો મહીમા કરીને કહયું કે,

એક મોહોટો ભાવીશવાદી આપણામાં ઉતપંન થયો
૧૭ છે, ને દેવે પોતાના લોક પર નજર કીધી છે. ને
તેના સંબંધીની આ વાત આખા યહુદામાં તથા
તેના સરવ પરાંતોમાં ફેલી ગઈ.
૧૮ અને યોહાનના શીશોએ તેને એ સરવ સંબંધીનું
૧૯ વરતમાન આપયું. ને યોહાને પોતાના શીશો-
માંના બેને બોલાવીને તેઓને ઈસુ પાસે મોકલીને
કેહેવાડયું કે, જે આવનાર છે તે શું તું છે, કે હમે
૨૦ બીજાની વાટ જોઈએ? ને તે માણસોએ તેની પાસે
આવીને કહયું કે બાપતીસમા કરનાર યોહાને તારી
પાસે અમને કેહેવા મોકલયા કે જે આવનાર છે તે
૨૧ શું તું છે, કે અમે બીજાની વાટ જોઈએ? ને તે
વેલાએ રોગથી તથા પીડાથી તથા ભુંડા આતમા-
ઓથી તે ઘણાઓને સમા કરતો હતો, ને ઘણા
૨૨ આંધલાઓને તે દરશટી આપતો હતો. તારે ઈશુએ
તેઓને ઉતર આપતાં કહયું કે, તમે જઇને જે જોયું
તથા શાંભલયું તેનું વરતમાન યોહાનને કોહો,
એટલે આંધલાને દરશટી પરાપત થાએછે, લુલા
ચાલતા થાએછે, કોહોડીયા શુધ થાએછે, બેહેરા
શાંભલતા થાએછે, મુએલા જીવતા ઉઠાએછે, ને
૨૩ દરીદરીઓને સુવારતા પરગટ કરાએછે. ને જે મારા
સંબંધી ઠોકર નહીં ખાશે, તેને ધન છે.
૨૪ અને યોહાનના મોકલેલાઓ ગયાપછી તે લોકને

યોહાન સંબંધી કેહેવા લાગયો, કે રાનમાં તમે શું
જોવા ગયા હતા? શું પવનથી હાલતા શરકટને? ૨૫
પણ તમે શું જોવા ગયા હતા? શું શુંઆલાં વસતર
પેહેરેલા માણસને? જાુઓ, જે ચલકતાં લુગડાં
પેહેરેછે, તથા સુખભોગ કરેછે, તેઓ રાજાના મેહે-
લોમાં હોએછે. પણ તમે શું જોવા ગયા હતા? શું ૨૬
ભવીશવાદીને? હા, હું તમને કહુંછું કે ભવીશવાદી
કરતાં વીશેશને. જેના સંબંધી લખયું છે કે, "જાુઓ, ૨૭
હું મારા દુતને તારા મોહો આગલ મોકલુંછું, જે તારી
આગલ તારો મારગ સીધ કરશે," તે એજ છે. કેમકે હું ૨૮
તમને કહુંછું કે બાયડીઓથી જનમેલાઓમાંનો બા-
પતીસમા કરનાર યોહાન કરતાં કોઈ મોહોટો ભવીશ-
વાદી નથી, પણ દેવના રાજમાં જે સરવથી નાહાનો
છે, તે તેના કરતાં મોહોટો છે. એ શાંભલીને સરવ ૨૯
લોક તથા દાણીઓ જેઓ યોહાનના બાપતીસમા-
થી બાપતીસમા પામેલા હતા, તેઓએ દેવને
યથારથ માનયો. પણ ફરોશીઓ તથા પંડીતો તેથી ૩૦
બાપતીસમા પામયા ન હતા માટે તેઓએ પોતાની
સામા દેવનો મનોભાવ નકાર કીધો. ને પરભુએ કહયું ૩૧
કે, આ પેહેડીના માણસને કોણની ઉપમા આપું?
ને તેઓ કોણના જેવા છે? છોકરાં ચહુટામાં બેસીને ૩૨
એક બીજાને હાંક મારીને કેહેછે કે, અમે તમારે
વાસતે વાંસલી વગાડી, પણ તમે નાચયાં નહીં;

અમે તમારે વાસતે વીલાપ કીધો, પણ તમે રડયાં
૩૩ નહીં, તેઓના જેવા છે. કેમકે યોહાન બાપતીસમા
કરનાર રોટલા ખાતો કે દરાખરશ પીતો આવયો ન
૩૪ હતો, ને તમે કોહોછો કે તે ભુતવલગેલો છે. માણ-
સનો દીકરો ખાતો પીતો આવયો છે, ને તમે કોહોછો
કે જુઓ, ખાવરો માણુસ ને દારૂખોરો, દાણીઓનો
૩૫ તથા પાપીઓનો મીતર. પણ ગનાન પોતાના
સઘલા દીકરાથી વાજબી મનાએછે.
૩૬ અને ફરોશીઓમાંના એકે પોતાની સાથે જમવા
સારૂ તેની વીનંતી કીધી, ને તે ફરોશીને ઘેર જઈને
૩૭ બેઠો. અને જુઓ, શેહેરમાં એક બાયડી પાપેણ
હતી, તેણે જાણયું કે ફરોશીને ઘેર તે બેઠો છે, તારે
અતરની સંગમરમરની દાબડી લાવીને, તેના પગ
૩૮ પાસે પછવાડે રડતી રડતી ઉભી રહી, ને પોતાના
આંશુએ તેના પગ ધોવા તથા પોતાના માથાના
ચોટલાએ લુછવા લાગી, ને તેના પગને ચુંબન
૩૯ કીધું, ને અતર ચોલયું. તે જોઈને જે ફરોશીએ તેને
નોહોતરયો હતો તે મનમાં એમ કેહેવા લાગયો કે,
જો આ માણુસ ભવીશવાદી હોત, તો આ બાયડી
તેને અડકેછે તે કોણ, ને કેહેવી છે, તે જાણત, કેમકે
૪૦ તે પાપેણ છે. ને ઈશુએ તેને ઉતર આપતાં કહયું
કે સીમોન, મારે તને કંઈ કેહેવું છે; ને તેણે કહયું કે,
૪૧ ઉપદેશક કેહે. એક માગનારના બે રૂણી હતા, એકને

પાંચશેંનું રૂણ હતું, ને બીજાને પચાશનું. ને ૪૨
તેઓની પાસે કંઈ વાલી આપવાનું ન હતું, તારે તેણે
બેહુને માફ કીધા; તો કેહે તેઓમાંનો કોણ તેના
પર વતો પરેમ કરશે? સીમોને ઉતર આપતાં કહયું ૪૩
કે, મને જણાએછિ કે જેને વતું માફ થયું તે, પછી
તેણે તેને કહયું કે, તેં ઠીક ધારયું. ને તેણે બાયડીની ૪૪
ગમ મોહો ફેરવીને સીમોનને કહયું કે, આ બાય-
ડીને તું જુએછિ ખરો, હું તારે ઘેર આવયો તારે મારા
પગ ધોવા તેં મને કંઈ પાણી આપયું ન હતું, પણ
તેણે મારા પગ આંશુએ ધોયા, ને પોતાના માથાના
ચોટલાએ લુછયા. તેં મને ચુંબન કીધું ન હતું, પણ ૪૫
હું માંહે આવયો તે વેલાથી તે મારા પગને ચુંબન
કીધા વીના રહી નથી. તેં તેલે મારૂ માથું ચોલયું ૪૬
ન હતું, પણ તેણે મારા પગ અતરે ચોલયા. એ ૪૭
માટે હું તને કહુંછું કે તેનાં જે ઘણાં પાપ છે તેઓની
માફી થઈ છે, કેમકે તેણે ઘણો પરેમ કીધો; પણ જેને
થોડી માફી થઈ તે થોડો પરેમ કરેછે. ને તેણે તેને ૪૮
કહયું કે, તારાં પાપની માફી થઈ છે. ને તેની સાથે ૪૯
બેઠેલાઓ માહોમા કેહેવા લાગયા કે, એ કોણ છે કે
પાપની માફી પણ કરેછે? ને તેણે બાયડીને કહયું ૫૦
કે તારા વીશવાસથી તું બચાવ પામી, શાંતીએ જા.
અને તાર પછી એમ થયું કે તે શેહેરે શેહેર, ૮
તથા ગામે ગામ વારતા શંભલાવતો તથા દેવના

રાજની સુવારતા કેહેતો ફરયો, ને તેની સાથે તે
૨ બારે હતા. ને કેટલીએક બાયડીઓ જે ભુંડા
આતમાઓથી તથા મંદવાડોથી સમી થઈ હતી,
એટલે માગદલેણ કેહેવાએલી મરીયમ જેમાંથી સાત
ભુત નીકલયાં હતાં તે, તથા હેરોદના કારભારી
૩ ખઉજાની વહુ, યોહાના તથા શુશાના, તથા બીજી
ઘણી બાયડીઓ જેઓએ પોતાની પુંજીમાંથી તેની
સેવા કીધી તેઓ પણ હતી.
૪ અને અતી ઘણા લોક એકઠા થયા, ને શેહેરે શેહેર-
૫ ના લોક તેની પાસે આવયા, તારે તેણે દરશટાંતે
કરીને કહયું કે, એક વાવનાર પોતાનાં બી વાવવા
ગયો, ને તેના વાવતાં વાવતાં કેટલાંએક મારગની
કોરે પડયાં, તે છુંદાઈ ગયાં, ને આકાશના પકશીઓ
૬ તે ખાઈ ગયાં. ને બીજાં પથર પર પડયાં, ને તેને
ઓલું ન મલયું માટે ઉગયા પછી તે ચીમલાઈ ગયાં.
૭ ને બીજાં કાંટાઓમાં પડયાં, ને કાંટાઓએ તેની
૮ સાથે ઉગીને તેને દાબીનાંખયાં. ને બીજાં સારી
ભુંઈમાં પડયાં, ને ઉગયાં, ને તેને શોગણું ફલ
આવયું. એ વાત કહયા પછી તેણે મોહોટી વાણીથી
કહયું કે જેને શાંભલવાને કાન છે, તેણે શાંભલવું.
૯ ને તેના શીશોએ તેને પુછતાં કહયું કે એ દરશટાંત
૧૦ શું હશે? ને તેણે કહયું કે, દેવના રાજનાં મરમ
જાણવાનું તમને આપેલું છે, પણ બીજાઓને

દરશટાંતોમાં, કે તેઓ દેખતા દેખે નહીં, ને શાંભલ-
તા સમજે નહીં. તે દરશટાંત તો એ છે કે, બી ૧૧
દેવની વાત છે. મારગની કોર પરના તે શાંભ- ૧૨
લનારા છે, તારે શેતાન આવીને તેઓનાં મનમાંથી
વાંત લઈ જાએછે, રખે તેઓ વીશવાસ કરીને તારણ
પામે. ને જે પથર પર તે એ છે, કે જેઓ શાંભલીને ૧૩
વાત હરખથી માની લેછે, તેઓમાં જડ બંધાઈ
નથી, માટે તેઓ થોડી વાર સુધી વીશવાસ કરેછે, ને
પરીકશણની વેલાએ પાછા હટેછે. ને જે કાંટાઓમાં ૧૪
પડયાં તે એ છે કે જેઓ વાત શાંભલેછે, ને સંસારની
ચીંતા તથા દરવ તથા વીલાસથી દબાઈ જાએછે, ને
તેઓને પાકું ફલ આવતું નથી. પણ શારી ભુંઈમાં ૧૫
પડેલાં એ છે કે જેઓ શાંભલીને રૂડા તથા શારા
મનથી વાત રાખેછે, ને ધીરજથી ફલ આપેછે.

વલી કોઈ માણસ દીવાને સલગાવીને વાસણે ૧૬
ઢાંકતો નથી, અથવા ખાટલી હેઠલ મુકતો નથી,
પણ દીવી પર મુકેછે કે સઘલા માંહે આવનારાઓ
અજવાલું જોએ. કેમકે ઉઘાડું નહીં થશે, એવું કંઈ ૧૭
છાનું નથી; ને જણાશે નહીં, તથા પરગટ કરયામાં
નહીં આવશે, એવું કંઈ ગુપત નથી. માટે સાવધાન ૧૮
રેહો કે શી રીતે શાંભલોછો, કેમકે જેની પાસે છે
તેને અપાશે, ને જેની પાસે નથી તેની પાસે જે
દીશેછે તે પણ તેની પાશેથી લઈ લેવાશે.

૧૯ અને તેની મા તથા ભાઈઓ તેની પાસે આવચાં,
પણ ધણા લોકને લીધે તેઓ તેની પાસે પોહોંચી
૨૦ શકચાં નહીં. ને તેને કોઈએ ખબર આપી ને કહચું
કે તારી મા તથા તારા ભાઈઓ બાહાર ઉભાં રહચાં
૨૧ છે, ને તને મલવા ચાહેછે. ને તેણે ઉતર આપતાં
કહચું કે, આ જે દેવની વાત શાંભલેછે, તથા પાલે-
છે, તેઓ મારી મા તથા મારા ભાઇઓ છે.
૨૨ અને એક દાહાડે એમ થચું કે તે પોતાના શીશો
સાથે વાહાણમાં ચહડયો, તારે તેણે તેઓને કહચું
કે આપણે સરોવરને પેલે પાર જઈએ, ને તેઓ
૨૩ નીકલચા. ને તેઓ હંકારતા હતા એટલામાં તે
ઊંધી ગયો, ને સરોવર પર વાનું તોફાન થચું, ને
૨૪ પાણીએ હોડી ભરાઈ ને તેઓ વીધનમાં હતા. ને
તેઓએ તેની પાસે આવીને તેને જગાડીને કહચું
કે, સાહેબ, સાહેબ, અમે વીનાશ પામીએછઈએ.
તારે તેણે ઉઠીને-વાને તથા પાણીના ઉછાલને ધમ-
૨૫ કાવચાં, ને તે શાંત થચાં, ને ચેન પડચું. ને તેણે
તેઓને કહચું કે, તમારો વીશવાસ કાંહાં છે? ને તેઓ
બીહીને અચરત થચા, ને માહોમા કહચું કે, એ
કોણ છે કે વાને તથા પાણીને આગના કરેછે ને
એઓ એનું માનેછે?
૨૬ અને ગાલીલની સામા ગદરેનોના દેશમાં તેઓ
૨૭ પોહોંચચા. ને તે કાંઠે ઉતરચો, તારે તે શેહેરમાંથી

એક માણુસ તેને મલયો જે ઘણા દાહાડાથી ભુત-
વલગેલો હતો, ને તે લુગડાં પેહેરતો ન હતો, ને ઘર-
માં રેહેતો ન હતો, પણ કબરોમાં રેહેતો હતો. ને ૨૮
તેણે ઈશુને દીઠો તારે તે બુમ પાડીને તેની આગલ
પડયો, ને મોહોટી વાણીએ કહયું કે પરાતપર દેવ-
ના પુતર ઈશુ, મારે ને તારે શું છે? હું તારી વીનંતી
કરૂંછું કે મને પીડા ના દે. કારણ કે તેણે અશુધ ૨૯
આતમાને તે માણુસમાંથી નીકલવાનો હુકમ કીધો
હતો, કેમકે તે ઘણી વારથી તેને વલગી રહયો હતો.
ને તે શાંકલોથી તથા બેડીઓથી બાંધી રખાયો,
પણ તે બંધનો તોડીનાંખીને ભુતથી રાનમાં હુંકાઈ-
ગયો. ને ઈશુએ તેને પુછતાં કહયું કે તારૂં નામ ૩૦
શું છે? ને તેણે કહયું કે, સેના, કેમકે ઘણાં ભુતો
તેમાં પેઠાં હતાં. ને તેઓએ તેની વીનંતી કીધી કે ૩૧
અમને ઉંડાણમાં જવાનો હુકમ ન કર. ને તાંહાં ૩૨
પાહાડ પર ઘણાં ભુંડોનું ટોલું ચરતું હતું, ને તેઓ-
એ તેની વીનંતી કીધી કે, અમને તેઓમાં પેસવા દે,
ને તેણે તેઓને જવા દીધાં; ને ભુતો તે માણસ- ૩૩
માંથી નીકલીને ભુંડોમાં પેઠાં, ને તે ટોલું કરાડા પર-
થી સરોવરમાં ધશી પડયું, ને બુડીમુઉં. ને જે જે ૩૪
થયું તે તે જોઈને ચારનારા નાહાઠા, ને જઈને શેહે-
રમાં તથા સીમોમાં તેના સમાચાર કહયા. ને જે ૩૫
થયું તે જોવા સારૂ લોક નીકલયા, ને ઈશુની પાસે

આવયા. ને જે માણુસમાંથી ભુતો નીકલયાં તેને
લુગડાં પેહેરેલો તથા સાવચીત થએલો ઈશુના પગ
૩૬ આગલ બેઠેલો દીઠો, ને તેઓ બીધા. ને જેઓએ
જોયું હતું તેઓએ તે ભુતવલગેલો માણસ શી રીતે
૩૭ સમો થયો, તે તેઓને જણાવયું. ને ગદરેનોના
પરાંતોમાંના સરવ લોકે તેની વીનંતી કીધી કે અમા-
રામાંથી નીકલ, કેમકે તેઓને ઘણી બીહીક લાગી.
૩૮ ને તે વાહાણ પર ચહડીને પાછો ગયો. ને જે
માણસમાંથી ભુતો નીકલયાં હતાં તેણે તેની સાથે
રેહેવા સારૂ વીનંતી કરી, પણ ઈશુએ તેને એમ
૩૯ કહીને વીદાએ કીધો કે તારે ઘેર પાછો જા, ને દેવે
તને જે જે કરયું છે તેની બાત કેહે, ને તેણે જઈને
ઈશુએ જે જે કીધું હતું, તે આખા શેહેરમાં પર-
ગટ કીધું.
૪૦ અને એમ થયું કે ઈશુ પાછો આવયો, તારે ઘણા
લોકે તેનો આવકાર કીધો; કેમકે બધા તેની વાટ
૪૧ જોતા હતા. ને જુઓ, યાઐરશ નામે એક માણસ
આવયો તે સભાનો અધીકારી હતો, ને તેણે ઈશુના
પગ આગલ પડીને તેની વીનંતી કીધી કે મારે ઘેર
૪૨ આવ. કેમકે તેને આસરે બાર વરશની એકાકી
જનીત દીકરી હતી. ને તે મરવા પડી હતી, ને તે
જતો હતો એટલામાં ઘણા લોકે તેને સંકડાવયો.
૪૩ ને એક બાયડીને બાર વરશ થયાં રકતસરાવ હતો,

તેણે પોતાની બધી પુંજી વૈદોમાં ખરચી નાંખી,
પણ કોઈ તેને સમી કરી શકયો નહીં. તે તેની ૪૪
પછવાડે આવીને તેનાં લુગડાની કોરને અડકી, ને
તરત તેનો રકતસરાવ બંધ થયો. ને ઈશુએ કહયું ૪૫
કે મને કોણ અડકયું? ને સંધાએ ના કહી; તારે
પીતર તથા જે તેની સાથે હતા તેઓએ કહયું કે
પરભુ ઘણા લોક તને દાબેછે, ને સંકડાવેછે, તો તું
કેમ કેહેછે કે, મને કોણ અડકયું? ને ઈશુએ કહયું ૪૬
કે કોઈ મને અડકયું ખરૂં; કેમકે મારામાંથી પરાકરમ
નીકલ્યો છે એવું મને જણાએછે. ને હું ગુપત ન ૪૭
રહી એવું બાયડીએ જાણયું, તારે ધુજતી આવી ને
તેની આગલ પડીને શા કારણથી તે તેને અડકી
હતી ને કેમ તરત સમી થઈ, તે તેણે બધા લોકની
આગલ તેને જણાવયું. ને તેણે તેને કહયું કે ૪૮
દીકરી સમાધાન રાખ, તારા વીશવાસથી તું સમી
થઈ છે; શાંતીએ જા.

અને તે બોલતો હતો એટલામાં સભાના અધી- ૪૯
કારીને તાંહાંથી એકે આવીને તેને કહયું કે, તારી
દીકરી મરી ગઈ છે, ઉપદેશકને તસદી ન દે. ને તે ૫૦
શાંભલીને ઈશુએ તેને ઉતર આપતાં કહયું કે બીહી
મા, વીશવાસ માતર કર, ને તે સમી થશે. ને તે ૫૧
ઘરમાં આવયો, તારે પીતર તથા યાકુબ તથા
યોહાન તથા છોકરીનાં માબાપ વીના તેણે કોઈને

૫૨ માંહે આવવા દીધો નહીં. ને સંધાં તેને સારૂ રડતાં
તથા છાતી કુટતાં હતાં, પણ તેણે કહયું કે રડો મા,
૫૩ તે મુએલી નથી, પણ ઉંઘેલી છે. ને તે મરી ગઈ
૫૪ છે એમ જાણીને તેઓ તેના પર હસયા. ને તેણે
સંધાને બાહાર કાહાડીને તેનો હાથ પકડીને હાંક
૫૫ મારીને કહયું કે, છોકરી ઉઠ. ને તેનો આતમા પાછો
આવયો, ને તરત તે ઉઠી; ને તેણે તેને ખાવાનું
૫૬ આપવાનો હુકમ કીધો. ને તેનાં માબાપ અચરત
થયાં, ને તેણે તેઓને આગના આપી કે જે થયું તે
કોઈને કેહેતાં ના.

૯ અને તેણે પોતાના બાર શીશોને બોલાવીને
તેઓને સઘલાં ભુતો પર ને રોગો ટાલવા સારૂ,
૨ પરાકરમ તથા અધીકાર આપયા; ને દેવનું રાજ
પરગટ કરવા તથા માંદાઓને સાજા કરવા તેણે
૩ તેઓને મોકલયા. ને તેણે તેઓને કહયું કે માર-
ગને સારૂ કંઈ લેતા ના, લાકડી નહીં, જોહોણું નહીં,
રોટલો નહીં, નાણું નહીં, ને એક એકને બે અંગ-
૪ રખા નહીં. ને જે ઘરમાં તમે જાઓ, તાંહાંજ
૫ રેહો ને તાંહાંથીજ નીકલો. ને જેઓ તમારો આવ-
કાર નહીં કરે, તે શેહેરમાંથી નીકલતાં તેઓ પર
સાખશી થવા સારૂ તમારા પગની ધુલ ખંખેરી-
૬ નાંખો. ને તેઓ નીકલયા, ને ગામેગામ સુવારતા
કેહેતા તથા સરવ ઠેકાણે સમા કરતા ગયા.

ને તેનાથી જે થયું તે શાંભલીને હેરોદ રાજા ૭
સંદેહમાં પડયો, કેમકે કેટલાએક એમ કહયું કે
યોહાન મુએલામાંથી ઉઠયો છે. ને બીજાઓએ ૮
કહયું કે એલીયા પરગટ થયો; ને બીજાઓએ
કહયું કે પુરવેના ભવીશવાદીઓમાંનો એક પાછો
ઉઠયો છે. ને હેરોદે કહયું કે યોહાનનું માથું મે કાપી- ૯
નાંખયું છે; પણ જેના સંબંધી હું એવું શાંભલુંછું
તે કોણ છે? ને તેણે તેને જોવા ચાહયો.
ને પરેરીતોએ પાછા આવીને જે જે કીધું હતું તે સ- ૧૦
ઘલાં તેને કહયાં. ને તે તેઓને તેડીને બેથશાઈદા
નામે શેહેરમાં ઉજડ ઠેકાણે એકાંત ગયો. ને ઘણા ૧૧
લોકે જાણયું, તારે તેઓ તેની પછવાડે ગયા, ને તેણે
તેઓને આવકાર કરીને દેવના રાજ સંબંધી તેઓને
કહયું; ને જેઓને સમા થવાનું અગત હતું તેઓને
શારા કીધા. ને દાહાડો નમવા લાગયો, તારે બારો- ૧૨
એ આવીને તેને કહયું કે લોકોને વીદાય કર કે, તેઓ
આસપાસનાં ગામમાં તથા સીમમાં જઈને ઉતરે,
ને ખાવાનું લે, કેમકે આપણે હીઆં ઉજડ ઠેકાણે
છઈએ. ને તેણે તેઓને કહયું કે તમે તેઓને ખાવા- ૧૩
નું આપો; ને તેઓએ કહયું કે અમારી પાસે પાંચ
રોટલા ને બે માછલાં વીના બીજું કંઈ નથી, તો
અમે જઈને એ સઘલા લોકોને સારૂ ખાવાનું વેચાતું
લઈએ કે શું? કેમકે તેઓ આશરે પાંચ હજાર પુરૂશ ૧૪

હતા. ને તેણે પોતાના શીશોને કહયું કે તેઓને
૧૫ પચાશ પચાશની પંગતે બેસાડો. ને તેઓએ તેમ
૧૬ કીધું, ને સરવને બેસાડયા. ને તેણે પાંચ રોટલા
ને બે માછલાં લઈને આકાશની ગમ જોઇને, તેઓ-
ને આશીરવાદ દીધો, ને ભાંજીને લોકને પીરસવા
૧૭ સારૂ શીશોને આપયા. ને તેઓએ સરવે ખાધું, ને
તરપત થયા; ને જે કકડા તેઓને વધયા તે ઉંચ-
કયા; ને તેથી બાર ટોપલીઓ ભરાઈ.
૧૮ અને એમ થયું કે તે પરારથના એકાંત કરતો હતો,
તારે તેના શીશો તેની સાથે હતા; ને તેણે તેઓને
૧૯ પુછતાં કહયું કે હું કોણ છું, માણસો શું કેહેછે? તેઓ-
એ ઉતર આપતાં કહયું કે બાપતીસમા કરનાર યો-
હાન; પણ કેટલાએક કેહેછે કે એલીયા; ને બીજા
કેહેછે કે પુરવેના ભવીશવાદીઓમાંનો એક પાછો
૨૦ ઉઠયો છે. તેણે તેઓને કહયું કે, તમે શું કોહોછો કે
હું કોણ છું? ને પીતરે ઉતર આપતાં કહયું કે, દેવનો
૨૧ ખરીસત. ને તેણે તેઓને આગરહથી આગના કરી
૨૨ કે એ કોઇને કેહેતા ના. ને તેણે તેઓને કહયું કે
માણસના દીકરાને ઘણું સેહેવું, તથા વડીલોથી, તથા
મુખી યાજકોથી, તથા શાસતરીઓથી, અમાનય
થવું, તથા મારયાજવું, ને તરીજે દાહાડે પાછું ઉઠવું
૨૩ પડેછે. ને તેણે સધલાને કહયું કે જો કોઈ મારી પછ-
વાડે આવવા ચાહે, તો તેણે પોતાને નકાર કરવો,

ને પોતાનો વધસથંભ નીત ઊંચકી લેવો, ને મારી
સાથે આવવું. કેમકે જે કોઈ પોતાનો જીવ બચા- ૨૪
વવા ચાહે તે તેનો વીનાશ પામશે, પણ જે કોઈ મારે
લીધે પોતાના જીવનો વીનાશ પામશે તે તેને
બચાવશે. કેમકે જો કોઈ માણસ આખું જગત ૨૫
મેલવીને પોતાના જીવનો વીનાશ પામે, અથવા
હાની પામે, તો તેને શો ગુણ છે. કેમકે જે કોઈ ૨૬
મારાથી તથા મારી વાતોથી લજવાશે, તેથી માણ-
સનો દીકરો પોતાના તથા બાપના તથા પવીતર
દુતોના મહીમાએ આવશે તારે તે પણ લજવાશે.
ને હું તમને સાચું કહુંછું, કે જે હીઆં ઉભા છે તેઓ- ૨૭
માંના કેટલાએક દેવનું રાજ જોશે, તાંહાં સુધી મર-
ણનો અનુભવ કરશે નહીં.

અને એ વાત થયાના આસરે આઠ દાહાડા પછી ૨૮
એમ થયું કે, પીતરને તથા યોહાનને તથા યાકુબને
તેડીને, પરારથના કરવા સારૂ પાહાડ પર તે ગયો.
ને તે પરારથના કરતો હતો, તારે તેના મોહોનું રૂપ ૨૯
બદલાઈ ગયું, ને તેનું વસતર ઉજલું ચલકતું થયું.
ને જુઓ, બે પુરૂશો એટલે મુસા તથા એલીયા ૩૦
તેની સાથે વાત કરતા હતા. તેઓ મહીમાએ દેખા- ૩૧
ઈને યરૂશાલેમમાં, જે મરણ તે પામવાનો હતો તે
સંબંધી કેહેતા હતા. ને પીતર તથા જેઓ તેની ૩૨
સાથે હતા તેઓ ઊંઘથી દબાએલા હતા, ને તેઓ

જાગયાં, તારે તેઓએ તેનો મહીમા દીઠો, તથા
તેની સાથે જે બે પુરૂશો ઉભા હતા તેઓને (દીઠા.)
૩૩ ને એમ થયું કે તેઓ તેની પાસેથી જતા હતા, તારે
પીતરે ઈશુને કહયું કે સાહેબ, આપણને હીઆં
રેહેવું સારૂં છે; હમે તરણ માંડવા બાંધીએ, એક
તારે સારૂ, ને એક મુસાને સારૂ, ને એક એલીયાને
સારૂ; પણ જે તેણે કહયું તે પોતે સમજયો નહીં.
૩૪ ને તે એમ કેહેતો હતો, એટલામાં એક મેઘ આ-
વયો, ને તેથી તેઓ પર આછાદન થયું; ને મેઘમાં
૩૫ પેસતા હતા, એટલામાં તેઓ બીધા. ને મેઘમાંથી
એવી વાણી નીકલી કે, આ મારો વાહાલો દીકરો છે,
૩૬ એનું શાંભલો. ને વાણી થઈ રહી, તારે ઈશુ એકલો
દેખાયો; ને તેઓ છાના રહયા, ને તે દીવસોમાં જે
દીઠું તેમાંનું કંઈ કોઈને કહયું નહીં.
૩૭ અને એમ થયું કે બીજે દાહાડે તેઓ પાહાડ
૩૮ પરથી ઉતરયા, તારે ઘણા લોક તેને મલયા. ને
જુઓ લોકોમાંના એક માણસે બુમ પાડતાં કહયું
કે ઉપદેશક, હું તારી વીનંતી કરૂં છું કે મારા દીકરા
પર દરશટી કર, કેમકે તે મારો એકાકીજનીત છે.
૩૯ ને જો, આતમા તેને પકડેછે, ને એકાએક તે બુમ
પાડેછે, ને ફીણ આવતાં લગી તેને પીલેછે, ને
તેને દબાવીને મુશકીલીથી તેની પાસેથી જાએછે.
૪૦ ને મેં તારા શીશોને તેને કાહાડવાની વીનંતી કીધી,

પણ તેઓ શકયા નહીં. ને ઈશુએ ઉતર આપતાં ૪૧
કહ્યું કે, ઓ અવીશવાસી તથા આડી પેહેડી, મારે
તમારી સાથે કાંહાં સુધી રેહેવું, તથા તમારૂં સેહેવું
પડશે? તારા દીકરાને હીઆં લાવ. ને તે આવતો ૪૨
હતો, એટલે ભુતે તેને પાડી નાંખયો, ને તેને
પીલયો; તારે ઈશુએ અશુધ આતમાને ધમકા-
વયો, ને છોકરાને શારો કીધો, ને તેને તેના બાપને
સોંપયો. ને દેવના મોહોટા સામરથથી તેઓ સંધા ૪૩
અચરત થયા; ને ઈશુએ જે કીધું તે સરવથી સંધા
અચરત થયા, તારે તેણે પોતાના શીશોને કહ્યું કે, ૪૪
એ વાતો પર તમે તમારા કાન રાખો; કેમકે માણ-
સનો દીકરો માણસોના હાથમાં સોંપાશે. પણ ૪૫
એ વાત તેઓ સમજયા નહીં; ને તે વાત ન
જાણે એવી તેઓથી ગુપત રહી; ને તેઓ તે વાત
સંબંધી તેને પુછવાથી બીધા. ને તેઓમાં વાદવી- ૪૬
વાદ પડયો કે આપણામાં કોણ મોહોટો હશે. ને ૪૭
ઈશુએ તેઓનાં મનની કલપના જાણીને, એક
છોકરાને લઈને તેને પોતાની પાસે ઉભો રાખયો.
ને તેઓને કહ્યું કે જે કોઈ મારે નામે આ છોકરાને ૪૮
અંગીકાર કરેછે, તે મને અંગીકાર કરેછે; ને જે કોઈ
મને અંગીકાર કરેછે તે મારા મોકલનારને અંગીકાર
કરેછે; કેમકે તમ સરવમાંનો જે નાહાનો છે તે
મોહોટો થશે.

૪૯ અને યોહાને ઉતર આપતાં કહયું કે સાહેબ,
અમે તારે નામે એક માણુસને ભુતને કાહાડતો
દીઠો, ને તે આપણી સાથે ચાલતો નથી, માટે અમે
૫૦ તેને વારયો. ને ઈશુએ તેને કહયું કે વારો મા, કેમકે
જે આપણુને ઉલટો નથી, તે આપણી ગમનો છે.
૫૧ અને એમ થયું કે તેને ઉપર લઈ જવાના દીવસ
પુરા થયા, તેવારે તેણે યરૂશાલેમ જવા સારૂ પોતા-
૫૨ નું મોહો થીરતાથી રાખયું. ને તેણે હરકારાઓ
પોતાની અગાઉ મોકલયા, ને તેઓ જઈને તેને
સારૂ સીધ કરવા માટે, શમારીઓના એક ગામમાં
૫૩ પેઠા. ને તેઓએ તેનો આવકાર કીધો નહીં, કારણ
૫૪ કે યરૂશાલેમ ભણી તેનું મોહો હતું. ને તેના
શીશો યાકુબે તથા યોહાને એ જોઈને કહયું કે,
પરભુ જેમ એલીયાએ કરયું તેમ આકાશથી આગ
પડે અને તેઓનો નાશ કરે, એવું કહીએ? એ વીશે
૫૫ તારી શી ઇછા છે? પણ તેણે ફરીને તેઓને ધમકાવયા;
ને કહયું કે તમે કેહેવા સવભાવના છો, એ તમે
૫૬ જાણતા નથી. કેમકે માણુસનો દીકરો માણુસોના
જીવનો વીનાશ કરવા આવયો નથી, પણ બચા-
વવાને. ને તેઓ બીજે ગામે ગયા.
૫૭ અને એમ થયું કે તેઓ મારગે ચાલતા હતા,
તેટલામાં કોઈએકે તેને કહયું કે પરભુ, જાંહાં તું જશે
૫૮ તાંહાં હું તારી સાથે આવીશ. ને ઈશુએ તેને કહયું

કે લોંકડાંને કોતર હોયછે, ને આકાશના પકશીઓને
માલા હોએછે, પણ માણુસના દીકરાને માથું મુક-
વાનો ઠામ નથી. ને તેણે બીજાને કહ્યું કે મારી ૫૯
પાછલ આવ; ને તેણે કહ્યું કે પરભુ, હું પેહેલાં જઈને
મારા બાપને દાટું, એવી રજા મને આપ. ઈશુએ ૬૦
તેને કહ્યું કે, મુએલાંનો પોતાનાં મુએલાંને દાટવા
દે, પણ તું જઈને દેવના રાજયની વાત પરગટ
કર. ને બીજાએ પણ કહ્યું કે પરભુ, હું તારી ૬૧
સાથે આવીશ, પણ જે મારે ઘેર છે તેઓની આગના
લેવા સારૂ પેહેલાં મને રજા આપ. ને ઈશુએ તેને ૬૨
કહ્યું કે, કોઈ માણુસ પોતાનો હાથ હોલ પર મુકીને
પછવાડે જોએ તે દેવના રાજને જોગ નથી.

તાર પછી પરભુએ બીજા સીતેરને પણ ઠરાવી ૧૦
લીધા, ને જે શેહેરમાં તથા જે ઠામમાં તે પોતે
જવાનો હતો, તેમાં તેઓને બબેને પોતાની આગ-
લ મોકલયા. ને તેણે તેઓને કહ્યું કે ફશલ ૨
પુશકલ છે, પણ મજાુરો થોડાં છે, માટે તમે ફશલ-
ના ધણીની પરારથના કરો કે તે પોતાની ફશલ
સારૂ મજાુરોને મોકલે. ચાલયા જાઓ, જુઓ, હું ૩
તમને વરૂઓમાં ગેટાંનાં બચ્ચાં જેવા મોકલું છું.
વાંસલી કે જોહોણું કે જોડા લેતા ના, ને મારગે ૪
કોઇને શલામ કરતા ના. ને જે ઘરમાં તમે જાઓ ૫
તેમાં પેહેલાંથી કોહો કે આ ઘરનાંને કુશલતા થાઓ.

૬ ને જો કુશલતાનો દીકરો તાંહાં હોય તો તમારી
કુશલતા તેના પર લાગશે; પણ એ નહીં હોએ
૭ તો તે તમારી પાસે પાછી વલશે. ને તેજ ધરમાં
રોહો, ને જે તેઓની પાસે હોએ તે ખાતા પીતા
રેહેજો; કેમકે મજુર પોતાના વેતન જોગ છે; ઘેરે
૮ ઘેર જતા ના. ને જે કોઈ શેહેરમાં તમે જાઓ ને
તેઓ તમને આવકાર કરે, તો જે તેઓ તમારી
૯ આગલ મુકે તે ખાજો. ને તેમાંના અબલોને
સમા કરજો, ને તેઓને કેહેજો કે દેવનું રાજ તમારી
૧૦ પાસે આવચું છે. ને જે કોઈ શેહેરમાં તમે જાઓ,
ને તેઓ તમારો આવકાર નહીં કરે, તેના રસતા-
૧૧ ઓમાં જઈને કેહેજો કે, તમારા શેહેરની જે ધુલ
અમને વલગેછે તે પણ તમારી સામા અમે ખંખેરી-
નાંખીએછઈએ; તો પણ એ જાણો કે દેવનું રાજ
૧૨ તમારી પાસે આવચું છે. ને હું તમને કહુંછું કે તે
દાહાડે તે શેહેર કરતાં શદમનો હાલ વધતો સેહેલ
૧૩ થશે. ઓ ખોરાજીન તને અફસોસ છે! ઓ
બેથશઈદા તને અફસોસ છે! કેમકે જે પરાકરમી
કામ તમારામાં થયાં છે, તે જો સુર તથા શીદોનમાં
થયાં હોત, તો કેદાહાડાથી તેઓએ ટાટમાં તથા
૧૪ રાખમાં બેસીને પશચાતાપ કરયો હોત. પણ નયા-
ચકરણમાં તમારા કરતાં સુરનો તથા શીદોનનો હાલ
૧૫ સેહેલ પડશે. અને કાપરનાહુમ તું આકાશ લગી

ઉંચું થએલું છે, પણ તું મરતલોક લગી નીચું
નંખાશે. જે તમારૂં શાંભળેછે તે મારૂં શાંભળેછે; ૧૬
ને જે તમારો અનાદર કરેછે તે મારો અનાદર કરેછે;
ને જે મારો અનાદર કરેછે તે મારા મોકલનારનો
અનાદર કરેછે.
અને હરખ કરતા શીતેર પાછા આવયા, ને કહયું ૧૭
કે પરભુ તારા નામથી ભુતો પણ અમારા આગના-
ધારી છે. ને તેણે તેઓને કહયું કે મે શેતાનને ૧૮
વીજલીની પઠે આકાશથી પડતો જોયો. જાુઓ, ૧૯
સરપો પર તથા વીછુઓ પર પગ મુકવા માટે, તથા
શતરૂના બધા પરાકરમ ઉપર હું તમને અધીકાર
આપુંછું, ને કંઈ તમને દુ:ખ દેશે નહીં. પણ આત- ૨૦
માઓ તમારા આગનાધારી છે, એને લીધે હરખાઓ
મા, પણ તે કરતાં તમારાં નામ આકાશમાં લખેલાં
છે એને લીધે હરખાઓ. ને તે વેલાએ દશુએ ૨૧
મનમાં હરખ કીધો, ને કહયું કે ઓ બાપ, આકાશ
તથા પરથવીના ધણી, હું એ માટે તારી સતુતી કરૂંછું
કે, અનાનીઓથી તથા ડાયાઓથી એ વાત તેં
સંતાડી છે ને બાલકોને પરગટ કીધી; હા બાપ
કેમકે તારી પરસંનતા એમજ છે. સંધું મારા બાપથી ૨૨
મને સોંપેલું છે; ને દીકરો કોણ છે, એ બાપ વીના
બીજો કોઈ જાણતો નથી; ને બાપ કોણ છે, એ
દીકરા વીના તથા જેને દીકરો પરગટ કરવા ચાહે તે

૨૩ વીના બીજો કોઈ જાણતો નથી. ને તેણે શીશોની
ગમ ફરીને તેઓને એકાંત કહ્યું, કે જે તમે જુઓછો
૨૪ તેને જે આંખો જુએ તેઓને ધન છે. કેમકે હું
તમને કહુંછું કે, જે તમે જુઓછો તે ઘણા ભવીશ-
વાદીઓ તથા રાજાઓ જોવા ચાહાતા હતા પણ
તેઓએ જોયું નહીં; ને જે તમે શાંભલોછો તે
તેઓ શાંભલવા ચાહાતા હતા પણ તેઓએ શાંભ-
લયું નહીં.
૨૫ અને જુઓ એક પંડીત તેની પરીખશા કરવા
ઉભો થયો, ને કહ્યું કે ઉપદેશક, હું અનંત જીવન-
૨૬ નો વારસો પામું, એ સારૂ મારે શું કરવું? તેણે તેને
કહ્યું કે નીયમશાસતરમાં શું લખયું છે, તેં શું
૨૭ વાંચયું છે? ને તેણે ઉતર આપતાં કહ્યું કે તારા દેવ
પરભુ પર તારા આખા રદયથી, તથા તારા આખા
જીવથી, તથા તારા આખા સામરથથી, તથા તારી
આખી બુધીથી પરેમ કરવો, ને જેવો પોતા પર
૨૮ તેવો તારા પડોસી પર [પરેમ કરવો.] તેણે તેને
કહ્યું કે તેં ઠીક ઉતર આપયું; એમ કર, ને તું જીવન
૨૯ પામશે. ને તેણે પોતાને નયાઈ ઠરાવવા ચાહીને
૩૦ ઈશુને કહ્યું, તો મારો પડોસી કોણ છે? ને ઈશુએ
ઉતર આપતાં કહ્યું કે એક પુરૂશ યરૂશાલેમથી
ઈરીખો જતો હતો, તારે તે લુટારાઓના હાથમાં
પડયો; તેઓએ તેનાં લુગડાં ઉતારી લીધાં, ને તેને

ઘાએલ કરીને તેને અધમુઓ મુકીગયા. ને શંજોગ- ૩૧
થી એક યાજક તે મારગે આવયો, ને તે તેને
જોઈને બીજી બાજુથી ચાલયો ગયો. ને એજ ૩૨
તરેહ એક લેવી પણ તે ઠેકાણે આવયો, ને તે તેને
જોઇને બીજી બાજુથી ચાલયો ગયો. ને એક ૩૩
સમારી મારગે જતાં તેની પાસે આવયો, ને તેને
જોઇને તેને કરૂણા આવી. ને તે તેની પાસે ગયો, ૩૪
ને તેના ઘા પર તેલ તથા દરાખરસ રેડીને પાટો
બાંધયો, ને તેને પોતાના જાનવર પર બેસાડીને,
તેને ઉતરવાની શાલાએ લઈગયો, ને તેની સંભાલ
કીધી. ને બીજે દાહાડે જતી વેલા, તેણે બે દીનાર ૩૫
કાહાડીને ઉતરવાની શાલાના ધણીને આપયા, ને
તેને કહયું કે તેની સંભાલ રાખજે, ને જો તું એથી
વતો ખરચ કરશે તો હું પાછો આવીશ તારે તને
વાલી આપીશ. હવે તું શું ધારેછે, લુટારાના હાથમાં ૩૬
પડેલા માણસનો પડોસી એ તરણમાંનો કોણ હતો?
ને તેણે કહયું કે જેણે તેના પર કરૂણા કીધી તે; ને ૩૭
ઈશુએ તેને કહયું કે તું જા, ને એ પરમાણે કર.

અને એમ થયું કે તેઓ જતા હતા તારે તે એક ૩૮
ગામમાં ગયો; ને મારથા નામે એક બાયડીએ
પોતાને ઘેર તેને પહરોણો રાખયો. ને મરયમ ૩૯
નામે તેની એક બેહેન હતી, તે ઈશુના પગ આગલ
બેસીને તેની વાત શાંભલતી હતી. પણ મારથા ૪૦

ધણી સેવા સંબંધી ગભરાઈ, ને આવીને કહયું કે,
પરભુ મારી બેહેને મને સેવા કરવા એકલી મુકી છે;
તેની ચીંતા તું કરતો નથી? એ માટે તેને મારી સહા-
૪૧ યતા કરવાનું કેહે. ને ઈશુએ તેને ઉતર આપતાં
કહયું કે મારથા મારથા, તું ધણી વાતો સંબંધી ચીંતા
૪૨ કરેછે, તથા અકલામણ પામેછે. પણ એક વાતનું
અગત છે, ને મરયમે શારો ભાગ પસંદ કીધો છે,
તેની પાસેથી તે લઈ જવાશે નહીં.

૧૧ અને એમ થયું કે તે એક ઠેકાણે પરારથના
કરતો હતો, તે કરી ચુકયા પછી, તેના શીશોમાંના
એકે તેને કહયું કે, પરભુ યોહાને પોતાના શીશોને
પરારથના કરવા શીખવયું તેમ તું પણ અમને શી-
૨ ખવ. તારે તેણે તેઓને કહયું કે તમે પરારથના કરો,
તારે કોહો કે, આકાશમાંના અમારા બાપ, તારૂં નામ
પવીતર મનાઓ; તારૂં રાજ આવો; જેમ આકાશમાં
૩ તારી ઈછા પુરી થાએછે તેમ પરથવી પર થાઓ; અમા-
૪ રી દીવસની રોટલી આજ અમને આપ; ને અમારાં
પાપની અમને માફી કર, કેમકે અમે પણ અમારા
હરેક રૂણીને માફ કરીએછઈએ; ને અમને પરીકશામાં
૫ ન પાડ, પણ ભુંડાથી અમારો છુટકો કર. ને તેણે
તેઓને કહયું કે તમારામાંના કોઈને મીતર હોએ,
ને મધરાતે તે તેની પાસે જઈને એવું કેહે કે મીતર,
૬ મને તરણ રોટલા આપ; કેમકે મારો એક મીતર રસતે

જતાં મારે તાંહાં આવયો છે; ને તેની આગલ ખાવાનું
મુકવાનું મારી પાસે કંઈ નથી. ને માંહેથી તે ઉતર ૭
આપતાં કેહે કે મને તસદી ન દે, આમણા બારણું
બંધ છે, ને મારાં છોકરાં મારી પાસે બીછાના પર
છે, માટે હું ઉઠીને તને આપી શકતો નથી. હું તમને ૮
કહુંછું કે તે તેનો મીતર છે, એોને લીધે તે ઉઠીને તેને
આપે નહીં, તો પણ તેના આગરહને લીધેં તે ઉઠશે,
ને જે તેને જોઈએ તે તેને આપશે. ને હું તમને ૯
કહુંછું કે માગો ને તમને અપાશે, શોધો ને તમને
જડશે, ઠોકો ને તમારે સારૂ ઉઘડાશે. કેમકે જે કોઈ ૧૦
માગેછે તે પામેછે, ને જે શોધેછે તેને જડેછે, ને જે
ઠોકેછે તેને સારૂ ઉઘડાશે. કેમકે તમારામાંનો કોઈ ૧૧
બાપ હોએ, તેની પાસેથી જો છોકરો રોટલો માગે તો
શું તે તેને પથર આપશે, કે માછલી [માગે] તો શું તે
સાપ આપશે? અથવા તે ઈંડું માગે તો શું તેને વીછુ ૧૨
આપશે? માટે જો તમે ભુંડા છતાં તમારાં છોકરાંને ૧૩
શારી વસતુ આપી જાણોછો, તો તમારો આકાશ-
માંનો બાપ પોતાની પાસે જે માગે તેઓને પવી-
તર આતમા કેહેવી અધીકતાથી આપશે?

અને તે એક ભુતને કાહાડતો હતો, ને તે મુંગો ૧૪
હતો, ને એમ થયું કે ભુત નીકલયા પછી તે મુંગો
બોલયો, ને લોક અચરતી પામયા. પણ તેઓ- ૧૫
માંના કેટલાએકે કહયું કે ભુતોના અધીપતી બાલ-

૧૬ જેબુલ વડે, તે ભુતોને કાહાડેછે. ને બીજાઓએ
પરીકશા કરીને તેની પાસે આકાશની નીશાણી મા-
૧૭ ગી. પણ તેણે તેઓના વીચાર જાણીને તેઓને
કહ્યું કે, જે રાજ પોતાની સામું થાએછે, તે ઉજડ
થાએછે; ને જે ઘર ઘરને ઉલટું થાએછે, તે પડી-
૧૮ જાએછે, ને જો શેતાન પોતાની સામો થાએ તો
તેનું રાજ કેમ નીભે? કેમકે તમે કોહોછો કે, બાલ-
૧૯ જેબુલ વડે હું ભુતોને કાહાડુંછું. ને જો હું બાલ-
જેબુલ વડે ભુતોને કાહાડુંછું તો તમારા દીકરાઓ
કોણ વડે કાહાડેછે? માટે તેઓ તમારા પંચ થશે.
૨૦ પણ જો હું દેવની આંગલી વડે ભુતોને કાહાડુંછું તો
૨૧ દેવનું રાજ તમારી પાસે આવચું છે. બલવાન
માણુસ હથીઆર બાંધીને પોતાની હવેલીને સાચ-
૨૨ વેછે, તારે તેનો માલ સલામત રેહેછે. પણ તેના
કરતાં બલવાન આવીને તેને જીતે તારે તેના હથી-
આર જે પર તે ભરોશો રાખતો હતો તે લેછે, ને
તેની લુટ વેહેંચેછે. જે મારી સાથે નથી તે મારે ઉલટો
૨૩ છે, ને જે મારી સાથે સમેટતો નથી તે વેરીનાંખેછે.
૨૪ અશુધ આતમા માણુસમાંથી નીકલચા પછી ઉજડ
જગયાઓમાં વીશામો શોધતો ફરેછે, પણ તે જડતો
નથી, તારે તે કેહેછે કે મારા જે ઘરમાંથી હું નીક-
૨૫ લચો તેમાં હું પાછો જઈશ. ને તે આવેછે, એટલે
૨૬ વાલેલુ તથા શણગારેલું જણાએછે. તારે તે જઈને

પોતા કરતાં ભુંડા બીજા સાત આતમાઓને તેડી
લાવેછે, ને તેઓ માંહે આવીને તાંહાં રેહેછે, ને તે
માણસની છેલી અવસથા પેહેલી કરતાં ભુંડી થાએછે.
અને એમ થયું કે તે આ વાતો કેહેતો હતો, તારે ૨૭
લોકમાંથી એક બાયડીએ મોહોટે ધાંટે તેને કહયું
કે, જે પેટમાંથી તું જનમયો, ને જે થાનને તેં ધાવ-
યાં તેઓને ધન છે. પણ તેણે કહયું કે તે કરતાં જેઓ ૨૮
દેવની વાત શાંભલેછે ને તે પાલેછે તેઓને ધન છે. ને ૨૯
લોકોનો જથો થયો તેવારે તે કેહેવા લાગયો કે આ
પેહેડીના લોક ભુંડા છે, તેઓ નીશાણી માગેછે, પણ
યોના ભવીશવાદીની નીશાણી વીના બીજી નીશા-
ણી તેઓને અપાશે નહીં. કેમકે જેમ યોના નીન- ૩૦
વીઓને નીશાણી હતો, તેમ માણસનો દીકરો આ
પેહેડીના લોકને પણ થશે. દકશીણની રાણી આ ૩૧
પેહેડીનાં માણસની સાથે નયાયકાલે ઉઠશે, ને
તેઓને દંડ જોગ ઠરાવશે; કેમકે તે પરથવીના
છેડાથી શુલેમાનનું ગનાન શાંભલવા આવી, પણ
જુઓ શુલેમાન કરતાં હીઆં એક મોહોટો છે. નીન- ૩૨
વીનાં માણસ આ પેહેડીના લોકની સાથે નયાય-
કાલમાં ઉઠશે, ને તેઓને દંડ જોગ ઠેરવશે, કેમકે યોના-
ની વાર્તા શાંભલયાથી તેઓએ પસતાવો કીધો,
ને જુઓ યોના કરતાં હીઆં એક મોહોટો છે.
અને કોઈ માણસ દીવા કરીને તેને ગુપત ઠેકાણે ૩૩

કે માપાતલે મુકતો નથી, પણ દીવી પર કે જે માંહે
૩૪ આવે તેઓ તેનું અજવાલું જોએ. શરીરનો દીવો
આંખ છે, માટે જારે તારી આંખ નીરમલ છે, તારે
તારૂં આખું શરીર પરકાશીત છે. પણ તારી આંખ-
૩૫ માં વીકાર છે, તારે તારૂં શરીર અંધારૂં છે. તે સારૂ
તારામાં જે અજવાલું છે તે અંધકાર ન થાએ, માટે
૩૬ સાવધાન રેહે. એ માટે જો તારૂં આખું શરીર પર-
કાશીત હોએ, ને તેનો કોઈ ભાગ અંધકાર નહીં
હોએ તો તે આખું પરકાશીત થાએ, જેમ દીવાના
પરકાશથી અજવાલું પડેછે.
૩૭ અને તે બોલતો હતો, એટલામાં એક ફરોશીએ
તેને કહ્યું કે મારી સાથે જમવા આવ, ને તે માંહે
૩૮ જઇને બેઠો. ને જમવા પેહેલાં તે પાણીએ નાહ્-
૩૯ યો નહીં, તે જોઇને ફરોશી અચરતી પામયો. ને
પરભુએ તેને કહ્યું કે તમ ફરોશીઓ થાલી વાટકો
બાહારથી તો શુધ કરોછો, પણ તમારા માંહેનું
૪૦ જુલમે તથા ભુંડાઈએ ભરેલું છે. ઓ અણસમ-
જ્યા, જેણે બાહારનું બનાવયું તેણે માંહેનું પણ
૪૧ નહીં બનાવયું શું? પણ જે છે તેમાંથી દાન ધરમ
૪૨ કરો, એટલે જુઓ સંધું તમને શુધ છે. પણ તમ
ફરોશીઓને અફસોસ છે, કેમકે તમે ફુદનો તથા
વરીયાલી, તથા સંધી વનસપતીનો દશમો ભાગ
આપોછો; પણ નયાયકરણ તથા દેવની પરીતી

પડતાં મુકોછો; તે કરવાં, ને બીજાં ન મુકવાં જોઈ-
તાં હતાં. તમ ફરોશીઓને અફસોસ છે; કેમકે ૪૩
તમે સભાઓમાં મુખીઆસન તથા ચઉટામાં શલામો
ચાહોછો. શાસતરીઓ તથા ફરોશીઓ ઢોંગીઓ, ૪૪
તમને અફસોસ છે, કેમકે જે કબરો દેખાતી
નથી, ને તે ઉપર માણસો જાણયા વીના ચાલેછે
તેઓના જેવા તમે છો. તારે પંડીતોમાંના એકે ૪૫
તેને ઉતર આપતાં કહયું કે ઉપદેશક, એમ કેહેવાથી
તું અમને પણ મેહેણાં મારેછે. ને તેણે કહયું કે ૪૬
ઓ પંડીતો, તમને પણ અફસોસ છે, કેમકે ઉંચ-
કવાને કઠણ બોજો તમે માણસ પર ચહડાવોછો,
ને તમે પોતે તે બોજોને તમારી એક આંગલી
લગાડતા નથી. તમને અફસોસ છે, કેમકે તમે ૪૭
ભવીશવાદીઓની કબરોને બાંધોછો, ને તમારા
બાપ દાદાઓએ તેઓને મારીનાંખયા હતા. તમે ૪૮
તો સાકશી આપોછો કે તમારા બાપ દાદાઓનાં
કામ પસંદ કરોછો, કેમકે તેઓએ તેઓને મારી-
-નાંખયા હતા, ને તમે તેઓની કબરોને બાંધોછો.
એ માટે દેવના ગનાને કહયું કે ભવીશવાદીઓને ૪૯
તથા પરેરીતોને તેઓની પાસે મોકલીશ, ને તેઓ-
માંના કેટલાએકને તેઓ મારીનાંખશે ને સતાવશે.
એ માટે કે જગતની ઉતપતીથી સંધા ભવીશવાદી- ૫૦
ઓના વેહેવાડેલા લોહીનો બદલો આ પેહેડીના

૫૧ લોક પાસેથી લેવાશે. હાબેલના લોહીથી તે જાખ-
રીયાના લોહી સુધી, જે હોમવેદી તથા ઘરની વચ્ચે
વીનાશ પામયો, સરવનો બદલો આ પેહેડીના
૫૨ લોક પાસેથી લેવાશે એમ હું ખચીત કહુંછું. તમ
પંડીતોને અફસોસ છે, કેમકે તમે ગનાનની કુંચી
લઈ ગયાછો; તમે પોતે માંહે પેઠા નહીં, ને જે
૫૩ માંહે પેસતા હતા તેઓને તમે અટકાવયા. ને
તેઓને એ વાત કેહેતો હતો, તારે શાસતરીઓ તથા
ફરોશીઓ તેને ઘણા ચીહીડવવા તથા ઘણી વાતો
૫૪ સંબંધી ઉતર કેહેવડાવવા લાગયા. ને તેને તાકતા
રહીને, તેના પર દોશ મુકવા માટે તેના મોહોમાંથી
કંઈ વાત પકડવા ચાહી.

૧૨ હજારો લોક એકઠા થયા એવા કે તેઓ એક
બીજા પર પડતા હતા, તારે તેણે પેહેલાં પોતાના
શીશોને કેહેવા માંડયું કે ફરોશીઓનું ખીરૂ ઢોંગ છે
૨ તેથી સાવધાન રેહો. કારણ કે પરગટ નહીં કરાશે
એવું કાંઇ ઢંકાએલું નથી, ને નહીં જણાશે એવું કંઇ
૩ ગુપત નથી. તે લીધે જે તમે અંધારામાં કહયું છે
તે અજવાલામાં શંભલાશે, ને જે એકાંત ઠેકાણે
તમે કાનમાં કહયું હશે તે ધાબા પર પરગટ કરાશે.
૪ ને મારા મીતરો, હું તમને કહુંછું કે, જે શરીરને
મારીનાંખે, ને તાર પછી કાંઈ વીશેશ કરી શકશે નહીં,
૫ તેઓથી બીહો મા. પણ તમારે કોણથી બીહીવું

તે હું તમને ચેતાવુંછુ, મારીનાંખયા પછી નરકમાં
નાંખીદેવાને જેનો અધીકાર છે તેથી બીહો, હા હું
તમને કહુંછું કે તેથીજ બીહો. શું પાંચ ચલી બે ૬
સવાયાએ વેચાતી નથી? પણ દેવથી તેઓમાંની
એક વીશરાએલી નથી. ને તમારા માથાના નીમાલા ૭
પણ સંધા ગણેલા છે, માટે બીહો મા, ધણી
ચલીઓ કરતાં તમે અધીક છો. ને હું તમને કહુંછું ૮
કે માણસ આગલ જે કોઇ મને માનશે તેને દેવના
દુતો આગલ માણસનો દીકરો માનશે. પણ માણસ ૯
આગલ જે કોઇ મને નાકબુલ કરશે તે દેવના દુતો
આગલ નાકબુલ થશે. ને જે કોઇ માણસના ૧૦
દીકરાને વીરૂધ શબ્દ કેહે, તેની માફી કરાશે, પણ
જે પવીતર આતમાનું દુરભાશણ કરે તેની માફી
કરાશે નહીં. ને જારે તમને સભાઓમાં તથા ૧૧
અધીપતીઓ તથા અધીકારોની આગલ લઈજશે,
તારે તમે ચીંતા ન કરો કે, શી તરેહનું અથવા કયું
પરીઉતર આપીએ, અથવા શું કહીએ, કેમકે જે તમારે ૧૨
કેહેવું તે પવીતર આતમા તે ધડીએ તમને શીખવશે.

અને લોકમાંના એકે તેને કહયું કે ઉપદેશક મારા ૧૩
ભાઇને કેહે કે, તે મારી સાથે વારસો વેહેંચે. ને ૧૪
તેણે તેને કહયું કે માણસ, મને તમારા પર નયા-
યાધીશ કે વેહેંચી આપનાર કોણે ઠેરવયો. ને તેણે ૧૫
તેઓને કહયું કે જોજો લોભથી સાવધાન રેહો,

કેમકે કોઇને પુશકલ છતાં, તેની સંપત ઉપરથી તેનું
૧૬ જીવન નથી. ને તેણે તેઓને દરશટાંતે કહ્યું કે
એક ધનવાન માણસની ભુંઈની ઘણી ઉપજ થઈ.
૧૭ ને તેણે મનમાં વીચાર કરીને કહ્યું કે, હું શું કરૂં
કેમકે મારી ઉપજ ભરી મુકવાને મારે જગયા નથી.
૧૮ ને તેણે કહ્યું કે હું આમ કરીશ, મારી વખારોને હું
પાડી નાંખીશ, ને તે કરતાં મોહોટી બંધાવીશ, ને
તાંહાં મારી બાધી ઉપજ તથા મારી શારી વસતુ હું
૧૯ ભરી મુકીશ. ને હું મારા જીવને કહીશ કે ઓ જીવ
ઘણાં વરશ લગી શારી વસતુઓ ઘણી તારે સારૂ
રાખી મુકેલી છે, વીશામો કર, ખા, પી, આનંદ કર.
૨૦ ને દેવે તેને કહ્યું કે, મુરખ, આજ રાતરે તારો જીવ
તારી પાસેથી પાછો માગી લેવાશે, તારે જે તેં સીધ
૨૧ કરયું છે તે કોણનું થશે. જે પોતાને સારૂ દરવ એકઠું
કરેછે, ને દેવની ગમ ધનવાન નથી, તે તેના જેવો છે.
૨૨ ને તેણે પોતાના શીશોને કહ્યું, એ માટે હું તમને
કહુંછું કે તમારા જીવ સારૂ ચીંતા ન કરો કે, અમે શું
૨૩ ખાઈશું, ને શરીરને સારૂ કે અમે શું પેહેરીશું. ખાવા-
ના કરતાં જીવ અધીક છે, ને વસતર કરતાં શરીર
૨૪ અધીક છે. કાગડાઓનો વીચાર કરો, તેઓ તો
વાવતા નથી ને કાપતા નથી, તેઓની પાસે વખાર
કે ખલી નથી, તો પણ દેવ તેઓને પાલેછે તમે
૨૫ પકશીઓ કરતાં કેહેવા અધીક છો? ને ચીંતા કરયાથી

તમારામાંનો કોણ પોતાના કદને એક હાથભર
વધારી શકેછે? માટે જો તમે સરવથી નાહાનું કરી ૨૬
શકતા નથી, તો બીજાની ચીંતા કેમ કરોછો? જંગલી ૨૭
શોશનનો વીચાર કરો કે, તેઓ કેહેવાં વધેછે, તેઓ
ઉદયોગ કરતાં નથી, ને કાંતતાં નથી, પણ હું તમને
કહુંછું કે શુલેમાન પોતાનો સઘલો વૈભવ છતાં,
તેઓમાંના એકના જેવો પેહેરેલો ન હતો. હવે ૨૮
ઘાશ આજ ખેતરમાં છે, ને કાલે ભઠીમાં નંખાએ,
તેને જો દેવ એવું પેહેરાવેછે તો અલ્પવીશવાસી તે
તમને કેહેવું અધીક પેહેરાવશે? ને અમે શું ખાઈશું ૨૯
અથવા શું પીશું, એનો શોધ ન કરો, ને સંદેહ
મનમાં ન આણો. કેમકે જગતના સઘલા લોકો ૩૦
એ સંધાં વાનાં શોધેછે, પણ તમારો બાપ જાણે
છે કે એ વાનાંનું તમને અગત છે. તે કરતાં તમે ૩૧
દેવનું રાજ શોધો, ને તેના સમેત એ સંધાં તમને
મલશે. ઓ નાહાની ટોલી બીહી મા, કેમકે તમને ૩૨
રાજ આપવાને તમારો બાપ પરસંન છે. તમારાં ૩૩
વેચીનાંખો, ને દાનધરમ કરો, જાુની નહીં થાએ
એવી થેલીઓ, અકશય દરવ આકાશમાં પોતાને
સારૂ કરો, જાંહાં ચોર આવતો નથી, ને કીડો ખાઈ
જતો નથી. કેમકે જાંહાં તમારૂં દરવ છે તાંહાં તમારૂં ૩૪
મન પણ રેહેશે. તમારી કમરો બાંધેલી તથા દીવા ૩૫
શલગેલા રાખો. ને જે માણસો પોતાના ધણીની ૩૬

વાટ જુએછે કે વીવાહમાંથી તે કેવારે પાછો આવશે,
એ માટે કે તે આવીને ઠોકે એટલે તેઓ તતકાલ તેને
૩૭ સારૂ ઉઘાડે, તેઓના જેવા તમે થાઓ. જે દાસોનો
ધણી આવીને જાગરૂત જોશે, તેઓ ધન છે; હું
તમને ખચીત કહુંછું કે તે કમર બાંધીને તેઓને
જમવા બેસાડશે, ને આવીને તેઓની સેવા કરશે.
૩૮ ને જો તે બીજે પોહોરે આવે, કે તરીજે પોહોરે આવે,
૩૯ ને તેઓને એમ જુએ, તો તે દાસ ધન છે. પણ
એમ જાણો કે જો ઘરધણી જાણતો હોત કે કહી
ઘડીએ ચોર આવશે, તો તે જાગરૂત રેહેત, ને પોતા-
૪૦ નાં ઘરમાં ખાતર પાડવા ન દેત. ને તમે પણ સીધ
રેહો, કેમકે જે ઘડી તમારા ધયાનમાં નથી તે ઘડીએ
૪૧ માણુસનો દીકરો આવશે. તારે પીતરે તેને કહયું કે
પરભુ તું આ દરશટાંત અમને, કે સરવને પણ કેહેછે?
૪૨ ને પરભુએ કહયું તો જે વીશવાસુ તથા વીવેકી ચાક-
રનો ધણી પોતાનાં ઘરનાને વખતે વખત અંન
૪૩ આપવા સારૂ ઠેરાવશે તે કોણ છે? જે દાસને તેનો
૪૪ ધણી આવીને એમ કરતો જોશે તે ધન છે. હું તમને
સાચું કહુંછું કે તે પોતાની સરવ વસતુ પર તેને ઠેર-
૪૫ વશે. પણ જો તે દાસ પોતાના મનમાં કેહેશે કે
મારા ધણીને આવતાં વાર લાગેછે, ને તે દાસોને
તથા દાસીઓને મારવા તથા ખાવાપીવા તથા
૪૬ પીધેલો થવા લાગશે; તો જે દાહાડે તે વાટ જોતો

નથી, ને જે ઘડીએ તે જાણતો નથી, તેવામાં તે
દાસનો ધણી આવશે, ને તેને કાપીનાંખશે, ને
તેનો ભાગ અવીશવાસીઓની સાથે ઠેરવશે. ને જે ૪૭
દાસ પોતાના ધણીની ઈછા જાણીને, પોતે સીધ
થયો ન હતો, ને તેની ઈછા પરમાણે કીધું ન હતું,
તે ઘણા માર ખાશે. પણ જેણે વગર જાણ્યા ફટકા ૪૮
જોગ કામ કીધું, તે થોડા માર ખાશે, કેમકે જે કોઈને
ઘણું આપેલું છે, તેની પાસેથી ઘણું મગાશે, ને જેને
ઘણું સોંપેલું છે તેની પાસેથી વીશેશ મગાશે.

હું પરથવી પર અગની શલગાવવા આવયો છું, ૪૯
ને જો અમણા શલગેલો હોએ તો હું શું ચાહું? ને ૫૦
મારે પામવાનું એક બાપતીસમા છે ને તે પુરૂં થાએ,
તાંહાં સુધી મને કેવી તંગી લાગેછે. શું તમે ધારોછો ૫૧
કે પરથવી પર શાંતી કરાવવા હું આવયો છું? હું
તમને કહુંછું કે ના, પણ તે કરતાં ફુટ પાડવા. કેમકે ૫૨
હવેથી એક ઘરમાં પાંચ મધે ફુટ પડશે, એટલે તરણ
બેની સામા, ને બે તરણની સામા થશે. બાપ ૫૩
દીકરાની સામો, તથા દીકરો બાપની સામો, ને મા
દીકરીની સામી, ને દીકરી માની સામી, શાશુ પોતા-
ની વહુની સામી, ને વહુ શાશુની સામી થશે.

અને તે લોકોને કેહેવા લાગયો કે, તમે પશ્ચી- ૫૪
મથી વાદલી નીકલતી જુઓછો, તેવારે તમે કોહોછો
કે ઝાપટું આવશે, ને એમજ થાએછે. ને જારે ૫૫

દકશીણુનો વા વાએ તારે તમે કોહોછો, કે તાપ થશે,
૫૬ ને એમજ થાએછે. ઢોંગીઓ, પરથવીનું તથા
૫૭ આકાશનું રૂપ તમે પારખી જાણોછો, તો આ કાલ
કેમ પારખતા નથી? ને જે નચાચ છે તે તમે પોતે
૫૮ કેમ ઠેરવતા નથી? તું તારા વાદીની સાથે અધીકારીની
આગલ જાએછે, એટલામાં મારગે તું તેનાથી છુટકો
પામવા સારૂ જતન કર, રખે તે તને નચાચાધીશ
આગલ તાણી લઈજાએ, ને નચાચાધીશ તને
ચોબદારને સવાધીન કરે, ને ચોબદાર તને બંધી-
૫૯ ખાનામાં નાંખે. હું તને કહુંછું કે તું છેલી દમડી
ચુકવશે, તાંહાં સુધી તું તાંહાંથી નીકલશે નહીં.
૧૩ અને તે વેલાએ કેટલાએક તાંહાં હતા, તેઓએ
ગાલીલીઓ સંબંધી તેને કહયું, જેઓનું લોહી
૨ પીલાતે તેઓના જગન સાથે મેલવચું હતું. ને ઈશુએ
તેઓને ઉતર આપતાં કહયું કે, આ ગાલીલીઓએ
એટલું ભોગવચું હતું, માટે સંધા ગાલીલીઓ કરતાં
૩ તેઓ પાપી હતા એમ તમે ધારોછો શું? હું તમને
કહુંછું કે ના, પણ જો તમે પસતાવો કરશો નહીં, તો
૪ તમે સરવ તેજ પરમાણે નાશ પામશો. અથવા
શીલોઅમમાં અરાડ માણસ પર બુરૂજ પડચો,
ને તેઓને મારીનાંખચા, તેઓ યરૂશાલેમમાંના
સરવ રેહેવાસી માણસ કરતાં રૂણીઓ હતા એમ
૫ તમે ધારોછો શું? હું તમને કહુંછું કે ના, પણ જો

તમે પસતાવો કરશો નહીં, તો તમે સરવ તેમજ
નાશ પામશો.
અને તેણે એ દરશટાંત કહયું કે કોઈએકને પોતાની ૬
દરાખવાડીમાં રોપેલી એક અંજીરી હતી. તે પર તે
ફલ શોધતો આવયો, પણ કંઈ જડયું નહીં. તારે ૭
તેણે દરાખવાડીના માલીને કહયું કે, જો, તરણ વરશ
થયાં આ અંજીરી પર હું ફલ શોધતો આવયો ને
કંઈ જડયું નહીં, તેને કાપીનાંખ, તે ભુંઈને કેમ
રોકેછે? ને તેણે તેને ઉતર આપતાં કહયું કે, સાહેબ, ૮
તેને આ વરશ પણ રેહેવા દે, કે હું તેની આસપાસ
ખોદું, ને ખાતર નાખું; ને જો તેને ફલ આવે તો ૯
શારૂં, નહીં તો પછી તેને કાપીનાંખ.
અને વીશરામવારે તે એક સભામાં ઉપદેશ કરતો ૧૦
હતો. ને જુઓ, અરાડ વરશ થયાં મંદવાડના ૧૧
આતમા વલગેલી એક બાયડી હતી, તે કુબડી હતી,
ને કોઈ તરેહથી સમી થઈ ન શકી. ને ઈશુએ તેને ૧૨
જોઇને તેને બોલાવીને કહયું કે, બાયડી, તારા
મંદવાડથી તું છુટી થઈ. ને તેણે તેના પર હાથ ૧૩
મુકયા, ને તરત તે સમી થઈ, ને દેવની સતુતી કીધી.
ને વીશરામવારે ઈશુએ તેને સમી કીધી, માટે ૧૪
સભાના અધીકારીએ ગુસો થઈને ઉતર આપતાં
લોકને કહયું કે, છ દાહાડા છે જેમાં કામ કરવું જોઈએ,
તેમાં તમે સમા થવા આવો, પણ વીશરામવારે

૧૫ નહીં. તારે પરભુએ તેને ઉતર આપતાં કહયું કે
ઢોંગી, તમારામાંનો હરેક પોત પોતાના બલદને
તથા ગધેડાને ગભાણમાંથી છોડીને વીશરામવારે
૧૬ પાવા સારૂ લઈ જતો નથી શું? ને આ બાયડી
ઈબરાહીમની દીકરી છતાં, અરાડ વરશ થયાં, શેતા-
નથી બાંધેલી છે, તેને વીશરામવારે આ બંધનથી
૧૭ છોડવી જોઈતી ન હતી શું? ને તેણે એ વાત કહી,
તારે તેના સંધા વૈરીઓ લજવાયા, ને જે મહીમા-
વંત કામો તેનાથી થયાં, તેને લીધે સંધા લોકે
હરખ કીધો.
૧૮ અને તેણે કહયું કે દેવનું રાજ શાના જેવું છે? ને
૧૯ હું તેને શાની ઉપમા આપું? તે એક પીલુના બીજ
જેવું છે, જેને એક જણે લઈને પોતાની વાડીમાં
નાંખયું, ને તે વધયું ને તે મોહોટું ઝાડ થયું, ને
આકાશના પખશીઓએ તેની ડાલીઓ પર વાસો
૨૦ કીધો. ને વલી તેણે કહયું કે હું દેવના રાજને શાની
૨૧ ઉપમા આપું? તે ખીશ જેવું છે, જેને એક બાય-
ડીએ લઈને તરણ માપના લોટમાં ધાલી મુકયું, ને
પછી તે બધું ખીરાવાલું થઈ ગયું.
૨૨ અને તે યરૂશાલેમ ભણી મુસાફરી કરતાં, શેહેરે
૨૩ શેહેર તથા ગામે ગામ ઉપદેશ કરતો ગયો, ને એક
જણે તેને કહયુંકે પરભુ તારણ પામનાર થોડા છે શું?
૨૪ ને તેણે તેઓને કહયું કે, શાંકડા બારણાથી પેશવાને

કશટ કરો, કેમકે હું તમને કહુંછું કે ઘણા પેશવા
ચાહાશે, પણ શકશે નહીં. જેવારે ઘરધણી ઉઠીને ૨૫
બારણું બંધ કરશે, ને તમે બાહાર ઉભા રહીને
બારણું ઠોકવા માંડશો, ને કેહેશો કે પરભુ, પરભુ,
અમારે સારૂ ઉઘાડ, ને તે તમને ઉતર આપતાં કેહેશે
કે, હું તમને ઓળખતો નથી કે તમે કાંહાંના છો.
તારે તમે કેહેવા લાગશો કે, અમે તારી આગલ ખાધું ૨૬
પીધું હતું, ને તેં અમારા રસતાઓમાં ઉપદેશ કીધો
હતો. ને તે કેહેશે કે હું તમને કહુંછું કે તમને ઓલ- ૨૭
ખતો નથી કે તમે કાંહાંના છો. અનયાયપણું
કરનારા તમે સરવ મારી પાસેથી જાઓ. જારે તમે ૨૮
ઈબરાહીમને તથા ઈસહાકને તથા યાકુબને તથા
સંધા ભવીશવાદીઓને દેવના રાજમાં, અને પોતાને
બાહાર કાહાડી મુકાયલા જોશો, તારે રડવું તથા
દાંત પીસવું થશે. ને તેઓ પુરવ તથા પશચીમથી, ૨૯
ને ઉતર તથા દખશીણથી આવશે, ને દેવના રાજમાં
બેસશે. ને જુઓ જે છેલા તેઓ પેહેલા થશે, ને ૩૦
જે પેહેલા તેઓ છેલા થશે.

તે દાહાડે કેટલાએક ફરોશીઓએ તેની પાસે ૩૧
આવીને કહયું કે હીઆંથી નીકલીને જા, કેમકે
હેરોદ તને મારીનાંખવા ચાહેછે. ને તેણે તેઓને ૩૨
કહયું કે તમે જઈને તે લોંકડાને કોહો, જુઓ, આજ
તથા કાલ હું ભુતોને કાહાડુંછું, ને રોગમોચન કરૂંછું,

૩૩ ને તીજે દાહાડે હું પુરો કરાઈશ. તો પણ આજ
તથા કાલે તથા પરમ દાહાડે, મારે ચાલવું જોઈએ,
કેમકે કોઈ ભવીશવાદી યરૂશાલેમથી બાહાર નાશ
૩૪ પામે એવું થઈ શકતું નથી. ઓ યરૂશાલેમ,
યરૂશાલેમ, ભવીશવાદીઓને મારીનાંખનાર, તથા
તારી પાસે મોકલેલાઓને પથરે મારનાર, જેમ
મુરઘી પોતાનાં બચ્ચાં પાંખો તલે એકઠાં કરેછે, તેમ
મે કેટલી વાર તારાં છોકરાંને એકઠાં કરવાનું ચાહયું,
૩૫ પણ તમે ચાહયું નહીં. જુઓ તમારૂં ઘર તમારે સારૂ
ઉજડ મુકાચું છે, ને હું તમને ખચીત કહુંછું, કે તમે
કેહેશો કે પરભુને નામે જે આવેછે તે સતુતીમાન છે,
એવી વેલા આવે તાંહાં સુધી તમે મને જોશો નહીં.
૧૪ અને એમ થયું કે મુખી ફરોશીઓમાંના એકને
ઘેર વીશરામવારે તે રોટલી ખાવા જતો હતો, તારે
૨ તેઓ તેના પર તાકતા રેહેતા હતા. ને જુઓ,
૩ એક જલંદરી માણુસ તેની આગલ હતો. ને ઈશુએ
પંડીતોને તથા ફરોશીઓને ઉતર આપતાં કહયું કે
૪ વીશરામવારે સમું કરવું ઉચીત છે કે નહીં? ને તેઓ
છાના રહયા, ને તેણે તેને લઈને શારો કીધો, ને
૫ તેને વીદાય કીધો. ને તેઓને ઉતર આપતાં કહયું
કે, તમારામાંના કોઈનું ગધેડું અથવા બલદ ખાડામાં
પડે, તો તરત વીશરામવારે તેને નહીં કાહાડે શું?
૬ ને એ વાતોનું પરીઉતર તેઓ તેને આપી શકયા નહીં.

અને નોહોતરેલાઓએ મુખી આસનો પસંદ ૭
કીધાં, તે જોઈને તેણે તેઓને દ્રશટાંતે કહ્યું. કોઈ ૮
તને લગનમાં નોહોતરે તારે મુખી આસન પર ન
બેસ, રખે તારા કરતાં કોઈ સનમાની નોહોતરેલો
હોએ; ને જેણે તને તથા તેને નોહોતરયા તે ૯
આવીને તને કેહે કે, એને જગા આપ, એટલે તું
લજવાઈને નીચે ઠેકાણે બેસવા માંડશે. પણ કોઈ ૧૦
તને નોહોતરે તારે નીચે ઠેકાણે જઈ બેસ, કે જેણે
તને નોહોતરયો તે આવે, તારે તે તને કેહે કે મીતર,
ઉપર આવ, તારે તારી સાથે બેઠેલાઓની આગલ
તને માન થશે. કેમકે જે પોતાને ઉંચો કરેછે તે નીચો ૧૧
કરાશે, ને જે પોતાને નીચો કરેછે તે ઉંચો કરાશે.
ને જેણે તેને નોહોતરયો હતો તેને તેણે કહ્યું કે ૧૨
જારે તું જમણ કે વાલુ કરે, તારે તારા મીતરોને, કે
તારા ભાઈઓને, કે તારા સગાઓને, કે શરીમંત
પડોસીઓને ન બોલાવ, રખે તેઓ તને પાછા
નોહોતરે, ને તને બદલો મલે. પણ જારે તું ઉજાણી ૧૩
કરેછે, તારે દરીદરીઓને, ટુંડાઓને, લંગડાઓને, તથા
આંધલાઓને બોલાવ. ને તું ધન થશે; કેમકે ૧૪
તને પાછું આપવાનું તેઓની પાસે કંઈ નથી, પણ
નયાઈઓના પુનરૂતથાનમાં તને પાછું અપાશે.
અને તેની સાથે બેઠેલાઓમાંના એકે એ વાત ૧૫
શાંભલીને કહ્યું કે, દેવના રાજમાં જે રોટલી ખાશે

૧૬ તેને ધન છે. તારે તેણે તેને કહયું કે, કોઈએક માણસે
૧૭ મોહોટું વાલુ કરાવયું, ને ઘણાને નોહોતરયા. ને
વાલુના વખતે તેણે પોતાના દાસને નોહોતરેલા-
ઓને એમ કેહેવા મોકલયો, કે આવો, સંધું સીધ
૧૮ થયું છે. ને સરવ એક સંપથી બાહાનું કાહાડવા
લાગયા; પેહેલાએ તેને કહયું કે મે ભુંઈ વેચાતી
લીધી, મારે જઈને તે જોવાનું અગત છે, હું તારી
૧૯ વીનંતી કરૂંછું કે મને માફ કર. ને બીજાએ કહયું કે
મે પાંચ જોડ બલદ વેચાતા લીધા, ને તેઓને
પારખવા જાઉંછું, હું તારી વીનંતી કરૂંછું કે મને માફ
૨૦ કર. ને બીજાએ કહયું કે હું બાયડીને પરણયો,
૨૧ માટે મારાથી અવાશે નહીં. પછી તે દાસે આવીને
પોતાના ધણીને એ વાત કહી; તારે ઘરધણીએ ગુશે
થઈને પોતાના દાસને કહયું કે, શેહેરના રસતાઓએ,
તથા ગલીઓએ તરત જઈને દરીદરીઓને તથા ટુંડા-
ઓને તથા લંગડાઓને તથા આંધલાઓને હીઆં
૨૨ તેડી લાવ. ને તે દાસે કહયું કે સાહેબ, તારા હુકમ
૨૩ પરમાણે થયું, તો પણ હજી જગા છે. ને ધણીએ
દાસને કહયું કે શડકને રસતે તથા પગદંડે જઈને
તેઓને આગરહ કરીને આણ, કે મારૂં ઘર ભરાઈ
૨૪ જાએ. કેમકે હું તમને કહુંછું કે જે માણસ નોહોતરા-
એલા હતા તેઓમાંનો કોઈ મારૂં વાલુ ચાખશે નહીં.
૨૫ અને ઘણા લોક તેની સાથે જતા હતા, ને તેણે

ફરીને તેઓને કહયું કે, જો કોઈ મારી પાસે આવે, ૨૬
ને પોતાના બાપનો તથા માનો તથા વહુનો તથા
છોકરાંનો તથા ભાઈઓનો તથા બેહેનોનો તથા
પોતાના જીવનો પણ દવેશ ન કરે, તો તે મારો શીશ
થઈ શકતો નથી. ને જે કોઈ પોતાનો વધસથંભ ૨૭
ઊંચકીને મારી પાછલ આવતો નથી, તે મારો શીશ
થઈ શકતો નથી. કેમકે તમારામાંનો કોઈ બુરૂજ ૨૮
બાંધવા ચાહે, તો તે પેહેલાં બેસીને ખરચ ગણશે
નહીં શું, કે પુરો કરવા સારૂ મારી પાસે છે કે નહીં?
રખે કદાપી પાયો નાંખયા પછી તે પુરો કરી શકશે ૨૯
નહીં, તારે જે જુએ તેઓ સરવ તેની મશખરી કરીને
કેહેવા લાગે કે, આ માણસે બાંધવા માડયો, પણ ૩૦
પુરો કરી શકયો નહીં. અથવા કોઈ રાજા બીજા ૩૧
રાજાની સાથે લડવા જતો હોએ, તો તે પેહેલાં
બેસીને વીચાર કરશે નહીં શું, કે જે વીશ હજાર
સાથે મારી સામા આવેછે, તેને હું દશ હજાર સાથે
સામો થઇ શકીશ કે નહીં? નહીં તો બીજો હજી ૩૨
ઘણો વેગલો છે, એટલામાં તે વકીલોને મોકલીને
સલાહ કરવાનું માગશે. તે પરમાણે તમારામાંનો ૩૩
જે કોઈ પોતાની સરવ વસતુઓને તયાગ કરતો
નથી, તે મારો શીશ થઈ શકતો નથી. મીઠું શારૂં છે, ૩૪
પણ જો મીઠું નીસવાદ હોએ, તો શાથી ખારૂં કરાશે?
તે ભુંઈને વાસતે, અથવા ખાતરને વાસતે જોગ ૩૫

નથી; પણ તેને બાહાર નાંખીદેછે; જેને શાંભલ-
વાને કાન છે તેણે શાંભલવું.
૧૫ અને તેનું શાંભલવા સારૂ સધલા દાણીઓ તથા
૨ પાપીઓ તેની પાસે આવચા હતા. ને ફરોશીઓએ
તથા શાસતરીઓએ માહોમા કચકચ કરીને કહચું કે,
આ માણસ પાપીઓનો અંગીકાર કરેછે, ને તેઓની
૩ સાથે ખાએછે. ને તેણે તેઓને આ દરશટાંત કહચું કે,
૪ તમારામાં એવું કહ્યું માણસ હોએ કે, જો તેને શો
ગેટાં હોએ, ને તેઓમાંનું એક ખોવાએ, તો તે
રાનમાં નવાણું મુકીને ખોવાએલું જડે તાંહાં લગી
૫ તેના શોધમાં નહીં જાએ? ને તે જડયા પર તે
૬ હરખ કરીને પોતાની ખાંધ પર ચહડાવેછે. ને ઘેર
આવીને મીતરોને તથા પડોસીઓને બોલાવેછે, ને
તેઓને કેહેછે કે મારી સાથે હરખ કરો, કેમકે મારૂં
૭ ગેટું ખોવાચું હતું તે મને જડચું. હું તમને કહુંછું કે,
તેમ નવાણું નચાચીઓ જેઓને પસતાવાનું અગત
નથી, તેઓ કરતાં એક પાપી પસતાવો કરે તેના પર
૮ આકાશમાં હરખ થશે. અથવા કહી બાયડી એવી
હોએ કે જો તેને દશ કોડી હોએ, ને તેઓમાંની એક
કોડી ખોએ, તો તે દીવો કરીને ઘર વાલીને, જડે
૯ તાંહાં લગી તેનો શોધ શારી પઠે નહીં કરે? ને તે
જડયા પર તે મીતરોને તથા પડોસીઓને બોલા-
વીને કેહેછે, કે મારી સાથે હરખ કરો, કેમકે જે કોડી

મે ખોઈ હતી, તે મને જડી. હું તમને કહુંછું કે તેમ ૧૦
એક પાપી પસતાવો કરે, તેના પર દેવના દુતોની
આગલ હરખ થાએછે.
અને તેણે કહયું કે એક માણુસને બે દીકરા હતા. ૧૧
ને તેઓમાંના નાહાનાએ બાપને કહયું કે બાપ ૧૨
સંપતનો પોહોંચતો ભાગ મને આપ, ને તેણે
તેઓને પુંજી વેહેંચી આપી. ને થોડા દાહાડા પછી, ૧૩
નાહાનો દીકરો સઘલું એકઠું કરીને વેગલા દેશમાં
ગયો, ને તાંહાં સુખભોગે પોતાની સંપત ઉડાવી
નાંખી. ને તેણે સંધું ખરચીનાંખયું, તાર પછી ૧૪
તે દેશમાં મોહોટો દકાલ પડયો, ને તેને તંગી થવા
લાગી. ને તે જઈને તે દેશના વતનીઓમાંના એકને ૧૫
વલગી રહયો, ને તેણે પોતાના ખેતરમાં ભુંડોને
ચારવા સારૂ તેને મોકલયો. ને જે છોતરાં ભુંડો ૧૬
ખાતાં હતાં તેમાંથી પોતાનું પેટ ભરવાને તેની ઈછા
હતી, પણ કોઈએ તેને કંઈ આપયું નહીં. ને તે ૧૭
સાવચીત થયો, તારે તેણે કહયું કે મારા બાપના
કેટલા મજાુરોને પુશકલ રોટલા છે, પણ હું તો ભુખે
વીનાશ પામુંછું. હું ઉઠીને મારા બાપની પાસે જઈ- ૧૮
શ, ને તેને કહીશ કે, બાપ મે આકાશ સામા તથા
તારી આગલ પાપ કીધું છે. ને હવે તારો દીકરો કેહે- ૧૯
વાવા હું જોગ નથી, મને તારા મજાુરોમાંના એકના
જેવો ગણ. ને તે ઉઠીને પોતાના બાપની પાસે ૨૦

ગયો, ને તે હજી ઘણો વેગલો હતો તારે તેના બાપે
તેને દીઠો, ને તેને કરૂણા આવી, ને તે દોડીને તેની
૨૧ કોટે વલગયો, ને તેને ચુંબન કીધું. ને દીકરાએ તેને
કહ્યું કે બાપ, મે આકાશ સામા તથા તારી આગલ
પાપ કીધું છે, ને હવે તારો દીકરો કેહેવાવા હું જોગ
૨૨ નથી. પણ બાપે પોતાના દાસને કહ્યું કે ઉતમ
વસતર લઈ આવો, ને એને પેહેરાવો, ને એને હાથે
૨૩ વીંટી ઘાલો, ને પગમાં જોડા પેહેરાવો. ને પાલેલા
વાછરડાને લાવીને કાપો, ને આપણે ખાઈને આનંદ
૨૪ કરીએ. કેમકે આ મારો દીકરો મુઓ હતો, પણ પાછો
જીવતો થયો છે, ને ખોવાએલો હતો, પણ જડયો
છે, ને તેઓ આનંદ કરવા લાગયા.
૨૫ અને તેનો વડો દીકરો ખેતરમાં હતો, ને તે ઘરની
પાસે આવી પોહોંચયો, તારે તેણે રાગ તથા નાચ
૨૬ શાંભલયા. ને તેણે ચાકરોમાંના એકને બોલાવીને
૨૭ પુછયું કે, આ શું છે? ને તેણે તેને કહ્યું કે તારો
ભાઈ આવયો છે, ને તારા બાપે પાલેલા વાછરડાને
કપાવયો, કેમકે તે તેને સાજો પાછો મલયો છે.
૨૮ ને તે ગુસે થયો, ને માંહે આવવાની તેની ખુશી
નોહોતી, માટે તેના બાપે બાહાર આવીને તેને
૨૯ સમજાવયું. ને તેણે ઉતર આપતાં બાપને કહ્યું
કે, જો, આટલાં વરશ હું તારી ચાકરી કરૂંછું, ને તારી
આગના મે કદી ઉલંઘી નથી, તો પણ મારા મીત-

રની સાથે ખુશી કરવાને, તેં મને બકરૂં પણ કદી
નોહોતું આપયું. પણ આ તારો દીકરો જેણે કસબે- ૩૦
ણોની સાથે તારી સંપત ખાઈ નાંખી, તેના આવ-
તાંજ તેં તેને સારૂ પાલેલા વાછરડાને કપાવયો.
ને તેણે કહ્યું કે દીકરા, તું મારી સાથે નીત છે, ને ૩૧
મારૂં સઘલું તારૂં છે. આપણે તો ખુશી થવું તથા ૩૨
હરખ કરવો જોઈતાં હતાં, કેમકે આ તારો ભાઈ
મુઓ હતો, પણ પાછો જીવતો થયો છે, ને ખોવા-
એલો હતો, પણ જડયો છે.

અને તેણે પોતાના શીશોને એ પણ કહ્યું ૧૬
કે, એક શરીમંત માણુસ હતો, તેને એક કારભારી
હતો, ને તેના પર તેની આગલ બટો મુકાયો કે,
તેણે તેનો માલ ઉડાવી નાંખયો. ને તેણે તેને ૨
બોલાવીને તેને કહ્યું કે તારા સંબંધી મે શાંભ-
લયું તે શું છે? તારા કારભારનો હીસાબ આપ,
કેમકે હવેથી તું કારભારી થઈ નહીં શકશે. ને કાર- ૩
ભારીએ પોતાના મનમાં કહ્યું કે, હું શું કરૂં? કેમકે
મારો ધણી મારી પાસેથી કારભાર પાછો લેછે, હું
ખેતી કરી શકતો નથી, ને ભીકશા માગતાં હું લજ-
વાઉંછું. હું કારભારથી કાહાડી મુકાઈશ તારે એઓ ૪
પોતાનાં ઘરોમાં મારો આવકાર કરે, માટે શું કરવું
તેની મને સુજ પડી. તારે તેણે પોતાના ધણીના ૫
રૂણીઆમાંના એકએકને બોલાવીને પેહેલાને કહ્યું

૬ કે, મારા ધણીનું તારે કેટલું રૂણ છે? ને તેણે કહયું
કે શો માપ તેલ, ને તેણે તેને કહયું કે, તારૂં ખત
૭ લે, ને વેહેલો બેસીને પચાશ લખ. પછી તેણે
બીજાને કહયું કે, તારૂં કેટલું રૂણ છે? ને તેણે કહયું
કે, શો માપ ઘઊં, ને તેણે તેને કહયું કે, તારૂં ખત
૮ લે ને એંશી લખ. ને તે ધણીએ અનચાઈ કારભા-
રીને વખાણયો, કારણ કે તેણે ડાહયાપણાથી કીધું
હતું. કેમકે આ જગતના વંશ પોતાના કાલમાં
૯ અજવાલાના વંશ કરતાં બુધીવંત હોએછે. ને હું
તમને કહુંછું કે અનચાઈપણાના દરવથી પોતાને
સારૂ મીતરો કરો, કે જારે તમે પડયા મુકાઓ, તારે
૧૦ તેઓ નીરંતર માંડવાઓમાં તમને લે. જે થોડામાં
વીશવાસુ છે તે ઘણામાં પણ વીશવાસુ છે, ને જે
થોડામાં અનચાઈ છે તે ઘણામાં પણ અનચાઈ છે.
૧૧ માટે જો અનચાઈ દરવમાં તમે વીશવાસુ નહીં
૧૨ થયા, તો તમને ખરૂં કોણ સોંપશે? ને જો તમે
પરાયામાં વીશવાસુ નહીં થયા, તો જે તમારૂં તે
૧૩ કોણ તમને સોંપશે? કોઈ યાકર બે ધણીઓની
યાકરી કરી શકતો નથી, કેમકે તે એકનો દવેશ કર-
શે, ને બીજાનો પરેમ કરશે, અથવા તે એકને વલ-
ગશે, ને બીજાને તુછ કરશે; દેવની તથા દરવની
યાકરી તમે કરી નથી શકતા.

૧૪ અને ફરોશીઓ જે દરવલોભી છે તેઓએ એ

સઘલી વાતો શાંભલીને તેનો તુછકાર કીધો. ને ૧૫
તેણે તેઓને કહયું કે તમે માણસોની આગલ પો-
તાને નચાઈ દેખાડનારા છો, પણ દેવ તમારાં અંતઃ-
કરણ જાણેછે, કેમકે માણસોમાં જે ઉતમ ગણેલું
છે તે દેવની આગલ અમંગલપણું છે. ને નીયમ- ૧૬
શાસતર તથા ભવીશવાદીઓ યોહાન લગી હતા
તારથી દેવના રાજની સુવારતા પરગટ કરાએછે,
ને હરેક તેમાં જોરથી પેસેછે. ને શાસતરનો એક ૧૭
કાનો માતર ટલે, તે કરતાં આકાશ તથા પરથવીને
ટલી જવું શેહેલ છે. જે પોતાની વહુને છાડીને ૧૮
બીજીને પરણેછે, તે વીભીચાર કરેછે; ને વરે છાડે-
લી બાયડીને જે પરણે તે વીભીચાર કરેછે.
અને એક શરીમંત માણસ હતો, તે કીરમજી તથા ૧૯
કુમાશી વસતર પેહેરતો હતો, ને નીત ઘણો સુખ-
ભોગ કરતો હતો. ને લાજરસ નામે એક ફોડાએ ૨૦
ભરેલો દરીદરી હતો, તે તેના બારણા આગલ પડી
રહયો. ને શરીમંતની મેજ પરથી પડેલા કકડાથી ૨૧
તે પેટ ભરવા ચાહાતો હતો, ને કુતરાંએ આવીને
તેના ફોડા ચાટયા. ને એમ થયું કે તે દરીદરી મરી- ૨૨
ગયો, ને દુતોથી ઈબરાહીમની સોડમાં લઈજવાયો,
ને શરીમંત પણ મરીગયો ને દટાયો. ને હાદીશમાં ૨૩
પીડા ભોગવતાં તેણે પોતાની આંખો ઉંચી કરીને
વેગલેથી ઈબરાહીમને તથા તેની સોડમાં લાજરસને

૨૪ દીઠો. ને તેણે ધાંટો પાડીને કહયું કે ઈબરાહીમ
બાપ, મારા પર દયા કર, ને લાજરસને મોકલ, કે તે
પોતાની આંગલીનું ટેરવું પાણીમાં બોલીને મારી જી-
ભને થંડી કરે, કેમકે આ બલતામાં હું કશટ પામુંછું.
૨૫ ને ઈબરાહીમે કહયું, દીકરા તું સંભાર કે, તારા જીવન-
માં તું તારાં શારાં વાનાં પામતો હતો, ને લાજરસ
ભુંડાં વાનાં; તે તો અમણા દીલાશો પામેછે, ને તું
૨૬ કશટ પામેછે. અને એ ઉપરાંત અમારી તથા તમારી
વચમાં મોહોટી ખાહી ઠરેલી છે, તે માટે જે હીઆંથી
તમારી પાસે પાર જવા ચાહે, તે જઈ નથી શકતા,
ને તાંહાંથી તેઓ અમારી પાસે પાર આવે નહીં.
૨૭ ને તેણે કહયું તો બાપ હું તારી વીનંતી કરૂંછું કે, તેને
૨૮ મારા બાપના ધરમાં મોકલ, કેમકે મારા પાંચ
ભાઈઓ છે; કે તે તેઓને સાહેદી આપે, રખે તેઓ
૨૯ પણ આ પીડાને ઠેકાણે આવે. ઈબરાહીમે તેને
કહયું કે તેઓની પાસે મુસા તથા ભવીશવાદીઓ છે,
૩૦ તેઓ તેઓનું શાંભલે. ને તેણે કહયું કે ઈબરાહીમ
બાપ, એમ નહીં, પણ જો કોઈ મુએલામાંથી
૩૧ તેઓની પાસે જશે, તો તેઓ પસતાવો કરશે. ને
તેણે તેને કહયું કે જો મુસા તથા ભવીશવાદીઓને
તેઓ નહીં શાંભલે, તો કદાપી કોઈ મુએલામાંથી
ઉઠે, તો પણ માનશે નહીં.

૧૭ અને તેણે શીશોને કહયું કે ઠોકરો ન આવે

એ થઈ શકતું નથી. પણ જેનાથી આવે તેને અફ-
સોસ છે. તે આ નાહાનાઓમાંના એકને ઠોકર ૨
ખવાડે, એ કરતાં તેને એ શારૂં છે કે તેની કોટમાં
ઘંટીનું પડ બંધાએ, ને સમુદરમાં તે નંખાએ. તમે ૩
પોતાને સંભાલો, જો તારો ભાઈ તારો અપરાધ
કરે, તો તેને ઠપકો દે, ને જો તે પસતાવો કરે તો
તેને માફ કર. ને જો તે એક દાહાડામાં સાત ૪
વાર તારો અપરાધ કરે, ને એક દાહાડામાં સાત
વાર તારી ગમ ફરીને કેહે કે હું પસતાઉંછું તો તેને
માફ કર.

અને પરેરીતોએ પરભુને કહયું કે અમારો વીશ- ૫
વાસ વધાર. ને પરભુએ કહયું કે જો તમારો વીશ- ૬
વાસ પીલુના બીજ જેવો હોત, તો તમે આ ગુલર
ઝાડને કેહેત કે, તું ઉખડ, ને સમુદરમાં રોપા તો તે
તમને માનત. ને તમારામાંનો એવો કોણ, કે જો ૭
તેનો દાસ ખેડતો અથવા ચારતો હોએ, ને તે ખેત-
રમાંથી આવે તો તેને કેહે કે, તરત આવીને જમવા
બેસ. એ કરતાં શું તે એમ નહીં કેહેશે કે, મારૂં ૮
વાલુ સીધ કર, ને કમર બાંધીને હું ખાઉં પીઉં,
તાંહાં સુધી મારી સેવા કર, તાર પછી તું ખાજે પીજે.
તે દાસે આગના પુરી કીધી માટે શું તે તેનો ઉપકાર ૯
માનેછે? હું જાણુંછું કે ના. તેમ જે આગના તમને ૧૦
આપેલી છે તે સરવ પુરી કીધા પછી તમે એમ કહો

કે, અમે નીશફલ દાસો છઈએ, કેમકે જે અમારે કરવું
જોઈતું હતું તેજ અમે કરયું.
૧૧ અને એમ થયું કે યરૂશાલેમ જતાં તે સમારી
૧૨ તથા ગાલીલની વચમાં થઇને જતો હતો. ને એક
ગામમાં તે પેસતો હતો, એટલે દશ કોહોડીયાં
માણસ તેને સામા મલયાં, તેઓ વેગલા ઉભા
૧૩ રહયા. ને તેઓએ ધાંટો પાડીને કહયું કે ઈશુ
૧૪ સાહેબ, અમારા પર દયા કર. ને તેઓને જોઈને
તેણે કહયું કે તમે જાઓ, ને યાજકોની આગલ
પોતાને દેખાડો, ને એમ થયું કે તેઓ જતા હતા,
૧૫ એટલામાં શુધ કરાયા. ને તેઓમાંનો એક પોતે
શારો થયો, એવું જોઈને, મોહોટે ધાંટે દેવની સતુતી
૧૬ કરતો પાછો ફરયો. ને તેની સતુતી કરતો તેના
પગો આગલ ઊંધો પડયો, ને તે સમારી હતો.
૧૭ ને ઈશુએ ઉતર આપતાં કહયું કે શું દશ નોહોતા
૧૮ શુધ કરાયા, તો બીજા નવ કાંહાં છે? દેવને મહીમા
આપવાને પાછો ફરે, એવો આ પરદેશી વીના કોઈ
૧૯ મલયો નહીં. ને તેણે તેને કહયું કે ઉઠીને ચાલયો
જા, તારા વીશવાસે તને બચાવયો.
૨૦ અને ફરોશીઓએ તેને પુછયું, કે દેવનું રાજ
કેવારે આવશે? તારે તેણે તેઓને ઉતર આપતાં
૨૧ કહયું કે દેવનું રાજ પરગટ રીતે નથી આવતું. ને
એમ નહીં કેહે, કે જાુઓ તે હીઆં છે, અથવા

જાુઓ તે તાંહાં છે, કેમકે જાુઓ દેવનું રાજ તમારા
માંહે છે. ને તેણે શીશોને કહયું કે એવા દાહાડા ૨૨
આવશે, કે માણસના દીકરાના દીવસોમાંના એકને
તમે જોવા ચાહશો, પણ તમે જોશો નહીં. ને તમને ૨૩
કેહેશે કે હીઆં જાુઓ, અથવા તાંહાં જાુઓ, પણ
તમે જતા ના, ને પાછલ લાગતા ના. કેમકે વીજલી ૨૪
એક દીશાથી ચમકતી, આકાશ તલે બીજી દીશા
સુધી પરકાશેછે, તેમ માણસનો દીકરો પોતાના
દીવસમાં થશે. પણ પેહેલાં તેણે ઘણું સેહેવું, ને ૨૫
આ પેહેડીનાા લોકથી તુછ કરાવું જોઈએ. ને જેમ ૨૬
નુહના દીવસોમાં હતું, તેમ માણસના દીકરાના
દીવસોમાં થશે. નુહ વાહાણમાં પેઠા ને જલપર- ૨૭
લયે આવીને સંધાનો વીનાશ કરયો તે દીવસ લગી
ખાતા પીતા પરણતા પરણાવતા હતા. ને લોતના ૨૮
દીવસોમાં જેમ ખાતા પીતા, વેચાતું લેતા, વેચતા,
રોપતા, બાંધતા હતા, પણ લોત શદોમમાંથી ૨૯
નીકલયો તે દીવસે આગ તથા ગંધક આકાશમાંથી
વરશયાં, ને સંધાનો વીનાશ કરયો, તે પરમાણે ૩૦
માણસનો દીકરો તે દીવસે પરગટ થશે; તે દીવસે ૩૧
જે ધાબા પર હશે, તેનો સામાન ઘરમાં હોએ, તો
તે લેવા સારૂ તેણે ઉતરવું નહીં, ને જે ખેતરમાં હશે
તેણે પછવાડે વલવું નહીં. લોતની વહુને સંભારો. ૩૨
જે કોઈ પોતાનો જીવ બચાવવા ચાહશે, તે તેનો ૩૩

નાશ પામશે, ને જે કોઈ તેનો નાશ પામશે તે તેને
૩૪ જીવતો રાખશે. હું તમને કહુંછું, કે તે રાતે એક
ખાટલા પર બે જણ હશે, એક પકડાશે, ને બીજું
૩૫ મુકાશે. બે દલતી હશે, એક પકડાશે ને બીજી
૩૬ મુકાશે. ખેતરમાં બે જણ હશે, એક પકડાશે ને
૩૭ બીજું મુકાશે. ને તેઓએ તેને ઉતર આપતાં
કહ્યું કે પરભુ કાંહાં? ને તેણે તેઓને કહ્યું, કે
જાંહાં મુડહું હશે તાંહાં ગીધો એકઠા થશે.

૧૮ સરવદા પરારથના કરવી જોઈએ, ને તેમાં
૨ થાકવું નહીં, તે સંબંધી તેણે એક દરશટાંત તેઓને
કહ્યું કે, એક શેહેરમાં એક નયાયાધીશ હતો, તે
દેવથી બીહીતો ન હતો, ને માણસને ગણકાવતો
૩ ન હતો. ને તે શેહેરમાં એક વીધવા હતી, ને તેણે
તેની પાસે આવીને કહ્યું, કે મારા વાદીની પાસે મને
૪ બદલો અપાવ. ને કેટલીએક વાર લગી તે ઈછતો
ન હતો, તાર પછી તેણે પોતાના મનમાં કહ્યું કે હું
દેવથી બીહીતો નથી, ને માણસને ગણકાવતો નથી
૫ ખરો. તો પણ આ વીધવા મને તશદી દેછે, માટે
હું તેને બદલો અપાવીશ, રખે તે વારે વારે આવીને
૬ મને થકાવે. ને પરભુએ કહ્યું કે શાંભલો, તે
૭ અનયાઈ નયાયાધીશ શું કેહેછે? તો દેવ પોતાના
પસંદ કરેલા, જેઓ તેની આગલ રાત દાહાડો હાંક
મારેછે, તેઓ પર જો બહુ વાર સેહે તો પણ શું

તેઓનો બદલો નહીં અપાવશે? હું તમને કહુંછું કે ૮
તે તરત તેઓનો બદલો અપાવશે. તો પણ માણ-
સનો દીકરો આવશે, તારે તેને પરથવી પર વીશવાસ
મલશે શું?

અને કેટલાએક પોતા પર અભીમાન રાખતા ૯
હતા કે અમે નચાઈ છઈએ, ને બીજાઓને તુછ
કરતા હતા, તેઓને તેણે આ દરશટાંત કહયું કે, બે ૧૦
માણસ પરારથના કરવા સારૂ મંદીરમાં ગયા, એક
ફરોશી ને બીજો દાણી. ફરોશીએ એકલા ઉભા ૧૧
રહીને પોતામાં એ પરારથના કરી, કે ઓ દેવ બીજા
માણસોના જેવો જુલમી, અનચાઈ, વીભીચારી,
અથવા આ દાણીના જેવો હું નથી, માટે હું તારી
સતુતી કરૂંછું. સતવાડીએ બે વાર હું ઉપવાસ કરૂંછું, ૧૨
ને મારી બધી પુંજીનો દશમો ભાગ આપુંછું. ને ૧૩
દાણીએ વેગલો ઉભો રહીને પોતાની આંખો પણ
આકાશની ગમ ઊંચી કરવા ન ચાહી, પણ પોતાની
છાતી કુટીને કહયું કે, ઓ દેવ હું પાપી પર દયા કર.
હું તમને કહુંછું કે પેલા કરતાં એ પોતાને ઘેર નચાઈ ૧૪
ઠરાવેલો ગયો, કેમકે જે કોઈ પોતાને ઊંચો કરે તે
નીચો કરાશે, ને જે પોતાને નીચો કરે તે ઊંચો કરાશે.

અને તેઓ તેની પાસે બાલકોને લાવયા કે, તે ૧૫
તેઓને અડકે, ને શીશોએ જોઇને તેઓને વારયા.
ને ઇશુએ તેઓને બોલાવીને કહયું કે છોકરાંને ૧૬

મારી પાસે આવવા દો, ને તેઓને રોકો મા, કેમકે
૧૭ દેવનું રાજ એવાંનું છે. હું તમને ખચીત કહુંછું, કે
બાલકની પઠે જે દેવનું રાજ નહીં લે, તે તેમાં
નહીંજ પેસશે.
૧૮ અને એક અધીકારીએ તેને પુછતાં કહયું, કે ઉતમ
ઉપદેશક, અનંત જીવનનો વારસો પામવાને હું શું
૧૯ કરૂં? ને ઇશુએ તેને કહયું કે તું મને ઉતમ કેમ કહે-
૨૦ છે? એક એટલે દેવ તે વીના ઉતમ કોઈ નથી. આ-
ગનાઓ તું જાણેછે કે, વીભીચાર ન કર, હતયા ન કર,
ચોરી ન કર, જુઠી સાહેદી ન પુર, તારાં મા બાપને
૨૧ માન આપ. તેણે કહયું કે એ સંધું હું મારા નાહાન-
૨૨ પણથી પાલતો આવયો. ને ઇશુએ એ શાંભલીને
તેને કહયું કે તારામાં હજી એક વાત અધુરી છે, જે
તારૂં હોએ તે બધું વેચ, ને દરીદરીઓને આપીદે, ને
આકાશમાં તને દરવ મલશે, ને ચાલ, મારી સાથે
૨૩ આવ. ને એ શાંભલીને તે શોકાતુર થયો, કેમકે
૨૪ તે શરીમંત હતો. ને ઈશુએ તેને શોકાતુર થએલો
જોઈને કહયું કે જેઓની પાસે સંપત છે, તેઓને
૨૫ દેવના રાજમાં જવું કેવું અધરૂં છે. કેમકે શરીમંત-
ને દેવના રાજમાં જવું, તે કરતાં શોયના નાકામાંથી
૨૬ ઊંટને જવું શેહેલ છે. ને તેઓએ શાંભલીને કહયું
૨૭ કે તો કોણ તારણ પામી શકે? ને તેણે કહયું કે મા-
ણસોની પાસે જે અશકય છે, તે દેવની પાસે શકય

છે. ને પીતરે કહ્યું કે જો, અમે બધું મુકીને તારી ૨૮
સાથે આવ્યા છઈએ. ને તેણે તેઓને કહ્યું કે હું ૨૯
તમને ખચીત કહુંછું, કે જે કોઈએ ઘરને કે મા બાપ-
ને, ભાઈઓને કે વહુને, કે છોકરાંને દેવના રાજને
લીધે મુકયાં હશે, તે આ કાલમાં બહુ ઘણું, તથા ૩૦
આવનાર જગતમાં અનંત જીવન પામ્યા વીના
રેહેશે નહીં.

અને તેણે બારને બોલાવીને તેઓને કહ્યું કે ૩૧
જુઓ, આપણે યરૂશાલેમ જઈએ છઈએ, ને માણ-
સના દીકરા સંબંધી ભવીશવાદીઓથી જે લખેલું છે
તે સરવ પુરૂં કરાશે. કેમકે તે વીદેશીઓને સોંપાશે, ૩૨
ને તેઓ તેની મશ્કરી કરશે, ને અપમાન કરશે,
ને તેના પર થુંકશે, ને કોરડા મારીને તેને મારીનાં- ૩૩
ખશે, ને તરીજે દાહાડે તે પાછો ઉઠશે. ને એમાંનું ૩૪
તેઓ કંઈ સમજ્યા નહીં, ને આ વાત તેઓથી
ગુપત રહી, ને જે કહેલું હતું તે તેઓએ જાણ્યું નહીં.

અને એમ થયું કે તે યરીખો પાસે આવતો હતો, ૩૫
તારે મારગની કોરે ભીખ માગતો એક આંધલો
બેઠો. ને લોકોને જતા જતા શાંભલીને તેણે પુછયું, ૩૬
કે આ શું છે ? ને તેઓએ તેને કહ્યું કે ઈશુ નાજરી ૩૭
જાએછે. ને તેણે બુમ પાડીને કહ્યું કે દાવુદના પુતર ૩૮
ઈશુ, મારા પર દયા કર. ને જેઓ આગલ જતા હતા ૩૯
તેઓએ તેને વારયો, કે છાનો રેહે ; ને તેણે વધારે

ઘાંટો પાડયો, કે દાવુદના દીકરા મારા પર દયા કર.
૪૦ ને ઈશુએ ઉભા રહીને તેને પોતાની પાસે લાવવાનો
૪૧ હુકમ કીધો, ને તે પાસે આવયો, તારે તેણે તેને
પુછીને કહયું કે મારી પાસે શું કરાવવા ચાહેછે?
ને તેણે કહયું કે પરભુ મને દરશટી પરાપત થાએ.
૪૨ ને ઈશુએ તેને કહયું કે તાને દરશટી પરાપત થાઓ,
૪૩ તારા વીશવાસે તને બચાવયો. ને તરત તેને
દરશટી પરાપત થઈ, ને દેવનો મહીમા કરતો તે
તેની સાથે ચાલયો, ને સંધા લોકે જોઈને દેવને
માન આપયું.

૧૯ અને તે યરીખોમાં થઈને જતો હતો. ને
૨ જુઓ જાખી કેહેવાએલો એક પુરૂષ હતો, ને તે
૩ મુખી દાણી હતો, ને શરીમંત હતો. ને તેણે ઈશુને
જોવા ચાહીયો કે તે કેહેવો છે, પણ લોકોને લીધે તે
૪ જોઈ શકયો નહીં; કેમકે તે ઠીંગણો હતો માટે આ-
ગલ દોડીને તેને જોવા સારૂ ગુલર ઝાડ પર તે ચહ-
૫ ડયો, કેમકે તે તાંહાં થઈને જવાનો હતો. અને તે
ઠામ પર આવીને ઈશુએ ઊંચું જોઈને તેને દીઠો, ને
તેને કહયું કે જાખી તું વેહેલો ઉતર, કેમકે આજ તારે
૬ ઘેર મારે ઉતરવું જોઈએ. ને તે વેહેલો ઉતરયો, ને
૭ આનંદ કરીને તેને આવકાર કીધો. ને સઘલાએ
જોઈને બડબડ કરીને કહયું કે, તે પાપી માણસને
૮ તાંહાં પરોણો થવા ગયો. ને જાખીએ ઉભા રહીને

પરભુને કહયું કે પરભુ જો, હું મારી સંપતનો અરધો
ભાગ દરીદરીઓને આપુંછું, ને જો મે કોઈનો
અનયાય કીધો હોએ, તો હું ચોગણું પાછું આપુંછું.
ને ઈશુએ તેને કહયું કે આજ આ ઘરનાને તારણ ૯
આવયું છે, કેમકે તે પણ ઈબરાહીમનો દીકરો છે.
કેમકે ખોવાએલું શોધવા તથા તારવા સારૂ માણ- ૧૦
સનો દીકરો આવયો છે.

અને તેઓ આ વાતો શાંભળતા હતા, તારે તેણે ૧૧
એક દરશટાંત કેહેવા માડયું, કેમકે તે યરૂશાલેમ
પાસે આવયો હતો, ને તેઓ એમ ધારતા હતા કે
દેવનું રાજ અમણાંજ પરસીધ થશે. તેણે તો કહયું ૧૨
કે એક કુલીન માણસ પોતાને સારૂ રાજ લેવાને
તથા પાછો આવવાને માટે વેગલે દેશે ગયો. ને ૧૩
તેણે પોતાના દશ ચાકરોને બોલાવીને તેઓને દશ
મના આપયા, ને તેઓને કહયું કે, હું આવું તાંહાં-
લગી કામે લગાડો. ને તેના શેહેરીઓ તેનો દવેષ ૧૪
કરતા હતા, ને તેની પાછળ વકીલોને મોકલીને કેહે-
વાડયું કે, એને અમારા પર રાજ કરવાને હમે ચાહ-
તા નથી. ને એમ થયું કે તે રાજ લઈને પાછો આ- ૧૫
વયો, તારે જે ચાકરોને તેણે નાણું આપયું હતું,
તેઓને પોતાની પાસે બોલાવવાનું કહયું, એ માટે
કે તે જાણે, કે હરેક શું શું કમાયો. તારે પેહેલાએ ૧૬
આવીને કહયું કે સાહેબ, તારા એક મનાથી દશ મના

૧૭ પેદા થયા. ને તેણે કહયું કે સાબાશ ભલા ચાકર,
તું થોડામાં વીશવાસુ થયો, તું દશ શેહેરો પર અધી-
૧૮ કાર રાખ. ને બીજાએ આવીને કહયું સાહેબ,
૧૯ તારા એક મનાથી પાંચ મના પેદા થયા. ને તેણે
૨૦ તેને પણ કહયું કે તું પણ પાંચ શેહેરો પર થા. ને
બીજાએ આવીને કહયું કે સાહેબ, તારો મના આ
રહયો, મે રૂમાલમાં તેને બાંધી રાખયો, કારણ કે
૨૧ હું તારાથી બીધો, કેમકે તું કઠણ માણસ છે, જે તેં
મુકયું નહીં, તે તું ઉઠાવેછે, ને જે તેં વાવયું નહીં,
૨૨ તે તું કાપેછે. ને તેણે તેને કહયું, ઓ ભુંડા ચાકર,
તારા મોહોથી હું તારો નયાય ઠરાવીશ; હું કઠણ
માણસ છું, જે મુકયું નહીં તે હું ઉઠાવુંછું, ને જે વા-
૨૩ વયું નહીં તે કાપુંછું, તું એમ ધારતો હતો. માટે
સાહુકારીમાં મારૂં નાણું કેમ નોહતું આપયું કે હું
૨૪ આવીને વીયાજ સુધાં મારૂં પામત? પછી જે પા-
સે ઉભા હતા તેઓને તેણે કહયું કે તેની પાસેથી
મના લો, ને જેની પાસે દશ મના છે તેને આપો.
૨૫ ને તેઓએ તેને કહયું કે સાહેબ, તેની પાસે દશ
૨૬ મના છે. કેમકે હું તમને કહુંછું કે જેની પાસે છે,
તેને અપાશે, ને જેની પાસે નથી તેનું જે કંઈ હોએ
૨૭ તે તેની પાસેથી લઈ જવાશે. વલી જે મારા વૈરી-
ઓ યાહાતા ન હતા કે હું તેઓ પર રાજ કરૂં
તેઓને હીઆં લાવો, ને મારી આગલ મારીનાંખો.

એમ કહયા પછી તે યરૂશાલેમ ભણી ચાલતો આ- ૨૮
ગલ ગયો.
અને તે બેથફાગી તથા બેથાની પાસે જેતાનના ૨૯
કેહેવાએલા પાહાડે આવયો હતો, તારે તેણે પોતા-
ના શીશોમાંના બેને એમ કહીને મોકલયા કે, સા- ૩૦
માના ગામમાં જાઓ, ને તેમાં પેસતાંજ એક ગધે-
ડાનું બચું તમને મલશે, જે પર કોઈ માણસ કદી
બેઠો નથી, તેને છોડીને લાવજો. ને જો કોઇ તમને ૩૧
પુછે કે કેમ છોડોછો ? તો તેને એમ કોહો કે, પરભુને
તેનો ખપ છે. ને તેઓ મોકલેલા થઈને ગયા, ને ૩૨
જેમ તેઓને કહયું હતું તેમ તેઓને મલયું. ને બચું ૩૩
છોડતા હતા તારે તેના ધણીઓએ તેઓને કહયું કે
તમે બચું કેમ છોડોછો ? અને તેઓએ કહયું કે પર- ૩૪
ભુને તેનો ખપ છે. ને તેને ઈશુની પાસે લાવયા, ને ૩૫
બચા પર પોતાનાં લુગડાં નાંખીને ઈશુને બેસાડ-
યો. ને તે જતો હતો તારે તેઓએ પોતાનાં લુગડાં ૩૬
મારગે પાથરયાં. ને તે જેતાનના પાહાડના ઉતરની ૩૭
પાસે આવી પોહોંચયો, તારે જે પરાકરમી કામો
જોયાં હતાં, તે સઘલાંને લીધે શીશોનો આખો જથો
મોહોટે ઘાંટે હરશ કરીને દેવની સતુતી કરતાં કેહેવા લા-
ગયો કે, પરભુને નામે જે રાજા આવેછે તે સતુતીમાન ૩૮
છે, આકાશમાં શાંતી તથા પરમ ઉંચામાં મહીમા.
લોકમાંથી ફરેશીઓમાંના કેટલાએકે તેને કહયું કે ૩૯

૪૦ ઉપદેશક, તારા શીશોને વાર. અને તેણે તેઓને ઉતર
આપતાં કહયું કે હું તમને કહુંછું કે જો એઓ છાના
રેહેત, તો આ પથરો ધાંટો પાડત.
૪૧ અને તે પાસે આવયો તારે શેહેરને જોઈને તેના
૪૨ પર રડયો. ને કહયું કે, જો તારી શાંતી સંબંધીનું આ
તારે દીવસે તેં જાણયું હોત, તો કેહેવું શારૂ ! પણ
૪૩ અમણા તારી આંખોથી ઢંકાયું છે. કેમકે તારા ઉપર
એવા દીવસો આવશે કે તારા વૈરીઓ તારી સામા
પાળ બાંધશે, ને તને ઘેરો ઘાલશે, ને ચારો ગમથી
૪૪ તને સંકડાવશે. ને તેઓ તને તથા તારામાં તારાં
છોકરાંને ભુંઈસરખાં કરશે, ને પથર પર પથર રેહેવા
દેશે નહીં, એને લીધે કે તારી કીરપાદરશટીનો દીવસ
તેં જાણયો નહીં.
૪૫ અને તે મંદીરમાં ગયો ને તેમાં જે વેચતા તથા
૪૬ વેચાતું લેતા હતા, તેઓને કાહાડી મુકવા લાગયો, ને
તેઓને કહયું કે લખયું છે કે "મારૂં ઘર પરારથનાનું
૪૭ ઘર છે," પણ તમે તેને લુટારાની ગુફા કીધી છે. ને તે
નીત મંદીરમાં ઉપદેશ કરતો હતો, ને મુખી યાજકોએ
તથા શાસતરીઓએ તથા લોકમાંના મુખીઓએ
૪૮ તેને મારીનાંખવા શોધયો. પણ શું કરવું તે તેઓને
મળયું નહીં, કેમકે સંઘા લોક તેને શાંભળતા લાગુ
રહયા.
૨૦ અને તે દાહાડાઓમાંના એક દાહાડે એમ થયું

કે તે લોકોને મંદીરમાં ઉપદેશ કરતો ને સુવારતા
કેહેતો હતો, તારે મુખી યાજકો તથા શાસતરીઓ ૨
વડીલો સુધાં ઉભા થયા. ને તેની સાથે વાત
કરતાં કહયું કે હમને કેહે કે, કહયા અધીકારથી તું આ
કામ કરેછે, ને આ અધીકાર તને કોણે આપયો છે ?
અને તેણે તેઓને ઉતર આપતાં કહયું કે હું પણ ૩
તમને એક વાત પુછુંછુ તેનું ઉતર મને આપો. યો- ૪
હાનનું બાપતીસમા આકાશથી હતું કે માણસોથી ?
ને તેઓએ માહોમા વીચાર કરીને કહયું કે જો કહી- ૫
એ કે આકાશથી તો તે કેહેશે, તો તમે તેને કેમ
માનયો નહતો ? અને જો કહીએ કે માણસોથી, ૬
તો સંઘા લોક આપણને પથરે મારશે, કેમકે તેઓ
ખચીત માનેછે કે યોહાન ભવીશવાદી છે. ને તે- ૭
ઓએ ઉતર આપયું કે અમે નથી જાણતા કે કાંહાંથી
હતું. અને ઈશુએ તેઓને કહયું કે હું પણ કેહેતો ૮
નથી કે કહયા અધીકારથી હું આ કામ કરૂંછું.

અને તેણે લોકોને એ દરશટાંત કેહેવા માંડયું કે ૯
એક માણસે દરાખવાડી બનાવી, ને તેને ખેડુતોને
સોંપી દીધી, ને કેટલાએક દાહાડા લગી પરદેશ ગયો.
ને રૂતુએ ખેડુતોની પાસે યાકરને મોકલયો કે તેઓ ૧૦
દરાખવાડીનાં ફલમાંનું તેને આપે; ને ખેડુતોએ
તેને મારીને તેને ખાલી પાછો મોકલયો. વલી તેણે ૧૧
બીજા યાકરને મોકલયો; ને તેઓએ તેને પણ

મારીને, તથા અપમાન કરીને ખાલી હાથે પાછો મોક-
૧૨ લયો. વલી તેણે તરીજાને મોકલયો, ને તેઓએ તેને
૧૩ ઘાએલ કરીને બાહાર કાહાડયો. તારે દરાખવાડીના
ધણીએ કહયું કે હું શું કરૂં? હું મારા વાહાલા દીકરાને
૧૪ મોકલીશ, તેને જોઈને કદાપી દબી જશે. અને
ખેડુતોએ તેને જોઈને માહોમા મનસુબો કરીને
કહયું કે આ વારસ છે, ચાલો આપણે તેને મારી-
૧૫ નાંખીએ કે વારશો આપણો થાએ. ને તેઓએ
તેને વાડીથી બાહાર કાહાડીને મારીનાંખયો; માટે
૧૬ દરાખવાડીનો ધણી તેઓને શું કરશે? તે આવશે
ને તે ખેડુતોને મારીનાંખશે, ને દરાખવાડી બીજા-
ઓને આપશે. ને તેઓએ શાંભલીને કહયું કે
૧૭ એમ ન થાએ તો શારૂં. અને તેણે તેઓ પર
જોઈને કહયું તો આ જે લખયું તે શું છે કે, જે
પથરને બાંધનારાઓએ નાપાસંદ કીધો તે ખુણાનું
૧૮ મથાલું થયો. તે પથર પર જે પડશે તે કચડાશે,
૧૯ પણ જેના પર તે પડે તેને તે ચુરેચુરા કરશે. ને
મુખી યાજકોએ તથા શાસતરીઓએ તે વખત
તેના પર હાથ નાંખવા ચાહયા, કેમકે તેઓએ
જાણયું કે તેણે આ દરશટાંત આપણા પર કહયું છે,
પણ તેઓ લોકોથી બીધા.
૨૦ અને તેઓએ તાકી રહીને નયાઈઓનો વેશ ધરેલા
ભેદીઓને મોકલયા કે તેની વાત પકડે, એ અરથે કે

અધીપતીની સતા તથા અધીકારને સવાધીન તેને
કરે. ને તેઓએ તેને પુછતાં કહ્યું કે ઉપદેશક અમે ૨૧
જાણીએછઈએ કે તારૂં કેહેવું અને શીખવવું યથારથ
છે, ને તું કોઈનું મોહો રાખતો નથી, પણ સાચાઈથી
દેવનો મારગ શીખવેછે. તો કાઈસારને કર આપવો ૨૨
ઉચીત છે કે નહીં? ને તેણે તેઓનો પરપંચ ધયા- ૨૩
નમાં આણીને તેઓને કહ્યું કે તમે મારી પરીકશા
કેમ કરોછો? મને એક દીનાર દેખાડો; વારૂ એને ૨૪
કોણની પરતીમા તથા શીકો છે? તેઓએ ઉતર
આપતાં કહ્યું કે કાઈસારનાં. તારે તેણે તેઓને ૨૫
કહ્યું તો કાઈસારનું કાઈસારને આપો, ને દેવનું
દેવને. અને લોકોની આગલ તેઓ તેની વાતો ૨૬
પકડી શક્યા નહીં, ને તેનાં ઉતરથી અચરત થઈને
છાના રહ્યા.

અને શાદુકીઓ જે કેહેછે કે પુનરૂતથાન થશે ૨૭
નહીં, તેઓમાંના કેટલાએક આવીને તેને પુછતાં ૨૮
કહ્યું કે ઉપદેશક મુસાએ અમને લખી આપયું છે
કે જો કોઈનો ભાઈ વહુ છતાં મરી જાએ, તો તેના
ભાઈએ તેની વહુને લેવી, ને પોતાના ભાઈને સારૂ
વંશ ઉપજાવવો. વારૂ, સાત ભાઈ હતા, ને પેહેલો ૨૯
વહુને પરણીને અસંતાન મરીગયો. ને બીજાએ ૩૦
વહુને લીધી, ને તે અસંતાન મરીગયો. ને તીજાએ ૩૧
તેને લીધી, ને તેજ પરમાણે બધા સાતે તેને

૩૨ લીધી, ને વંશ મુકયા વગર મરી ગયા. ને સરવથી
૩૩ છેલી બાયડી પણ મુઈ. તો પુનરૂતથાનમાં તેઓ-
માંના તે કોણની વહુ થશે? કેમકે સાતે તેને વહુ રાખી
૩૪ હતી. ને ઈશુએ તેઓને ઉતર આપતાં કહયું કે આ
૩૫ જગતનાં છોકરાં પરણેછે તથા પરણાવાએછે; પણ
જેઓ તે જગતના તથા મુએલામાંથી પાછા ઉઠ-
વાના અધીકાર જોગ ગણાએછે, તેઓ પરણતા
૩૬ નથી, તથા પરણાવાતા નથી કેમકે તેઓ પાછા
મરી નથી શકતા, કારણ કે પાછા ઉઠવાના દીકરા છતાં
૩૭ તેઓ દુત સરખા છે, ને દેવના દીકરાઓ છે. ને વલી
મુએલા ઉઠેછે એવી સુચના મુસાએ પણ ઝાડની
પાસે આપી, જેવારે તેણે પરભુને ઈબરાહીમનો દેવ,
૩૮ તથા ઈસહાકનો દેવ, તથા યાકુબનો દેવ કહયો. તે તો
મુએલાઓનો દેવ નથી, પણ જીવતાઓનો છે, કેમકે
૩૯ સધલા તેને લીધે જીવેછે. ને શાસતરીઓમાંના કેટલા-
૪૦ એકે ઉતર આપતાં કહયું કે ઉપદેશક તેં શારૂ કહયું; ને
પછી તેને કંઈ પુછવાને કોઈની છાતી ચાલી નહીં.
૪૧ અને તેણે તેઓને કહયું કે ખરીસત દાવુદનો
૪૨ દીકરો છે, એમ કેમ કેહેછે? દાવુદ તો પોતે ગીતોના
પુસતકમાં કેહેછે, કે પરભુએ મારા પરભુને કહયું કે,
૪૩ "હું તારા શતરૂઓને તારૂં પાયાસન કરૂં તાંહાં લગી
૪૪ તું મારે જમણે હાથે બેસ." જો દાવુદ તેને પરભુ
કેહેછે, તો તે તેનો દીકરો કેમ હોએ?

અને સધલા લોકના શાંભલતાં તેણે પોતાના ૪૫
શીશોને કહયું શાસતરીઓથી સાવધાન રેહો, જેઓ ૪૬
જામો પેહેરીને ચાલવાને ચાહેછે, ને ચહુટાઓમાં
સલામો, તથા સભાઓમાં મુખી આસન તથા જમ-
ણમાં પેહેલી બેઠકને ઈછેછે. જેઓ વીધવાઓનાં ૪૭
ધર ખાઈ જાએછે, ને ઢોંગથી લાંબી પરારથના
કરેછે, માટે તેઓ વીશેશ દંડ ભોગવશે.

અને તેણે ઊંચું જોઇને શરીમંતોને ધરમભં-૨૧
ડારમાં પોતાના દાન નાંખતાં દીઠા. ને એક દરીદરી ૨
વીધવાને પણ તેમાં બે નાસરી નાંખતી દીઠી, તારે ૩
કહયું કે હું તમને સાચું કહુંછું કે આ દરીદરી વીધવાએ
સધલા કરતાં વતું નાંખયું. કેમકે બીજા સરવે ૪
પોતાનું વધારે છતાં દેવનાં દાનોમાં કંઈ નાંખયું,
પણ એણે પોતાનું ઓછું છતાં જે તેની ઉપજીવીકા
હતી તે બધી નાંખી. ને કેટલાએક મંદીર સંબંધી ૫
કેહેતા હતા કે શારા પથરે તથા અરપણ કરેલાંથી
તે કેહેવું શોભામંત છે. તારે તેણે કહયું કે આ બધું ૬
તમે જુઓછો ખરા, એવા દીવસો આવશે જેમાં
એક પથર પર પથર પાડીનાંખયા વીના રેવા દેવાશે
નહીં. ને તેઓએ તેને પુછતાં કહયું કે ઉપદેશક, ૭
એ કેવારે થશે? ને આ થવાનું હશે તેવારની શી
નીશાની થશે? ને તેણે કહયું કે જોજો, ભુલશો ૮
નહીં; કેમકે મારે નામે ધણાઓ આવીને કેહેશે કે,

હું તે છું, ને સમય પાસે છે, તમે તો તેઓની
૯ પછવાડે જશો મા. ને જારે તમે લડાઈઓ તથા
દંગાઓના સમાચાર શાંભલશો તારે ગભરાશો ના,
કેમકે આ પેહેલાં થવું જોઈએ પણ એટલામાં અંત
૧૦ નથી. તારે તેણે તેઓને કહ્યું કે દેશ દેશની સામા
૧૧ તથા રાજ રાજની સામા ઉઠશે. ને ઠામેઠામ મોહોટા
ધરતીકંપો તથા દકાલો, તથા મરકીઓ થશે, ને
આકાશમાંથી ભયંકર તથા મોટી નીશાનીઓ થશે.
૧૨ એ સરવની પેહેલાં મારા નામને લીધે તેઓ
પોતાના હાથો તમારા પર નાંખશે, ને પુઠે લાગીને
સભાઓમાં તથા બંધીખાનામાં પરસવાધીન કરશે,
ને રાજાઓ તથા અધીપતીઓની આગલ તમને
૧૩ લઈજશે. ને સાકશીને સારૂ તમારા પર તે આવી
૧૪ પડશે, માટે તમે પોતાનાં મનમાં ધારી રાખો કે
૧૫ પરચુતર દેવાની ચીંતા આગલથી ન રાખવી. કેમકે
હું તમને એવાં મુખ તથા બુધી આપીશ, કે તમારા
સરવં વીરોધીઓ ઉતર આપી અથવા આડું કરી
૧૬ નહીં શકશે. ને માબાપોથી તથા ભાઈઓથી તથા
સગાંથી તથા મીતરોથી તમે પરસવાધીન કરાશો,
૧૭ ને તમારામાંના કેટલાએકને મારીનાંખશે. પણ
મારા નામને લીધે તમે સઘલાથી દવેશ પામશો.
૧૮ ને તમારા માથાનો એક નીમાલો નાશ થશે નહીં.
૧૯ તમારા જીવોને તમારી ધીરથી રાખો.

અને જારે યરૂશાલેમને ફોજોથી ઘેરેલું જોશો ૨૦
તારે જાણજો કે તેનું ઉજડ થવાનું પાસે આવયું છે.
તારે જે યહુદાહમાં હશે તેઓએ પાહાડો પર નાહાશી ૨૧
જવું; ને જેઓ તે મધે હશે તેઓએ નીકળી
જવું; ને જે પરાંતોમાં હશે તેઓએ તેમાં આવવું
નહીં. કેમકે એ બદલો લેવાના દીવસો છે, કે જે ૨૨
લખયું છે તે સંધું પુરૂં થાએ. ને તે દીવસોમાં ૨૩
જે ગરભવતી તથા ધવડાવતી હશે તેઓને અફસોસ
છે; કેમકે પરથવી પર મોહોટો સંકોચ પડશે, ને આ
લોકો પર ક્રોધ થશે. ને તેઓ તલવારની ધારથી ૨૪
મારયા જશે, ને સંધા દેશમાં ગુલામ થઇને લઈજ-
વાશે, ને વીદેશોનો સમય પુરો થશે, તાંહાં લગી
યરૂશાલેમ વીદેશોથી છુંદી નંખાશે. ને સુરજ તથા ૨૫
ચંદર તથા તારાઓમાં નીસાનીઓ થશે, ને પરથવી
પર અકલામણ, દેશોના સંકોચ, સમુદર તથા
મોજા ગરજતાં. પરથવીમાં જે આવી પડવાનું છે ૨૬
તેની રાહ જોયાથી, તથા તેની બીહીકથી માણસો
નીરગત થશે, કેમકે આકાશના પરાકરમો હલાવાશે.
તેવારે પરાકરમ તથા ઘણા મહીમાસહીત વાદળીમાં ૨૭
માણસના દીકરાને જોશે. ને એ થવા માંડે તારે તમે ૨૮
ઉભા થાઓ, ને તમારા માથાં ઉઠાવો, કેમકે તમારો
ઉધાર પાસે આવયો છે.
અને તેણે તેઓને દરશટાંત કહયું, કે અંજીરી ૨૯

૩૦ તથા સરવ ઝાડોને જુઓ. જારે તેઓ ફુટેછે તારે
તમે જોઈને પોતાની મેલે જાણોછો કે અમણા રૂતુ
૩૧ પાસે છે. તેમ આ સધલું થએલું જોશો, તારે
૩૨ જાણજો કે દેવનું રાજ પાસે છે. હું તમને ખચીત
કહુંછું કે સધલું થાએ તાંહાં લગી આ પેહેડી ટલી
૩૩ જશે નહીં. આકાશ તથા પરથવી ટલી જશે, પણ
૩૪ મારી વાતો નહીં ટલશે. પણ તમે સાવધાન
રેહો, રખે ખાધાથી તથા પીધાથી તથા સંસારી
ચીંતાથી તમારાં મન જડ થાએ, ને તે દીવસ
૩૫ તમારા ઉપર ઓચીંતો પડે. કેમકે તે દીવસ ફાંદાની
પઠે આખી પરથવીના મોહો પરના વસનારા સરવ
૩૬ ઉપર આવશે. માટે હરેક વખતે જાગરૂત રેહો, ને
વીનંતી કરો કે આ સંધું જે થવાનું છે તેમાંથી છુટા
થવાને તથા માણસના દીકરાની આગલ ઉભા
થવાને તમે જોગ ગણાઓ.
૩૭ અને દીવસે તે મંદીરમાં ઉપદેશ કરતો હતો, ને
રાતરે નીકલીને જૈતાનના કેહેવાએલા પાહાડ પર
૩૮ રેહેતો હતો. ને સંધા લોકે તેનું શાંભલવા સારૂ
મલશકે તેની પાસે મંદીરમાં આવચા કીધું.

૨૨ અને વગર ખીરાના રોટલાનું પરવ જે પાસખા
૨ કેહેવાએછે, તે પાસે આવચું. ને મુખી ચાજકોએ
તથા શાસતરીઓએ શોધ કીધો, કે તેને શી રીતે
મારી નાંખીએ, કેમકે તેઓ લોકથી બીહીતા હતા.

ને યહુદા જે ઈશકારયોત કેહેવાએછે જે બારમાંનો ૩
એક હતો, તેમાં શેતાન પેઠો. ને તેણે જઈને મુખી ૪
યાજકોને તથા સરદારોને તેને શી રીતે પરસવાધીન
કરે તે સંબંધી તેઓની સાથે વાત કરી. ને તેઓએ ૫
હરખ કીધો, ને તેને નાણું આપવાનું વચન કીધું.
ને તેણે કબુલ કીધું, ને લોકો ન હોએ તારે તેને ૬
પરસવાધીન કરવાનો શારો લાગ શોધયો.

અને વગર ખીરાના રોટલાનો દીવસ આવયો ૭
જેમાં પાસખા જગન કરવો જોઈએ. ને તેણે ૮
પીતરને તથા યોહાનને એમ કહીને મોકલયા, કે
આપણને સારૂ પાસખા સીધ કરો કે આપણે
ખાઈએ. ને તેઓએ તેને કહયું કે તારી શી ઇછા છે ૯
કે અમે કાંહાં સીધ કરીએ? ને તેણે તેઓને કહયું કે ૧૦
જુઓ તમને શેહેરમાં પેસતાં પાણીનું માટલું લઇને
એક માણસ સામો મલશે, જે ઘરમાં તે જાએછે
તાંહાં તેની પાછલ ચાલો. ને ઘરના ધણીને કેહેજો ૧૧
કે ઉપદેશક તને કેહેછે કે હું મારા શીશોની સાથે
પાસખા ખાઉં, તે ઓરડી કાંહાં છે? ને તે તમને ૧૨
શંણગારેલી મોહોટી મેડી દેખાડશે, તાંહાં સીધ કરજો.
ને તેઓ ગયા ને જેમ તેણે તેઓને કહયું હતું તેમ ૧૩
તેઓને શાંપડયું, ને તેઓએ પાશખા સીધ કરયું.

અને વેલા થઈ તારે તે બેઠો તથા બાર પરેરીતો ૧૪
તેની સાથે બેઠા. ને તેણે તેઓને કહયું કે મારા ૧૫

મરણ સહયા પેહેલાં મે આ પાશખા તમારી સાથે
૧૬ ખાવાને ઘણી ઇછા કીધી. કેમકે હું તમને કહુંછું કે
દેવના રાજમાં પુરૂ થાએ તાંહાં લગી હું તેમાંનું
૧૭ વલી ખાઇશ નહીં. ને તેણે વાટકો લઇને સતુતી
૧૮ કરીને કહયું કે, આ લો ને પોતાનામાં વેહેંચો. કેમકે
હું તમને કહુંછું કે દેવનું રાજ આવે તાંહાં લગી હું
૧૯ વલી દરાખવેલાના ફલનું પીશ નહીં. ને તેણે
રોટલો લઇને સતુતી કરીને ભાંજયો, ને તેઓને
આપીને કહયું, કે આ મારૂં શરીર જે તમારે સારૂ
૨૦ અપાએછે, મારા સંભારણને વાસતે આ કરો. તે
પરમાણે વાલુ કરયા પછી તેણે વાટકો લઇને કહયું
કે આ વાટકો મારા લોહીમાંનો નવો કરાર છે,
૨૧ જે તમારે સારૂ વેહેવડાવાએછે. પણ જુઓ જે
મને પરસવાધીન કરેછે તેનો હાથ મારી સાથે મેજ
૨૨ પર છે. માણસનો દીકરો ઠરાવેલા પરમાણે જાએછે
ખરો, પણ જે માણસથી તે પરસવાધીન કરાએછે
૨૩ તેને અફસોસ છે. ને તેઓ માહોમા વીચાર કરવા
લાગયા, કે આપણામાંનો કોણ આ કામ કરવાનો
૨૪ હશે? ને તેઓમાં વાદ પણ પડયો કે આપણામાંનો
૨૫ કોણ મોહોટો હશે. ને તેણે તેઓને કહયું કે દેશોના
રાજાઓ તેઓ પર ધણીપણું કરેછે. ને જે તેઓ
પર અધીકાર કરેછે તે તેઓ પર ઉપકારી કેહેવાએછે.
૨૬ પણ તમે એમ ન થાઓ, પણ તમારામાં જે

મોહોટો તેણે નાહાના જેવો થવો, ને આગેવાને
સેવા કરનારના જેવો થવો. કેમકે મોહોટો કોણ છે, ૨૭
જે જમવા બેઠો કે જે સેવા કરેછે? શું જે જમવા
બેઠો તે નથી? પણ હું તમારામાં સેવા કરનારના
જેવો છું. તમે તો મારા પરીકશણોમાં મારી સાથે ૨૮
રહયા છો. ને મારા બાપે મને રાજ ઠરાવી ૨૯
આપયું તેમ હું તમને તે ઠરાવી આપુંછું; કે મારા ૩૦
રાજમાં મારા મેજ પર ખાઓ,ને પીઓ ને ઈસરા-
ઈલનાં બાર કુળોનો નયાય ઠરાવતા રાજયાસન
પર બેસો.

અને પરભુએ કહયું, સીમોન, સીમોન જો,સેતાને ૩૧
તને ઘઊંની પઠે ચાળવા સારૂ તમને ઘણા ચાહયા.
પણ મે તારે સારૂ પરારથના કરી છે કે, તારો વીશવાસ ૩૨
તુટે નહીં; ને તું ફરયા પછી તારા ભાઈઓને થીર
કરજે. ને તેણે તેને કહયું કે પરભુ હું તારી સાથે ૩૩
બંધીખાનામાં તથા મરણ લગી જવા સીધ છું. ને ૩૪
તેણે કહયું કે પીતર, હું તને કહુંછું કે આજ તું મને
ઓળખવાનો તરણ વાર નકાર કરશે તાંહાં લગી
મુરઘો બોલશે નહીં.

અને તેણે તેઓને કહયું કે જારે થેલી તથા ૩૫
જોહોણું તથા જોડા વીના મે તમને મોકલયા તારે
તમને કંઈ ઓછું પડયું? ને તેઓએ કહયું કે ના, ૩૬
તારે તેણે તેઓને કહયું, પણ અમણા જેની પાસે

થેલી હશે તે લે, ને જોહણું પણ લે, ને જેની પાસે
૩૭ તલવાર નહીં હશે તે પોતાનું લુગડું વેચીને લે. કેમકે
હું તમને કહુંછું કે એ લખેલું મારામાં હજી પુરૂં થવું
જોઈએ કે તે અનુચીતોની સાથે ગણાયો, કારણ કે
૩૮ મારા સંબંધીનાં પુરાં થાએછે. ને તેઓએ કહયું કે
પરભુ જો, હીઆં બે તલવારો છે; ને તેણે તેઓને
કહયું કે એ ઘણી છે.
૩૯ અને તે બાહાર જઈને રીત પરમાણે જઈતુનના
પાહાડ પર ગયો, ને તેના શીશો પણ તેની પાછલ
૪૦ ગયા. ને તે ઠેકાણે આવયો, તારે તેણે તેઓને
કહયું કે પરીકશાણમાં નહીં પડવા માટે પરારથના
૪૧ કરો. ને આશરે પથર મારવાને છેટે તે તેઓથી
વેગલો થયો, ને ઘુંટણ ટેકવીને પરારથના કરીને
૪૨ કહયું કે, હે બાપ જો તારી ઈછા હોએ, તો આ વાટકો
મારાથી વેગલો કર, તો પણ મારી ઈછા નહીં, પણ
૪૩ તારી ઈછા પુરી થાએ. ને આકાશથી તેને બલ
૪૪ આપતો એક દુત તેને દેખાયો, ને તેણે કશટમાં
થઈને આગરહથી પરારથના કરી, ને ભુંઈ પર પડતાં
૪૫ લોહીના ટીપાં જેવો તેનો પરશેવો હતો. ને પરા-
રથના કરી ઉઠીને તે પોતાના પરેરીતોની પાસે
૪૬ આવયો, તારે તેઓને શોકથી ઉંઘેલા દીઠા, ને તેણે
તેઓને કહયું કે, કેમ ઉંઘોછો? ઉઠીને પરારથના
કરો, રખે તમે પરીકશણમાં પડો.

અને તે બોલતો હતો એટલે લોક આવયા, ને ૪૭
યહુદા કેહેવાએલો બારમાંનો એક તેઓની આગલ
ચાલતો હતો; ને તે ઈશુને ચુંબન દેવા સારૂ તેની
પાસે આવયો. ને ઈશુએ તેને કહયું યહુદા, શું તું ૪૮
માંણસના દીકરાને ચુંબન દઈને પરસવાધીન કરેછે?
ને જે તેની પાસે હતા તેઓએ જે થવાનું હતું તે ૪૯
જોઇને તેને કહયું, પરભુ અમે તલવારથી મારીએ
કે નહીં. ને તેઓમાંના એકે મુખી યાજકના ચાક- ૫૦
રને ઝટકો મારયો, ને તેનો જમણો કાન કાપીનાં-
ખયો. ને ઈશુએ ઉતર આપતાં કહયું કે એટલું થવા ૫૧
દો, ને તેણે તેના કાનને અડકીને તેને શારો કીધો.
ને જે મુખી યાજકો તથા મંદીરના સરદારો તથા ૫૨
વડીલો તેની પાસે આવયા હતા, તેઓને ઈશુએ
કહયું જેમ ચોર ઉપર (તેમ મારા ઉપર) તમે તલ-
વારો તથા લાકડીઓ લઈને આવયા છો. હું નીત ૫૩
તમારી સાથે મંદીરમાં હતો, તેટલામાં તમે મારા
પર હાથ નોહોતા નાંખયા; પણ આ તમારો
વખત તથા અંધકારનું સામરથ છે. ને તેઓ તેને ૫૪
પકડીને લઈગયા, ને મુખી યાજકના ઘરમાં તેને
લાવયા, ને પીતર વેગલેથી પછવાડે ચાલયો.
ચોકનીવચમાં તેઓએ અગનીસલગાવયો,ને એ- ૫૫
કઠા બેઠા હતા, તારે પીતર તેઓની વચમાં બેઠો. ને ૫૬
એક છોકરીએ તેને અગની આગલ બેઠેલો દીઠો, ને

તેને ધારી જોઈને કહ્યું કે એ પણ તેની સાથે હતો.
૫૭ ને તેણે તેને નકાર કરીને કહ્યું કે બાઈ હું તેને
૫૮ ઓળખતો નથી. ને થોડી વાર પછી બીજાએ
તેને જોઈને કહ્યું કે તું પણ તેઓમાંનો એક છે; ને
૫૯ પીતરે કહ્યું, ઓ માણસ હું નથી. ને એક ઘડી
થયા પછી બીજાએ હઠથી કહ્યું, કે તેની સાથે તે
૬૦ ખરેખરો હતો, કેમકે તે ગાલીલનો છે. ને પીતરે
કહ્યું, ઓ માણસ જે તું કેહેછે તે હું જાણતો નથી;
૬૧ ને તે બોલતો હતો એટલે મુરઘો બોલયો. ને
પરભુએ ફરીને પીતર ઊપર જોયું, ને પીતરે પરભુ-
ની વાત સંભારી કે તેણે કહ્યું હતું કે મુરઘો બોલ-
૬૨ યા અગાઊ તું મને તરણ વાર નકાર કરશે. ને
પીતર બાહાર જઈને ઘણો રડયો.
૬૩ અને જે માણસો ઈસુને રાખતા હતા તેઓએ
૬૪ તેની ઠઠા કરીને મારયો. ને તેની આંખોએ પાટો
બાંધીને તેના મોહો પર મારયું, ને તેને પુછતાં
૬૫ કહ્યું કે પરગટ કર, કે તને કોણે મારયો. ને તેઓ-
એ દુરભાષણ કરીને તેના ઉપર બીજું ઘણું કહ્યું.
૬૬ ને દાહાડો ઊગયો તારે લોકના વડીલો તથા મુખી
યાજકો તથા શાસતરીઓ એકઠા થયા, ને તેને પો-
૬૭ તાની નયાયસભામાં તેડીને કહ્યું કે, અમને કેહે
કે તું ખરીસત છે કે નહીં. ને તેણે તેઓને કહ્યું કે
જો હું તમને કહું, તો તમે વીશવાસ કરશો નહીં.

ને જો હું પણ પુછીશ તો તમે મને ઊતર નહીં આ- ૬૮
પશો, ને મને છોડશો નહીં. હવે પછી માણસનો ૬૯
દીકરો દેવના પરાક્રમને જમણે હાથે બેઠલો થશે.
ને સંધાએ કહયું, શું તું દેવનો દીકરો છે? ને તેણે તે- ૭૦
ઓને કહયું કે તમે કોહોછો તેજ હું છું. ને તેઓએ ૭૧
કહયું કે હવે આપણને સાહેદીનું શું અગત છે?
આપણે તો તેના મોહોથી શાંભલયું છે.
અને તેઓનો બધો જથો ઊઠીને તેને પીલા-૨૩
તની પાસે લઈ ગયો. ને તેઓએ તેના પર દોશ ૨
મુકવા માંડયો, ને કહયું કે તે લોકને ભુલાવેછે,
અને હું પોતે ખરીસત રાજા છું, એમ કહીને લો-
કને કાઈસારને ખંણી આપવાને વારેછે, એવો તે
અમને જણાયો. ને પીલાતે તેને પુછતાં કહયું શું ૩
તું યહુદીઓનો રાજા છે? ને તેણે તેને ઊતર આપ-
તાં કહયું, તું કેહેછે તેજ. ને પીલાતે મુખી યા- ૪
જકોને તથા લોકોને કહયું, આ માણસમાં મને
કંઈ અપરાધ જણાતો નથી. ને તેઓએ આગરહ- ૫
થી કહયું કે ગાલીલથી માંડીને હીઆં લગી આખા
યહુદામાં ઊપદેશ કરતો કરતો તે લોકની પાસે દંગો
કરાવેછે. ને ગાલીલનું નામ શાંભલીને પીલાતે ૬
પુછયું કે શું આ માણસ ગાલીલનો છે. ને તે હેરો- ૭
દના અધીકાર તલે છે એમ તેણે જાણયું, તારે
તેને હેરોદની પાસે મોકલયો, તે દીવસોમાં તે

૮ યરૂશાલેમમાં હતો. ને હેરોદ ઈશુને જોઇને ઘણો
હરખાયો. કેમકે તે સંબંધી ઘણું શાંભલયું હતું,
માટે તેને જોવાને તે ઘણા દાહાડા ચાહાતો હતો,
ને તેનાથી કંઈ ચમતકાર કરેલો જોવાની તે આશા
૯ રાખતો હતો. ને તેણે ઘણી વાતોથી તેને પુછયું,
૧૦ પણ તેણે તેને કંઈ ઊતર આપયું નહીં. ને મુ-
ખી યાજકો તથા શાસતરીઓ તેના ઊપર આ-
૧૧ ગરહથી દોશ મુકતા ઊભા થયા. ને હેરોદે પોતા-
ના સીપાહીઓ સહીત તેનો તુછકાર કરીને, તથા
ઠઠા કરીને ઊજલું વસતર તેના પર નાંખીને, પીલા-
૧૨ તની પાસે તેને પાછો મોકલયો. ને તે દાહાડે
પીલાત તથા હેરોદ માહોમા મીતર થયા, તેઓ
તો આગલ માહોમા વેર રાખતા હતા.
૧૩ અને પીલાતે મુખી યાજકોને તથા અધીકારી-
ઓને તથા લોકને એકઠા બોલાવીને તેઓને કહયું
૧૪ કે, આ માણસ લોકને ભુલાવેછે, એવું કહીને તમે
તેને મારી પાસે લાવયા છો, પણ જુઓ મે તેની
ચોકશાઈ તમારી આગલ કરયા છતાં, જેઓનો તમે
તેના પર બાટો મુકોછો તે સંબંધી કોઈ અપરાધ આ
૧૫ માણસમાં મને જણાયો નહીં; ને હેરોદને પણ નહીં,
કેમકે મે તમને એની પાસે મોકલયા, ને જુઓ
૧૬ મરણ જોગ તેનાથી કંઈ કરાયું નહીં. માટે હું તેને
૧૭ કંઈ શીકશા દઈને છોડીશ. ને તે પરવે તેને તેઓને

સારૂ કોઈ એકને છોડી આપવો પડતો હતો. ને ૧૮
તેઓએ સરવ મલીને મોહોટો ધાંટો પાડીને કહ્યું
કે એને લઈજા, ને બારાબાસને અમને છોડી આપ.
શેહેરમાં દંગો તથા હતયા થયાં તેને લીધે તે બંધી- ૧૯
ખાનામાં નંખાયો હતો. તારે ઈશુને છોડવાની ૨૦
ઈછા રાખીને પીલાત વલી તેઓને બોલવા લાગયો.
પણ તેઓએ પોકારીને કહયું કે એને વધસતંભે ૨૧
જડાવ, વધસતંભે જડાવ. ને તેણે તીજી વાર તેઓને ૨૨
કહયું કે તેણે તો શું ભુંડું કરયું? તેમાં મરણ જોગ મને
કંઈ જણાયું નથી, માટે હું તેને કંઈ શીકશા દઈને છોડીશ.
ને તેઓએ મોહોટા ધાંટાઓથી આગરહ કરીને તેને ૨૩
વધસતંભે જડાવવાનું માગયું, ને તેઓના તથા મુખી
યાજકોના ધાંટાઓ પરબલ થયા. ને તેઓના ૨૪
માગયા પરમાણે થાએ એવો ઠરાવ પીલાતે કીધો.
ને જે દંગા તથા હતયાને લીધે બંધીખાનામાં નં- ૨૫
ખાયો હતો, જેને તેઓએ માગયો હતો તેને છોડી
આપયો, ને તેઓની ઈછાને સવાધીન ઈશુને કીધો.
અને તેઓ તેને લઈ જતા હતા તારે સીમોન ૨૬
નામે એક કુરેની સીમમાંથી આવતો હતો, તેના પર
ઈશુની પાછલ ઊંચકી લઈજવા સારૂ તેઓએ વધસ-
તંભ ચહડાવયો. ને લોકનો તથા બાયડીનો મોટો ૨૭
જથો તેની પાછલ ચાલયો, ને તેઓ છાતી કુટતી
ને તેને લીધે વીલાપ કરતી હતી. ને ઈશુએ તે- ૨૮

ઓની ગમ ફરીને કહયું કે યરૂશાલેમની દીકરીઓ,
મારે લીધે રડો મા, પણ પોતાને લીધે તથા પોતાના
૨૯ છોકરાંને લીધે રડો. કેમકે જુઓ એવા દીવસો
આવશે જેમાં કેહેશે કે, જે વાંઝણીઓ છે તથા જેઓ
પેટ જણી નહીં, ને જેઓએ ધાઈએ ધવાડયું નહીં
૩૦ તેઓને ધન છે. તારે તેઓ પાહાડોને કેહેવા માંડશે
કે, અમારા પર પડો, ને ટેકરાઓને કે, અમને ઢાંકો.
૩૧ કેમકે જો લીલા ઝાડ પર એમ કરેછે તો શુકા પર
શું કરાશે?
૩૨ અને બીજા બે માણસ, કુકરમીઓ, મારીનંખાવા
૩૩ સારૂ તેની સાથે લઈજવાયા. ને ખોપરી કેહેવાએલે ઠે-
કાણે આવયા, તારે તેઓએ તેને તથા કુકરમીઓમાં-
ના એકને જમણી ગમ, ને બીજાને ડાબી ગમ એમ
૩૪ તેઓને વધસતંભે જડયા. ને ઈશુએ કહયું, હે બાપ
તેઓને માફ કર, કેમકે જે કરેછે તે તેઓ જાણતા
નથી, ને તેનાં લુગડાં વેહેંચીને તેઓએ ચીઠી નાંખી.
૩૫ ને લોક જોતા ઉભા રહયા, ને તેઓની સાથે અધી-
કારીઓએ ઉપહાસ કરીને કહયું કે તેણે બીજાઓને
બચાવયા હતા, જો દેવનો પસંદ કરેલો ખરીસત
૩૬ હોએ તો તે પોતાને બચાવે. ને સીપાહીઓએ
પણ તેની ઠઠા કરી ને આવીને શીરકો આપયો,
૩૭ ને કહયું કે, જો તું યહુદીઓનો રાજા છે તો તું
૩૮ પોતાને બચાવ. ને તેના ઉપર હેલેની તથા રૂમી

તથા હેબરી ભાશામાં એક લેખ લખેલો હતો કે,
આ યહુદીઓનો રાજા છે. ને તેની સાથે ટંગાએલા ૩૯
કુકરમીઓમાંના એકે તેને દુરભાશણ કરીને કહયું
જો તું ખરીસત છે તો તું પોતાને તથા અમને પણ
બચાવ. ને બીજાએ ઉતર આપતાં તેને ધમકાવીને ૪૦
કહયું કે શું તું દેવથી બીહીતો નથી? કેમકે તું તેવીજ
શીકશા ભોગવેછે. ને આપણે તો ઘટતું ભોગવીએ ૪૧
છઈએ, કેમકે જે કામ કરયાં છે, તેનું જોગ ફલ પા-
મીએછઈએ, પણ એણે કંઈ ખોટું કરયું નથી. ને ૪૨
તેણે ઈશુને કહયું કે, પરભુ તું તારા રાજમાં જાએ
તારે તું મને સંભારજે. ને ઈશુએ તેને કહયું કે હું ૪૩
તને ખચીત કહુંછુ કે આજ તું મારી સાથે સવરગમાં
થશે.

અને આશરે બપોર હતા ને તીજા પોહોર લગી ૪૪
આખી પરથવી પર અંધકાર પડયો. ને સુરજ ૪૫
અંધરાયો, ને મંદીરનો પડદો વચમાંથી ફાટી ગયો.
ને ઈસુએ મોહોટા ધાંટા પાડીને કહયું કે ઓ બાપ, ૪૬
હું મારો આતમા તારા હાથમાં સોંપું છું, ને તેણે એમ
કહીને પરાણ છાડયો. ને જે થએલું હતું તે જોઇને ૪૭
સુબેદારે દેવનો મહીમા કરીને કહયું કે, આ માણસ
ખરેખરો નયાઈ હતો. ને જે લોક એ જોવા સારૂ ૪૮
એકઠા થયા હતા તેઓ સઘલા, જે થએલું હતું, તે
જોઈને પોતાની છાતી કુટતા પાછા ગયા. ને તેના ૪૯

સઘલા ઓલખીતાઓ, તથા જે બાયડીઓ ગાલીલ-
માંથી તેની પાછલ આવી હતી, તેઓ આ જોતાં
જોતાં વેગલેથી ઉભાં રહયાં હતાં.
૫૦ અને જાુઓ યુસફ નામે નયાયસભાસદોમાંનો
૫૧ એક શારો તથા નયાઈ પુરૂશ, યહુદીઓના એક શેહેર
અરમથીઆનો હતો, તેઓના મનસુબા તથા કામ-
૫૨ માં તેણે પોતાની સંમતી આપી નોહોતી. ને તે
પણ દેવના રાજની રાહ જોતો હતો. તેણે પીલાતની
૫૩ પાસે જઈને ઈશુનું શબ માગયું. ને તેને ઉતારીને
લુગડે વીટાલયું, ને તેને પથરમાંથી ખોદેલી કબરમાં
૫૪ મુકયું, જાંહાં કોઈ કદી નોહોતો મુકાયો. ને સીધી-
૫૫ કરણનો દીવસ હતો, ને વીશરામવાર થવા આવયો.
ને જે બાયડીઓ તેની સાથે ગાલીલમાંથી આવી
હતી, તેઓએ પણ પાછલ જઈને કબરને જોઈને
૫૬ તેનું શબ શી રીતે મુકાયું તે જોયું. ને તેઓએ પાછી
ફરીને સુગંધી તથા અતરો સીધ કરયાં, ને આગના
પરમાણે વીશરામવારે વીશરામ કીધો.
૨૪ અને અઠવાડીયાને પેહેલે દાહાડે પરભાત થયો,
તારે જે સુગંધીઓ સીધ કરી તે લઈને તેઓ કબરે
આવી, ને તેઓની સાથે કેટલીએક બીજી પણ
૨ હતી. ને કબર પરથી પથર ખશેડેલો દીઠો. ને
તેઓ માંહે પેઠી, તારે પરભુ ઈશુનું શબ દીઠું નહીં.
૪ ને એમ થયું કે, એ સંબંધી તેઓ સંદેહ કરતી હતી,

તારે જુઓ ચલકતાં લુગડાંવાલા બે પુરૂશો તેઓની
આગલ ઉભા રહયા. ને તેઓ બીહીતી હતી, ને ૫
ભુંઇગમ મોહો નમાવતી હતી, તારે તેઓએ તેઓને
કહયું, કે મુએલાઓમાં જીવતાને કેમ શોધોછો? તે ૬
હીઆં નથી, પણ ઉઠયો છે, સંભારો કે તે ગાલીલમાં
હતો, તારે તેણે તમને કહયું કે, પાપી માણસના ૭
હાથમાં માણસના દીકરાએ પરસવાધીન થવું, તથા
વધસતંભે જડાઇ જવું, તથા તીજે દાહાડે પાછા
ઉઠવું જોઇએ. અને તેઓએ તેની વાતો સંભારી. ૮
ને કબર પાસેથી પાછી ફરીને અગીઆરોને, તથા ૯
બીજા સરવને એ સંબંધી વાતો કહી. ને જેઓએ ૧૦
આ વાતો પરેરીતોને કહી તે મરયમ માગદાલેણ તથા
યોહાના તથા યાકુબની મા મરયમ તથા તેઓની
બીજી સંગાતેણો હતી. ને તેઓની વાતો તેઓને ૧૧
અમથી જેવી લાગી, ને તેઓએ તેઓનું માનયું નહીં.
ને પીતર ઉઠીને કબરે દોડીગયો, ને નીચો વલીને ૧૨
લુગડાં એકલાં પડેલાં દીઠાં, ને જે થયું તે સંબંધી
પોતાના મનમાં અચરત થઇને તે તાંહાંથી ગયો.

અને જુઓ તેજ દાહાડે તેઓમાંના બે ઇમાઉશ ૧૩
કેહેવાએલું એક ગામ યરૂશાલેમથી શાઠ સતાદી
વેગલું છે, તાંહાં જતા હતા. ને આ સંધી થએલી ૧૪
વાતો સંબંધી તેઓ માહોમા વાત કરતા હતા. ને ૧૫
એમ થયું કે તેઓ માહોમા વાત કરતા તથા વીચાર

કાંહાડતા હતા, તારે ઈશુ પોતે તેઓની પાસે આ-
૧૬ વીને તેઓની સાથે ચાલયો. ને તેઓની આંખો
૧૭ રોકાઈ, કે તેઓ તેને ઓળખે નહીં. ને તેણે તેઓને
કહયું કે, તમે ચાલતાં ચાલતાં શી વાતો ચલાવોછો,
૧૮ ને ઊદાસ થએલા છો? ને કલીઓપા નામે એક ઉ-
તર આપતાં કહયું કે, શું તું યરૂશાલેમમાં કેવલ પર-
દેશી છે, ને આ દીવસોમાં જે કામ થયાં તે નથી
૧૯ જાણતો? ને તેણે તેઓને કહયું કે શાં કામ? ને
તેઓએ તેને કહયું કે ઈશુ નાજરી સંબંધીનાં, કે જે
દેવની આગલ તથા સઘલા લોકની આગલ કામમાં
૨૦ તથા વાતમાં પરાકરમી ભવીશવાદી હતો. ને મુખી
યાજકોએ, તથા અમારા અધીકારીઓએ તેને મર-
ણદંડ ભોગવવા સારૂ પરસવાધીન કરયો, ને તેને
૨૧ વધસતંભે જડાવયો. ને અમે આશા રાખતા હતા
કે, તે ઈસરાએલને ઊધાર આપવાનો છે; એ સરવ
વાત ઊપરાંત આ કામ થયાંને આજ તરીજો દા-
૨૨ હાડો થયો. ને અમારામાંથી કેટલીએક બાયડીઓ-
એ અમને અચરત કરયા, જેઓ કબરે વેહેલી ગઈ.
૨૩ ને તેનું શબ તેઓએ દીઠું નહીં, તારે તેઓએ આ-
વીને કહયું કે અમે દુતોનું દરશન દીઠું, જેઓ કેહેછે
૨૪ કે તે જીવતો છે. ને અમારી સાથેના કેટલાએક ક-
બરે ગયા, ને જેમ બાયડીઓએ કહયું હતું તેમ
તેઓએ દીઠું, પણ તેને જોયો નોહોતો.

અને તેણે તેઓને કહ્યું કે ઓ અણસમજા, ૨૫
તથા જે ભવીશવાદીઓએ કહ્યું છે, તે સરવ પર
વીશવાસ કરવાને ધીરા મનવાલાઓ; શું ખરીસ- ૨૬
તને એ સેહેવું ને પોતાના મહીમામાં પેસવું જોઈતું
નોહોતું? ને મુસાથી તથા સઘલા ભવીશવાદીઓથી ૨૭
માંડીને તેણે બધા ધરમલેખોમાં પોતા સંબંધી-
નાંનો અરથ દેખાડયો. ને જે ગામમાં જતા હતા ૨૮
તેની પાસે તેઓ પોહોંચ્યા, ને તેણે આગલ જવા-
નું કરયું. ને તેઓએ તેને આગરહ કરીને કહ્યું ૨૯
કે અમારી સાથે રેહે, કેમકે સાંહાંજ થવા આવી ને
દાહાડો નમીગયો, ને તેઓની સાથે રેહેવા સારૂ તે
માંહે ગયો. ને એમ થયું કે તેઓની સાથે જમવા ૩૦
બેઠો,તારે તેણે રોટલી લઇને સતુતી કરીને ભાંગી,
ને તેઓને આપી. ને તેઓની આંખો ઉઘડી, ને ૩૧
તેઓએ તેને ઓલખયો, ને તે તેઓથી અલોપ
થયો. ને તેઓએ એક બીજાને કહ્યું કે, શું જારે ૩૨
તે મારગે આપણને બોલતો હતો, ને ધરમલેખો-
નો અરથ આપણને દેખાડતો હતો, તારે આપણાં
મન આપણામાં ઉલ્લાસી નોહોતાં થયાં શું?

અને તેજ ઘડી તેઓ ઉઠીને યરૂશાલેમ ભણી ૩૩
પાછા વલયા, ને અગીઆરોને, તથા તેઓના
સાથીઓને એકઠા થએલા દીઠા. તેઓ કેહેતા હતા ૩૪
કે, પરભુ ખરેખરો ઉઠયો છે, ને શીમોનને દેખાયો.

૩૫ તારે તેઓએ મારગની વાત તથા રોટલી ભાંજવામાં
૩૬ તે તેઓને શી રીતે ઓલખાયો હતો તે કહી દીધું. ને
તેઓ એ વાતો કેહેતા હતા, તારે ઇશુ પોતે તે-
ઓની વચમાં ઉભો રહયો, ને તેઓને કહયું કે
૩૭ તમને કુશલતા થાઓ. ને તેઓએ ગાભરા થઈને
તથા ભય પામીને એમ ધારયું કે, આતમા દેખા-
૩૮ એછે. ને તેણે તેઓને કહયું કે, તમે કેમ ગભરાયા
૩૯ છો, ને તમારા મનમાં કલપના કેમ ઉઠેછે? મારા
હાથોને તથા મારા પગોને જુઓ કે હું તેજ છું;
મને હાથ અડકાડો, ને જુઓ, કેમકે તમે જુઓછો
કે મને માંસ તથા હાડકાં છે, તે આતમાને હોતાં
૪૦ નથી. ને એ કહયા પછી તેણે હાથો તથા પગો
૪૧ તેઓને દેખાડયા. ને તેઓએ હરખને લીધે વીશ-
વાસ કીધો નહીં, ને અચરતી કરતા હતા તારે તેણે
તેઓને કહયું કે તમારી પાસે હીઆં કંઈ ખાવાનું છે?
૪૨ ને તેઓએ તેને શેકેલી માછલીનો કકડો, ને મધના
૪૩ ચકામાંનું આપયાં. ને તેણે લઈને તેઓની આગલ
૪૪ ખાધું. ને તેણે તેઓને કહયું કે તમારી સાથે છતાં
મે એ વાતો તમને કહી હતી કે, જે મુસાના નીયમ-
શાસતરમાં તથા ભવીશવાદીઓમાં તથા ગીતોમાં
મારા સંબંધી લખયું છે તે સંધું પુરૂ થવું જોઈએ.
૪૫ તારે ધરમલેખો સમજવા સારૂ તેણે તેઓની સમાજ
૪૬ ઉઘાડી. ને તેઓને કહયું કે એમ લખયું છે, ને એમ

જોઈતું હતું કે ખરીસત મરણ સેહે, ને તીજે દાહાડે
મુએલાઓમાંથી ઉઠે; તથા યરૂશાલેમથી માંડીને ૪૭
સઘલા દેશોમાં તેના નામથી પશચાતાપ તથા
પાપનીવારણ પરગટ કરાએ. ને એ વાતના શાક- ૪૮
શીઓ તમે છો. ને જાુઓ હું મારા બાપનું વચન ૪૯
તમારા પર મોકલુંછું, ને તમે ઉપરથી પરાકરમથી
વેશટીત થાઓ તાંહાં સુધી યરૂશાલેમ શેહેરમાં રેહેજો.
અને બેથાની લગી તે તેઓને બાહાર તેડી ૫૦
ગયો, ને પોતાના હાથો ઉંચા કરીને તેઓને આ-
શીરવાદ દીધો. ને એમ થયું કે તે તેઓને આશી- ૫૧
વાદ દેતો હતો એટલામાં તે તેઓથી નીરાલો થયો,
ને આકાશમાં લઈ જવાયો. ને તેનું ભજન કરીને ૫૨
તેઓ મોહોટે હરખે યરૂશાલેમમાં પાછા વલયા. ને ૫૩
તેઓ નીત મંદીરમાં દેવને માન આપતા તથા સ-
તુતી કરતા રહયા. આમેન.

---

# યોહાનની લખેલી સુવારતા.

1 આદીએ શબદ હતો, ને તે શબદ દેવ સાથે
૨ હતો, ને તે શબદ દેવ હતો. તેજ આદીએ દેવ
૩ સાથે હતો. તેથી સઘલા ઉતપંન થયાં, એટલે જે
૪ થયું તે કંઈજ તે વીના ઉતપંન થયું નથી. તેમાં
જીવન હતું, ને તે જીવન માણસોનું અજવાલું હતું.
૫ ને તે અજવાલું અંધારામાં પરકાશ કરેછે, પણ
અંધારાએ તેને માની લીધું નહીં.
૬ દેવનો મોકલેલો એક માણસ હતો; તેનું નામ
૭ યોહાન હતું. તે સાહેદીને સારૂ આવયો કે, અજ-
વાલા વીશ તે સાહેદી આપે, એ માટે કે સરવ તેનાથી
૮ વીશવાસ કરે. તેજ તે અજવાલું ન હતો, પણ તે
૯ અજવાલા વીશે સાહેદી આપવાને આવયો. તે ખરૂં
અજવાલું હતું; જગતમાં જે કોઈ માણસ આવેછે
૧૦ તેને તે પરકાશ કરેછે. તે જગતમાં હતો, ને જગત
તેથી ઉતપંન થયું, તો પણ જગતે તેને જાણયો
૧૧ નહીં. તે પોતાનાંની પાસે આવયો, પણ પોતા-
૧૨ નાંએ તેનો અંગીકાર કીધો નહીં. પણ જેટલાએ
તેનો અંગીકાર કીધો, એટલે તેના નામ પર વીશવાસ

કીધો, તેટલાંને તેણે દેવનાં છોકરાં થવાનો અધીકાર
આપયો. તેઓ લોહીથી નહીં, તથા દેહની ઈછાથી ૧૩
નહીં, તથા માણુસની ઈછાથી નહીં, પણ દેવથી
જનમ પામયાં.
અને તે શબ્દ સદેહ થયો, ને આપણામાં વસતી ૧૪
કીધી, ને બાપના એકાકીજનીત દીકરાના મહીમા
સરખો તેનો અમે મહીમા દીઠો; તે કીરપા, તથા
સતયતાથી ભારપુર હતો. યોહાને તે વીશે સાહેદી ૧૫
આપી, ને ધાંટો પાડતાં કહયું કે, જે વીશે મે કહયું
કે, મારી પાછલ જે આવેછે તે મારાથી આગલ થયો,
કાંજે તે મારાથી પેહેલો હતો, તે એજ છે. ને ૧૬
અમે સરવ તેની ભારપુરીમાંથી કીરપા પરમાણે
કીરપા પામયા છઈએ. કેમકે નીયમશાસતર મુસાની ૧૭
મારફતે અપાયું, પણ કીરપા તથા સતયતા ઈશુ
ખરીસતથી થઈ. દેવને કદી કોઈએ દીઠો નથી; ૧૮
એકાકીજનીત દીકરો, જે બાપની છાતી પર છે,
તેણેજ તેને પરગટ કીધો છે.
અને જારે યહુદીઓએ યરૂશાલેમથી યાજકોને ૧૯
તથા લેવીઓને યોહાનને પુછવા સારૂ મોકલયા કે,
તું કોણ છે? તારે તેની સાહેદી એ હતી. ને તેણે ૨૦
કબુલ કીધું, ને નકાર કીધો નહીં, પણ કબુલ કીધું કે,
હું ખરીસત નથી. ને તેઓએ તેને પુછયું, તો કોણ? ૨૧
શું તું એલીયા છે? ને તેણે કહયું કે ના. તો શું તું તે

(આવનાર) ભવીશવાદી છે? ને તેણે ઉતર આપયું
૨૨ કે, ના. તારે તેઓએ તેને કહયું કે, તું કોણ છે? કે
જેઓએ અમને મોકલયા તેઓને અમે ઉતર
૨૩ આપીએ? તું પોતા વીશે શું કેહેછે? તેણે કહયું કે
યશાયા ભવીશવાદીએ જેમ કહયું કે, "પરભુનો
મારગ પાધરો કરો," તે પરમાણે રાનમાં ધાંટો પાડ-
૨૪ નારની વાણી હું છું. ને જે મોકલાયા હતા, તેઓ
૨૫ ફરોશીઓમાંના હતા. ને તેઓએ તેને પુછયું, ને
તેને કહયું કે, જો તું તે ખરીસત નથી, અથવા
એલીયા નથી, અથવા તે ભવીશવાદી નથી, તો તું
૨૬ બાપતીસમા કેમ કરેછે? યોહાને તેઓને ઉતર
આપતાં કહયું કે, હું પાણીથી બાપતીસમા કરૂંછું,
પણ તમારી વચ્ચે એક ઉભો રહેલો છે, જેને તમે
૨૭ નથી જાણતા. તેજ એ છે કે, જે મારી પાછલ
આવતાં મારાથી આગલ થયો, તેના ચપલના બંધ
૨૮ છોડવા જોગ હું નથી. યરદનને પેલે પાર બેથા-
બારામાં જાંહાં યોહાન બાપતીસમા કરતો હતો,
તાંહાં એ બધું થયું.

૨૯ બીજે દાહાડે યોહાને પોતાની પાસે ઈશુને આવ-
તો જોઇને કહયું કે, જુઓ, દેવનું હલવાન જે જગ-
૩૦ તનું પાપ હરણ કરે છે. જે વીશે મે કહયું કે, મારી
પાછલ એવો પુરૂશ આવેછે કે, જે મારી આગલ
૩૧ થયો, કેમકે તે મારાથી પેહેલો હતો, તે એજ છે. ને

મે તેને જાણયો ન હતો; પણ તે ઈશરાઈલને
પરગટ થાએ, એ માટે હું પાણીથી બાપતીસમા કર-
તો આવયો છું. ને યોહાને સાહેદી આપતાં કહયું કે, ૩૨
આતમાને કબુતારની પઠે આકાશથી ઉતરતો મે દીઠો,
ને તે પર તે રહયો. ને મે તેને જાણયો ન હતો, ૩૩
પણ જેણે મને પાણીથી બાપતીસમા કરવાને મો-
કલયો, તેણેજ મને કહયું કે, જેના પર આતમાને
ઉતરતો તથા જે પર રેહેતો તું જોશે તેજ પવીતર
આતમાથી બાપતીસમા કરનાર છે. ને મે જોયું, ૩૪
ને સાહેદી આપી કે એજ દેવનો દીકરો છે.

બીજે દાહાડે યોહાન પોતાના શીશોમાંના બે ૩૫
સુધાં ફરી ઉભો રેહેલો હતો. ને તેણે ઈશુને ચાલ- ૩૬
તો જોઇને કહયું કે જુઓ, દેવનું હલવાન. ને તે ૩૭
બે શીશોએ તેનું બોલવું શાંભલયું, ને તેઓ ઈશુ-
ની પાછલ ગયા. તારે ઈશુએ ફરીને તેઓને પાછલ ૩૮
આવતા જોઇને તેઓને કહયું કે, તમે શું શોધોછો?
ને તેઓએ તેને કહયું, રાબી, એટલે અરથમાં ગુરૂ, ૩૯
તું કાંહાં રેહેછે? તેણે તેઓને કહયું કે આવીને
જુઓ. તેઓ આવયા, ને જાંહાં તે રેહેતો હતો
તે જોયું, ને તે દાહાડે તેની સાથે રહયા, કેમકે આ-
સરે પાછલો પોહોર થયો હતો. જે બે યોહાનનું ૪૦
શાંભલીને તેની પાછલ ગયા, તેઓમાંનો એક સી-
મોન પીતરનો ભાઈ આંદરયા હતો. તેને તેનો ૪૧

ભાઈ સીમોન પેહેલો મલયો, ને એને તેણે કહયું કે,
મશીહ, એટલે અરથમાં તે ખરીસત, અમને મ-
૪૨ લયો છે. ને તે તેને ઈશુની પાસે લઈ આવયો; પછી
ઈશુએ તે પર ધારીને કહયું કે, તું યોનાનો દીકરો
સીમોન છે, તું કેફા કેહેવાશે, જેનો અરથ પથર છે.
૪૩ બીજે દાહાડે ઈશુએ ગાલીલમાં પેસવાની ઈછા
કીધી, ને ફીલીપને જોદને તેને કહયું કે, મારી પાછલ
૪૪ આવ. એ ફીલીપ તો આંદરયા તથા પીતરના બેથ-
૪૫ શાઈદા શેહેરનો હતો. ફીલીપને નાથાનાએલ મલ-
યો, ને એને તેણે કહયું કે, નીયમશાસતરમાં જે સં-
બંધી મુસાએ તથા ભવીશવાદીઓએ પણ લખયું
તે, નાજારેથનો ઈશુ યુસફનો દીકરો અમને મલયો છે.
૪૬ તારે નાથાનાએલે તેને કહયું કે, શું નાજારેથથી કંઈ
શારૂં નીકલી શકેછે? ફીલીપે તેને કહયું કે, આવીને જો.
૪૭ ઈશુએ નાથાનાએલને પોતાની પાસે આવતો જોઈને
તે વીશે કહયું કે, જાુઓ, આ ખરેખરો ઈસારાએલી,
૪૮ જેમાં કપટ નથી. નાથાનાએલ તેને કેહેછે કે, તું મને
કાંહાંથી જાણેછે? ને ઈશુએ ઉતર દેતાં તેને કહયું કે,
ફીલીપે તાને તેડયા અગાઉ, જારે તું અંજીરી તલે
૪૯ હતો, તારે મે તને દીઠો. નાથાનાએલે ઉતર દેતાં
તેને કહયું કે, રાબ્બી, તું દેવનો દીકરો છે, તું ઈસરા-
૫૦ ઈલનો રાજા છે. ઈશુએ ઉતર આપતાં તેને કહયું
કે, તને અંજીરી તલે દીઠો, મે તને એવું કહયાથી શું

તું વીશવાસ કરેછે ? એ કરતાં તું વધારે જોશે. ને તેણે ૫૧
તેને કહયુંકે, હું તમને ખચીત ખચીત કહુંછું કે હવે
પછી આકાશ ઉઘડેલું, ને દેવના દુતોને માણસના
દીકરા ઉપર ચહડતા, ને ઉતરતા તમે જોશો.

અને તીજે દાહાડે ગાલીલના કાનામાં લગન ૨
હતાં, ને ઈશુની મા તાંહાં હતી. ને ઈશુ તથા તેના ૨
શીશો પણ તે લગનમાં નોહોતરાચા હતા. ને દ- ૩
રાખરસ ખુટયો, તારે ઈશુની માએ તેને કહયું કે,
તેઓની કણે દરાખરસ નથી. ઈશુએ તેને કહયું કે, ૪
બાઈ, મારે ને તારે શું ? મારો સમય હજી નથી આ-
વયો. તેની મા ચાકરોને કેહેછે કે, જે કંઈ તે તમને ૫
કેહે તે કરો. તારે યહુદીઓની શુધ કરવાની રીત ૬
પરમાણે પાણીના છ પથરનાં કુંડાં તાંહાં મુકેલાં
હતાં, હરેકમાં બે કે તરણ મણ માએ એવાં હતાં. ઈશુ ૭
તેઓને કેહેછે કે, તે કુંડાં પાણીથી ભરો; ને તેઓને
મોહો સુધી તેઓએ ભરયાં. તારે તે તેઓને કેહેછે ૮
કે, હવે કાહાડો, ને જમણના કારભારી પાસે લઈ-
જાઓ. ને તેઓ લઈગયા. ને જારે જમણના ૯
કારભારીએ પાણીનો બનેલો દરાખરસ ચાખયો, ને
કાંહાંથી છે એ જાણયું નહીં, (પણ જે ચાકરોએ
પાણી કાહાડયું તેઓએ જાણયું) તારે જમણનો
કારભારી વરને બોલાવીને કેહેછે કે, હરેક માણસ પે- ૧૦
હેલાં શારો દરાખરસ મુકેછે, ને શારી પઠે પીધા પછી

નરશ, પણ તેં હજી સુધી શારો દરાખરસ રાખયો છે.
૧૧ ઈશુએ ચમતકારોનો એ આરંભ ગાલીલના કાનામાં
કરયો, ને પોતાનો મહીમા દેખાડયો, ને તેના શી-
૧૨ શોએ તે પર વીશવાસ કીધો. એ પછી તે તથા
તેની મા તથા તેના ભાઈઓ તથા તેના શીશો કાપ-
રનાહુમમાં ઉતરી આવયાં, પણ તાંહાં ઘણા દાહાડા
રહયાં નહીં.
૧૩ અને યહુદીઓનું પાશખા પરવ પાસે હતું, ને
૧૪ ઈશુ યરૂશાલેમમાં ગયો. ને મંદીરમાં ઢોર તથા
ગેટાં તથા કબુતર વેચનારાઓને, તથા નાણાવટી-
૧૫ ઓને બેઠેલા દીઠા. તારે તેણે જીહીણી દોરીનો
કોરડો કરીને તે સરવને ગેટાં તાથા ઢોરો સુધાં મંદી-
રમાંથી કાહાડીમુકયાં, ને નાણાવટીઓનાં નાણાં
૧૬ વેરીનાંખયાં, ને પાટીયાં ઉલટાવીનાંખયાં. ને
કબુતર વેચનારાઓને કહયું કે, એ હીઆંથી લઇ-
જાઓ, મારા બાપના ઘરને વેપારનું ઘર ન કરો.
૧૭ તારે તેના શીશોએ સંભારયું કે એમ લખયું છે કે,
"તારા ઘરની આસથાએ મને ખાઈ નાંખયો."
૧૮ તારે યહુદીઓએ ઉતર દેતાં તેને કહયું કે, તું એ
કામો કરેછે, એ માટે અમને શી નીશાની દેખડાવેછે?
૧૯ ઈશુએ ઉતર દેતાં તેઓને કહયું કે, આ મંદીને પાડી-
નાંખો, ને તરણ દાહાડામાં હું એને ઉભું કરીશ.
૨૦ તારે યહુદીઓએ કહયું કે છેંતાલીશ વરશે એ મંદીર

બંધાયું, ને શું તું એને તરણ દાહાડામાં ઉભું કરશે?
પણ તેણે તો પોતાના શરીરના મંદીર વીશે કહયું. ૨૧
તે માટે જારે તે મરીગએલાંઓમાંથી ઉઠડાયો તારે ૨૨
તેના શીશોએ સંભારયું કે તેણે તેઓને એ કહયું હતું,
ને તેઓએ લેખ પર તથા ઈશુની કહેલી તે વાત
પર વીશવાસ કીધો. ને પાશખા પરવે તે યરૂશા- ૨૩
લેમમાં હતો, તારે ઘણાએ તેના કરેલા ચમતકારો
જોઈને તેના નામ પર વીશવાસ કીધો. પણ ઈશુ- ૨૪
એ પોતે પોતા વીશે તેઓનો ભરોશો ન કીધો,
કેમકે તે સરવને જાણતો હતો. ને માણસ વીશે ૨૫
કોઈ સાહેદી આપે એવું તેને અગત ન હતું, કાંજે
માણસમાં શું છે એ તે જાણતો હતો.

અને ફરોશીઓમાંનો નીકોદેમશ નામે એક ૩
જણ યહુદીનો અધીકારી હતો. તેણે રાતરે ઈશુની ૨
પાસે આવીને તેને કહયું કે, રાબી, અમે જાણીએ
છઈએ કે તું દેવની પાસેથી આવેલો ઉપદેશક છે,
કેમકે જો કોઈ માણસની સાથે દેવ ન હોએ તો જે
ચમતકારો તું કરેછે તેઓ તે કરી નહીં શકે. ઈશુએ ૩
ઉતર આપતાં કહયું કે, હું તને ખચીત ખચીત કહુંછું,
જો માણસ ફરીથી ન જનમાયો હોએ, તો દેવના
રાજને તે જોઈ શકતો નથી. નીકોદેમશ તેને ૪
કેહેછે કે, માણસ ઘરડો થઈને જનમ પામી કેમ શકે?
તે શું ફરીથી પોતાની માનાં પેટમાં પેસીને જનમ

૫ લઈ શકેછે? ઈશુએ ઉતર આપયું કે, હું તને ખચીત
ખચીત કહુંછું, જો માણસ પાણીથી તથા આતમા-
થી જનમયું ન હોએ તો, દેવના રાજમાં તે જઈ
૬ નથી શકતું. જે દેહથી જનમેલું, તે દેહ છે; ને જે
૭ આતમાથી જનમેલું, તે આતમા છે. મેં તને કહ-
યું કે તમારે ફરીથી જનમ પામવો જોઈએ, એથી
૮ અચરત ન કર. વા જાંહાં ચાહેછે તાંહાં વાએછે, ને
તું તેનો અવાજ શાંભલેછે, પણ તે કાંહાંથી આવે-
છે, ને કાંહાં જાએછે, એ તું નથી જાણતો; હરેક જે
૯ આતમાથી જનમેલો તે તેવોજ છે. નીકોદેમશે
ઉતર દેતાં તેને કહયું કે, એ વાતો કેમ બની શકે?
૧૦ ઈશુએ ઉતર આપતાં તેને કહયું કે તું ઈસરાઈલનો
૧૧ ઉપદેશક છે, નં શું એ વાતો નથી જાણતો? હું તને
ખચીત ખચીત કહુંછું કે અમે જે જાણીએછઈએ તે
કહીએછઈએ, ને જે દીઠું છે તેની સાહેદી પુરીએછઈ-
૧૨ એ, પણ તમે અમારી સાહેદી માનતા નથી. જો
મે તમને પરથવી પરની વાતો કહી, ને તમે વીશ-
વાસ કરતા નથી, તો હું તમને આકાશમાંની વાતો
૧૩ કહું તો તમે કેમ વીશવાસ કરશો? ને આકાશ પર-
થી ઉતરેલો માણસનો દીકરો જે આકાશમાં છે તે
વીના આકાશમાં કોઈ નથી ચહડયું.

૧૪ અને જેમ મુસાએ રાનમાં સરપને ઊંચો કીધો,
૧૫ તેમ માણસના પુતરને ઊંચો કરવો જોઇએ કે, જે

કોઇ તે પર વીશવાસ કરે તેનો વીનાશ ન થાએ, પણ
તે અનંત જીવન પામે. કેમકે દેવે જગત પર એવડી ૧૬
પરીતી કીધી, કે તેણે પોતાનો એકાકીજનીત દીકરો
એ સારૂ આપયો કે, જે કોઈ તે પર વીશવાસ કરે
તેનો નાશ ન થાએ, પણ તે અનંત જીવન પામે.
કેમકે જગતને અપરાધી ઠરાવવા સારૂ દેવે પોતાના ૧૭
દીકરાને જગતમાં નથી મોકલયો, પણ એ માટે કે
તેનાથી જગતનું તારણ થાએ. તેના પર જે વીશ- ૧૮
વાસ કરેછે, તે અપરાધી ઠરાવાતો નથી; પણ જે
વીશવાસ નથી કરતો, તેનો અપરાધ અમણાજ ઠર-
યો છે; કાંજે દેવના એકાકીજનીત દીકરાના નામ
પર તેણે વીશવાસ કીધો નથી. ને અપરાધી ઠરાવ- ૧૯
વાનું કારણ એ છે કે, જગતમાં અજવાળું આવયા
છતાં માણસોએ અજવાળા કરતાં અંધારૂ ચાહયું,
કાંજે તેઓનાં કામ ભુંડાં હતાં. કેમકે જે કોઈ ભુંડુ ૨૦
કરેછે તે અજવાળાનો દવેશ કરેછે, ને પોતાનાં કામ
ન વખોડાએ માટે અજવાળા પાસે આવતો નથી.
પણ સત આચરણ જે કરેછે, તે પોતાનાં કામ ૨૧
દેવથી કરાયાં, એ પરગટ થાએ, માટે અજવાળા
પાસે આવેછે.

એ પછી ઈશુ પોતાના શીશો સુધાં યહુદાના ૨૨
ગામડાઓમાં આવયો, ને તાંહાં તેઓની સાથે
રહયો, ને બાપતીસમા કીધું. ને યોહાન પણ ૨૩

શાલીમની પાસેના એનોનમાં બાપતીસમા કરતો
હતો, કેમકે તાંહાં પાણી ઘણું હતું, ને લોકોએ આવીને
૨૪ બાપતીસમા પામી લીધું. કાંજે હજી સુધી યોહાન
૨૫ કેદખાનામાં નંખાયો ન હતો. તારે શુધ કરવા વીશે
યહુદીઓ સાથે યોહાનના શીશોમાંનાઓને વાદ-
૨૬ વીવાદ થયો. તારે તેઓએ યોહાનની પાસે આ-
વીને તેને કહયું કે, રાબી, જો, જે તારી સાથે ય-
રદનને પેલે પાર હતો, જેની સાહેદી તેં પુરી, તે
બાપતીસમા કરેછે, ને સઘલા તેની પાસે આવેછે.
૨૭ યોહાન ઉતર દેતાં બોલયો કે, જો માણસને આકા-
શથી અપાયું ન હોય, તો તે કંઈ પામીશકતો નથી.
૨૮ તમે પોતે મારી સાહેદી પુરોછો કે, મે કહયું કે, હું તે
ખરીસત નથી, પણ તેથી આગલ મોકલેલો છું.
૨૯ જેને કનયા છે, તેજ વર છે, પણ વરનો મીતર જે
ઉભો રેહેછે, ને તેનું શાંભલેછે, તેજ વરની વાણીથી
બહુ આનંદ કરેછે; એ માટે મારો એ આનંદ સં-
૩૦ પુરણ થયો છે. તેણે વધતાં જવું, પણ મારે ઘટતાં
૩૧ જવું. જે ઉપરથી આવેછે તે સરવ કરતાં ઉંચો છે;
જે પરથવીનો છે, તે પરથવીનોજ છે, ને પરથવીનું
કેહેછે; જે આકાશથી આવેછે, તે સરવ કરતાં ઉંચો
૩૨ છે. ને તેણે જે દીઠું ને શાંભલયું છે, તેની સાહેદી
તે આપેછે; પણ તેની સાહેદી કોઈ માનતા નથી.
૩૩ જેણે તેની સાહેદી માની છે, તેણે દેવ ખરો છે, એ

વાત ઉપર મોહોર કીધી છે. કાંજે જેને દેવે મોક- ૩૪
લયો છે, તે દેવની વાતો કેહેછે; કેમકે દેવ તેને આ-
તમા માપ વીના આપે છે. બાપ દીકરા પર પરીતી ૩૫
કરેછે, ને તેણે સધલાં તેના હાથમાં સોંપયાં છે.
દીકરા પર જે વીશવાસ કરેછે, તેને અનંત જીવન છે; ૩૬
પણ દીકરા પર જે વીશવાસ નથી કરતો, તે જીવન
નહીં દેખશે, પણ તે પર દેવનો કરોધ રેહેછે.

અને ફરોશીઓએ શાંભલયું કે યોહાનના કરતાં ૪
ઈશુ ઘણાને શીશ કરીને તેઓનું બાપતીસમા કરેછે.
ઈશુએ તો પોતે બાપતીસમા કરયું નહીં, પણ ૨
તેના શીશોએ કરયું. પરભુએ તે જાણયું, તેવારે ૩
તે યહુદા મુકીને ફરી ગાલીલમાં ગયો. ને સામરામાં ૪
થઇને જવાનું તેને અગત હતું. તારે જે ખેતર ૫
યાકુબે પોતાના દીકરા યુસફને આપયું હતું તેની
પાસે સામરાના શેખેમ કેહેવાએલા એક શેહેરની
પાસે તે આવયો. ને તાંહાં યાકુબનો કુઓ હતો, ૬
ને ઈશુ ચાલવાથી થાકેલો છતાં કુઆ પર તેવોજ
બેઠો; તે વેલા આસરે બપોર હતા. ને સામરાની ૭
એક બાયડી પાણી ભરવાને આવેછે; ઈશુ તેને
કેહેછે કે, મને પીવાને આપ. કેમકે તેના શીશ ૮
ખાવાનું વેચાતું લેવાને શેહેરમાં ગયા હતા. તારે ૯
તે સામરાની બાયડી તેને કેહેછે કે, હું સામરાની
બાયડી છતાં, તું યહુદી થઈને મારી કણે પીવાને

કેમ માગેછે? કેમકે સામરીઓ જોડે યહુદીઓ વેહેવાર
૧૦ રાખતા નથી. ઇશુએ ઉતર આપતાં તેને કહયું કે,
દેવના દાનને તથા જે તને કેહેછે કે, મને પીવાને
આપ, તે કોણ છે, એ જો તું જાણત, તો તું તેની
૧૧ કને માગત, ને તે તને જીવતું પાણી આપત. બાય-
ડીએ તેને કહયું કે, પરભુ, તારી પાસે દોરી લોટો
નથી, ને કુઓ ઊંડો છે, તો જીવતું પાણી તારી
૧૨ પાસે કાંહાંથી હોએ? અમારા પીતા યાકુબ, જેણે
અમને આ કુઓ આપયો, અને જેણે પોતે, ને
જેનાં છોકરાંએ, તથા ઢોરોએ, એમાંનું પીધું, તે
૧૩ કરતાં શું તું મોહોટો છે? ઈશુએ ઉતર દેતાં તેને કહયું
કે, જે કોઈ આ પાણીમાંથી પીએ તેને પાછી તરશ
૧૪ લાગશે. પણ જે પાણી હું આપીશ, તેમાંથી જે
પીએ, તેને સરવકાલ સુધી તરશ નહીં લાગશે;
પણ જે પાણી હું તેને આપીશ, તે તેમાં અનંત
૧૫ જીવનને સારૂ ઝરતા પાણીનો કુઓ થશે. બાયડી
તેને કેહેછે કે, પરભુ, તે પાણી મને આપ, કે મને
તરશ ન લાગે, ને પાણી ભરવા મારે હીઆં ન
૧૬ આવવું પડે. ઈશુ તેને કેહેછે કે, જા, તારા વરને
૧૭ હીઆં તેડીઆવ. બાયડીએ ઉતર દેતાં કહયું કે,
૧૮ મારે વર નથી. ઈશુ તેને કેહેછે તેં ઠીક કહયું કે,
મારે વર નથી; કેમકે તને પાંચ વર હતા, ને અમણા
જેની સાથે તું રેહેછે તે તારો વર નથી, એ તેં ખરૂં

કહ્યું. બાયડી તેને કેહેછે કે, પરભુ તું ભવીશવાદી ૧૯
છે એમ મને દીશેછે. અમારા પીતાઓ આ પાહાડ ૨૦
પર ભજન કરતા, પણ તમે કોહોછો કે, જે જગાએ
ભજન કરવું જોઈએ તે યરૂશાલેમમાં છે. ઈશુ તેને ૨૧
કેહેછે કે, બાઈ, મારૂં માન, કે એવી વેલા આવેછે કે
જેમાં તમે આ પાહાડ પર અથવા યરૂશાલેમમાં
પણ બાપનું ભજન નહીં કરશો. જે તમે ભજોછો ૨૨
તે તમે જાણતા નથી; અમે જે ભજીએછઈએ તે
અમે જાણીએછઈએ, કેમકે તારણ યહુદીઓમાંથી
છે. પણ એવી વેલા આવેછે, ને અમણા પણ છે, ૨૩
કે જેમાં ખરા ભજનારા આતમાથી તથા સતયતાથી
બાપનું ભજન કરશે; કેમકે એવા ભજનારાઓને
બાપ શોધેછે. દેવ આતમા છે, ને જે તેને ભજેછે, ૨૪
તેઓએ તેને આતમાથી તથા સતયતાથી ભજવો
જોઈએ. બાયડી તેને કેહેછે કે મશીહ (જે ખરીસત ૨૫
કેહેવાએછે તે) આવેછે એ હું જાણુંછું, તે આવશે
તારે આપણને બધાં જણાવશે. ઇશુ તેને કેહેછે કે ૨૬
જે તારી સાથે બોલેછે તે હું તેજ છું.

એટલામાં તેના શીશો આવયા, ને બાયડીની સાથે ૨૭
તે બોલતો હતો માટે તેઓ વીશમયી થયા, તો
પણ તું શું શોધેછે? અથવા તેની જોડે શું બોલેછે?
એમ કોઈએ કહયું નહીં. તારે તે બાયડી પોતાની ૨૮
ગાગેર મુકીને શેહેરમાં ગઈ, ને લોકોને કેહેછે કે,

૨૯ આવો, જેટલાં મેં કીધાં તે બધાં જેણે મને કહયાં
૩૦ તે માણુસને જુઓ; તેજ શું ખરીસત નથી? માટે
તેઓ શેહેરમાંથી નીકલીને તેની પાસે આવયા.
૩૧ તેટલામાં શીશોએ તેને વીનંતી કરતાં કહયું કે,
૩૨ રબી, જમ. પણ તેણે તેઓને કહયું કે, જે અંન
૩૩ મારી પાસે ખાવાનું છે તે તમે નથી જાણતા. તારે
શીશોએ માહોમા કહયું કે, એને સારૂ શું કોઈ કંઈ
૩૪ ખાવાને લાવયો છે? ઈશુ તેઓને કેહેછે કે, જેણે
મને મોકલયો છે, તેની ઇછા પરમાણે કરવું, ને તેનું
૩૫ કામ સંપુરણ કરવું, એ મારૂં અંન છે. તમે શું નથી
કેહેતા કે, અમણાથી ચાર મહીના પછી કાપણીની
વેલા આવેછે? જુઓ, હું તમને કહુંછું કે, તમારી
આંખો ઉઘાડીને ખેતરો જુઓ, કેમકે તેઓ હવે
૩૬ કાપણી સારૂ પાકી ચુકાં છે. ને જે કાપેછે તે વેતન
પામેછે, ને અનંત જીવનને સારૂ ફલ એકઠાં કરેછે;
કે વાવનાર તથા કાપનાર બેહુ સાથે હરખાએ.
૩૭ માટે એમાં એ કેહેવત ખરી છે કે, એક વાવેછે, ને
૩૮ બીજો કાપેછે. જે પર તમે કંઈ મેહેનત નથી કરી,
તે કાપવાને મેં તમને મોકલયા છે; બીજાઓએ
મેહેનત કીધી, ને તમે તેઓની મેહેનતમાં પેઠા.
૩૯ તો તે બાયડીએ સાહેદી આપી કે, જેટલાં મે
કીધાં તે બધાં તેણે મને કહયાં, એ કારણ માટે તે
શેહેરના ઘણા સામરીઓએ તેની વાતથી તે પર

વીશવાસ કીધો. એ સારૂ સામરીઓએ તેની પાસે ૪૦
આવીને તેની વીનંતી કીધી કે, તારે અમારી સાથે
રેહેવું; ને બે દાહાડા તે તાંહાં રહયો. ને બીજા ૪૧
ઘણાએ તેની વાતથી વીશવાસ કીધો; ને તે બાય- ૪૨
ડીને કહયું કે, હવે અમે એકલા તારા કેહેવાથી
વીશવાસ નથી કરતા; કેમકે અમે પોતે શાંભલીને
જાણીએછઈએ કે, ખરીસત જે જગતનો તરાતા તે
નીશચે એજ છે.

અને બે દાહાડા પછી તે તાંહાંથી નીકલીને ગા- ૪૩
લીલમાં ગયો. કેમકે ઈશુએ પોતે સાહેદી આપી ૪૪
કે, ભવીશવાદીને પોતાના દેશમાં માન નથી. જારે ૪૫
તે ગાલીલમાં આવયો, તારે ગાલીલીઓએ તેનો
અંગીકાર કરયો; કાંજે જે સઘલાં કામ યરૂશાલેમમાં
પરવની વેલા તેણે કીધાં હતાં, તે તેઓએ દીઠાં
હતાં; કેમકે તેઓ પણ પરવમાં ગયા હતા.

તારે ઈશુ ફરી ગાલીલ મધેના કાના, જાંહાં ૪૬
તેણે પાણીનો દરાખરસ કીધો હતો, તાંહાં ગયો;
ને તાંહાં એક અમીર હતો, કે જેનો દીકરો કાપરનાં-
હુમમાં માંદો હતો. તેણે શાંભલયું કે ઈશુ યહુદા- ૪૭
થી ગાલીલમાં આવયો છે; તારે તેની પાસે જઈને
તેની વીનંતી કીધી કે, આવીને મારા દીકરાને સમો
કર; કેમકે તે મરવા જેવો હતો. તારે ઈશુએ તેને ૪૮
કહયું કે, નીશાનીઓ તથા આશચરયો દીઠાં વગર

૪૯ તમે વીશવાસ નહીંજ કરશો. અમીર તેને કેહેછે કે,
૫૦ પરભુ, મારા દીકરાના મરવા અગાઉ આવ. ઈશુ
તેને કેહેછે કે, ચાલચો જા, તારો દીકરો જીવતો રહ-
ચો છે. તારે જે વાત ઈશુએ તેને કહી, તે પર તે
૫૧ માણસે વીશવાસ કીધો, ને ચાલચો ગયો. ને તે
ચાલચો જતો હતો એટલામાં તેના ચાકરો તેને
મલચા, ને ખબર આપતાં કહચું કે, તારો દીકરો
૫૨ જીવતો રહચો છે; તારે તેણે તેઓને પુછચું કે,
કહી ઘડીથી તે સાજો થવા માંડચો? ને તેઓએ
તેને કહચું કે, કાલે બપોર ઉપર અડી ઘડીએ
૫૩ તાવે તેને છોડચો. એથી બાપે જાણચું કે, જે
ઘડી ઈશુએ તેને કહચું હતું કે, તારો દીકરો જીવતો
રહચો છે તેમાંજ એ થચું; ને તેણે તથા તેના ઘર-
૫૪ નાં સઘલાંએ વીશવાસ કીધો. ઈશુએ ફરી યહુદાથી
ગાલીલમાં આવીને આ બીજો ચમતકાર કીધો.

૫ એ પછી યહુદીઓનું એક પરવ હતું, ને ઈશુ
૨ યરૂશાલેમમાં ગયો. ને યરૂશાલેમમાં ગેટાંના (દ-
રવાજાની) પાસે એક કુંડ છે, જે હેબરી ભાશામાં
બેથેશદા કેહેવાએછે, તેને (લાગતા) પાંચ માંડવા
૩ છે. તેઓમાં રોગી, આંધલા, લંગડા, લુલા, ઘણા
લોક પાણી હાલવાની વાટ જોતા પડી રેહેતા હતા.
૪ કેમકે કોઈ કોઈ વેલા એક દુત તે કુંડમાં ઉતરીને પા-
ણીને હલાવતો હતો; તારે પાણી હલાવચા પછી

જે કોઈ પેહેલાં તેમાં ઉતરતો, તેને જે કાંઈ રોગ લા-
ગેલો હતો તેથી તે નીરોગી થતો હતો. ને તાંહાં ૫
એક જણ હતો, જે આડતરીશ વરશ થયાં માંદો
હતો. ઈશુએ તેને પડેલો જોઈને, તથા ઘણી વાર ૬
થઇ એવોજ છે એ જાણીને, તેને કેહેછે કે, શું તું
સાજો થવા ચાહેછે? તે માંદાએ તેને એવું ઉતર ૭
આપયું કે, પરભુ જે વેલા પાણી હલાવાએછે, તે
વેલા કુંડમાં મને ઉતારવાને મારૂં કોઈ નથી, પણ હું
આવુંછું એટલામાં બીજો મારી અગાઉ ઉતરેછે. ઈશુ ૮
તેને કેહેછે કે, ઉઠ, તારી ખાટલી ઉંચકીને ચાલ.
ને તરત તે માણસ સાજો થયો, ને પોતાની ખાટ- ૯
લી ઉંચકીને ચાલયો. ને તે દાહાડો વીશરામવાર
હતો. તે માટે જે સાજો કરાયો હતો તેને યહુદી- ૧૦
ઓએ કહયું કે, આ વીશરામવાર છે, તારે ખાટલી
લઈ જવું ઉચીત નથી. તેણે તેઓને એવું ઉતર ૧૧
આપયું કે, જેણે મને સાજો કીધો તેણે મને કહયું
કે, તારી ખાટલી ઉંચકીને ચાલ. તારે તેઓએ તેને ૧૨
પુછયું કે, તને જેણે એમ કહયું કે, તારી ખાટલી
ઉંચકીને ચાલ, તે માણસ કોણ છે? પણ તે કોણ ૧૩
છે, એ સાજો થએલો જાણતો નહતો, કેમકે તે ઠેકા-
ણે ભીડ છતાં ઈશુ તાંહાંથી ખશી ગયો હતો. એ ૧૪
પછી ઈશુ મંદીરમાં તેને મલયો, ને તેને કહયું કે,
જો, તું સાજો થયો છે, તને કંઈ વતું ભુંડું ન થાએ

૧૫ માટે હવેથી પાપ ન કરતો. તે માણસે જઈને યહુ-
દીઓને કહયું કે, જેણે મને સાજો કીધો તે ઈશુ છે.
૧૬ એ માટે યહુદીઓ ઈશુની પછવાડે લાગયા, ને તેઓ-
એ તેને મારી નાંખવાનો પરયતન કીધો, કાંજે એ
કામો તેણે વીશરામવારે કીધાં હતાં.
૧૭ પણ ઈશુએ તેઓને ઉતર દીધું કે, મારો બાપ
૧૮ હજી સુધી કામ કરેછે, ને હું પણ કામ કરૂંછું. તે
માટે તેને મારી નાંખવાનો યહુદીઓએ વતો પર-
યતન કીધો; કાંજે તેણે વીશરામવાર ભંગ કીધો
એટલુંજ નહીં, પણ દેવને પોતાનો બાપ કહીને,
૧૯ પોતાને દેવસમાન કીધો. તારે ઈશુએ ઉતર આપ-
તાં તેઓને કહયું કે, હું તમને ખચીત ખચીત કહું-
છું કે, દીકરો બાપને જે કંઈ કરતો જાુએછે તે વગર
પોતે કંઈ કરી નથી શકતો; કેમકે તે જે જે કરેછે, તે
૨૦ તે દીકરો પણ તેજ પરમાણે કરેછે. કેમકે બાપ દી-
કરા પર પરેમ કરેછે, ને પોતે જે કરેછે તે બધાં તેને
દેખડાવેછે, ને એ કરતાં તે તેને મોહોટાં કામ દેખ-
૨૧ ડાવશે કે તમે અચરત પામો. કાંજે જેમ બાપ
મુએલાઓને ઉઠાડેછે, ને જીવાડેછે, તેમ દીકરો પણ
૨૨ જેઓને ચાહેછે તેઓને જીવાડેછે. વલી, બાપ કોઇ-
નો નયાય કરતો નથી, પણ સઘલું નયાયકરણ
૨૩ દીકરાને સોંપયું છે. તે એ સારૂ કે જેમ લોક બાપ-
ને માન આપેછે, તેમ દીકરાને પણ તે સઘલા માન

આપે. દીકરાને જે માન નથી આપતો, તે તેના
મોકલનાર બાપને પણ માન નથી આપતો.
હું તમને ખચીત ખચીત કહુંછું કે જે મારાં વચન ૨૪
શાંભલેછે, ને મારા મોકલનાર પર વીશવાસ કરેછે,
તોને અનંત જીવન છે; ને તે અપરાધી નહીં ઠરશે,
પણ મરણમાંથી નીકલીને જીવનમાં આવયો.
હું તમને ખચીત ખચીત કહુંછું કે એવી વેલા આવે- ૨૫
છે, ને અમણા પણ છે, કે જેમાં મુએલાઓ દેવના
દીકરાની વાણી શાંભલશે, ને શાંભલનારા જીવતા
થશે. કેમકે જેમ બાપને પોતામાં જીવન છે, તેમ ૨૬
દીકરાને પણ પોતામાં જીવન રાખવાનું તેણે આપ-
યું છે. ને નયાયકરણનો અધીકાર પણ તેને ૨૭
આપયો, કેમકે તે માણસનો દીકરો છે. એ વાત ૨૮
પર તમે અચરત મા કરો; કેમકે એવી વેલા આવે-
છે કે, જેમાં સરવ જે કબરોમાં છે તેઓ તેની વાણી
શાંભલશે. ને જેઓએ શારાં કીધાં છે, તેઓ જીવન- ૨૯
ના ઉતથાનને સારૂ, અને જેઓએ ભુંડાં કીધાં છે,
તેઓ દંડના ઉતથાનને સારૂ, નીકલી આવશે. હું ૩૦
પોતાથી કંઈ કરી શકતો નથી; જેમ હું શાંભલું છું,
તેમ નયાય ઠરાવુંછું; ને હું પોતાની ઈછા નહીં,
પણ બાપ, જેણે મને મોકલયો છે, તેની ઇછા પુરી
કરવા ચાહુંછું, એ માટે મારો નયાય યથારથ છે. જો ૩૧
હું પોતા વીશે સાહેદી આપું, તો મારી સાહેદી ખરી

૩૨ ન હોએ. મારા વીશે જે સાહેદી આપેછે, તે બીજો
છે; ને જે સાહેદી મારા વીશે તે આપેછે, તે ખરી
છે, એ હું જાણુંછું.
૩૩ તમે યોહાન પાસે મોકલયા, ને તેણે સતય-
૩૪ તાની સાહેદી આપી. તો પણ માણસથી હું સાહેદી
લેતો નથી; પણ તમે તારણ પામો માટે હું એ
૩૫ વાતો કહુંછું. તે સલગેલો તથા પરકાશી દીવો હતો,
ને તેના અજવાલામાં ઘડીભર આનંદ કરવાને તમે
૩૬ રાજી હતા. પણ યોહાન કરતાં મને મોહોટી સાહે-
દી છે; કેમકે જે કામો બાપે મને પુરાં કરવાને આ-
પયાં છે, તેજ કામો હું કરૂંછું, ને તે મારા વીશય સા-
૩૭ હેદી આપેછે કે, બાપે મને મોકલયો છે. ને બાપ,
જેણે મને મોકલયો છે, તેણે પોતેજ મારા વીશય
સાહેદી આપી છે. તમે કદી તેની વાણી નથી શાંભ-
૩૮ લી, ને તેનું રૂપ નથી દીઠું. ને તેની વાત તમારામાં
નથી રેહેતી; કેમકે તેણે જેને મોકલયો, તે પર તમે
૩૯ વીશવાસ નથી કરતા. તમે લેખો તપાશી જુઓ;
કેમકે તેઓથી તમને અનંત જીવન છે, એમ તમે
ધારેછો, ને જેઓ મારા વીશય સાહેદી આપેછે,
૪૦ તેઓ એજ છે. તો પણ જીવન પામવા સારૂ તમે
૪૧ મારી ગમ આવવા ચાહતા નથી. હું માણસોથી
૪૨ મહીમા લેતો નથી. પણ હું તમને જાણુંછું કે, દેવ
૪૩ પરની પરીતી તમારામાં નથી. હું મારા બાપને

નામે આવયો છું, પણ તમે મને માનતા નથી;
જો કોઈ બીજો પોતાને નામે આવશે, તો તમે તેને
માનશો. તમે એક બીજાથી મહીમા લોછો; પણ ૪૪
જે મહીમા એકલા દેવથી છે, તે ન શોધતાં તમે
વીશવાસ કેમ કરી શકશો? હું બાપની સામા તમ ૪૫
પર દોશ મુકીશ, એમ ન ધારો; તમ પર દોશ મુક-
નાર મુસા છે, જે પર તમે ભરોશો રાખોછો. કેમકે ૪૬
જો તમે મુસા પર વીશવાસ કરત, તો તમે મારા
પર વીશવાસ કરત; કાંજે તેણે મારા વીશચ લખ-
યું છે. ને જો તમે તેના લેખો પર વીશવાસ નથી ૪૭
કરતા, તો મારી વાતો પર તમે કેમ વીશવાસ કરશો?

એ પછી ગાલીલનો સમુદર, જે તીબેરીઅશનો ૬
છે તેને પેલે પાર ઈશુ ગયો. ને મોહોટો સમુદાય ૨
તેની પાછલ ગયો; કાંજે તેના ચમતકાર, જે તેણે
માંદાઓ પર કીધા, તે તેઓએ દીઠા હતા. તારે ૩
ઈશુ એક પાહાડ પર ગયો, ને તાંહાં પોતાના શીશો
સુધાં બેઠો. ને યહુદીઓનું પાસખા પરવ પાસે ૪
હતું. તારે ઈશુએ આંખો ઉઘાડીને પોતાની પાસે ૫
મોહોટો સમુદાય આવતો જોઈને ફીલીપને કહયું
કે, એઓ ખાએ તે માટે આપણે રોટલી કાંહાંથી
વેચાતી લઈશું? પણ તેણે તેનું પરીકશણ કરવા સારૂ ૬
એ કહયું; કેમકે તે શું કરવાનો હતો, એ તે પોતે
જાણતો હતો. ફીલીપે તેને ઉતર આપયું કે, ૭

એઓમાંથી હરેકે કંઈ થોડું લેવા સારૂ બશેં દીનારની
૮ રોટલી એઓમાં પુરી નહીં પડશે. તેના શીશોમાંનો
એક એટલે સીમોન પીતરનો ભાઈ આંદરયા તેને
૯ કેહેછે કે, એક જુવાન હીઆં છે, તેની પાસે જવની
પાંચ રોટલી, ને બે નાહાની માછલી છે, પણ એથી
૧૦ આટલાને શું થશે? તારે ઈશુએ કહયું કે, લોકને
બેસાડો. ને તે ઠેકાણે ઘણું ઘાસ હતું. ને ગણતીના
૧૧ પાંચેક હજાર માણસ બેઠાં. ને ઈશુએ તે રોટલી
લીધી, ને સતુતી કરીને શીશોને આપી, ને શીશોએ
તે બેઠેલાઓને પીરશી; ને જેટલી તેઓને જોઈએ તે-
૧૨ ટલી માછલી પણ એજ તરેહ આપી. ને તેઓ ધરા-
યા પછી તે પોતાના શીશોને કેહેછે કે, કંઇ અમથું ન
૧૩ જાએ માટે છાંડેલા કકડા એકઠા કરો. તે માટે તેઓ-
એ એકઠા કરયા, ને તે જવની પાંચ રોટલીમાંના જે
કકડા જમનારાઓએ છાંડયા હતા, તેઓની બાર
૧૪ ટોપલી ભરી. તારે તે માણસોએ ઈશુનો કરેલો એ
ચમતકાર જોઈને કહયું કે, જે ભવીશવાદી જગતમાં
૧૫ આવનાર છે, તે નીશચે એજ છે. તે માટે ઈશુને
રાજા કરવા સારૂ લોક આવીને તેને જોરથી પકડ-
વાના છે, એ જાણીને તે બીજી વાર પાહાડ પર
એકલો ગયો.

૧૬ અને સાંહાંજ પડી તારે તેના શીશો સમુદર
૧૭ પાસે ગયા. ને હોડી પર ચહડીને કાપરનાહુમની

ગમ સમુદરને પેલે પાર જતા હતા, ને એટલામાં અંધારૂં
થયું હતું; પણ ઈશુ તેઓની પાસે આવયો ન હતો. ને ૧૮
વા ભારે વાયાથી સમુદર ઉછલતો થયો. જારે ૧૯
તેઓ આસરે બે તરણ ગાઉ હલેશાં મારીને ચાલ-
યા હતા, તારે ઈશુને સમુદર પર ચાલતો, ને હોડીની
પાસે આવતો દેખીને તેઓ બીધા. પણ તે તેઓને ૨૦
કેહેછે કે, હું છું, બીહો મા. તારે ખુશીથી તેઓએ ૨૧
તેને હોડીમાં લીધો, ને જાંહાં તેઓ જતા હતા તે
જગયાએ હોડી તરત પોહોંચી.

બીજે દાહાડે, જે લોક સમુદરને પેલે પાર રહયા ૨૨
હતા તેઓએ જોયું કે, જે એક હોડી પર તેના શીશો
ચહડયા તે વીના બીજી તે ઠેકાણે ન હતી, ને ઈશુ
પોતાના શીશો સાથે તે હોડી પર ચહડયો ન હતો,
પણ એકલા તેના શીશો ગયા હતા. તો પણ જાંહાં ૨૩
પરભુએ સતુતી કીધા પછી તેઓએ રોટલી ખાધી
હતી, તે ઠેકાણા પાસેના તીબેરીઅશથી બીજી હો-
ડીઓ આવી. માટે જારે તે લોકોએ જોયું કે ઈશુ ૨૪
અથવા તેના શીશો તે ઠેકાણે ન હતા, તારે તેઓ
પણ હોડીઓ પર ચહડીને ઈશુનો શોધ કરતા કાપ-
રનાહુમમાં આવયા.

પછી સમુદરને પેલે પાર તેઓએ તેને મલીને ૨૫
તેને કહયું કે, રાબી, તું કારે હીઆં આવયો? ઈશુએ ૨૬
તેઓને ઉતર દેતાં કહયું કે, હું તમને ખચીત ખચીત

કહુંછું કે ચમતકાર જોવાને લીધે તમે મને શોધતા
નથી, પણ તમે રોટલી ખાઇને ધરાયા તેને લીધે.
૨૭ જે ખાવાનું નાશવંત છે તેને સારૂ નહીં, પણ જે
ખાવાનું અનંત જીવન સુધી રેહેછે, જે માણસનો
દીકરો તમને આપશે, તેને સારૂ મેહેનત કરો; કાંજે
૨૮ દેવ બાપે તેના પર મોહોર કીધી છે. તારે તેઓએ
તેને કહયું કે, અમે દેવનાં કામ કરીએ તે સારૂ અ-
૨૯ મારે શું કરવું જોઇએ? ઇશુએ ઉતર આપતાં તેઓને
કહયું કે, જેને તેણે મોકલયો છે તે પર વીશવાસ
૩૦ કરવો, એજ દેવનું કામ કરવું છે. તારે તેઓએ તેને
કહયું કે, અમે જોઇને તારા પર વીશવાસ કરીએ તે
૩૧ માટે તું શો ચમતકાર દેખડાવેછે? તું શું કામ કરેછે?
અમારા બાપ દાદાઓએ તો રાનમાં માણા ખાધું
હતું, જેમ લખયું છે કે, “તેણે આકાશથી તેઓને
૩૨ રોટલી ખાવાને આપી.” તારે ઈસુએ તેઓને કહયું
કે, હું તમને ખચીત ખચીત કહુંછું કે, તે રોટલી મુસા-
એ આકાશથી તમને આપી નથી, પણ આકાશથી
જે ખરી રોટલી છે, તે મારો બાપ તમને આપેછે.
૩૩ કાંજે આકાશથી જે ઉતરેછે, ને જગતને જીવાડેછે, તે
૩૪ દેવની રોટલી છે. તારે તેઓએ તેને કહયું કે, પરભુ,
૩૫ તે રોટલી સદા અમને આપ. તારે ઈશુએ તેઓને
કહયું કે, જીવનની રોટલી હું છું, જે મારી પાસે આ-
વેછે, તેને ભુખ નહીંજ લાગશે; ને જે મારા પર

વીશવાસ કરેછે, તેને કદી તરશ નહીંજ લાગશે. પણ ૩૬
મે તમને કહ્યું છે કે, તમે મને દીઠો છે, પણ વીશ-
વાસ કરતા નથી. હરેક જે બાપથી મને અપાએછે ૩૭
તે મારી પાસે આવશે; ને જે મારી પાસે આવેછે
તેને હું કાહાડી નહીંજ મુકીશ. કેમકે હું મારી પોતા- ૩૮
ની ઈછા નહીં, પણ જેણે મને મોકલયો છે તેની
ઈછા, પુરી કરવાને આકાશથી ઉતરયો છું. ને બાપ, ૩૯
જેણે મને મોકલયો છે તેની ઈછા એ છે કે, તેણે
મને જે હરેક આપયું છે, તેમાંથી હું કંઈ ખોઉં નહીં,
પણ છેલે દાહાડે તેને પાછું ઉઠાડું. ને જેણે મને ૪૦
મોકલયો છે તેની ઇછા એ છે કે, હરેક જે દીકરાને
જુએછે, ને તેના પર વીશવાસ કરેછે, તેને અનંત
જીવન થાએ; ને છેલે દાહાડે હું તેને પાછો ઉઠાડીશ.
તારે યહુદીઓએ તે વીશે કચકચ કીધી; કેમકે તેણે ૪૧
કહ્યું કે, આકાશથી ઉતરેલી રોટલી હું છું. ને તેઓ- ૪૨
એ કહ્યું કે, યુસફનો દીકરો ઈશુ જેનાં માબાપને
અમે ઓલખીએછઈએ, તે શું એજ નથી? તો એ
કેમ કેહેછે કે, આકાશથી હું ઉતરયો છું? તારે ઈશુએ ૪૩
ઉતર આપતાં તેઓને' કહ્યું કે, તમે માહોમા કચ-
કચ મા કરો. બાપ, જેણે મને મોકલયો છે, તેના ૪૪
ખેંચયા વીના કોઈ પણ મારી પાસે આવી નથી
શકતો; ને છેલે દાહાડે હું તેને પાછો ઉઠાડીશ.
ભવીશવાદીઓએ એમ લખયું છે કે, તેઓ સઘલા ૪૫

દેવથી શીખેલા થશે, એ માટે હરેક જે બાપની પા-
સેથી શાંભલેછે, ને શીખેછે, તે મારી પાસે આવેછે.
૪૬ કેમકે કોઈએ બાપને દીઠો નથી; બાપની પાસે જે
૪૭ હોએછે, તેણે એકલાએ બાપને દીઠો છે. હું તમને
ખચીત ખચીત કહુંછું કે મારા પર જે વીશવાસ કરે-
૪૮ છે, તેને અનંત જીવન છે. હું જીવનની રોટલી છું.
૪૯ તમારા બાપ દાદાઓએ રાનમાં માણા ખાધું, તો
૫૦ પણ તેઓ મરીગયા. જે રોટલી આકાશથી ઉતરેછે,
૫૧ તે એજ છે કે કોઇ તેમાંથી ખાએ તે મરે નહીં. આ-
કાશથી જે જીવતી રોટલી ઉતરી તે હુંજ છું; જો કોઇ
એ રોટલીમાંનું ખાએ, તો તે સદા જીવતો રેહેશે;
વલી જે રોટલી હું આપીશ, તે મારૂં માંસ છે; જગ-
૫૨ તના જીવનને સારૂ હું તે આપીશ. એ માટે યહુદી-
ઓએ માહોમા વાદવીવાદ કરતાં કહયું કે, એ પોતા-
નું માંસ આપણને ખાવાને શી રીતે આપી શકશે?
૫૩ તારે ઈશુએ તેઓને કહયું કે, હું તમને ખચીત ખ-
ચીત કહુંછું કે, જો તમે માણસના દીકરાનું માંસ
નથી ખાતા, ને તેનું લોહી નથી પીતા, તો તમા-
૫૪ રામાં જીવન નથી. જે કોઇ મારૂં માંસ ખાએછે, ને
મારૂં લોહી પીએછે, તેને અનંત જીવન છે; ને છેલે
૫૫ દાહાડે હું તેને પાછો ઉઠાડીશ. કેમકે મારૂં માંસ
ખરેખરૂં ખાવાનું છે, ને મારૂં લોહી ખરેખરૂં પીવા-
૫૬ નું છે. જે મારૂં માંસ ખાએછે, ને મારૂં લોહી પીએ-

છે, તે મારામાં રેહેછે, ને હું તેમાં રહુંછું. જેમ જીવતા ૫૭
બાપે મને મોકલયો છે, ને હું બાપથી જીવુંછું, તેમ
જે મને ખાએછે, તે પણ મારાથી જીવશે. જે રોટ- ૫૮
લી આકાશથી ઉતરી તે એજ છે; જેમ તમારા
બાપ દાદાઓએ રાનમાં માણા ખાધું, ને તેઓ
મરણ પામયા તેમ એ નથી; આ રોટલી જે ખા-
એછે, તે સદા જીવતો રેહેશે. તેણે કાપરનાહુમમાં- ૫૯
ના સભાસથાનમાં ઉપદેશ કરતાં એ વાતો કહી.

એ માટે તેના શીશોમાંથી ધણાએ શાંભલીને કહયું ૬૦
કે, એ કઠણ વાત છે, એ કોણ શાંભલી શકે? ઈશુએ ૬૧
પોતાના મનમાં જાણયું કે, એ વીશે તેના શીશાએ
કચકચ કીધી, તારે તેણે તેઓને કહયું કે, શું એ
તમને ઠોકર ખવડાવેછે? ને માણસનો દીકરો જાંહાં ૬૨
પેહેલાં હતો તાંહાં પાછા ચહડતાં જો તમે તેને
દેખશો, તો શું? જે જીવાડેછે તે આતમા છે, માંસથી ૬૩
કાંઈ લાભ થતો નથી. જે વાતો હું તમને કહુંછું,
તેજ આતમા તથા જીવન છે. પણ જે વીશવાસ ૬૪
કરતા નથી એવા કેટલાએક તમારામાં છે; કેમકે
કોણ વીશવાસ કરતા નથી, ને કોણ તેને પરસવા-
ધીન કરાવશે, એ ઈશુ પરથમથી જાણતો હતો. ને ૬૫
તે બોલયો, એ માટે મેં તમને કહયું કે, મારા બાપે
તેને આપયા વગર કોઈ મારી પાસે આવી નથી
શકતો. તારથી તેના શીશોમાંના ધણાએક પાછા ૬૬

૬૭ ગયા, ને તે પછી તેની સાથે ચાલયા નહીં. તે
માટે ઈશુએ તે બારેને કહયું કે, શું તમે પણ
૬૮ જવાને ચાહોછો? તારે સીમોન પીતરે તેને ઉતર
દીધું કે, પરભુ, અમે કોણની પાસે જઈએ? અનંત
૬૯ જીવનની વાતો તો તારી પાસે છે. ને હમે વીશ-
વાસ કરીએછઈએ, ને જાણીએછઈએ કે, તું ખરી-
૭૦ સત, જે જીવતા દેવનો દીકરો તે છે. ઈશુએ તેઓને
ઉતર દીધું કે, તમ બારેને મેં શું પસંદ નથી કીધા?
૭૧ તો પણ તમારામાંનો એક સેતાની છે. તેણે તો
સીમોનના દીકરા યહુદા ઈશકારીઓત વીશે કહયું;
કેમકે એ, તે બારમાંનો એક છતાં, તેને પરસવા-
ધીન કરનાર હતો.

૭ અને એ પછી ઈશુ ગાલીલમાં ચાલયો, કેમકે
યહુદીઓએ તેને મારીનાંખવા શોધયો, માટે યહુ-
૨ દામાં ચાલવાને તેણે ન ચાહયું. તારે યહુદીઓનું
૩ માંડવા પરવ પાસે હતું. માટે તેના ભાઈઓએ
તેને કહયું કે, હીઆંથી નીકલીને યહુદામાં જા, કે તું
૪ જે કામો કરેછે તે તારા શીશો પણ જુએ. કેમકે
કોઈ પોતે પરગટમાં આવવા ચાહાતાં, ગુપતમાં કંઈ
કરતો નથી; જો તું એ કામો કરેછે, તો જગતની
૫ આગલ પોતાને દેખડાવ. કેમકે તેના ભાઈઓએ
૬ પણ તેના પર વીશવાસ કીધો ન હતો. તારે ઈશુ
તેઓને કેહેછે કે, મારો સમય હજી આવયો નથી,

પણ તમારો સમય સદા સીધ છે. જગત તમારો ૭
દ્વેશ કરી નથી શકતું, પણ મારો દ્વેશ કરેછે; કેમકે
તે વીશે હું એવી સાહેદી આપુંછું કે, તેનાં કામ ભુંડાં
છે. તમે આ પરવમાં જાઓ; મારો સમય હજી ૮
પુરો આવયો નથી, માટે હું હજી એ પરવમાં જતો
નથી. ને તે તેઓને એ વાત કહીને ગાલીલમાં ૯
રહયો. ને તેના ભાઈઓ ગયા પછી તે પણ પરવમાં ૧૦
ગયો, પરગટરૂપે તો નહીં, પણ છાની રીતે. તારે ૧૧
યહુદીઓએ પરવમાં તેનો શોધ કરતાં કહયું કે, તે
કાંહાં છે? ને તે વીશે લોકોમાં ઘણી કચકચ થઈ; ૧૨
કેમકે કેટલાએકે કહયું કે, તે ભલું માણસ છે,
બીજાઓએ કહયું કે, ના, પણ લોકોને તે ઠગેછે.
તો પણ યહુદીઓના ધાકને લીધે તે વીશે કોઈ ૧૩
પરગટરૂપે બોલયું નહીં.

અને અડધા પરવને આસરે ઇશુએ મંદીરમાં ૧૪
જઈને ઉપદેશ કીધો. તારે યહુદીઓએ અચરત ૧૫
થઇને કહયું કે, એ માણસ શીખેલો ન છતાં વીદયા
કાંહાંથી જાણેછે? ઇશુએ તેઓને ઉતર આપતાં ૧૬
કહયું કે, મારો ઉપદેશ તો મારોજ નથી, પણ જેણે
મને મોકલયો તેનો છે. જો કોઈ તેની ઇછા પુરી ૧૭
કરવા ચાહેછે, તો આ ઉપદેશ વીશે તે સમજશે, કે
એ દેવથી છે, કે હું પોતાથી કહુંછું. જે પોતાથી ૧૮
કહેછે, તે પોતાનો મહીમા શોધેછે; પણ જે પોતાના

મોકલનારનો મહીમા શોધેછે, તેજ ખરો છે, ને
૧૯ તેમાં અનયાય નથી. શું મુસાએ તમને નીયમ-
શાસતર આપયું નથી? પણ તમારામાંનો કોઈ તે
નીયમશાસતર પાલતો નથી. તમે મને મારી-
૨૦ નાંખવાનો પરયતન કેમ કરોછો? લોકોએ ઉતર
આપતાં કહયું કે, તું ભુતવલગેલો છે. કોણ તને
૨૧ મારીનાંખવાનો પરયતન કરેછે? ઈશુએ ઉતર આપતાં
તેઓને કહયું કે, મેં એક કામ કીધું છે, ને તમે
૨૨ સધલા અચરની કરોછો. મુસાએ તમને સુંનતનો
નીયમ આપયો, (તે મુસાથી એમ નહીં, પણ
બાપદાદાઓથી છે;) ને તમે વીશરામવારે માણ-
૨૩ સની સુંનત કરોછો. મુસાનું નીયમશાસતર ઉલં-
ઘન ન થાએ એટલા સારૂ જો કોઈ માણસની સુંનત
વીશરામવારે કરાએછે, તો મેં વીશરામવારે એક
માણસને પુરો સાજો કીધો તે માટે શું તમે મારા પર
૨૪ રીસ ચહડાવોછો? જોયા પરમાણે નયાય ન ઠરાવો,
૨૫ પણ યથારથ નયાય ઠરાવો. તારે યરૂશાલેમમાંના
કેટલાએકે કહયું કે, જેને તેઓ મારીનાંખવા શોધેછે,
૨૬ તે શું એજ નથી? પણ જુઓ, એ તો પરગટરૂપે
બોલેછે, ને તેઓ તેને કંઈ કેહેતા નથી! સરદારો શું
એમ નીશચે જાણેછે કે, એજ ખરીસત છે ખરો?
૨૭ પણ એ કાંહાંથી છે, તે તો અમે જાણીએછઈએ;
પણ જારે ખરીસત આવેછે, તારે તે કાંહાંથી છે, એ

કોઈ નથી જાણતું. તારે ઈશુએ મંદીરમાં ઉપદેશ ૨૮
કરતાં ધાંટો પાડીને કહયું કે, તમે મને જાણો છો,
ને હું કાંહાંથી છું તે પણ તમે જાણોછો. તો પણ
હું પોતાથી નથી આવયો, પણ જેણે મને મોકલયો
છે તે સતય છે, તેને તમે જાણતા નથી. પણ હું ૨૯
તેને જાણુંછું; કેમકે હું તેની પાસેથી છું, ને તેણે
મને મોકલયો છે. તારે તેઓએ તેને પકડવાનો ૩૦
પરયતન કીધો, પણ તેનો સમય તાર સુધી
આવયો ન હતો, માટે કોઈએ તે પર હાથ નાંખયો
નહીં. ને લોકોમાંથી ઘણાંએ તે પર વીશવાસ કીધો, ૩૧
ને કહયું કે, ખરીસત આવશે, તારે એણે જે ચમત-
કાર કીધા તે કરતાં શું તે વતા કરશે?
તે વીશે લોક એવી કચકચ કરતા હતા, એ ફરોશી- ૩૨
ઓએ શાંભલયું, તારે ફરોશીઓએ તથા મુખી
યાજકોએ તેને પકડવાને ભાલદાર મોકલયા. તારે ૩૩
ઈશુએ તેઓને કહયું કે, હજી થોડી વાર હું તમારી
સાથે છું, પછી જેણે મને મોકલયો છે તેની પાસે
જઈશ. તમે મને શોધશો, પણ હું નહીં જડીશ; ૩૪
ને જાંહાં હું છું, તાંહાં તમે આવી નથી શકતા. તારે ૩૫
યહુદીઓએ માહોમા કહયું કે, તે કાંહાં જશે કે,
આપણને જડશેજ નહીં? શું હેલેનીઓમાં વેરાઈ-
ગએલાઓની પાસે તે જશે, ને હેલેનીઓને ઉપદેશ
કરશે? તમે મને શોધશો, પણ હું નહીં જડીશ, ને ૩૬

જાંહાં હું છું, તાંહાં તમે આવી નથી શકતા, એવી
વાત જે તેણે કહી તે શી છે?
૩૭ અને પરવને છેલે તથા મોહોટે દાહાડે ઈશુએ
ઉભા રહીને ધાંટો પાડતાં કહયું કે, જો કોઈ તરશો
૩૮ હોએ, તો તે મારી પાસે આવીને પીએ. જેમ
લેખમાં છે તેમ, જે મારા પર વીશવાસ કરેછે, તેના
૩૯ પેટમાંથી જીવતા પાણીની નદીઓ વેહેશે. પણ તે
પરના વીશવાસ કરનારાઓ, જે આતમા પામવાના
હતા, તે વીશે તેણે એ કહયું, કાંજે હજી પવીતર
આતમા (અપાયો) ન હતો, કેમકે તાંહાં લગી
૪૦ ઈશુ મહીમાવાન કરાયો ન હતો. તે માટે લોકોમાંથી
ઘણાએ એ વાત શાંભલીને કહયું કે, આવનાર
ભવીશવાદી ખચીત એજ છે, બીજાઓએ કહયું કે,
૪૧ એજ ખરીસત છે. પણ કેટલાએકે કહયું કે શું
૪૨ ગાલીલથી ખરીસત આવેછે? શું લેખમાં નથી કહયું
કે, દાવુદના વંશમાંથી, તથા બેથલેહમ શેહેર, જાંહાં
૪૩ દાવુદ હતો, તાંહાંથી ખરીસત આવેછે? એ માટે તે
૪૪ લોકોમાં ફુટ પડી. ને તેઓમાંથી કેટલાએકે તેને
પકડવા ચાહયો; પણ તે પર કોઈએ હાથ નાંખયો
નહીં.
૪૫ તે વેલા મુખી યાજકોની, તથા ફરોશીઓની પાસે
ભાલદારો આવયા, ને તેઓએ તેઓને કહયું કે,
૪૬ તમે તેને કેમ લાવયા નહીં? ભાલદારોએ ઉતર

આપચું કે, એ માણસના જેવું કદી કોઈ માણસ
બોલચું નથી. તારે ફરેશીઓએ તેઓને ઉતર દીધું ૪૭
કે, તમે પણ શું ભુલાવો ખાધો? અધીકારીઓમાંથી ૪૮
અથવા ફરેશીઓમાંથી શું કોઈએ તે પર વીશવાશ
કીધો છે? પણ આ લોક, જે નીચમશાસતર નથી ૪૯
જાણતા તેઓ શાપીત છે. નીકોદેમશ તેઓમાંનો ૫૦
એક જે રાતરે તેની પાસે આવચો હતો તે તેઓને
કેહેછે, માણસનું શાંભલચા અગાઉ, ને જે તેણે કીધું ૫૧
છે તે જાણચા વીના, આપણું નીચમશાસતર શું
તેનો નચાચ ઠરાવેછે? ને તેઓએ ઉતર આપતાં ૫૨
તેને કહચું કે, તું પણ શું ગાલીલનો છે? શોધીને જો,
કેમકે કોઈ ભવીશવાદી ગાલીલથી ઉતપન થચો નથી.
તારે હરેક પોત પોતાને ઘેર ગચો. ૫૩

અને ઈશુ જૈતુનના પાહાડ પર ગચો. ને સહવારે ૮
ફરી તે મંદીરમાં આવચો, ને સઘલા લોક તેની પાસે ૨
આવચા, ને તેણે બેસીને તેઓને ઉપદેશ કીધો.
તારે શાસતરીઓ તથા ફરેશીઓ વીભીચારમાં ૩
પકડાએલી એક બાચડીને તેની પાસે લાવેછે, ને
તેઓ તેને વચમાં મુકીને કેહેછે કે ગુરૂ, આ બાચડી ૪
વીભીચાર કરતાં તેમાંજ પકડાઈ છે. ને મુસાએ ૫
નીચમશાસતરમાં આપણને આગના આપી છે કે,
એવીઓને પથરે મારવી. પણ તું શું કેહેછે? પણ ૬
તેઓએ તેનું પરીકશણ કરતાં, તે પર દોશ મુકવાનું

તેઓને કંઈ મલી આવે, માટે એ કહયું. તારે ઈશુએ
૭ નીચો વલીને ભુંઈ પર આંગલીએ લખયું. ને
તેઓએ તેને પુછયા કીધું, તારે તેણે ઉભા થઇને
તેઓને કહયું કે, તમારામાં જે નીશપાપ છે, તે
૮ પેહેલાં તે પર પથર નાંખે. ને ફરી તેણે નીચા
૯ વલીને ભુંઈ પર લખયું. તારે તેઓ શાંભલીને,
તથા પોતાનાં મનથી અપરાધી ઠરીને, ઘરડાથી
માંડીને છેલા સુધી, એક પછી એક નીકલી ગયા,
ને વચમાં ઉભી રહેલી બાયડી સુધાં એકલા ઈશુને
૧૦ મુકી ગયા. તારે ઈશુ ઉભો થયો, ને તે બાયડી
વીના કોઇને ન જોઇને તેને કહયું કે, બાઈ, તારા
પર દોશ મુકનારા કાંહાં છે? શું કોઇએ તારો દંડ
૧૧ નથી ઠરાવયો? ને તે બોલી કે, પરભુ, કોઈએ નહી.
તારે ઈશુએ તેને કહયું કે, હું પણ તારો દંડ નથી
ઠરાવતો. તું જા, ને હવેથી પાપ ના કર.
૧૨ તાર પછી ઈશુએ બોલીને તેઓને કહયું કે, જગ-
તનું અજવાલું હું છું; જે મારી પાછલ આવેછે, તે
અંધકારમાં નહીં ચાલશે, પણ જીવનનું અજવાલું
૧૩ પામશે. તારે ફરોશીઓએ તેને કહયું કે, તું પોતા
૧૪ વીશે સાહેદી આપેછેઃ તારી સાહેદી ખરી નથી. તારે
ઈશુએ ઉતર આપતાં તેઓને કહયું કે, જો હું પોતા
વીશે સાહેદી આપુંછું, તો પણ મારી સાહેદી ખરી છે,
કાંજે હું કાંહાંથી આવયો છું, ને કાંહાં જાઉંછું, એ

હું જાણુંછું; પણ તમે નથી જાણતા કે હું કાંહાંથી
આવયો છું, અથવા કાંહાં જાઉંછું. તમે દેહ પર- ૧૫
માણે નચાય ઠરાવોછો; હું કોઇનો નચાય ઠરાવતો
નથી. વળી જો હું નચાય ઠરાવું, તો મારો નચાય ૧૬
ખરો છે; કેમકે હું એકલો નથી, પણ હું છું ને બાપ
જેણે મને મોકલયો તે પણ છે. ને તમારા ૧૭
નીયમશાસતરમાં પણ એમ લખયું છે કે, બે
માણસની સાહેદી ખરી છે. હું પોતા વીશે સાહેદી ૧૮
આપનાર એવો છું, ને બાપ જેણે મને મોકલયો છે
તે મારા વીશે સાહેદી આપેછે. તારે તેઓએ તેને ૧૯
કહયું કે, તારો બાપ કાંહાં છે? ઈશુએ ઉતર આપયું
કે, તમે મને અથવા મારા બાપને પણ જાણતા
નથી; જો તમે મને જાણત, તો મારા બાપને
પણ જાણત. ઈશુએ સભાસથાનમાં ઉપદેશ કરતાં ૨૦
ભંડારમાં એ વાતો કહી, પણ કોઈએ તેને પકડયો
નહીં; કેમકે તાંહાં લગી તેનો સમય આવયો ન હતો.
તારે ઈશુએ તેઓને ફરી કહયું કે, હું જાઉંછું, ને ૨૧
તમે મને શોધશો, પણ પોતાના પાપમાંજ મરશો;
જાંહાં હું જાઉંછું, તાંહાં તમે આવી શકતા નથી.
તારે યહુદીઓએ કહયું કે, એ શું પોતાને મારીનાં- ૨૨
ખશે? કેમકે એ કેહેછે કે, જાંહાં હું જાઉંછું, તાંહાં તમે
આવી શકતા નથી. ને તેણે તેઓને કહયું કે, તમે ૨૩
નીચેના છો, હું ઉપરનો છું; તમે આ જગતના છો,

૨૪ હું આ જગતનો નથી. એ માટે મે તમને કહયું, કે
તમે પોતાનાં પાપમાંજ મરશો; કેમકે હું તે છું,
એનો જો તમે વીશવાસ કરતા નથી, તો તમે પોતાનાં
૨૫ પાપમાં મરશો. તે માટે તેઓએ તેને કહયું કે, તું
કોણ છે? ને ઈશુએ તેઓને કહયું કે, પરથમથી જે
૨૬ હું તમને કેહેતો આવયો તેજ; તમારા વીશે કેહે-
વાનાં, તથા નયાય ઠરાવાનાં મારે ઘણાં છે; પણ
જેણે મને મોકલયો છે, તે ખરો છે; ને મે તેની
પાસેથી જે શાંભલયાં છે, તે જગતને હું કહુંછું.
૨૭ તેઓ સમજયા નહીં કે, તેણે તેઓને બાપ વીશે
૨૮ કહયું. તારે ઈશુએ તેઓને કહયું કે, જારે તમે
માણસના પુતરને ઊંચો કરશો, તારે તમે જાણશો,
કે હું તેજ છું; ને હું પોતાથી કંઈ કરતો નથી, પણ
જેમ મારા બાપે મને શીખવયું છે, તેમ એ વાતો હું
૨૯ કહુંછું. ને જેણે મને મોકલયો તે મારી સાથે છે;
બાપે મને એકલો નથી મુકયો; કેમકે તેનાં ગમતાં
૩૦ કામ નીત હું કરૂંછું. તે એ વાતો કેહેતો હતો, તારે
ઘણાંએ તે પર વીશવાસ કીધો.
૩૧ તારે જે યહુદીઓએ તે પર વીશવાસ કીધો,
તેઓને ઈશુએ કહયું કે, જો તમે મારી વાત પર
૩૨ રેહો, તો તમે મારા શીશો છો ખરા. ને તમે સત-
૩૩ ને જાણશો, ને સત તમારો છુટકો કરશે. તેઓએ
તેને ઉતર આપયું કે, હમે ઈબરાહીમનો વંશ છઈએ,

ને કદી પણ કોઈના દાસપણામાં ન હતા; તો તું કેમ
કેહેછે કે, તમે છુટેલા થશો? ઈશુએ તેઓને ઉતર ૩૪
દીધું કે, હું તમને ખચીત ખચીત કહુંછું, કે જે કોઈ
પાપ કરેછે, તે પાપનો દાસ છે; ને દાસ સદા ઘરમાં ૩૫
રેહેતો નથી; પણ દીકરો સદા રેહેછે. માટે જો ૩૬
દીકરો તમને છુટેલા કરશે, તો તમે ખરેખરા છુટેલા
થશો. હું જાણુંછું, કે તમે ઇબરાહીમનો વંશ છો; ૩૭
પણ મારી વાત તમારામાં માતી નથી, માટે તમે
મને મારીનાંખવા શોધો છો. મે મારા બાપની ૩૮
પાસે જે દીઠું છે, તે હું કહું છું; ને તમે પણ પોતાના
બાપની પાસે જે દીઠું છે, તે કરોછો. તેઓએ ઉતર ૩૯
આપતાં તેને કહયું કે, ઈબરાહીમ અમારો બાપ છે.
ઈશુએ તેઓને કહયું કે, જો તમે ઈબરાહીમનાં
છોકરાં હોત, તો ઈબરાહીમનાં કામ તમે કરત. પણ ૪૦
હવે જે સત મે દેવ પાસેથી શાંભલયું તે તમને
કહયું, એવા માણસને તમે મારીનાંખવા શોધોછો.
ઈબરાહીમે એવું કીધું ન હતું. તમે પોતાના બાપનાં ૪૧
કામ કરોછો. તારે તેઓએ તેને કહયું કે, અમે
વીભીચારથી નથી જનમયા; અમારો એક બાપ
છે, તે દેવ. તે માટે ઈશુએ તેઓને કહયું, જો દેવ ૪૨
તમારો બાપ હોત, તો તમે મારા પર પરેમ કરત;
કાંજે હું દેવ પાસેથી નીકલીને આવયો છું; કેમકે હું
પોતાથી આવયો નથી, પણ તેણે મને મોકલયો છે.

૪૩ મારૂં બોલવું તમે શા માટે સમજતા નથી? મારી
૪૪ વાતો તમે શાંભળી નથી શકતા તે માટે. તમે
તમારા બાપ શેતાનના છો; ને તમારા બાપની
કુવાસના કરવા તમે ચાહોછો; તે પરથમથી માણ-
સની હીંસા કરનાર થયો, ને તેમાં સત નથી, તે
માટે સતમાં તે સથીર રહયો નથી; તે જારે જાુઠું
બોલેછે, તારે પોતાનામાંથી બોલેછે, કાંજે તે જાુઠો,
૪૫ ને જાુઠાનો બાપ છે. પણ હું સત કહુંછું, તે માટે
૪૬ તમે મારા પર વીશવાસ કરતા નથી. તમારામાંથી
કોણ મારા પર પાપ સાબીત કરે? ને જો હું સત
કહુંછું, તો શા માટે તમે મારા પર વીશવાસ કરતા
૪૭ નથી? જે દેવનો છે, તે દેવની વાતો શાંભળેછે;
૪૮ તમે દેવના નથી, માટે શાંભળતા નથી. તારે યહુ-
દીઓએ ઉતર આપતાં તેને કહયું કે, તું સમારી, ને
ભુતવળગેલો છે, એ શું અમે ઠીક નથી કેહેતા?
૪૯ ઈશુએ ઉતર દીધું કે, હું ભુતવળગેલો નથી, પણ મારા
બાપને માન આપુંછું, ને તમે મારૂં અપમાન કરોછો.
૫૦ પણ હું મારૂં માન નથી શોધતો; શોધનાર તથા
૫૧ નયાય કરનાર એવો એક બીજો છે. હું તમને
ખચીત ખચીત કહુંછું, કે જો કોઈ મારી વાત પાળે,
૫૨ તો તે કદીજ મોત નહીં દેખશે. તારે યહુદીઓએ તેને
કહયું હવે અમે જાણીએછઈએ કે તું ભુતવળગેલો
છે. ઈબ્રાહીમ તથા ભવીશવાદીઓ મરીગયા છે;

પણ તું કેહેછે કે જો કોઈ મારી વાત પાલે, તો તે
કદીજ મોત નહીં ચાખશે. તું શું અમારા બાપ ૫૩
ઈબ્રાહીમ કરતાં મોહોટો છે? તે મરીગયો છે, ને
ભવીશવાદીઓ પણ મરીગયા. તું પોતાને કોણ
ઠરાવેછે? ઈશુએ ઉતર દીધું કે, જો હું પોતાને આબરૂ ૫૪
આપું, તો મારી આબરૂ કંઈ નથી; મને આબરૂ
આપનાર મારો બાપ છે, જે વીશે તમે કોહોછો કે,
તે અમારો દેવ છે. તો પણ તમે તેને જાણ્યો નથી, ૫૫
પણ હું તેને જાણુંછું, ને જો હું કહું, કે હું તેને નથી
જાણતો, તો તમારા જેવો હું જુઠો થઈશ; પણ હું
તેને જાણુંછું, ને તેની વાત પાલુંછું. તમારો બાપ ૫૬
ઈબ્રાહીમ મારો દાહાડો જોવાને હરખાયો, ને
તેણે તે જોઇને આનંદ કીધો. તે પર યહુદીઓએ ૫૭
તેને કહ્યું કે, હજી સુધી તું પચાશ વરશનો નથી, ને
શું તેં ઈબ્રાહીમને દીઠો છે? ઈશુએ તેઓને કહ્યું કે, ૫૮
હું તમને ખચીત ખચીત કહુંછું કે, ઈબ્રાહીમ થયા
અગાઉ હું છું. તારે તેઓએ પથર તે પર નાંખવાને ૫૯
ઉઠાવયા; પણ ઈશુ સંતાયો, ને તેઓની વચમાંથી
જઇને મંદીરમાંથી નીકલયો, ને એમ તાંહાંથી ગયો.

અને તેણે આગલ જતાં જનમના આંધલા ૯
એક જણને દીઠો, તારે તેના શીશોએ તેને પુછતાં
કહ્યું કે, રાબી જે પાપને લીધે એ આંધલો જન- ૨
મયો, તે કોણે કીધું? એણે કે એનાં માબાપે?

૩ ઈશુએ ઉતર આપયું કે, એણે કે એનાં માબાપે પણ
પાપ કીધું નથી; પણ દેવનાં કામ એથી પરગટ
૪ થાએ એ માટે. જાંહાં સુધી દાહાડો છે, તાંહાં
સુધી જેણે મને મોકલયો છે તેનાં કામ કરવાં મને
જરૂર છે; રાત આવેછે, તારે કોઈથી કામ કરાતું નથી.
૫ હું જગતમાં છું તાંહાં સુધી હું જગતનું અજવાળું છું.
૬ તે એ વાતો કહીને ભુંઈ પર થુકયો, ને થુંકે કાદવ
કીધો. ને તે કાદવ તે આંધળાની આંખો પર તેણે
૭ ચોપડયો. ને તેને કહયું કે, તું જઇને શીલોહાના
હોજમાં ધો. (શીલોહા) એટલે મોકલેલો. તારે તે
૮ ગયો, ને ધોઈને દેખતો આવયો. તે માટે પડોસી-
ઓએ તથા જેઓએ તેને અગાઉ આંધળો દીઠો
હતો તેઓએ કહયું કે, જે બેસતો ને ભીખ માગતો
૯ હતો, તે શું એજ નથી? કેટલાએક કહયું કે, એ તેજ
છે; બીજાઓએ કહયું કે એ તેના જેવો છે; પણ
૧૦ તેણે કહયું કે, હું તેજ છું. તારે તેઓએ તેને કહયું
૧૧ કે, તારી આંખો શી તરેહ ઉઘડી ગઈ? તેણે ઉતર દેતાં
કહયું કે, ઈશુ કેહેવાએલા એક જાણે કાદવ કીધો, ને
મારી આંખો પર ચોપડયો, ને મને કહયું કે, તું
જઇને શીલોહાના હોજમાં ધો; માટે હું ગયો, ને
૧૨ ધોઈને દેખતો થયો. તારે તેઓએ તેને કહયું કે, તે
કાંહાં છે? તેણે કહયું કે, હું જાણતો નથી.
૧૩ જે પેહેલાં આંધળો હતો, તેને તેઓ ફરોશીઓ

પાસે લઈ આવયા. ને જારે ઈશુએ કાદવ કરીને ૧૪
તેની આંખો ઉઘાડી હતી, તારે વીશરામવાર હતો.
તે માટે ફરૅશીઓએ પણ ફરીથી તેને પુછયું કે, શી ૧૫
તરેહ તું દેખતો થયો? ને તેણે તેઓને કહયું કે,
તેણે મારી આંખો પર કાદવ ચોપડયો, ને હું ધોઇને
દેખતો થયો. તે પર ફરૅશીઓમાંના કેટલાએકે ૧૬
કહયું કે, તે માણુસ દેવની પાસેથી નથી; કેમકે
વીશરામવારને તે પાળતો નથી; બીજાઓએ કહયું
કે, પાપી માણુસ એવાં અચરત કામ શી તરેહ કરી
શકે? એમ તેઓમાં ફુટ પડી. ફરી તેઓએ તે ૧૭
આંધળાને કહયું કે, તેણે તારી આંખો ઉઘાડી, માટે
તે વીશે તું શું કેહેછે? તારે તેણે કહયું કે, તે ભવીશ-
વાદી છે. પણ યહુદીઓએ તે દેખતા થએલાનાં ૧૮
માબાપને તેડાવયાં તાંહાં સુધી માનયું નહીં, કે
તે આંધળો હતો, ને દેખતો થયો. ને તેઓએ ૧૯
તેઓને પુછતાં કહયું કે, શું એ તમારો દીકરો છે, જે
વીશે તમે કોહોછો કે, એ જનમનો આંધળો હતો?
તો હવે એ શી તરેહ દેખેછે? તેનાં માબાપે તેઓને ૨૦
ઉતર આપતાં કહયું કે, એ અમારો દીકરો છે, ને એ
જનમનો આંધળો હતો, એ અમે જાણીએછઈએ.
પણ એ હવે શી તરેહ દેખેછે, તે અમે જાણતા નથી, ૨૧
અથવા એની આંખો કોણે ઉઘાડી, તે પણ અમે
જાણતા નથી, એ પુરા વયનો છે, એને પુછો, એ

૨૨ પોતા વીશે કેહેશે. તેનાં માબાપે યહુદીઓની
બીહીક રાખીને એમ કહયું; કેમકે યહુદીઓએ એવો
ઠરાવ કીધો હતો કે જો કોઈ તેને ખરીસત કરીને
કબુલ કરે, તો તેને સંભાની બાહાર કાહાડી મુકવો.
૨૩ તે માટે તેનાં માબાપે કહયું કે, એ પુરા વયનો છે,
૨૪ એને પુછો. તારે જે આંધલો હતો, તે માણસને
તેઓએ ફરી તેડીને કહયું કે, દેવને મહીમા આપ,
તે માણસ તો પાપી છે, એ અમે જાણીએછઈએ.
૨૫ તારે તેણે ઉતર દેતાં કહયું, તે પાપી છે કે નહીં, એ
હું નથી જાણતો; હું એક વાત જાણુંછું, કે હું આંધલો
૨૬ હતો, ને હવે હું દેખુંછું. તારે તેઓએ તેને ફરી પુછયું
કે, તેણે તને શું કીધું? તારી આંખો તેણે શી તરેહ
૨૭ ઉધાડી? તેણે તેઓને ઉતર દીધું કે, મેં અમણા તમ-
ને કહયું, પણ તમે શાંભલયું નહીં; ફરી તમે શા
માટે શાંભલવા યાહોછો? શું તમે પણ તેના શીશો
૨૮ થવા યાહોછો? તારે તેઓએ તેની નીંદા કરતાં
કહયું કે, તું તેનો શીશ છે; પણ અમે તો મુસાના
૨૯ શીશ છઈએ. દેવ મુસા સાથે બોલયો, એ અમે
જાણીએછઈએ; પણ એ માણસ કાંહાંનો છે, તે
૩૦ અમે જાણતા નથી. તે માણસે ઉતર આપતાં
તેઓને કહયું કે, તેણે મારી આંખો ઉધાડી, (તો પણ)
તે કાંહાંનો છે એ તમે જાણતા નથી; એમાં તો
૩૧ અચરતી છે. આપણે જાણીએછઈએ તો ખરા કે,

દેવ પાપીઓનું શાંભલતો નથી; પણ જો કોઈ દેવનો
ભકત છે, ને તેની ઈછા પરમાણે કરેછે, તો તેનું તે
શાંભલેછે. જગતના આરંભથી એવું શંભલાયું ૩૨
નથી, કે જનમના આંધલાની આંખો કોઈએ ઉઘાડી
હતી. જો એ દેવની ગમથી ન હોત, તો કંઈ કશી ન ૩૩
શકત. તેઓએ ઉતર આપતાં તેને કહયું કે, તું તો ૩૪
કેવલ પાપોમાં જનમયો છે, ને શું તું અમને
શીખવેછે? પછી તેઓએ તેને બાહાર કાહાડી-
મુકયો; ઈશુએ શાંભલયું કે, તેઓએ તેને બાહાર ૩૫
કાહાડીમુકયો છે; પછી તેણે તેને દેખીને કહયું કે, તું
શું દેવના પુતર પર વીશવાસ કરેછે? તેણે ઉતર ૩૬
આપતાં કહયું કે, પરભુ, તે કોણ છે કે હું તે પર
વીશવાસ કરૂં? તારે ઈશુએ તેને કહયું કે, તેં તેને ૩૭
દીઠો છે, ને જે તારી સાથે બોલેછે, તેજ તે છે. ને ૩૮
તેણે કહયું કે, પરભુ, હું વીશવાસ કરૂંછું. પછી તેણે
તેનું ભજન કીધું.

તારે ઈશુએ કહયું કે જે દેખતા નથી, તેઓ દેખે, ને ૩૯
જે દેખતા છે, તેઓ આંધલા થાએ, માટે નયાય
કરવા સારૂ હું આ જગતમાં આવયો છું. તારે તેની ૪૦
પાસે ફરોશીઓમાંના જે હતા તેઓએ એ વાતો
શાંભલીને તેને કહયું કે, તો શું અમે પણ આંધલા
છઈએ? ઈશુએ તેઓને કહયું કે, જો તમે આંધલા ૪૧
હોત તો તમને પાપ ન હોત; પણ અવે તમે કોહો-

છો કે, અમે દેખતા છઈએ, માંટે તમારૂ પાપ રેહેછે.
૧૦ હું તમને ખચીત ખચીત કહુંછું કે, બારણેથી
ગેટાંના વાડામાં જે નથી પેસતો, પણ બીજે કોઈ
૨ રસતે ચહડેછે, તેજ ચોર તથા લુટારો છે. પણ
૩ બારણેથી જે પેસે છે, તે ગેટાંપાલક છે. દરવાન
તેને સારૂ ઉઘાડેછે, ને ગેટાં તેનો ધાંટો શાંભલેછે;
ને તે પોતાનાં ગેટાંનાં નામ લઈને બોલાવે છે, ને
૪ તેઓને બાહાર લઈજાએછે. ને જારે તે પોતાના
ગેટાંને બાહાર કાહાડેછે, તારે તે તેઓની આગલ
ચાલેછે, ને ગેટાં તેની પાછલ આવેછે, કેમકે તેઓ
૫ તેનો ધાંટો ઓલખેછે. પણ તેઓ પારકાની પાછલ
નથી જતાં, પણ તેથી નાહાશી જાએછે; કાંજે
૬ પારકાઓનો ધાંટો તેઓ ઓલખતાં નથી. ઈશુએ
તેઓને એ દરશટાંત કહયું; પણ જે તેણે તેઓને
૭ કહયું, તે તેઓ ન સમજયા. તે માટે ઈશુએ ફરી
તેઓને કહયું કે, હું તમને ખચીત ખચીત કહુંછું કે,
૮ ગેટાંનું બારણું હું છું. જેટલા મારાથી આગલ
આવયા, તેઓ સઘલા ચોર તથા લુટારા હતા;
૯ પણ ગેટાંએ તેઓનું શાંભલયું નહીં. હું બારણું છું,
મારાથી જો કોઈ પેસે, તો તે ઉધાર પામશે, ને માંહે
૧૦ આવશે ને બાહાર જશે, ને ચારો પામશે. ચોરી
કરવા તથા મારીનાંખવા તથા નાશ કરવા વગર,
બીજે કારણે ચોર આવતો નથી. તેઓને જીવન

થાએ, ને તેઓને તે ઘણું વત્તું થાએ, માટે હું આવયો
છું. હું ઉતમ ગેટાંપાલક છું, ઉતમ ગેટાંપાલક ૧૧
ગેટાંને સારૂ પોતાનો જીવ આપેછે. પણ વેતની ૧૨
જે ગેટાંપાલક નથી, જે પોતે ગેટાંનો ધણી નથી,
તે વરૂ આવતું દેખીને ગેટાંને મુકીને નાહાશી
જાએછે; પછી વરૂ ગેટાંને પકડીને તેઓને છુટાં પા-
ડીનાંખેછે. વેતની નાહાશી જાએછે, કેમકે તે વેતની ૧૩
છે, ને ગેટાં વીશે તેને ચીંતા નથી લાગતી. હું ઉતમ ૧૪
ગેટાંપાલક છું, ને મારાંને ઓલખુંછું, ને મારાંથી
ઓલખાંઉંછું. જેમ બાપ મને જાણેછે તેમ હું ૧૫
બાપને જાણુંછું; ને ગેટાને સારૂ હું પોતાનો જીવ
આપુંછું. ને મારાં બીજાં ગેટાં છે, તેઓ આ વાડા- ૧૬
માંનાં નથી; તેઓને પણ મારે લાવવાં પડેછે, ને
તેઓ મારો ઘાંટો શાંભલશે: પછી એક ટોલું, તથા
એક ગેટાંપલક થશે. હું પોતાનો જીવ પાછો લેઉં ૧૭
માટે તે આપુંછું, એ સારૂ બાપ મારા પર પરેમ
કરેછે. કોઇ મારી પાસેથી તે નથી લેતો, પણ હું ૧૮
પોતાથી તે આપુંછું: તે આપવાનો મને અધીકાર છે,
ને તે પાછો લેવાનો મને અધીકાર છે: એ આગના
હું મારા બાપથી પામયો છું. એ માટે આ વાતોને ૧૯
લીધે યહુદીઓમાં ફરીથી ફુટ પડી. ને તેઓમાંના ૨૦
ઘણાએ કહયું કે, તે ભુતવલગેલો છે, ને તે ઘેલો છે,
તમે તેનું કેમ શાંભલોછો? બીજાઓએ કહયું કે, ૨૧

ભુતવલગેલાની એ વાતો નથી, ભુત શું આંધલા-
ઓની આંખો ઉઘાડી શકેછે?
૨૨ તારે યરૂશાલેમમાં પરતીશઠા પરવ હતું, ને
શીયાલો હતો. ને ઈશુ મંદીરમાં શુલીમાનની પરશા-
૨૩ લમાં ફરતો હતો. તારે યહુદીઓએ તેની આસ-
પાસ આવીને તેને કહયું, કાંહાં સુધી તું અમારો
૨૪ જીવ સંદેહમાં રાખશે? જો તું તે ખરીસત છે તો
૨૫ અમને સાફ કેહે. ઈશુએ તેઓને ઉતર દીધું કે, મેં
તો તમને કહયું, પણ તમે માનયું નહીં; જે કામો
હું મારા બાપના નામથી કરૂંછું, તેઓ મારા વીશે
૨૬ સાહેદી આપેછે. પણ તમે વીશવાસ કરતા નથી,
કેમકે તમે મારાં ગેટાંમાંના નથી, જેમ મેં તમને
૨૭ કહયું તેમ. મારાં ગેટાં મારો ધાંટો શાંભલેછે, ને
હું તેઓને જાણુંછું, ને તેઓ મારી પાછલ આવેછે.
૨૮ ને હું તેઓને અનંત જીવન આપુંછું, ને તેઓનો
નાશ કદી નહીંજ થશે, ને મારા હાથમાંથી તેઓને
૨૯ કોઈ છીનવી નહીંજ લેશે. મારો બાપ, જેણે મને
૩૦ તેઓને આપયાં છે, તે સહુથી મોહોટો છે; ને મારા
બાપના હાથમાંથી કોઈ તેઓને છીનવી લઈ નથી
૩૧ શકતો. હું તથા બાપ એક છઈએ. તારે તેને પથરે
૩૨ મારવાને યહુદીઓએ ફરી પથર ઉઠાવયા. ઈશુએ
તેઓને ઉતર આપયું કે, મેં મારા બાપથી શારાં
કામો ઘણાં દેખાડયાં છે, તેઓમાંના કયા કામને

લીધે તમે મને પથરે મારોછો? યહુદીઓએ તેને ૩૩
ઉતર આપતાં કહયું કે, કાંઈ શારા કામને લીધે અમે
તને પથર મારતા નથી, પણ દુરભાશણને લીધે, ને
એ માટે કે તું માણસ છતાં પોતાને દેવ ઠરાવેછે.
ઈશુએ તેઓને ઉતર દીધું, શું તમારા શાસતારમાં એ ૩૪
લખયું નથી, કે "મેં કહયું કે, તમે દેવો છો?"
જેઓ દેવની વાત પામયા, તેઓને જો તેણે દેવો ૩૫
કહયા, (ને લેખનો ભંગ થતો નથી,) તો જેને ૩૬
બાપે ઠરાવયો ને જગતમાં મોકલયો, તેને શું તમે
એમ કોહોછો કે, તું દુરભાશણ કેહેછે, કેમકે મેં કહયું
કે, હું દેવનો દીકરો છું? જો હું મારા બાપનાં કામ ૩૭
નથી કરતો, તો મારા પર વીશવાસ ન કરો. પણ ૩૮
જો હું કરૂંછું, તો તમે મારા પર કદાપી વીશવાસ નથી
કરતા, તો પણ તે કામો પર એ માટે વીશવાસ કરો,
કે તમે જાણો, ને વીશવાસ કરો, કે બાપ મારામાં
છે, ને હું તેમાં છું. એ માટે ફરી તેઓએ તેને પક- ૩૯
ડવા શોધયો, પણ તે તેઓના હાથથી નીકલી ગયો.
આને યરદનને પેલે પાર, જાંહાં પેહેલાં યોહાન ૪૦
બાપતીસમા કરતો હતો, તે ઠેકાણે તે પાછો જઈને
તાંહાં રહયો. તારે ઘણા લોક તેની પાસે આવયા, ૪૧
ને બોલયા કે, યોહાને કાંઈ ચમતકાર કીધો ન હતો
ખરો, પણ યોહાને એ વીશે જે કહયું, તે બધું ખરૂં
હતું. ને તાંહાં ઘણાએ તે પર વીશવાસ કીધો. ૪૨

૧૧ ત્યારે મરયમ તથા તેહેની બેહેન મારથાના
બેથાનીઆ ગામનો લાજરસ નામે એક જણ માંદો
૨ હતો. ને જે મરયમે પરભુને અતર ચોલયું હતું,
ને તેના પગ પોતાને ચોટલે લોહયા હતા, તેનોજ
૩ ભાઈ લાજરસ માંદો હતો. એ માટે બેહેનોએ તેને
કેહેવાડી મોકલયું કે, પરભુ, જો, જે પર તું પરેમ
૪ કરેછે, તે માંદો છે. તારે ઈશુએ શાંભલીને કહયું કે,
એ મરણ થવાનો મંદવાડ નથી, પણ એથી દેવના
દીકરાનો મહીમા થાએ, માટે દેવના મહીમાને સારૂ
૫ એ છે. ને મારથા, તથા તેની બેહેન, તથા લાજરશ
૬ એમના ઉપર ઈશુ પરેમ કરતો હતો. તો તે માંદો
છે, એ શાંભલયા પછી જાંહાં તે પોતે હતો, તેજ
૭ ઠેકાણે બે દાહાડા રહયો. તાર પછી તેણે શીશોને
૮ કહયું કે, ફરી આપણે યહુદામાં જઈએ. શીશોએ
તેને કહયું કે, રબ્બી, થોડા દાહાડા પર તો યહુદી-
ઓએ તને પથરે મારવાને શોધયો, ને શું ફરી તું
૯ તાંહાં જાએછે? ઈશુએ ઉતર આપયું કે, શું દાહાડાની
તીશ ઘડી નથી? જો કોઈ દીવસે ચાલેછે, તો તે આ
જગતનું અજવાલું દેખેછે, માટે ઠોકર નથી ખાતો.
૧૦ પણ જો કોઈ રાતરે ચાલછે, તો તેને અજવાલું નથી,
૧૧ માટે ઠોકર ખાએછે. તેણે એ વાતો કહી તાર પછી
તેઓને કહયું કે, આપણો મીતર લાજરશ ઉંઘી ગયો
૧૨ છે, પણ હું તેને જાગતો કરવા જાઉંછું. તારે તેના

શીશોએ કહ્યું કે, પરભુ, જો તેને ઉંઘ આવી તો તે
સમો થશે. ઈશુએ તો તેના મરણ વીશે કહ્યું; ૧૩
પણ તેઓને એમ લાગયું કે તેણે ઉંઘનો વીશામો
લેવા વીશે કહ્યું. માટે ઈશુએ તેઓને સાફ કહ્યું કે, ૧૪
લાજરશ મરી ગયો. ને હું તાંહાં ન હતો, માટે હું ૧૫
તમારે લીધે હરખાઉંછું, કે એ કારણથી તમે વીશ-
વાસ કરો; પણ આપણે તેની પાસે જઈએ. તેવારે ૧૬
થોમા, જે દીદીમશ કેહેવાએછે, તેણે પોતાના સાથી
શીશોને કહ્યું કે, આપણે પણ જઈએ કે તેની સાથે
મરીએ.
જારે ઈશુ આવયો તારે તેણે જોયું કે તેને કબરમાં ૧૭
(રાખયા) ને ચાર દાહાડા થયા. ને બેથાનીઆ ૧૮
યરૂશાલેમથી આસરે બે ગાઉ આઘું હતું. ને મારથા ૧૯
તથા મરયમની પાસે તેઓના ભાઈસંબંધી દીલાસો
દેવા સારૂ યહુદીઓમાંના ઘણાએક આવયા હતા.
ઈશુ આવેછે એ મારથાએ શાંભલયું, તારે તે જઇને ૨૦
તેને મલી; પણ મરયમ ઘરમાં બેસી રહી. તારે ૨૧
મારથાએ ઈશુને કહ્યું કે, પરભુ, જો તું હીઆં હોત,
તો મારો ભાઈ ન મરત. પણ હજાુઓ તું દેવ પાસે ૨૨
જે કંઈ માગશે, દેવ તને તે આપશે, એ હું જાણુંછું.
ઈશુએ તેને કહ્યું કે, તારો ભાઈ પાછો ઉઠશે. ૨૩
મારથાએ તેને કહ્યું કે, છેલે દાહાડે પુનરૂતથાનમાં ૨૪
તે પાછો ઉઠશે, એ હું જાણુંછું. ઈશુએ તેને કહ્યું કે, ૨૫

પુનરૂતથાન તથા જીવન હું છું; જે મારા પર વીશ-
વાસ કરેછે, તે જો મુઓ હોએ તો પણ જીવતો
૨૬ થશે. ને જે કોઇ જીવતાં મારા પર વીશવાસ કરેછે,
તે કદી નહીંજ મરશે; તું શું એનો વીશવાસ કરેછે?
૨૭ તેણે તેને કહયું કે, હા પરભુ, હું વીશવાસ કરૂંછું કે
તું તે ખરીસત, દેવનો દીકરો જે જગતમાં આવેછે,
૨૮ તેજ છે. ને તે એમ કહીને ચાલી ગઈ, ને પોતાની
બેહેન મરયમને છાની તેડતાં કહયું કે, ગુરૂ આવયો
૨૯ છે, ને તને તેડેછે. તેણે શાંભલયું તારેજ તે વેહેલી
૩૦ ઉઠીને તેની પાસે આવી. ને ઈશુ હજી ગામમાં
આવયો ન હતો, પણ જાંહાં મારથા તેને મલી
૩૧ હતી તે જગયામાં હતો. તારે જે યહુદીઓ તેની
સાથે ઘરમાં છતાં તેને દીલાસો આપતા હતા,
તેઓએ દીઠું કે મરયમ વેહેલી ઉઠીને બાહાર ગઈ,
તારે તેઓએ તેની પાછળ જતાં કહયું કે, કબર પર
૩૨ રડવાને તે જાએછે. જાંહાં ઈશુ હતો તાંહાં મરયમે
આવીને તેને દીઠો, તારે તેના પગ પાસે પડીને તેને
કહયું કે, પરભુ, જો તું હીઆં હોત, તો મારો ભાઈ
૩૩ ન મરત. જારે ઇશુએ તેને રડતી જોઇ, ને જે યહુ-
દીઓ તેની જોડે આવયા તેઓને પણ રડતા જોયા,
તારે તેણે મનમાં નીશાશો મુકયો, ને પોતે વયાકુલ
૩૪ થયો. ને કહયું કે, તમે તેને કાંહાં મુકયો છે?
૩૫ તેઓએ તેને કહયું, આવીને જો. ઈશુ રડયો.

એ માટે યહુદીઓએ કહયું કે, જુઓ, તેણે તે પર ૩૬
કેટલો પરેમ રાખયો? ને તેઓમાંના કેટલાએક ૩૭
કહયું કે, જેણે આંધલાની આંખો ઉધાડી, તે શું એને
એવું કરવાને પણ શકતો ન હતો કે એ ન મરત?
તારે ઈશુ પોતાના મનમાં ફરી નીશાશો મુકતો કબર ૩૮
પર આવયો. તે તો ગુફા હતી, ને તે પર પથર ૩૯
મુકયો હતો. ઈશુએ કહયું કે, પથરને ખશેડો. તે
મુએલાની બેહેન માર્થાએ તેને કહયું કે, પરભુ,
હવે તે તો ગંધાતો હશે; કેમકે આજ તેને ચાર
દાહાડા થયા. ઈશુએ તેને કહયું કે, જો તું વીશવાસ ૪૦
કરશે, તો દેવનો મહીમા દેખશે, શું મેં તને એ નથી
કહયું? તારે જાંહાં તે મુએલાને મુકયો હતો, તાંહાંથી ૪૧
તેઓએ પથર ખસેડયો, ને ઈશુએ આંખો ઉંચી
કરીને કહયું કે, બાપ, તેં મારૂં શાંભલયું છે, માટે હું
તારી સતુતી કરૂંછું. ને તું નીતે મારૂં શાંભલેછે, એ ૪૨
હું જાણુંછું; પણ જે લોક આસપાસ ઉભા રેહેછે,
તેઓ વીશવાસ કરે કે તેં મને મોકલયો છે, માટે
તેઓને લીધે મેં એ કહયું. એમ બોલયા પછી ૪૩
તેણે મોહોટે ધાંટે હાંક મારી કે, લાજરશ, બાહાર
આવ. તારે જે મરીગએલો તે હાથ પગે પાટો ૪૪
બાંધેલો બાહાર નીકલયો, ને તેનું મોહો રૂમાલે
વીંટાલેલું હતું. ને ઈશુએ તેઓને કહયું એને છોડો,
ને જવા દો. ને જે યહુદીઓ મરયમની પાસે આવયા ૪૫

હતા, ને ઇશુએ જે કીધાં તે જોયાં હતાં, તેઓમાંથી
૪૬ ઘણાએ તે પર વીશવાસ કીધો. પણ તેઓમાંના
કેટલાએક ફરોશીઓની પાસે જઈને, ઈશુએ જે કીધાં
હતાં, તે તેઓને કહયાં.
૪૭ તાર પછી મુખી યાજકોએ તથા ફરોશીઓએ
સભા મેલવીને કહયું કે, આપણે શું કરીએ? કેમકે
૪૮ એ માણસ ઘણાં અચરત કામો કરેછે. જો આપણે
તેને એમનો એમજ રેહેવા દઈશું, તો સઘલા તે પર
વીશવાસ કરશે, ને રૂમી લોક આવીને આપણી
૪૯ જગયા તથા દેશનાઓને લઈ લેશે. ને કાયાફા
નામે તેઓમાંના એકે, તે વરશમાં પરમુખય યાજક
૫૦ છતાં, તેઓને કહયું કે, તમે કંઈ જાણતા નથી; ને
વીચારતા નથી કે પરજાની વતી એક માણસનું
મરવું, ને દેશના સઘલાઓએ નાશ ન પામવો
૫૧ આપણે સારૂ ગુણકારી છે. ને એ તેણે પોતાથી
કહયું ન હતું, પણ તે વરશમાં પરમુખય યાજક
છતાં તેણે ભવીશ કહયું કે, દેશનાઓની વતી ઈશુ
૫૨ મરશે. ને એકલા તે દેશનાઓની વતી નહીં, પણ એ
માટે કે દેવનાં વેરાઈ ગએલાં છોકરાંઓને પણ તે
૫૩ એકઠાં મેલવે. તો તે દાહાડાથી તેને મારીનાંખ-
૫૪ વાનો તેઓએ મનસુબો કીધો. તે માટે તારથી
યહુદીઓમાં પરગટરૂપે ઈશુ ફરયો નહીં, પણ તાંહાંથી
રાનની પાસેના પરાંતના એફરાઈમ કેહેવાએલા

શેહેરમાં ગયો, ને પોતાના શીશો સુધાં તાંહાં રહ્યો.
તારે યહુદીઓનું પાસખા પરવ પાસે હતું, ને ૫૫
પાસખા અગાઉ ઘણા લોકો પોતાને શુધ કરવાને
તે પરાંતથી યરૂશાલેમમાં ગયા. તે વેલા તેઓએ ૫૬
ઈશુનો શોધ કીધો, ને મંદીરમાં ઉભા રેહેતાં માહોમાં
કહ્યું કે, તમને શું લાગેછે? શું પરવમાં તે આવનાર
નથી? વલી મુખી યાજકોએ તથા ફરોશીઓએ, ૫૭
તેને પકડવા માટે એવી આગના આપી હતી કે, તે
કાંહાં છે, એમ જો કોઇને માલુમ હોએ, તો તે
ખબર આપે.

તારે પાસખા પરવને છ દાહાડા અગાઉ ઈશુ ૧૨
બેથાનીઆમાં આવયો, જાંહાં મરીગએલો લાજ-
રશ, જેને તેણે મરીગએલાઓમાંથી ઉઠાડયો હતો,
તે હતો. માટે તેઓએ તેને કાજે જમણ કીધું, તારે ૨
માર્થા સેવા કરતી હતી, પણ લાજરશ તેની સાથે
બેસનારાઓમાંનો એક હતો. તે વેલા ઘણા મુલનું ૩
નરા સંબુલનું શેર અતર મરયમે લઈને ઈશુને પગે
ચોલયું, ને પોતાને ચોટલે તેના પગ લોહયા, તારે
અતરની સુગંધીએ ઘર ભરાઈ ગયું. એ માટે તેના ૪
શીશોમાંનો એક શીમોનનો દીકરો યહુદા ઈશકારી-
ઓત, જે તેને પરસવાધીન કરાવનાર હતો, તેણે
કહ્યું કે, એ અતર તરણશેં દીનારે વેચીને દરીદરીઓને ૫
શા માટે અપાયું નહીં? તેને દરીદરીઓની ચીંતા ૬

લાગી, માટે એ કહયું એમ નહીં; પણ તે ચોર હતો,
ને થેલી રાખતો હતો, ને તેમાં જે નંખાતું તે ઉાંચકી
૭ લઈ જતો હતો, તે માટે કહયું. તારે ઈશુએ કહયું કે,
તેને છેડ મા; મારા દટાવાના દાહાડાને સારૂ તેણે
૮ એ રાખી મુકયું છે. કેમકે દરીદરીઓ તો સદા તમારી
૯ સાથે છે, પણ હું સદા તમારી સાથે નથી. જારે
યહુદીઓના ધણા લોકોએ જાણયું કે તે તાંહાં છે,
તારે તેઓ આવયા, એકલા ઈશુને સારૂ નહીં, પણ
તેણે જે લાજરશને મરીગએલાઓમાંથી ઉઠાડયો
૧૦ હતો, તેને પણ જોવા સારૂ. ને મુખી યાજકોએ
લાજરશને પણ મારીનાંખવાનો મનસુબો કીધો.
૧૧ કાંજે તેના કારણથી યહુદીઓમાંના ધણાએ જઇને
ઈશુ પર વીશવાસ કીધો.
૧૨ બીજે દાહાડે પરવમાં આવેલા ધણાએક લોકોએ
૧૩ એવું શાંભલયું કે, ઈશુ યરૂશાલેમમાં આવેછે; તારે
ખજુરનાં જાહાડની ડાલીઓ તેઓએ લીધી, ને
તેને મલવાને બાહાર ગયા; પછી એવી બુમ પાડી
કે, હોશાના, પરભુના નામથી ઈશરાએલનો જે રાજા
૧૪ આવેછે, તે ધનવાન છે. ને ઈશુને એક જુવાન
ગધેડું મલયું તારે તેના પર તે બેઠો, જેમ લખયું
૧૫ છે તેમ કે, "ઓ શીઓનની દીકરી બીહી મા; જો
તારો રાજા ગધેડાના બચા પર બેસીને આવેછે."
૧૬ તો પણ પરથમ તેના શીશો એ વાતો સમજયા

ન હતા, પણ ઈશુ મહીમાવાલો કરાયો, તારે તેઓએ
સંભારયું કે તે સંબંધી એ લખયું છે, ને તેજ પર-
માણે તેને અમે કીધું. જે લોક એની સાથે ૧૭
હતા, તેઓએ તો સાહેદી આપી કે, એણે લાજરશને
કબરમાંથી બોલાવયો, ને મરીગએલાઓમાંથી
ઉઠાડયો. ને તેજ કારણથી લોકો તેને મલવા ગયા; ૧૮
કેમકે તેઓએ શાંભલયું કે તેણે એ ચમતકાર કીધો
હતો. તે માટે ફરોશીઓએ માહોમા કહયું કે, તમારૂં ૧૯
કંઈ ચાલતું નથી એ સું તમે દેખોછો? જુઓ, આખું
જગત તેની પછવાડે ગયું છે?

અને પરવમાં ભજન કરવાને જે આવયા હતા, ૨૦
તેઓમાંના કેટલાએક હેલેની હતા. એ માટે તેઓ ૨૧
ગાલીલના બેથશાઈદાના ફીલીપની પાસે આવયા,
ને તેની વીનંતી કરતાં કહયું કે, સાહેબ, અમે ઈશુને
જોવા ચાહીએછઈએ. ફીલીપે આવીને આંદરયાને ૨૨
કહયું, પછી આંદરયાએ તથા ફીલીપે ઈશુને
કહયું. તારે ઈશુએ તેઓને ઉતર આપતાં કહયું કે, ૨૩
માણસના દીકરાને મહીમાવાન થવાની ઘડી આવી
છે. હું તમને ખચીત ખચીત કહુંછું, જો ઘઉંનો ૨૪
દાણો ભુંઈમાં પડીને નથી મરતો, તો તે એકલો
રેહેછે; પણ જો મરેછે, તો ઘણાં ફલ આપેછે. જે ૨૫
પોતાના જીવ પર પરીતી કરેછે, તે તેને ખોશે;
પણ જે આ જગતમાં પોતાના જીવ પર દવેશ કરેછે,

૨૬ તે અનંત જીવનને સારૂ તેને રાખશે. જો કોઈ મારી
સેવા કરતો હોએ, તો તેણે મારી પાછળ આવવું; ને
જાંહાં હું છું, તાંહાં મારો સેવક પણ રેહેશે. ને જો
કોઈ મારી સેવા કરતો હોએ, તો બાપ તેને માન આ-
૨૭ પશે. હવે મારો જીવ વચાકુળ થયો છે, ને હું શું કહું?
ઓ બાપ, મને આ ઘડીથી બચાવ. પણ એનેજ
૨૮ લીધે તો હું આ ઘડી સુધી આવયો છું. ઓ બાપ,
તારા નામનો મહીમા કર. એ પર આકાશવાણી થઈ
કે, મેં તેનો મહીમા કીધો છે, ને ફરી મહીમા કરીશ.
૨૯ તારે જે લોકો પાસે ઉભા રહીને શાંભળતા હુતા,
તેઓએ કહયું કે, ગરજના થઇ. બીજાઓએ કહયું
૩૦ કે, દુતે તેની જોડે વાત કીધી. ઈશુએ ઉતર આપતાં
કહયું કે, એ વાણી મારે સારૂ નહીં, પણ તમારે કાજે
૩૧ થઈ. હવે આ જગતનો નયાય ઠરવાનો છે: હવે
૩૨ આ જગતનો અધીકારી બાહાર કહડાશે. ને જો હું
પરથવી પરથી ઉંચો કરાયો, તો સહુને હું પોતાની
૩૩ ગમ ખેંચીશ. પોતે શી તરેહના મોતથી મરવાનો,
૩૪ એ જણાવતાં તેણે એમ કહયું. લોકોએ તેને ઉતર
દીધું કે, ખરીસત સદા રેહેશે, એ અમે શાંસતરમાંથી
શાંભળયું છે; તો માણસના દીકરાને ઉંચો કરાવવો
જોઈએ, એમ તું કેમ કેહેછે? એ માણસનો દીકરો
૩૫ કોણ છે? તારે ઈશુએ તેઓને કહયું કે, હજી થોડી
વાર અજવાળું તમારી સાથે છે; જાંહાં સુધી તમને

અજવાળું છે, તાંહાં સુધી ચાલો, રખે અંધકાર તમ
પર આવી પડે, કાંજે અંધકારમાં જે ચાલેછે તે
જાણતો નથી કે પોતે કાંહાં જાએછે. તમે અજ- ૩૬
વાલાનાં છોકરાં થાઓ, એ માટે જાંહાં સુધી તમને
અજવાળું છે, તાંહાં સુધી અજવાલા પર વીશવાસ
કરો. એ વાતો ઈશુએ કહી, પછી જઇને તેઓની
પાસેથી સંતાતો રહયો.

તેણે એટલાં અચરત કામો તેઓના દેખતાં કીધાં ૩૭
છતાં પણ તેઓએ તે પર વીશવાસ ન કીધો. એ માટે ૩૮
કે યશાયા ભવીશવાદીએ જે વાત કહી, તે પુરી થાએ
કે, "પરભુ, અમારા સમાચારનો કોણે વીશવાસ કીધો
છે? ને પરભુનો હાથ કોણને પરગટ થયો છે?" તે ૩૯
માટે તેઓ વીશવાસ કરી ન શકયા, કેમકે યશાયાએ
ફરી કહયું હતું કે, "તેઓ આંખોએ ન દેખે, ને ૪૦
મનમાં બુધી ન પામે, ને પાછા ન ફરે, ને હું તેઓને
શારા ન કરૂં, એ માટે તેણે તેઓની આંખો આંધલી
કીધી છે, ને તેઓનાં મન જડરૂપી કરયાં છે." જારે ૪૧
યશાયાએ તેનો મહીમા દીઠો, ને તે સંબંધી કહયું
તારે એ વાતો કહી. તો પણ સરદારોમાંથી ઘણાએ ૪૨
તે પર વીશવાસ કરયો ખરો; પણ પોતે સભામાંથી
કાહાડી ન મુકાએ, માટે ફરોશીઓને લીધે તેઓએ
તેને કબુલ ન કીધો. કેમકે દેવના વખાણ કરતાં ૪૩
તેઓને માણસોનું વખાણ વતુ ગમતું હતું.

૪૪ તારે ઈશુએ બુમ પાડતાં કહયું કે, મારા પર જે
વીશવાસ કરેછે, તે એકલા મારા પર નહીં, પણ જેણે
૪૫ મને મોકલયો છે, તે પર વીશવાસ કરેછે. ને જે
૪૬ મને દેખેછે, તે જેણે મને મોકલયો તેને દેખેછે. જે
કોઈ મારા પર વીશવાસ કરેછે, તે અંધારામાં ન રેહે,
૪૭ માટે હું અજવાલું જગતમાં આવયો છું. ને જો
કોઈ મારી વાતો શાંભલીને વીશવાસ નથી કરતો,
તો હું તેનો નયાય કરતો નથી; કેમકે હું જગતનો
નયાય કરવા માટે નહીં, પણ જગતનો ઉધાર કરવા
૪૮ માટે આવયો છું. જે મને તુછ કરેછે, ને મારી વાતો
માનતો નથી, તેનો નયાય કરનાર એક છે. જે
વાત મેં કહી છે, તેજ છેલે દાહાડે તેનો નયાય કરશે.
૪૯ કેમકે મેં પોતાથી નથી કહયું, પણ હું શું બોલું, ને
હું શું કહું, એ બાપ જેણે મને મોકલયો તેણે મને
૫૦ આગના આપી છે. ને તેની આગના અનંત આવરદા
છે, એ હું જાણુંછું; તે માટે જે જે હું કહુંછું, તે જેવું
બાપે મને કહયું તેવુંજ કહુંછું.

૧૩ અને ઈશુને આ જગતમાંથી બાપની પાસે
જવા સારૂ પોતાનો વખત આવયો, એ પાસખા
પરવ અગાઉ જાણીને તેણે જગતમાંના પોતાના
પર પરેમ કરયા છતાં, અંત સુધી તેઓ પર પરેમ
૨ કીધો. ને જમણ પુરૂં થયું એટલામાં શેતાને
શીમોનના દીકરા યહુદા ઈશકારીઓતના મનમાં

તેને પકડાવવાનું મુકયું. ને બાપે સઘલા વાનાં ૩
મારા હાથમાં આપયાં, ને હું દેવની પાસેથી આવયો
છું, ને દેવની પાસે જાઊંછું, એ ઈશુને માલુમ છતાં;
જમણુ પરથી તે ઊઠયો ને પોતાનાં લુગડાં ઉતારયાં, ૪
ને રૂમાલ લઇને પોતાની કમરે બાંધયો. તાર પછી ૫
એક વાસણમાં પાણી નાંખીને, શીશોના પગ ધોવા,
તથા જે રૂમાલે પોતાની કમર બાંધી હતી તેથી
લોહોવા લાગયો. તારે સીમોન પીતરની પાસે ૬
તે આવયો, ને પીતરે તેને કહયું કે, પરભુ, શું તું
મારા પગ ધોએછે? ઈશુએ ઉતર આપતાં તેને કહયું ૭
કે, હું જે કરૂંછું, તે તું અમણા જાણતો નથી,
પણ એ પછી તું જાણશે. પીતરે તેને કહયું કે, ૮
તને કદાપી મારા પગ ધોવા નહીં દઇશ. ઈશુએ તેને
ઉતર દીધું કે, જો હું તને ન ધોઊં, તો મારી સાથે
તારો કાંઈ ભાગ નથી. સીમોન પીતરે તેને કહયું ૯
કે, પરભુ, એકલા મારા પગજ નહીં, પણ મારા હાથ
તથા માથું પણ ધો. ઈશુએ તેને કહયું, જે નાહેલો ૧૦
છે, તેને પગ ધોવા વગર બીજાું અગત નથી; પણ
તે પુરો શુધ છે; ને તમે પણ શુધ છો, પણ સહુ નહીં.
કેમકે તેણે પોતાને પરસ્વાધીન કરાવનારને જાણયો, ૧૧
માટે તેણે કહયું કે, તમે સહુ શુધ નથી. તે તેઓના ૧૨
પગ ધોઈ રહયો, તારે પોતાનાં લુગડાં લઈને ફરી
જમવા બેસીને તેઓને કહયું કે, મેં તમને શું કીધું

૧૩ છે, તે તમે સમજોછો? તમે મને ગુરૂ તથા પરભુ
એમ કોહોછો, ને તમે ઠીક કોહોછો, કાંજે હું એજ છું.
૧૪ એ માટે મેં પરભુએ તથા ગુરૂએ જો તમારા પગ
ધોયા, તો તમે પણ એક બીજાના પગ ધોવાને
૧૫ બાંધેલા છો. કેમકે જેવું મેં તમને કીધું, તેવું તમે
૧૬ પણ કરો, માટે મેં તમને નમુનો આપયો છે. હું
તમને ખચીત ખચીત કહુંછું કે, ચાકર પોતાના શેઠ
કરતાં મોહોટો નથી, ને જે મોકલેલો તે પોતાના
૧૭ મોકલનાર કરતાં મોહોટો નથી. જો તમે એ વાતો
૧૮ જાણીને તેઓને પાલો, તો તમને ધન છે. હું તમ
સહુ સંબંધી નથી કેહેતો, જેઓને મેં પસંદ કીધા છે
તેઓને હું જાણુંછું; પણ આ લેખ પુરા થવા સારૂ,
જે મારી સાથે રોટલી ખાએછે, તેણે મારે ઉલટી
૧૯ પોતાની લાત ઉઠાવી છે. હવે તે થયાની અગાઉ હું
તમને એ માટે કહુંછું કે, જારે એ થાએ, તારે તમે
૨૦ વીશવાસ કરો, કે હું તે છું. હું તમને ખચીત ખચીત
કહુંછું કે, જે કોઇને હું મોકલુંછું તેને જે અંગીકારેછે,
તે મને અંગીકારેછે; ને જે મને અંગીકારેછે તે જેણે
મને મોકલયો છે તેને અંગીકારેછે.
૨૧ એમ કહીને ઈશુ મનમાં અકલાયો; ને સાહેદી
પુરતાં કહયું કે, હું તમને ખચીત ખચીત કહુંછું, કે
૨૨ તમારામાંથી એક મને પકડાવશે. એથી શીશો
સંદેહમાં પડયા કે, તેણે કોણ વીશે કહયું, માટે હુર-

એકે બીજા પર જોયું. તારે તેના શીશોમાંનો એક, ૨૩
જે પર ઈશુએ પરેમ કીધેલો, તે ઈશુની છાતી પર
અઢેલેલો હતો. માટે જે સંબંધી તેણે કહયું તે કોણ ૨૪
હશે, એ પુછવાનો સીમોન પીતરે તેને ઈશારો કીધો.
તારે જે ઈશુની છાતી પર અઢેલેલો હતો તેણે તેને ૨૫
પુછયું કે ઓ પરભુ, તે કોણ છે? ઈશુએ ઉતર દીધું ૨૬
કે, હું કોલીઓ બોલીને જેને આપીશ, તેજ તે છે.
પછી તેણે કોલીઓ બોલીને સીમોનના દીકરા યહુદા
ઈશકારીઓતને આપયો. ને કોલીઓ આપયા પછી ૨૭
તેમાં શેતાન પેઠો, માટે ઈશુએ તેને કહયું કે, જે તું
કરવાનો છે, તે વેહેલો કર. ને તેણે તેને શા માટે ૨૮
એમ કહયું એ બેસનારાઓમાંનો કોઈ સમજયો
નહીં. કેમકે યહુદાની પાસે થેલી હતી, એ માટે ૨૯
પરવને સારૂ અમને જેનું જેનું અગત છે તે વેચાતું
લે, અથવા દરીદરીઓને કંઈ આપે, એ માટે ઈશુએ
તેને કહયું, એમ કેટલાએકે ધારયું. ને કોલીઓ ૩૦
લઈને તે તરત બાહાર ગયો. ને તે વેલા રાત હતી.
અને તે બાહાર ગયા પછી ઈશુએ કહયું કે, હવે ૩૧
માણસનો દીકરો મહીમા પામયો છે, ને તેથી કરીને
દેવ પણ મહીમા પામયો છે. જો દેવ તેથી કરીને ૩૨
મહીમા પામયો છે, તો દેવ પણ પોતાએ કરીને તેને
મહીમા પમાડશે, ને વેહેલો તેને મહીમા પમાડશે.
ઓ નાહાના છોકરાઓ, હવેથી તમારી જોડે હું થોડી ૩૩

વાર છું; તમે મને શોધશો, ને જેમ મેં યહુદીઓને
કહયું હતું કે, જાંહાં હું જાઊંછું તાંહાં તમે આવી
૩૪ નથી શકતા, તેમ હવે હું તમને પણ કહુંછું. હું તમને
નવો હુકમ આપુંછું, કે તમે એક બીજા પર પરેમ
કરો, જેવો મેં તમ પર પરેમ કીધો તેવો તમે પણ
૩૫ એક બીજા પર પરેમ કરો. જો એક બીજા પર
તમે પરેમ રાખો તો તેથી સરવ જાણશે કે તમે
૩૬ મારા શીશ છો. સીમોન પીતરે તેને કહયું કે, પરભુ,
તું કાંહાં જાએછે? ઈશુએ તેને ઉતર દીધું કે, જાંહાં
હું જાઊંછું, તાંહાં અમણા તું મારી પાછલ આવી
નથી શકતો, પણ પછી મારી પાછલ આવીશ.
૩૭ પીતરે તેને કહયું કે, પરભુ, અમણા તારી પાછલ હું
કેમ નથી આવી શકતો? તારે સારૂ તો હું મારો જીવ
૩૮ આપીશ. ઈશુએ તેને ઉતર દીધું કે, શું મારે સારૂ તું
તારો જીવ આપશે? હું તને ખચીત ખચીત કહુંછું કે,
તું મને તરણ વાર નાકબુલ કરશે, તાંહાં સુધી
મુરઘો બોલનાર નથી.

૧૪ તમારા મનને ગભરાવા ન દો; તમે દેવ પર
૨ વીશવાસ કરો, ને મારા પર પણ વીશવાસ કરો. મારા
બાપના ઘરમાં રેહેવાનાં ઠેકાણાં ઘણાં છે, નહીં તો
હું તમને કેહેત; તમારે કાજે જગા તયાર કરવાને હું
૩ જાઊંછું. ને જો હું જઈને તમારે કાજે જગા તયાર
કરીશ, તો પાછો આવીશ, ને જાંહાં હું છું તાંહાં તમે

પણ થાઓ માટે હું તમને મારી પાસે લઈશ. ને ૪
જાંહાં હું જાઉંછું તે તમે જાણોછો, રસતો પણ તમે
જાણોછો. થોમાએ તેને કહયું કે, પરભુ, તું કાંહાં ૫
જાએછે, તે અમે જાણતા નથી; તારે અમે રસતો
કેમ જાણી શકીએ છઈએ? ઈશુએ તેને કહયું કે, ૬
રસતો તથા સત તથા જીવન હું છું, મારા આશરા
વગર બાપની પાસે કોઈ આવતો નથી. તમે જો ૭
મને જાણત તો મારા બાપને પણ જાણત, ને
હવેથી તમે તેને જાણયો છે, ને તેને દીઠો છે. ફીલીપે ૮
તેને કહયું કે, પરભુ, અમને બાપ દેખડાવ એટલે
અમારે બહુ છે. ઈશુએ તેને કહયું કે, ફીલીપ, આટલી ૯
વાર હું તમારી જોડે રહયો છું તો પણ શું તેં મને
જાણયો નથી? જેણે મને દીઠો છે તેણે બાપને
દીઠો છે, તો તું શા માટે કેહેછે કે, અમને બાપ
દેખડાવ? હું બાપમાં ને બાપ મારામાં એનો ૧૦
વીશવાસ તું કરેછે કે નહીં? જે વાતો હું તમને કહુંછું
તે પોતાથી નથી કેહેતો, પણ બાપ જે મારામાં
રેહેછે તે એ કામો કરેછે. હું બાપમાં ને બાપ ૧૧
મારામાં એવો વીશવાસ મારા પર કરો, નહીં તો તે
કામોને લીધે મારા પર વીશવાસ કરો. હું તમને ૧૨
ખચીત ખચીત કહુંછું કે, હું જે કામો કરૂંછું તેજ મારા
પર વીશવાસ કરનાર પણ કરશે, ને તેથી મોહોટાં
કામ કરશે, કાંજે હું બાપની પાસે જાઉંછું. ને જે ૧૩

કંઈ મારા નામથી તમે માગશો તે હું એ માટે કરીશ
૧૪ કે બાપ દીકરાથી મહીમા પામે. જો તમે મારા
૧૫ નામથી કંઈ માગશો તો તે હું કરીશ. જો તમે મારા
૧૬ પર પરેમ કરોછો તો મારી આગનાઓ પાલો. ને
હું બાપની વીનંતી કરીશ, ને તે તમને બીજો
સંબોધક તમારી પાસે સદા રેહેવા માટે આપશે.
૧૭ એટલે સતનો આતમા, જેને જગત લઈ નથી શકતું,
કાંજે તેને તે દેખતું નથી, ને તેને જાણતું નથી, પણ
તમે તેને જાણોછો, કેમકે તે તમારી સાથે રેહેછે, ને
૧૮ તમારામાં વસસે. હું તમને અનાથ નહીં મુકીશ,
૧૯ હું તમારી પાસે આવીશ. થોડી વાર પછી જગત
મને ફરી નહીં દેખશે, પણ તમે મને દેખશો; હું
૨૦ જીવુંછું, માટે તમે પણ જીવશો. તે દાહાડે તમે
જાણશો કે, હું મારા બાપમાં છું, ને તમે મારામાં
૨૧ છો, ને હું તમમાં છું. જે મારી આગનાઓ પામેછે,
ને તેઓને પાલેછે તેજ મારા પર પરેમ કરેછે, ને જે
મારા પર પરેમ કરેછે તેના પર મારા બાપનો પરેમ
થશે, ને હું તે પર પરેમ કરીશ, ને તેની પાસે હું પોતાને
૨૨ પરગટ કરીશ. યહુદા, જે ઈસકારીઓત ન હતો ,તેણે
તેને કહયું કે, પરભુ, કેમ છે કે તું પોતાને અમારી
૨૩ પાસે પરગટ કરનાર છે, ને જગતની પાસે નથી? ઈશુ-
એ ઉતર આપતાં તેને કહયું, જો કોઇ મારા પર પરેમ
કરેછે તો તે મારી વાતો પાલશે, ને મારો બાપ તે

પર પરેમ કરશે, ને અમે તેની પાસે આવીને તેની
સાથે રહીશે. જે મારા પર પરેમ નથી કરતો તે મારી ૨૪
વાતો નથી પાળતો, ને જે વાત તમે શાંભળોછો
તે મારી નથી, પણ બાપ જેણે મને મોકલયો છે
તેનીજ છે. મેં તમારી સાથે રેહેતાં તમને એ વાતો ૨૫
કહી છે. પણ સંબોધક, જે પવીતર આતમા, જેને ૨૬
બાપ મારા નામથી મોકલી દેશે, તે તમને બધાં
શીખવશે, ને મેં જે સરવ તમને કહયાં તે બધાં
તમને સંભરાવશે. હું તમને શાંતી આપીને જાઉંછું; ૨૭
મારી શાંતી હું તમને આપુંછું; જેમ જગત આપેછે
તેમ હું તમને આપતો નથી; તમારાં મનને ગભ-
રાવા ન દો, ને બીહીવા ન દો. મેં જે તમને કહયું તે ૨૮
તમે શાંભળયું છે કે, હું જાઉંછું, ને તમારી પાસે પાછો
આવુંછું, જો તમે મારા પર પરેમ કરત, તો હું બાપની
પાસે જાઉંછું. એ મારા કહયાથી તમે હરખાત,
કેમકે મારો બાપ મારા કરતાં મોહોટો છે. ને જારે ૨૯
એ થાએ તારે તમે વીશવાસ કરો માટે થયા અગાઉ
મેં અમણાથી તમને કહયું છે. હવેથી તમારી જોડે ૩૦
હું ઘણી વાતો નહીં કરીશ, કાંજે આ જગતનો
અધીકારી આવેછે, ને મારામાં તેનું કંઈ નથી. પણ ૩૧
એ માટે કે જગત જાણે કે હું બાપ પર પરેમ કરૂંછું,
ને બાપે જેવી મને આગના કીધી છે, તેવું હું કરૂંછું;
ઉઠો, હીઆંથી આપણે જઈએ.

૧૫ હું ખરો દરાખનો વેલો છુ, ને મારો બાપ
૨ માલી છે. હરેક ડાલી મારામાં જે ફલ નથી આપતી
તેને તે કાહાડી નાંખેછે, ને હરેક જે ફલ આપેછે તે
૩ વતાં ફલ આપે માટે તેને શુધ કરેછે. જે વાત મેં
તમને કહી છે તેના આશરાથી હવે તમે શુધ છો.
૪ તમે મારામાં રેહો, ને હું તમમાં રહીશ; જેમ ડાલી
વેલામાં રહયા વીના પોતાથી ફલ આપી નથી શકતી,
તેમ તમે પણ મારામાં રહયા વીના શકતા નથી.
૫ હું દરાખનો વેલો છુ, તમે ડાલીઓ છો: જે મારામાં
રેહેછે, ને હું તેમાં, તેજ ધણાં ફલ આપેછે: કેમકે મારા
૬ વગર તમે કંઈ કરી નથી શકતા. જો કોઈ મારામાં
રેહેતો નથી, તો ડાલીની પઠે તે બાહાર ફેંકાએછે,
ને શુકાઈ જાએછે, પછી લોક તેઓને એકઠી કરીને
૭ વસતેવમાં નાંખેછે, ને તેઓ બલીજાએછે. જો
તમે મારામાં રેહોછો, ને મારી વાતો તમારામાં
રેહેછે, તો જે તમે ચાહો તે તમે માગશો, ને તે તમને
૮ મલશે. એમાં મારો બાપ મહીમા પામેછે કે તમે બહુ
૯ ફલ આપો, એમ તમે મારા શીશો થશો. જેમ બાપે
મારા પર પરેમ કીધો છે, તેમ મેં તમારા પર પરેમ
૧૦ કીધો છે; તમે મારા પરેમમાં રેહો. જો તમે મારી
આગનાઓ પાલો તો તમે મારા પરેમમાં રેહેશો,
જેમ હું મારા બાપની આગનાઓ પાલીને તેના
૧૧ પરેમમાં રહુંછુ. તમમાં મારો આનંદ રેહે, ને તમારો

આનંદ સંપુરણ થાએ, માટે મેં તમને એ વાતો કહી
છે. મારી આગના એ છે કે, જેવો મે તમ પર પરેમ ૧૨
કીધો છે, તેવો તમે એક બીજા પર પરેમ કરો.
પોતાના મીતરોને સારૂ પોતાનો જીવ આપવા કરતાં ૧૩
કોઈનો મોહોટો પરેમ નથી. હું તમને જે કંઈ ૧૪
આગના આપુંછું તે જો તમે કરો તો તમે મારા મીતર
છો. હવેથી હું તમને દાસ નહીં કહીશ, કેમકે પોતાનો ૧૫
શેઠ જે કરેછે તે દાસ જાણતો નથી, પણ મેં તમને
મીતર કહયા છે, કેમકે જે મેં મારા બાપથી શાંભ-
ળયાં છે તે બધાં મેં તમને જણાવયાં છે. તમે મને ૧૬
પસંદ નથી કીધા, પણ મેં તમને પસંદ કીધા છે, ને
તમને ઠરાવયા છે, કે તમે જઈને બહુ ફળ આપો;
ને તમારાં ફળ રેહે, એ માટે કે તમે મારા નામથી જે
કંઈ બાપની કણે માગો તે તમને તે આપે.

તમે એક બીજા પર પરેમ કરો માટે હું તમને એ ૧૭
આગના આપુંછું. જો જગત તમારો દવેશ કરેછે તો ૧૮
એથી અગાઉ તેણે મારો દવેશ કીધેલો છે, એ તમે
જાણોછો. જો તમે જગતના હોત તો જગત પોતા- ૧૯
નાના ઉપર પરેમ કરત; પણ તમે જગતના નથી,
પણ મેં તમને જગતમાંથી પસંદ કીધા છે, તે માટે
જગત તમારો દવેશ કરેછે. દાસ પોતાના શેઠથી ૨૦
મોહોટો નથી, એવી જે વાત મેં તમને કહી તે
સંભારો, જો તેઓ મારી પછવાડે લાગયા, તો

તમારી પછવાડે પણ લાગશે; જો તેઓએ મારી
૨૧ વાત પાલી, તો તમારી પણ પાલશે. પણ એ
બધાં મારા નામને સારૂ તેઓ તમને કરશે, કેમકે
જેણે મને મોકલયો છે તેને તેઓ જાણતા નથી.
૨૨ જો હું આવયો ન હોત, ને તેઓને કહયું ન હોત,
તો તેઓને પાપ ન લાગત; પણ હવે તેઓના
૨૩ પાપ સંબંધી તેઓને બાહાનું નથી. જે મારા પર
દવેશ કરેછે, તે મારા બાપના પર પણ દવેશ કરેછે.
૨૪ જે કામો બીજા કોઈએ કીધાં નથી, તે જો મેં તેઓમાં
ન કીધાં હોત, તો તેઓને પાપ ન લાગત; પણ
હવે તેઓએ મને તથા માંરા બાપને પણ દીઠો છે,
૨૫ ને દવેશ કીધો છે. પણ તેઓના શાસતરમાં એ
વાત લખેલી છે કે, તેઓએ કારણ વગર મારો
૨૬ દવેશ કીધો, તે પુરી થવા સારૂ એમ થયું. પણ
સંબોધકને હું બાપની પાસેથી તમારી પાસે મોકલી
દઈશ, એટલે સતનો આતમા, જે બાપની પાસેથી
નીકલેછે, તે જારે આવશે, તારે મારા સંબંધી સાહેદી
૨૭ આપશે. ને તમે આરંભથી મારી જોડે છો, માટે
તમે પણ સાહેદી આપશો.

૧૬ તમે ઠોકર ન ખાઓ માટે મેં તમને એ વાતો
૨ કહી છે. તેઓ તમને સભાઓમાંથી કાહાડી મુકશે,
ને એવો સમય આવેછે કે જે કોઇ તમને મારીનાંખે
૩ તે દેવની સેવા કરેછે, એમ તેને લાગશે. ને તેઓ

બાપને તથા મને પણ જાણતા નથી, માટે તેઓ
એ તમને કરશે. પણ એ બધાં મેં તમને એ માટે ૪
કહયાં છે કે, જારે તે સમય આવે તારે તમે સંભારશે
કે એ વાતો મેં તમને કહી; પેહેલાંથી એ વાતો મેં
તમને કહી ન હતી; કેમકે હું તમારી જોડે હતો.
પણ જેણે મને મોકલયો છે તેની પાસે હવે હું ૫
જાઊંછું; પણ તું કાંહાં જાએછ એમ તમારામાંનો
કોઈ મને પુછતો નથી. પણ મેં તમને એ વાતો ૬
કહી, માટે તમારાં મન શોકે ભરાઈ ગયાં છે. પણ ૭
જે સાચું તે હું તમને કહુંછું; મારૂં જવું તમને ગુણ-
કારી છે, કેમકે જો હું જતો નથી, તો સંબોધક તમારી
પાસે નહીં આવશે; પણ જો હું જાઊં, તો તેને
તમારી પાસે હું મોકલી દઈશ. ને તે આવીને પાપ ૮
વીશે, તથા નયાયીપણા વીશે, તથા નયાય ઠરાવવા
વીશે, જગતની ખાતરી કરશે. પાપ વીશે એ માટે ૯
કે તેઓ મારા પર વીશવાસ કરતા નથી. ને નયાયી- ૧૦
પણા વીશે એ માટે કે હું બાપની પાસે જાઊંછું, ને
તમે હવેથી મને નહીં જોશો. ને નયાય ઠરાવવા ૧૧
વીશે એ માટે કે આ જગતના અધીકારીનો નયાય
ઠરાવાએછે. હજી ઘણી વાતો મારે તમને કેહેવાની ૧૨
છે, પણ અમણા તે તમે સહી શકતા નથી. તો પણ ૧૩
જે સતનો આતમા, તે જારે આવશે, તારે તે તમને
સરવ સતમાં લઈજશે; કેમકે તે પોતાથી નહીં કેહેશે,

પણ જે કંઈ તે શાંભલશે તેજ કેહેશે, ને જે જે
૧૪ થનાર છે તે તમને કહી દેખડાવશે. ને તે મને મહી-
માવાન કરશે, કેંમકે તે મારા વીશેનું લઇને તમને
૧૫ કહી દેખડાવશે. જે બાપનાં છે તે સરવ મારાં છે,
તે માટે મેં કહયું કે, તે મારા વીશેનું લઈને તમને
કહી દેખડાવશે.
૧૬ થોડી વાર પછી તમે મને નહીં જોશો, ને ફરી
થોડી વાર પછી તમે મને જોશો; કેંમકે હું નીકલીને
૧૭ બાપની પાસે જાઉંછું. એ માટે તેના શીશોમાંના
કેટલાએકે માહોમા કહયું, એ આપણને કેહેછે કે
થોડી વાર પછી તમે મને નહીં જોશો, ને ફરી થોડી
વાર પછી તમે મને જોશો; કેંમકે હું નીકલીને
૧૮ બાપની પાસે જાઉંછું, તે શું છે? તે માટે તેઓએ
કહયું કે, એ થોડી વાર કેહેછે તે શું છે? તે શું કેહેછે
૧૯ એ આપણે જાણતા નથી. તેઓ તેને પુછવા ચાહતા
હતા, એ ઈશુએ જાણયું, તે માટે તેણે તેઓને કહયું
કે, થોડી વાર પછી તમે મને નહીં જોશો, ને ફરી થોડી
વાર પછી તમે મને જોશો એ જે મેં કહયું, એ વીશે
૨૦ તમે માહોમા પુછોછો શું? હું તમને ખચીત ખચીત
કહુંછું કે તમે રડશો ને શોક કરશો, પણ જગત હર-
ખાશે; તમે દલગીર થશો, પણ તમારી દલગીરી
૨૧ આનંદરૂપ થઈજશે. જારે બાયડી જણવાની છે તારે
તેને દુઃખ થાએછે, કેંમકે તેનો વખત આવયો છે;

પણ જારે છોકરૂં જણ્યું તારે જગતમાં માણસ
જનમચું તેના આનંદથી તે દુઃખ ફરી સંભારતી નથી.
ને અમણા તમને તો દલગીરી લાગેછે ખરી, પણ હું ૨૨
તમને ફરી દેખીશ, પછી તમારાં મન આનંદ કરશે,
ને તમારો આનંદ તમથી કોઈ કાહાડી લેનાર નથી.
ને તે દાહાડે તમે મારી પાસે કંઈ માગશો નહીં; હું ૨૩
તમને ખચીત ખચીત કહુંછું કે મારા નામથી જે કંઈ
તમે બાપ પાસે માગશો તે તમને તે આપશે. હજી ૨૪
સુધી મારા નામથી તમે કંઈ માગચું નથી; તમે
માગો, તારે એ માટે તમે પામશો કે, તમારો આનંદ
પુરો થાએ.

આ વાતો મેં તમને દરશટાંતોમાં કહી, પણ એવો ૨૫
સમય આવેછે, જેમાં દરશટાંતોથી હું તમને નહીં
કહીશ, પણ બાપ સંબંધી હું તમને ઉઘાડું કહી
દેખાડીશ. તે દાહાડે મારા નામથી તમે માગશો, ને ૨૬
હું તમને એમ નથી કેહેતો કે હું તમારે સારૂ બાપની
પાસે વીનંતી કરીશ. કેમકે બાપ પોતેજ તમારા ૨૭
પર પરેમ કરેછે, કાંજે તમે મારા પર પરેમ કીધો છે,
ને હું દેવની પાસેથી નીકલચો છું, એવો વીશવાસ
પણ કીધો છે. હું બાપ પાસેથી નીકલીને જગ- ૨૮
તમાં આવચો છું, વલી હું જગત મુકીને બાપની
પાસે જાઉંછું. તેના શીશોએ તેને કહચું કે, જો, ૨૯
હવે તું ઉઘાડું કેહેછે, ને કંઈ દરશટાંતમાં નથી કેહેતો.

૩૦ હવે અમે જાણીએછઈએ કે તું સઘળાં જાણેછ, ને
તને પુછવાનું અગત કોઈને નથી; એ ઉપરથી અમે
વીશવાસ કરીએછઈએ કે તું દેવ પાસેથી આવયો છે.
૩૧ ઈશુએ તેઓને ઉતર દીધું કે, તમે શું હવે વીશવાસ
૩૨ કરોછો? જુઓ, એવી ઘડી આવેછે, ને અમણા આવી
છે કે, તમે હરેક માણસ પોતપોતાનાંની ગમ વેરાશો,
ને મને એકલો મુકશો, તો પણ હું એકલો નથી, કેમકે
૩૩ બાપ મારી જોડે છે. મારામાં તમને સમાધાન થાઓ
માટે મેં તમને એ વાતો કહી છે; જગતમાં તમને સં-
કટ થશે, પણ છાતી રાખો, જગતને મેં જીહીતયું છે.
૧૭ ઈશુએ એ વાતો કહી રહયા પછી આકાશની
ગમ પોતાની આંખો ઉંચી કરીને કહયું કે, બાપ,
સમય આવયો છે, તું તારા દીકરાનો મહીમા એ
૨ માટે કર, કે તારો દીકરો પણ તારો મહીમા કરે. કેમકે
તેં સરવ લોકો પર તેને અધીકાર આપયો છે કે, જેટ-
લા તેં તેને આપયા તે સરવને અનંત જીવન તે
૩ આપે. ને અનંત જીવન એ છે કે તેઓ તને એકલા
ખરા દેવને, તથા ઈશુ ખરીસત જેને તેં મોકલયો છે
૪ તેને તેઓ જાણે. મેં પરથવી પર તારો મહીમા
કીધો છે, જે કામ તેં મને કરવાને આપયું તે મેં પુરૂં
૫ કીધું છે. ને બાપ, જગત થયા અગાઉ તારી પાસે
મારો જે મહીમા હતો તેથી તું અમણા પોતાની પાસે
૬ મને મહીમાવાન કર. જગતમાંથી જે માણસો તેં

મને આપયાં છે, તેઓને તારૂં નામ મેં પરગટ કીધું
છે; તેઓ તારાં હતાં, ને તેં તેઓ મને આપયાં છે,
ને તેઓએ તારી વાત પાળી છે. હવે તેઓએ જાણયું ૭
છે કે જેટલાં તેં મને આપયાં, તે સંધાં તારાથી છે.
કેમકે જે વાતો તેં મને આપી છે તે મેં તેઓને આપી ૮
છે, ને તેઓએ તે લીધી, ને હું તારી પાસેથી નીકળીને
આવયો છું, એ તેઓએ નીશચે જાણયું, ને તેં મને
મોકલયો છે, એમ તેઓએ વીશવાસ કીધો. તેઓને ૯
સારૂ હું વીનંતી કરૂંછું; જગતને સારૂ હું વીનંતી કરતો
નથી, પણ જેઓ તેં મને આપયાં છે તેઓને સારૂ;
કેમકે તેઓ તારાં છે. ને જે મારાં તે બધાં તારાં છે, ને ૧૦
જે તારાં તે મારાં છે, ને હું તેઓથી મહીમા પામેલો
છું. ને હવેથી હું જગતમાં નથી, પણ તેઓ જગ- ૧૧
તમાં છે, ને હું તારી પાસે આવુંછું. ઓ પવીતર બાપ,
તેં જેઓ મને આપયાં છે, તેઓને આપણ સરખા
એક થવા સારૂ તારા નામથી તેઓને બચાવી રાખ.
હું તેઓની જોડે જગતમાં હતો તાંહાં સુધી તારા ના- ૧૨
મથી મેં તેઓને બચાવી રાખયાં; જેઓ તેં મને
આપયાં તેઓને મેં બચાવી રાખયાં છે; લેખ પુરા
થવા સારૂ વીનાશના દીકરા વીના તેઓમાંના કોઈનો
વીનાશ નથી થયો. પણ હવે હું તારી પાસે આવુંછું, ૧૩
ને તેઓમાં મારો આનંદ સંપુરણ થાએ, માટે હું
જગતમાં એ વાતો કહુંછું. તારી વાત મેં તેઓને ૧૪

આપી છે, ને જગતે તેઓનો દવેશ કીધો છે; કેમકે
જેમ હું જગતનો નથી, તેમ તેઓ પણ જગતના
૧૫ નથી. તું તેઓને જગતમાંથી કાહાડે એવી વીનંતી
હું નથી કરતો, પણ એવી કે ભુંડાઈથી તું તેઓને
૧૬ બચાવે. જેમ હું જગતનો નથી, તેમ તેઓ જગ-
૧૭ તના નથી. તું પોતાના સતથી તેઓને પવીતર કર.
૧૮ તારી વાત સત છે. જેમ તેં મને જગતમાં મોકલયો
૧૯ છે, તેમ મેં પણ તેઓને જગતમાં મોકલયા છે. ને
તેઓ પણ સતથી પવીતર થાએ માટે તેઓને સારૂ
૨૦ હું પોતાને પવીતર કરૂંછું. હું એકલા તેઓને સારૂ
નહીં, પણ તેઓની વાતથી મારા પર જે વીશવાસ
૨૧ કરશે, તેઓને સારૂ પણ વીનંતી કરૂંછું કે, તેઓ બધા
એક થાએ; ઓ બાપ, જેમ તું મારામાં ને હું તારા-
માં, તેમ તેઓ પણ આપણામાં એક થાએ, એ સારૂ
કે તેં મને મોકલયો છે, એમ જગત વીશવાસ કરે.
૨૨ ને જે મહીમા તેં મને આપયો છે તે મેં તેઓને એ
માટે આપયો છે, કે જેવા આપણે એક છઈએ તેવા
૨૩ તેઓ પણ એક થાએ; હું તેઓમાં ને તું મારામાં, એ
માટે કે તેઓ એકરૂપ સંપુરણ કરાએ, અને કે તેં મને
મોકલયો છે, ને જેમ તેં મારા પર પરેમ કીધો છે, તેમ
૨૪ તેઓના પર પરેમ કીધો છે, એ જગત જાણે. બાપ,
હું એમ ચાહુંછું કે જાંહાં હું છું તાંહાં જેઓ તેં મને
આપયાં છે તેઓ પણ તારી પાસે હોએ કે, મારો

મહીમા જે તેં મને આપયો છે તે તેઓ જુએ;
કેમકે જગતનો પાયો નાંખયા અગાઉ તેં મારા
પર પરેમ કાધો છે. યથારથી બાપ, જગતે તો તને ૨૫
જાણયો નથી; પણ મેં તને જાણયો છે; ને તેં
મને મોકલયો છે, એમ તેઓએ જાણયું છે. ને ૨૬
તેઓને તારૂં નામ મેં જણાવયું છે, ને વલી જણા-
વીશ કે, જે પરેમથી તેં મારા પર પરેમ કીધો છે, તે
તેઓમાં રેહે, ને હું પણ તેઓમાં રહું.
ઈશુ એ વાતો કહીને પોતાના શીશો સુધાં ૧૮
કેદરોનના નાલા પાર ગયો, જાંહાં વાડી હતી, તેમાં
તે તથા તેના શીશો પેઠા. ને તેને પકડાવનાર ૨
યહુદા પણ તે ઠેકાણું જાણતો હતો, કાંજે ઈશુ
પોતાના શીશોની જોડે ઘણી વાર તાંહાં જતો હતો.
તારે યહુદા મુખીયાજકોની તથા ફરોશીઓની પાસે- ૩
થી સીપાઈઓને, તથા ભાલદારોને લઇને ફાનસ
તથા મશાલ તથા હથીઆર સુધાં તાંહાં આવયો.
ઈશુ પોતા પર જે સઘલાં થવાનાં હતાં તે જાણતો ૪
હતો, તે માટે તેણે બાહાર જઈને તેઓને કહયું કે,
તમે કોહોને શોધોછો? તેઓએ તેને ઉતર દીધું કે, ૫
ઈશુ જે નાજારી તેને. ઈશુએ તઓને કહયું કે, હું તે
છું. ને યહુદા તેને પકડાવનાર પણ તેઓની જોડે
ઉભો રહયો હતો. હું તે છું, એમ તેણે તેઓને ૬
કેહેતાંજ તેઓ પાછા હટીને ભુંઈ પર પડયા. તારે ૭

તેણે ફરી તેઓને પુછ્યું કે, તમે કોહોને શોધોછો?
૮ ને તેઓએ કહ્યું કે, ઈશુ જે નાજારી તેને. ઈશુએ
ઉતર દીધું કે, મેં તમને કહ્યું છે કે હું તે છું, એ માટે
૯ જો તમે મને શોધોછો તો એઓને જવા દો. એ
માટે કે જે વાત તેણે કહી હતી કે, જેઓ તેં મને
આપ્યા છે તેઓમાંથી એકને પણ મેં ખોયો નથી,
૧૦ તે પુરી થાએ. તારે સીમોન પીતરની પાસે તરવાર
છતાં તેણે તે કાહાડીને મુખી યાજકના ચાકરને
મારીને તેનો જમણો કાન કાપીનાંખ્યો, ને તે
૧૧ ચાકરનું નામ માલખા હતું. એ માટે ઈશુએ પીત-
રને કહ્યું કે, તારી તરવાર મીઆનમાં ઘાલ, જે
વાટકો મારા બાપે મને આપ્યો છે તે શું હું નહીંજ
પીઊં?
૧૨ તારે સીપાઈઓએ તથા જમાદારે તથા યહુદીઓ-
ના ભાલદારોએ ઈશુને પકડ્યો, ને તેને બાંધ્યો. ને
૧૩ પેહેલાં તેને આનાસની પાસે લઈ ગયા, કેમકે તે વર-
શના પરમુખી યાજક કાયાફાનો તે શશરો હતો. ને
૧૪ જે કાયાફાએ યહુદીઓને બતાવ્યું હતું કે, લોકોને
સારૂ એક માણસનું મરવું ગુણકારી છે, તે એજ હતો.
૧૫ ને સીમોન પીતર તથા બીજો શીશ ઈશુની પાછલ
ગયા, ને તે શીશ પરમુખી યાજકનો ઓલખીતો
છતાં ઈશુની સાથે પરમુખી યાજકના ઘરમાં ગયો.
૧૬ પણ પીતર બાંણા આગલ બાહાર ઉભો રહ્યો માટે

તે બીજો શીશ જે પરમુખી યાજકનો ઓલખીતો
હતો તે બાહાર આવયો, ને બાંણું સાચવનારીને
કહીને પીતરને માંહે લાવયો. તારે બાંણું સાચવ- ૧૭
નાર બાયડીએ પીતરને કહયું કે, શું તું પણ તે
માણસના શીશોમાંનો નથી? તેણે કહયું કે, હું નથી.
ને ચાકરો તથા નાયકો કોએલાનો વસતેવ કરીને ૧૮
ઉભા રહીને તાપતા હતા, કાંજે ટાહાડ હતી, ને
પીતર પણ તેઓની જોડે ઉભો રહીને તાપતો હતો.

તારે પરમુખી યાજકે ઈશુને તેના શીશો વીશે ૧૯
તથા તેના ઉપદેશ વીશે પુછયું. ઈશુએ તેને ઉતર ૨૦
આપયું કે, જગતની આગલ પરગટરૂપે હું બોલતો
આવયો; સભામાં તથા મંદીરમાં જાંહાં યહુદીઓ
નીતે એકઠા થાએછે તાંહાં હું નીતે શીખવતો
આવયો, ને મેં ગુપતમાં કંઈ નથી કહયું. તું મને ૨૧
કેમ પુછેછે? શાંભલનારાઓને મેં શું કહયું તે
તેઓને પુછ; જો, મેં જે કહયાં તે તેઓ જાણેછે.
ને તેણે એમ કેહેતાંજ નાયકોમાંના એક પાસે ઉભા ૨૨
રેહેનારે ઈશુને થબડાક મારીને કહયું કે, પરમુખી
યાજકને તું કેમ એવું ઉતર દેછે? ઈશુએ તેને ઉતર ૨૩
દીધું કે, જો મેં ભુંડું કહયું હોએ તો તે ભુંડા વીશે
સાહેદી આપ; પણ જો ઠીક, તો તું મને કેમ મારેછે?
તારે કાયાફા પરમુખી યાજકની પાસે આનાસે તેને ૨૪
બાંધેલો મોકલયો. ને સીમોન પીતર ઉભો રહીને ૨૫

તેણે ફરી તેઓને પુછયું કે, તમે કોહોને શોધોછો?
૮ ને તેઓએ કહયું કે, ઈશુ જે નાજારી તેને. ઈશુએ
ઉતર દીધું કે, મેં તમને કહયું છે કે હું તે છું, એ માટે
૯ જો તમે મને શોધોછો તો એઓને જવા દો. એ
માટે કે જે વાત તેણે કહી હતી કે, જેઓ તેં મને
આપયા છે તેઓમાંથી એકને પણ મેં ખોયો નથી,
૧૦ તે પુરી થાએ. તારે સીમોન પીતરની પાસે તરવાર
છતાં તેણે તે કાહાડીને મુખી યાજકના ચાકરને
મારીને તેનો જમણો કાન કાપીનાંખયો, ને તે
૧૧ ચાકરનું નામ માલખા હતું. એ માટે ઈશુએ પીત-
રને કહયું કે, તારી તરવાર મીઆનમાં ઘાલ, જે
વાટકો મારા બાપે મને આપયો છે તે શું હું નહીંજ
પીઊં?
૧૨ તારે સીપાઈઓએ તથા જમાદારે તથા યહુદીઓ-
ના ભાલદારોએ ઈશુને પકડયો, ને તેને બાંધયો. ને
૧૩ પેહેલાં તેને આનાસની પાસે લઈ ગયા, કેમકે તે વર-
શના પરમુખી યાજક કાયાફાનો તે શશરો હતો. ને
૧૪ જે કાયાફાએ યહુદીઓને બતાવયું હતું કે, લોકોને
સારૂ એક માણસનું મરવું ગુણકારી છે, તે એજ હતો.
૧૫ ને સીમોન પીતર તથા બીજો શીશ ઈશુની પાછલ
ગયા, ને તે શીશ પરમુખી યાજકનો ઓલખીતો
છતાં ઈશુની સાથે પરમુખી યાજકના ઘરમાં ગયો.
૧૬ પણ પીતર બાંણા આગલ બાહાર ઉભો રહયો માટે

તે બીજો શીશ જે પરમુખી યાજકનો ઓલખીતો
હતો તે બાહાર આવયો, ને બાંણું સાચવનારીને
કહીને પીતરને માંહે લાવયો. તારે બાંણું સાચવ- ૧૭
નાર બાયડીએ પીતરને કહયું કે, શું તું પણ તે
માણસના શીશોમાંનો નથી? તેણે કહયું કે, હું નથી.
ને ચાકરો તથા નાયકો કોએલાનો વસતેવ કરીને ૧૮
ઉભા રહીને તાપતા હતા, કાંજે ટાહાડ હતી, ને
પીતર પણ તેઓની જોડે ઉભો રહીને તાપતો હતો.
તારે પરમુખી યાજકે ઈશુને તેના શીશો વીશે ૧૯
તથા તેના ઉપદેશ વીશે પુછયું. ઈશુએ તેને ઉતર ૨૦
આપયું કે, જગતની આગલ પરગટરૂપે હું બોલતો
આવયો; સભામાં તથા મંદીરમાં જાંહાં યહુદીઓ
નીને એકઠા થાએછે તાંહાં હું નીતે શીખવતો
આવયો, ને મેં ગુપતમાં કંઈ નથી કહયું. તું મને ૨૧
કેમ પુછેછે? શાંભલનારાઓને મેં શું કહયું તે
તેઓને પુછ; જો, મેં જે કહયાં તે તેઓ જાણેછે.
ને તેણે એમ કેહેતાંજ નાયકોમાંના એક પાસે ઉભા ૨૨
રેહેનારે ઈશુને થબડાક મારીને કહયું કે, પરમુખી
યાજકને તું કેમ એવું ઉતર દેછે? ઈશુએ તેને ઉતર ૨૩
દીધું કે, જો મેં ભુંડું કહયું હોએ તો તે ભુંડા વીશે
સાહેદી આપ; પણ જો ઠીક, તો તું મને કેમ મારેછે?
તારે કાયાફા પરમુખી યાજકની પાસે આનાસે તેને ૨૪
બાંધેલો મોકલયો. ને સીમોન પીતર ઉભો રહીને ૨૫

તાપતો હતો, તે વેલા તેઓએ તેને કહયું કે, તું શું
એના શીશોમાંનો નથી? તેણે નકાર કરતાં કહયું કે,
૨૬ હું નથી. જેનો કાન પીતરે કાપી નાંખયો તેનો સગો
જે પરમુખી યાજકના ચાકરોમાંનો એક તેણે કહયું
૨૭ કે, વાડીમાં મેં તને શું તેની સાથે દીઠો ન હતો? તારે
પીતરે ફરી નકાર કીધો, ને તરત મુરઘો બોલયો.
૨૮ તેઓ ઈશુને કાયાફા પાસેથી કચેરીમાં લઈ ગયા
એટલામાં મોહોટી સવાર થઈ, ને તેઓ અશુધ ન
થાએ, પણ પાસખા ખાએ, માટે તેઓ કચેરીમાં
૨૯ ન ગયા. એ માટે પીલાતે તેઓની પાસે બાહાર
જઇને કહયું કે, એ માણુસ પર તમે શો વટો મુકોછો?
૩૦ તેઓએ ઉતર દેતાં તેને કહયું કે, જો એ ભુંડું કરનાર
૩૧ ન હોત તો અમે એને તને ન સોંપત. તારે પીલાતે
તેઓને કહયું કે, તમે એને લઇને તમારા શાસતર
પરમાણે એનો નયાય કરો. તારે યહુદીઓએ તેને
કહયું કે, કોઇને મારીનાંખવાનો અધીકાર અમને
૩૨ નથી. પોતે કહયા મોતથી મરનાર હતો તે જણા-
વતાં ઈશુએ જે વાત કહી તે પુરી થાએ માટે એમ
૩૩ થયું. તારે પીલાતે ફરી કચેરીમાં જઇને ઈશુને
પાસે તેડીને તેને કહયું કે, તું શું યહુદીઓનો રાજા
૩૪ છે? ઈશુએ તેને ઉતર દીધું કે, એ શું તું પોતાથી
કેહેછે, કે કોઈ બીજાઓએ મારા સંબંધી તને કહયું
૩૫ છે? પીલાતે ઉતર દીધું કે, હું શું યહુદી છું? તારા

દેશનાઓએ તથા મુખી યાજકોએ તને મારે હવાલે
કીધો: તેં શું કીધું છે? ઈશુએ ઉતર આપયું કે, મારૂં ૩૬
રાજ આ જગતનું નથી: જો મારૂં રાજ આ જગતનું
હોત, તો હું યહુદીઓને સવાધીન ન કરાઉં માટે
મારા ચાકર લડત: પણ હવે મારૂં રાજ હીઆંનું નથી.
તારે પીલાતે તેને કહયું કે, તો શું તું રાજા છે? ઈશુએ ૩૭
ઉતર આપયું કે, તું કેહેછે તેજ: હું રાજા છું: એજ
માટે હું જનમયો છું, ને એજ સારૂ હું જગતમાં
આવયો છું, કે સત વીશે સાહેદી આપું; હરેક જે
સતનો છે, તે મારો ઘાંટો શાંભલેછે. પીલાતે તેને ૩૮
કહયું કે, સત શું છે? ને એમ કહીને ફરી યહુદીઓની
પાસે બાહાર ગયો, ને તેઓને કહયું કે, હું તેમાં
કાંઈ અપરાધ દેખતો નથી. પણ પાસખા પરવમાં ૩૯
તમારે સારૂ એકને હું મુકીદઉં, એવી તમારી રીત છે,
માટે હું તમારે સારૂ યહુદીઓના રાજાને મુકીદઉં?
શું તમે એમ ચાહોછો! તારે તે બધાએ ફરી બુમ ૪૦
પાડતાં કહયું કે, એને નહીં, પણ બારાબાસને.
બારાબાસ તો લુટારો હતો.

તાર પછી પીલાતે ઈશુને લઈને કોરડા મારયાં.૧૯
ને સીપાઈઓએ કાંટાંનો મુગટ ગુંથીને તેના માથા ૨
પર મુકયો,ને જાંબુરી વસતર તેને પેહેરાવીને કહયું
કે, ઓ યહુદીઓના રાજા, સુખી રેહે! ને તેઓએ ૩
તેને થબડાકો મારી. એ માટે પીલાતે ફરી બાહાર ૪

જઈને તેઓને કહ્યું કે, એમાં મને કાંઈ અપરાધ
જડતો નથી; જુઓ, એ તમને જણાવવાને હું
૫ તમારી પાસે એને બાહાર લાવુંછું. તારે ઈશુ કાંટાનો
મુગટ તથા જાંબુરી વસતર પેહેરેલો બાહાર નીક-
ળયો. પછી પીલાતે તેઓને કહ્યું કે, એ માણસને
૬ જુઓ! જારે મુખી યાજકોએ તથા ભાલદારોએ
તેને દીઠો, તારે તેઓએ બુમ પાડતાં કહ્યું કે, એને
વધસથંભ પર જડ, વધસથંભ પર જડ. પીલાતે
તેઓને કહ્યું કે, તમે એને લઈને વધસથંભ પર
જડો; કાંજે મને એમાં કાંઈ અપરાધ જડતો નથી.
૭ યહુદીઓએ તેને ઉતર દીધું કે, અમારે શાસતર છે,
ને અમારા શાસતર પરમાણે એણે મરણ ભોગવવું
જોઈએ; કેમકે એણે પોતાને દેવનો દીકરો ઠરા-
૮ વયો છે. એ માટે પીલાત એ વાત શાંભલયા પર
૯ વતો બીધો. ને ફરી કચેરીમાં જઈને તેણે ઈશુને કહ્યું
કે, તું કાંહાંનો છે? પણ ઈશુએ તેને ઉતર ન દીધું.
૧૦ તારે પીલાતે તેને કહ્યું કે, તું કેમ મને કેહેતો નથી?
તને વધસથંભ પર જડવાનો અધીકાર મને છે,
ને તને છોડવાનો અધીકાર મને છે, એ તું જાણતો
૧૧ નથી શું? ઈશુએ ઉતર દીધું કે, ઉપરથી તને અપાયા
વગર મારા પર તારો કાંઈ અધીકાર ન હોત; તે માટે
૧૨ જેણે મને તને સોંપયો તેનું પાપ વતું છે. તારથી
પીલાતે તેને મુકી દેવાની મેહેનત કીધી; પણ યહુ-

દીઓએ બુમ પાડતાં કહ્યું કે, જો તું એ માણસને
મુકીદે, તો તું કાઈસારનો મીતર નથી: જે કોઈ પોતાને
રાજા ઠરાવેછે, તે કાઈસારને વીરૂધ બોલેછે. તારે ૧૩
એ વાત શાંભલીને પીલાત ઈશુને બાહાર લાવયો,
ને ફરશબંદી કેહેવાએલી જગા, જે હેબરી બોલીમાં
ગાબાથા કેહેવાએછે, તાંહાં નયાયની ગાદી પર
તે બેઠો. ને પાસખાની તૈયારીનો એ દાહાડો હતો, ૧૪
ને આશરે બપોર હતા. તારે તેણે યહુદીઓને
કહ્યું કે, તમારા રાજાને જુઓ! પણ તેઓએ ૧૫
મોહોટે ઘાંટે કહ્યું કે, એને દુર કર, દુર કર, વધસથંભ
પર જડ. પીલાતે તેઓને કહ્યું કે, શું હું તમારા
રાજાને વધસથંભ પર જડું? મુખી યાજકોએ ઉતર
દીધું કે, કાઈસાર વગર અમારો રાજા નથી. તારે તેને ૧૬
વધસથંભ પર જડવાને તેણે તેઓને સોંપયો. તારે
તેઓ ઈશુને પકડી લઈ ગયા.

પછી તે પોતાનો વધસથંભ ઉંચકી લેતો ખોપ- ૧૭
રીની કેહેવાએલી જગા જે હેબરી બોલીમાં ગલગથા
કેહેવાએલી છે, તાંહાં બાહાર ગયો. તાંહાં તેઓએ ૧૮
તેને તથા તેની સાથે બીજા બેને વધસથંભ પર
જડયા; એકેક બાજુ પર એકને, તથા વચમાં
ઈશુને. ને પીલાતે સરનામુ લખીને વધસથંભ પર ૧૯
ચોહોડયું; ને લખેલું એમ હતું કે, ઈશુ નાજારી
યહુદીઓનો રાજા. ને જાંહાં ઈશુ વધસથંભ પર ૨૦

જડાયો હતો, તે ઠેકાણું શેહેરની પાસે હતું, ને તે
સરનામુ હેબરી તથા હેલેની તથા રૂમી બોલીમાં
૨૧ લખયું હતું, માટે ઘણા યહુદીઓએ વાંચયું. તારે
યહુદીઓના મુખી યાજકોએ પીલાતને કહયું કે,
યહુદીઓનો રાજા, એમ ન લખ, પણ એમ કે,
૨૨ તેણે કહયું કે, હું યહુદીઓનો રાજા છું. પીલાતે
ઉતર દીધું કે, મેં જે લખયું છે તે લખયું છે.
૨૩ જારે સીપાઇઓએ ઈશુને વધસથંભ પર જડયો,
તારે તેઓએ તેનાં લુગડાં લીધાં, ને હરેક સીપાઇનો
ભાગ થવા માટે ચાર વાંટા પાડયા; ને ડગલો પણ
લીધો, ને તે ડગલો શીવણ વગર, ઉપરથી પુરો
૨૪ વણેલો હતો. એ માટે તેઓએ માહોમા કહયું કે,
આપણે એ ફાડીએ નહીં; પણ તે કોણ લે, એ
સંબંધી ચીઠી નાંખીએ. એ એ માટે થયું કે, લેખ
જે કેહેછે તે પુરૂં થાએ કે, "તેઓએ માહોમા મારાં
લુગડાં વેહેંચી લીધાં, ને મારા ડગલા ઉપર ચીઠી
નાંખી." તો સીપાઇઓએ એ કામો કીધાં.
૨૫ અને ઈશુના વધસથંભ પાસે તેની મા તથા તેની
માસી, કલેઓપાસની વહુ મરયમ તથા મરયમ
૨૬ માગદાલીન ઉભાં રહયાં હતાં. તે માટે ઈશુએ જારે
પોતાની માને તથા જે પર પોતે પરેમ કીધો તે
શીશને પાસે ઉભાં રેહેતાં દીઠાં, તારે પોતાની માને
૨૭ કહયું કે, બાઈ, જો તારો દીકરો. તાર પછી તેણે તે

શીશને કહયું કે, જો, તારી મા. ને તેજ ધડીથી તે
શીશે તેને પોતાના ઘરમાં લીધી. એ પછી હવે ૨૮
સઘલાં પુરાં થયાં, એ ઈશુએ જાણીને, ધરમલેખ
પુરો થવા સારૂ કહયું કે, મને તરશ લાગી છે. ને તાંહાં ૨૯
સીરકાએ ભરેલું એક વાસણ મુકયું હતું, ને તેઓએ
એક સપંજ સીરકાએ ભરીને, જુફા પર મુકીને,
તેના મોહો આગલ ધરયો. માટે ઈશુએ સીરકો ૩૦
લીધા પર કહયું કે, સંપુરણ થયુંઃ ને માથું નમાવીને
પરાણ કાહાડયો.

તારે સીધીકરણનો સમય હતો, ને તે વીશરામનો ૩૧
દીવસ મોહોટો દીવસ પણ હતો, એ માટે વીશરામ-
વારે તેઓનાં મુડદાં વધસથંભ પર ન રેહેવા સારૂ
તેઓના ટાંટીયા ભંજાએ, ને તેઓ લઈજવાએ,
એમ યહુદીઓએ પીલાતની વીનંતી કીધી. પછી ૩૨
સીપાઈઓએ આવીને તેની સાથે વધસથંભ પર
જડાએલા પેહેલાના તથા બીજાના ટાંટીયા
ભાંજયા. પણ ઈશુની પાસે આવીને તેને મરેલો ૩૩
દીઠો, તારે તેના ટાંટીયા ન ભાંજયા. તો પણ ૩૪
સીપાઈઓમાંથી એકે ભાલાથી તેની કુખ વીંધી, ને
તરત તેમાંથી લોહી તથા પાણી નીકલયાં. ને જોણે ૩૫
જોયું તેજ આ સાહેદી આપેછે, ને તેની સાહેદી ખરી
છે. ને તમે વીશવાસ કરો તે માટે તે ખરૂં કેહેછે, એ
તે જાણેછે. કાંજે "તેનું એક પણ હાડકું ભંજાશે ૩૬

આપી છે, ને જગતે તેઓનો દવેશ કીધો છે; કેમકે
જેમ હું જગતનો નથી, તેમ તેઓ પણ જગતના
૧૫ નથી. તું તેઓને જગતમાંથી કાહાડે એવી વીનંતી
હું નથી કરતો, પણ એવી કે ભુંડાઈથી તું તેઓને
૧૬ બચાવે. જેમ હું જગતનો નથી, તેમ તેઓ જગ-
૧૭ તના નથી. તું પોતાના સતથી તેઓને પવીતર કર.
૧૮ તારી વાત સત છે. જેમ તેં મને જગતમાં મોકલયો
૧૯ છે, તેમ મેં પણ તેઓને જગતમાં મોકલયા છે. ને
તેઓ પણ સતથી પવીતર થાએ માટે તેઓને સારૂ
૨૦ હું પોતાને પવીતર કરૂંછું. હું એકલા તેઓને સારૂ
નહીં, પણ તેઓની વાતથી મારા પર જે વીશવાસ
૨૧ કરશે, તેઓને સારૂ પણ વીનંતી કરૂંછું કે, તેઓ બધા
એક થાએ; ઓ બાપ, જેમ તું મારામાં ને હું તારા-
માં, તેમ તેઓ પણ આપણામાં એક થાએ, એ સારૂ
કે તેં મને મોકલયો છે, એમ જગત વીશવાસ કરે.
૨૨ ને જે મહીમા તેં મને આપયો છે તે મેં તેઓને એ
માટે આપયો છે, કે જેવા આપણે એક છઈએ તેવા
૨૩ તેઓ પણ એક થાએ; હું તેઓમાં ને તું મારામાં, એ
માટે કે તેઓ એકરૂપ સંપુરણ કરાએ, અને કે તેં મને
મોકલયો છે, ને જેમ તેં મારા પર પરેમ કીધો છે, તેમ
૨૪ તેઓના પર પરેમ કીધો છે, એ જગત જાણે. બાપ,
હું એમ ચાહુંછું કે જાંહાં હું છું તાંહાં જેઓ તેં મને
આપયાં છે તેઓ પણ તારી પાસે હોએ કે, મારો

મહીમા જે તેં મને આપયો છે તે તેઓ જુએ;
કેમકે જગતનો પાયો નાંખયા અગાઉ તેં મારા
પર પરેમ કાધો છે. યથારથી બાપ, જગતે તો તને ૨૫
જાણયો નથી; પણ મેં તને જાણયો છે; ને તેં
મને મોકલયો છે, એમ તેઓએ જાણયું છે. ને ૨૬
તેઓને તારૂ નામ મેં જણાવયું છે, ને વલી જણા-
વીશ કે, જે પરેમથી તેં મારા પર પરેમ કીધો છે, તે
તેઓમાં રેહે, ને હું પણ તેઓમાં રહું.

ઈશુ એ વાતો કહીને પોતાના શીશો સુધાં ૧૮
કેદરોનના નાલા પાર ગયો, જાંહાં વાડી હતી, તેમાં
તે તથા તેના શીશો પેઠા. ને તેને પકડાવનાર ૨
યહુદા પણ તે ઠેકાણું જાણતો હતો, કાંજે ઈશુ
પોતાના શીશોની જોડે ઘણી વાર તાંહાં જતો હતો.
તારે યહુદા મુખીયાજકોની તથા ફરોશીઓની પાસે- ૩
થી સીપાઈઓને, તથા ભાલદારોને લઈને ફાનસ
તથા મશાલ તથા હથીઆર સુધાં તાંહાં આવયો.
ઈશુ પોતા પર જે સઘલાં થવાનાં હતાં તે જાણતો ૪
હતો, તે માટે તેણે બાહાર જઈને તેઓને કહયું કે,
તમે કોહોને શોધોછો? તેઓએ તેને ઉતર દીધું કે, ૫
ઈશુ જે નાજારી તેને. ઈશુએ તઓને કહયું કે, હું તે
છું. ને યહુદા તેને પકડાવનાર પણ તેઓની જોડે
ઉભો રહયો હતો. હું તે છું, એમ તેણે તેઓને ૬
કેહેતાંજ તેઓ પાછા હટીને ભુંઈ પર પડયા. તારે ૭

તેણે ફરી તેઓને પુછયું કે, તમે કોહોને શોધોછો?
૮ ને તેઓએ કહયું કે, ઈશુ જે નાજારી તેને. ઈશુએ
ઉતર દીધું કે, મેં તમને કહયું છે કે હું તે છું, એ માટે
૯ જો તમે મને શોધોછો તો એઓને જવા દો. એ
માટે કે જે વાત તેણે કહી હતી કે, જેઓ તેં મને
આપયા છે તેઓમાંથી એકને પણ મેં ખોયો નથી,
૧૦ તે પુરી થાએ. તારે સીમોન પીતરની પાસે તરવાર
છતાં તેણે તે કાહાડીને મુખી યાજકના ચાકરને
મારીને તેનો જમણો કાન કાપીનાંખયો, ને તે
૧૧ ચાકરનું નામ માલખા હતું. એ માટે ઈશુએ પીત-
રને કહયું કે, તારી તરવાર મીઆનમાં ધાલ, જે
વાટકો મારા બાપે મને આપયો છે તે શું હું નહીંજ
પીઊં?
૧૨ તારે સીપાઈઓએ તથા જમાદારે તથા યહુદીઓ-
ના ભાલદારોએ ઈશુને પકડયો, ને તેને બાંધયો. ને
૧૩ પેહેલાં તેને આનાસની પાસે લઈ ગયા, કેમકે તે વર-
શના પરમુખી યાજક કાયાફાનો તે શશરો હતો. ને
૧૪ જે કાયાફાએ યહુદીઓને બતાવયું હતું કે, લોકોને
સારૂ એક માણસનું મરવું ગુણકારી છે, તે એજ હતો.
૧૫ ને સીમોન પીતર તથા બીજો શીશ ઈશુની પાછલ
ગયા, ને તે શીશ પરમુખી યાજકનો ઓલખીતો
છતાં ઈશુની સાથે પરમુખી યાજકના ઘરમાં ગયો.
૧૬ પણ પીતર બાંણા આગલ બાહાર ઉભો રહયો માટે

તે બીજો શીશ જે પરમુખી યાજકનો ઓલખીતો
હતો તે બાહાર આવયો, ને બાંણું સાચવનારીને
કહીને પીતરને માંહે લાવયો. તારે બાંણું સાચવ- ૧૭
નાર બાયડીએ પીતરને કહયું કે, શું તું પણ તે
માણસના શીશોમાંનો નથી? તેણે કહયું કે, હું નથી.
ને ચાકરો તથા નાયકો કોએલાનો વસતેવ કરીને ૧૮
ઉભા રહીને તાપતા હતા, કાંજે ટાહાડ હતી, ને
પીતર પણ તેઓની જોડે ઉભો રહીને તાપતો હતો.
તારે પરમુખી યાજકે ઈશુને તેના શીશો વીશે ૧૯
તથા તેના ઉપદેશ વીશે પુછયું. ઈશુએ તેને ઉતર ૨૦
આપયું કે, જગતની આગલ પરગટરૂપે હું બોલતો
આવયો; સભામાં તથા મંદીરમાં જાંહાં યહુદીઓ
નીતે એકઠા થાએછે તાંહાં હું નીતે શીખવતો
આવયો, ને મેં ગુપતમાં કંઈ નથી કહયું. તું મને ૨૧
કેમ પુછેછે? શાંભલનારાઓને મેં શું કહયું તે
તેઓને પુછ; જો, મેં જે કહયાં તે તેઓ જાણેછે.
ને તેણે એમ કેહેતાંજ નાયકોમાંના એક પાસે ઉભા ૨૨
રેહેનારે ઈશુને થબડાક મારીને કહયું કે, પરમુખી
યાજકને તું કેમ એવું ઉતર દેછે? ઈશુએ તેને ઉતર ૨૩
દીધું કે, જો મેં ભુંડું કહયું હોએ તો તે ભુંડા વીશે
સાહેદી આપ; પણ જો ઠીક, તો તું મને કેમ મારેછે?
તારે કાયાફા પરમુખી યાજકની પાસે આનાસે તેને ૨૪
બાંધેલો મોકલયો. ને સીમોન પીતર ઉભો રહીને ૨૫

તાપતો હતો, તે વેલા તેઓએ તેને કહયું કે, તું શું
એના શીશોમાંનો નથી? તેણે નકાર કરતાં કહયું કે,
૨૬ હું નથી. જેનો કાન પીતરે કાપી નાંખયો તેનો સગો
જે પરમુખી યાજકના ચાકરોમાંનો એક તેણે કહયું
૨૭ કે, વાડીમાં મેં તને શું તેની સાથે દીઠો ન હતો? તારે
પીતરે ફરી નકાર કીધો, ને તરત મુરઘો બોલયો.
૨૮ તેઓ ઈશુને કાયાફા પાસેથી કચેરીમાં લઈ ગયા
એટલામાં મોહોટી સવાર થઈ, ને તેઓ અશુધ ન
થાએ, પણ પાસખા ખાએ, માટે તેઓ કચેરીમાં
૨૯ ન ગયા. એ માટે પીલાતે તેઓની પાસે બાહાર
જઇને કહયું કે, એ માણસ પર તમે શો વટો મુકોછો?
૩૦ તેઓએ ઉતર દેતાં તેને કહયું કે, જો એ ભુંડું કરનાર
૩૧ ન હોત તો અમે એને તને ન સોંપત. તારે પીલાતે
તેઓને કહયું કે, તમે એને લઇને તમારા શાસતર
પરમાણે એનો નયાય કરો. તારે યહુદીઓએ તેને
કહયું કે, કોઇને મારીનાંખવાનો અધીકાર અમને
૩૨ નથી. પોતે કહયા મોતથી મરનાર હતો તે જણા-
વતાં ઈશુએ જે વાત કહી તે પુરી થાએ માટે એમ
૩૩ થયું. તારે પીલાતે ફરી કચેરીમાં જઇને ઈશુને
પાસે તેડીને તેને કહયું કે, તું શું યહુદીઓનો રાજા
૩૪ છે? ઈશુએ તેને ઉતર દીધું કે, એ શું તું પોતાથી
કેહેછે, કે કોઈ બીજાઓએ મારા સંબંધી તને કહયું
૩૫ છે? પીલાતે ઉતર દીધું કે, હું શું યહુદી છું! તારા

દેશનાઓએ તથા મુખી યાજકોએ તને મારે હવાલે
કીધો: તેં શું કીધું છે? ઈશુએ ઉતર આપચું કે, મારૂં ૩૬
રાજ આ જગતનું નથી: જો મારૂં રાજ આ જગતનું
હોત, તો હું યહુદીઓને સવાધીન ન કરાઉં માટે
મારા યાકર લડત: પણ હવે મારૂં રાજ હીઆંનું નથી.
તારે પીલાતે તેને કહચું કે, તો શું તું રાજા છે? ઈશુએ ૩૭
ઉતર આપચું કે, તું કેહેછે તેજ: હું રાજા છું: એજ
માટે હું જનમચો છું, ને એજ સારૂ હું જગતમાં
આવચો છું, કે સત વીશે સાહેદી આપું; હરેક જે
સતનો છે, તે મારો ધાંટો શાંભલેછે. પીલાતે તેને ૩૮
કહચું કે, સત શું છે? ને એમ કહીને ફરી યહુદીઓની
પાસે બાહાર ગયો, ને તેઓને કહચું કે, હું તેમાં
કાંઈ અપરાધ દેખતો નથી. પણ પાસખા પરવમાં ૩૯
તમારે સારૂ એકને હું મુકીદઉં, એવી તમારી રીત છે,
માટે હું તમારે સારૂ યહુદીઓના રાજાને મુકીદઉં?
શું તમે એમ યાહોછો? તારે તે બધાએ ફરી બુમ ૪૦
પાડતાં કહચું કે, એને નહીં, પણ બારાબાસને.
બારાબાસ તો લુટારો હતો.

તાર પછી પીલાતે ઈશુને લઈને કોરડા મારચાં. ૧૯
ને સીપાઈઓએ કાંટાંનો મુગટ ગુંથીને તેના માથા ૨
પર મુકચો, ને જાંબુરી વસતર તેને પેહેરાવીને કહચું
કે, ઓ યહુદીઓના રાજા, સુખી રેહે! ને તેઓએ ૩
તેને થબડાકો મારી. એ માટે પીલાતે ફરી બાહાર ૪

જઈને તેઓને કહયું કે, એમાં મને કાંઈ અપરાધ
જડતો નથી; જુઓ, એ તમને જણાવવાને હું
૫ તમારી પાસે એને બાહાર લાવુંછું. તારે ઈશુ કાંટાનો
મુગટ તથા જાંબુરી વસતર પેહેરેલો બાહાર નીક-
ળયો. પછી પીલાતે તેઓને કહયું કે, એ માણસને
૬ જુઓ! જારે મુખી યાજકોએ તથા ભાલદારોએ
તેને દીઠો, તારે તેઓએ બુમ પાડતાં કહયું કે, એને
વધસથંભ પર જડ, વધસથંભ પર જડ. પીલાતે
તેઓને કહયું કે, તમે એને લઈને વધસથંભ પર
જડો; કાંજે મને એમાં કાંઈ અપરાધ જડતો નથી.
૭ યહુદીઓએ તેને ઉતર દીધું કે, અમારે શાસતર છે,
ને અમારા શાસતર પરમાણે એણે મરણ ભોગવવું
જોઈએ; કેમકે એણે પોતાને દેવનો દીકરો ઠરા-
૮ વયો છે. એ માટે પીલાત એ વાત શાંભલયા પર
૯ વતો બીધો. ને ફરી કચેરીમાં જઈને તેણે ઈશુને કહયું
કે, તું કાંહાંનો છે? પણ ઈશુએ તેને ઉતર ન દીધું.
૧૦ તારે પીલાતે તેને કહયું કે, તું કેમ મને કેહેતો નથી?
તને વધસથંભ પર જડવાનો અધીકાર મને છે,
ને તને છોડવાનો અધીકાર મને છે, એ તું જાણતો
૧૧ નથી શું? ઈશુએ ઉતર દીધું કે, ઉપરથી તને અપાયા
વગર મારા પર તારો કાંઈ અધીકાર ન હોત; તે માટે
૧૨ જેણે મને તને સોંપયો તેનું પાપ વતું છે. તારથી
પીલાતે તેને મુકી દેવાની મેહેનત કીધી; પણ યહુ-

દીઓએ બુમ પાડતાં કહ્યું કે, જો તું એ માણસને
મુકીદે, તો તું કાઈસારનો મીતર નથી: જે કોઈ પોતાને
રાજા ઠરાવેછે, તે કાઈસારને વીરૂધ બોલેછે. તારે ૧૩
એ વાત શાંભલીને પીલાત ઈશુને બાહાર લાવયો,
ને ફરશબંદી કેહેવાએલી જગા, જે હેબરી બોલીમાં
ગાબાથા કેહેવાએછે, તાંહાં નયાયની ગાદી પર
તે બેઠો. ને પાસખાની તૈયારીનો એ દાહાડો હતો, ૧૪
ને આશરે બપોર હતા. તારે તેણે યહુદીઓને
કહ્યું કે, તમારા રાજાને જુઓ! પણ તેઓએ ૧૫
મોહોટે ઘાંટે કહ્યું કે, એને દુર કર, દુર કર, વધસથંભ
પર જડ. પીલાતે તેઓને કહ્યું કે, શું હું તમારા
રાજાને વધસથંભ પર જડું? મુખી યાજકોએ ઉતર
દીધું કે, કાઈસાર વગર અમારો રાજા નથી. તારે તેને ૧૬
વધસથંભ પર જડવાને તેણે તેઓને સોંપયો. તારે
તેઓ ઈશુને પકડી લઈ ગયા.

પછી તે પોતાનો વધસથંભ ઉંચકી લેતો ખોપ- ૧૭
રીની કેહેવાએલી જગા જે હેબરી બોલીમાં ગલગથા
કેહેવાએલી છે, તાંહાં બાહાર ગયો. તાંહાં તેઓએ ૧૮
તેને તથા તેની સાથે બીજા બેને વધસથંભ પર
જડયા; એકેક બાજુ પર એકને, તથા વચમાં
ઈશુને. ને પીલાતે સરનામુ લખીને વધસથંભ પર ૧૯
ચોહોડયું; ને લખેલું એમ હતું કે, ઈશુ નાજારી
યહુદીઓનો રાજા. ને જાંહાં ઈશુ વધસથંભ પર ૨૦

જડાયો હતો, તે ઠેકાણું શેહેરની પાસે હતું, ને તે
સરનામુ હેબરી તથા હેલેની તથા રૂમી બોલીમાં
૨૧ લખચું હતું, માટે ઘણા યહુદીઓએ વાંચચું. તારે
યહુદીઓના મુખી યાજકોએ પીલાતને કહયું કે,
યહુદીઓનો રાજા, એમ ન લખ, પણ એમ કે,
૨૨ તેણે કહયું કે, હું યહુદીઓનો રાજા છું. પીલાતે
ઉતર દીધું કે, મેં જે લખચું છે તે લખચું છે.
૨૩ જારે સીપાઇઓએ ઈશુને વધસથંભ પર જડયો,
તારે તેઓએ તેનાં લુગડાં લીધાં, ને હરેક સીપાઇનો
ભાગ થવા માટે ચાર વાંટા પાડયા; ને ડગલો પણ
લીધો, ને તે ડગલો શીવણ વગર, ઉપરથી પુરો
૨૪ વણેલો હતો. એ માટે તેઓએ માહોમા કહયું કે,
આપણે એ ફાડીએ નહીં; પણ તે કોણ લે, એ
સંબંધી ચીઠી નાંખીએ. એ એ માટે થચું કે, લેખ
જે કેહેછે તે પુરૂં થાએ કે, "તેઓએ માહોમા મારાં
લુગડાં વેહેંચી લીધાં, ને મારા ડગલા ઉપર ચીઠી
નાંખી." તો સીપાઇઓએ એ કામો કીધાં.
૨૫ અને ઈશુના વધસથંભ પાસે તેની મા તથા તેની
માસી, કલેઓપાસની વહુ મરયમ તથા મરયમ
૨૬ માગદાલીન ઉભાં રહયાં હતાં. તે માટે ઈશુએ જારે
પોતાની માને તથા જે પર પોતે પરેમ કીધો તે
શીશને પાસે ઉભાં રેહેતાં દીઠાં, તારે પોતાની માને
૨૭ કહયું કે, બાઈ, જો તારો દીકરો. તાર પછી તેણે તે

શીશને કહયું કે, જો, તારી મા. ને તેજ ઘડીથી તે
શીશે તેને પોતાના ઘરમાં લીધી. એ પછી હવે ૨૮
સઘલાં પુરાં થયાં, એ ઈશુએ જાણીને, ધરમલેખ
પુરો થવા સારૂ કહયું કે, મને તરશ લાગી છે. ને તાંહાં ૨૯
સીરકાએ ભરેલું એક વાસણ મુકયું હતું, ને તેઓએ
એક સપંજ સીરકાએ ભરીને, જાુફા પર મુકીને,
તેના મોહો આગલ ધરયો. માટે ઈશુએ સીરકો ૩૦
લીધા પર કહયું કે, સંપુરણ થયુંઃ ને માથું નમાવીને
પરાણ કાહાડયો.

તારે સીધીકરણનો સમય હતો, ને તે વીશરામનો ૩૧
દીવસ મોહોટો દીવસ પણ હતો, એ માટે વીશરામ-
વારે તેઓનાં મુડદાં વધસથંભ પર ન રેહેવા સારૂ
તેઓના ટાંટીયા ભંજાએ, ને તેઓ લઈજવાએ,
એમ યહુદીઓએ પીલાતની વીનંતી કીધી. પછી ૩૨
સીપાઈઓએ આવીને તેની સાથે વધસથંભ પર
જડાએલા પેહેલાના તથા બીજાના ટાંટીયા
ભાંજયા. પણ ઈશુની પાસે આવીને તેને મરેલો ૩૩
દીઠો, તારે તેના ટાંટીયા ન ભાંજયા. તો પણ ૩૪
સીપાઈઓમાંથી એકે ભાલાથી તેની કુખ વીંધી, ને
તરત તેમાંથી લોહી તથા પાણી નીકલયાં. ને જેણે ૩૫
જોયું તેજ આ સાહેદી આપેછે, ને તેની સાહેદી ખરી
છે. ને તમે વીશવાસ કરો તે માટે તે ખરૂં કેહેછે, એ
તે જાણેછે. કાંજે "તેનું એક પણ હાડકું ભંજાશે ૩૬

૩૭ નહીં," એ લેખ પુરો થવા સારૂ એમ થયું. ને ફરી
બીજો લેખ કેહેછે કે, "જેને તેઓએ વીંધયો તે પર
તેઓ જોશે."
૩૮ અને એ પછી અરમથીઆનો યુસફ, જે ઈશુનો
શીશ પણ યહુદીઓના ધાકને લીધે છાનો રહયો
હતો, તેણે ઈશુનું મુડદું લઈજવાને પીલાતની વીનંતી
કીધી; તારે પીલાતે રજા આપી. તે માટે તેણે
૩૯ આવીને ઈશુનું મુડદું ઉતારી લીધું. ને નીકદેમસ
પણ, જે પેહેલાં રાતરે ઈશુની પાસે આવયો હતો, તે
બોલ તથા અગર ભેલશેલ શો શેરને આશરે લઈ-
૪૦ આવયો. તારે યહુદીઓને દાટવાની રીત પરમાણે
તેઓએ ઈશુનું મુડદું લઇને, સુગંધીઓ સુધાં, શણના
૪૧ લુગડામાં તે લપેટયું. ને જાંહાં તે વધસથંભ પર
જડાયો, તે જગામાં વાડી હતી, ને તે વાડીમાં નવી
કબર હતી, જેમાં કોઈને તાંહાં સુધી મુકેલો ન હતો.
૪૨ એ વાસતે તેઓએ ઇશુને ઈહુદીઓના સીધીકરણના
દીવસને લીધે તાંહાંજ મુકયો, કેમકે તે કબર
પાસે હતી.

૨૦ તારે સપતાહને પેહેલે દાહાડે, મોહોટી સહવારે
અંધારૂં હતું એટલામાં મરયમ માગદાલીન કબરની
પાસે આવી, ને કબર પરથી પથર ખશેડેલો તેણે
૨ દીઠો. તારે તે દોડીને સીમોન પીતરની પાસે, તથા
જે બીજા શીશ પર ઈશુએ પરેમ કીધો તેની પાસે

પણ, આંવીને તેઓને કહયું કે, પરભુને તેઓએ
કબરમાંથી કાહાડી લીધો, ને તેઓએ તેને કાંહાં
મુકયો છે એ અમે જાણતાં નથી. તે માટે પીતર ૩
તથા તે બીજો શીશ નીકલીને કબરની પાસે જતા
હતા. તારે તે બંને સાથે દોડયા; પણ તે બીજો ૪
શીશ પીતર કરતાં જલદી દોડીને કબર પર પેહેલો
પોહોંચયો. ને તેણે નીચા વલીને શણનાં લુગડાં ૫
મુકેલાં દીઠાં, તો પણ તે માંહે ગયો નહીં. તારે ૬
સીમોન પીતર તેની પાછલ ચાલતો આવીને કબર
માંહે ગયો, ને શણનાં લુગડાં પડેલાં દીઠાં. ને જે ૭
રૂમાલ તેના માથા પર હતો, તે શણનાં લુગડાની
જોડે મુકેલો નહીં. પણ જુદે ઠેકાણે મુકેલો હતો.
પછી બીજો શીશ કબર પાસે જે પેહેલો આવયો ૮
હતો, તેણે પણ માંહે જઇને જોયું, ને વીશવાસ
કીધો. કેમકે તાંહાં સુધી તેઓ આ લેખ સમજતા ૯
ન હતા કે તેને મરીગએલાઓમાંથી ઉઠવું જોઈએ.
તારે શીશો ફરી પોત પોતાને ઘેર ગયા. ૧૦
પણ મરયમ, બાહાર કબરની પાસે રડતી ઉભી ૧૧
રહીને રડતાં રડતાં કબરમાં તે ડોકીયાં કરતી હતી.
ને જાંહાં ઈશુનું મુડદું શુવાડયું હતું, તાંહાં ઉજલાં ૧૨
લુગડાં પેહેરેલા બે દુતને એકને ઓશીશે, ને બીજા-
ને પાંગતે, બેઠેલા તેણે દીઠા. ને તેઓએ તેને
કહયું કે, બાઈ, તું કેમ રડેછે? તેણે તેઓને કહયું, ૧૩

એ માટે કે તેઓ મારા પરભુને લઈગયા છે, ને તેઓ-
૧૪ એ તેને કાંહાં મુકયો છે તે હું જાણતી નથી. ને એમ
કહીને તેણે મોહો ફેરવયું, ને ઈશુ ઉભો રેહેતો દીઠો;
૧૫ પણ એ ઈશુ છે, એમ તેણે જાણયું નહીં. ઈશુએ
તેને કહયું કે, બાઈ, તું કેમ રડેછે? તું કોહોને શોધેછે?
તે માળી છે એમ ધારીને તેણે તેને કહયું કે, સાહેબ,
જો તેં તેને હીઆંથી ઉઠાવી લીધો હોએ, તો તેને
કાંહાં મુકયો છે એ મને કેહે, ને હું તેને લઈજઈશ.
૧૬ ઈશુએ તેને કહયું કે, મરયમ, તેણે ફરીને તેને કહયું
૧૭ કે, રાબબોની! એટલે ગુરૂ. ઈશુએ તેને કહયું કે,
હજી સુધી હું મારા બાપ પાસે ચહડી નથી ગયો,
એ માટે મને અડક મા; પણ મારા ભાઈઓની પાસે
જઈને તેઓને કેહે કે, જે મારો બાપ, તથા તમારો
બાપ, ને મારો દેવ તથા તમારો દેવ, તેની પાસે હું
૧૮ ચહડી જાઉં છું. મરયમ માગદાલીને આવીને
શીશોને કહયું કે, મેં પરભુને દીઠો, ને તેણે મને એ
વાતો કહી.

૧૯ તારે તેજ દાહાડે જે સપતાહની પેહેલી સાંજ
પડયા પર, યહુદીઓના ભયથી શીશ જાંહાં એકઠાં
થયા હતા, તાંહાંનાં બાંણાં બંધ કીધાં હતાં, તાંહાં
ઈશુએ આવીને વયમાં ઉભા રેહેતાં તેઓને કહયું કે,
૨૦ તમને શાંતી થાઓ. ને તેણે એમ કહીને પોતાનાં
હાથ તથા કુખ તેઓને દેખાડયાં, માટે શીશો પરભુને

જોઈને હરખાયા. તારે ઈશુએ ફરી તેઓને કહયું કે, ૨૧
તમને શાંતી થાઓ. જેમ બાપે મને મોકલયો
છે, તેમ હું પણ તમને મોકલુંછું. ને તેણે એમ ૨૨
કહીને તેઓ પર ફુંકીને તેઓને કહયું કે, તમે પવીતર
આતમા લો. તમે જેઓનાં પાપ માફ કરશો, તે ૨૩
તેઓને માફ કરાએછે; ને તમે જેઓનાં પાપ
રાખોછો, તેઓનાં રખાએછે. પણ જારે દશુ આવયો ૨૪
તારે થોમા બારમાંનો એક, જે દીદીમસ કેહેવાએછે
તે તેઓની સાથે ન હતો. તે માટે બીજા શીશોએ ૨૫
તેને કહયું કે, અમે પરભુને દીઠા છે. પણ તેણે
તેઓને કહયું કે, તેના હાથમાં ખીલાઓના વેહે
જોયા વગર, તથા મારી આંગલી ખીલાઓના વેહેમાં
મુકયા વીના, તથા તેની કુખમાં મારો હાથ ઘાલયા
વીના, હું વીશવાસ કરનાર નહીં. ને આઠ દાહાડા ૨૬
પછી ફરી તેના શીશ માંહે હતા; ને થોમા તેઓની
સાથે હતો; તારે બારણાં બંધ કીધાં છતાં, ઈશુએ
આવીને વચમાં ઉભા રેહેતાં કહયું કે, તમને શાંતી
થાઓ. તારે ઈશુએ થોમાને કહયું કે, તારી આંગલી ૨૭
હીઆં સુધી પોહોંચાડીને મારા હાથ જો, ને તારો
હાથ લાંબો કરીને મારી કુખમાં ઘાલ, ને અવીશ-
વાસી ન રેહે, પણ વીશવાસી થા. તારે થોમાએ ૨૮
ઉતર આપતાં તેને કહયું કે, મારા પરભુ, ને મારા દેવ.
ઈશુએ તેને કહયું કે, થોમા, તેં મને દીઠા માટે ૨૯

વીશવાસ કીધો; જેઓએ દીઠા વીના વીશવાસ
કીધો તેઓને ધન છે.
૩૦ અને ઘણા બીજા ચમતકાર ઈશુએ પોતાના
શીશોની સામણે દેખડાવયા ખરા, જે આ પુસત-
૩૧ કમાં લખયા નથી. પણ ઈશુ તે ખરીસત, દેવનો
દીકરો છે, એવો તમે વીશવાસ કરો, ને વીશવાસ
કરીને તેના નામથી તમે જીવન પામો માટે આ
લખેલા છે.
૨૧ એ પછી તીબેરીઅશના સમુદરને કાંઠે શીશોને
૨ ફરીથી ઈશુએ પોતાને દેખડાવયો. તારે એમ
પોતાને દેખડાવયો કે, સીમોન પીતર, તથા થોમા
જે દીદીમસ કેહેવાએછે તે, તથા ગાલીલના કાનાનો
નાથાનાએલ, તથા જબેદીના દીકરા, તથા તેના
૩ શીશોમાંના બે બીજા એકઠા હતા. તારે સીમોન
પીતરે તેઓને કહયું કે, હું માછલા પકડવા જાઊંછું.
તેઓએ તેને કહયું કે, અમે પણ તારી સાથે આવી-
એછઈએ. તારે તેઓ નીકલીને તરત હોડી પર
૪ ચહડયા; પણ તે રાતરે કંઈ પકડયું નહીં. ને શહવાર
થયા પર ઈશુ કાંઠે ઉભો હતો; તો પણ શીશોએ
૫ ન જાણયું કે તે ઈશુ છે. તારે ઈશુએ તેઓને કહયું
કે, છોકરાઓ, તમારી પાસે કંઈ ખાવાનું છે? તેઓએ
૬ તેને ઉતર દીધું કે, નથી. તારે તેણે તેઓને કહયું કે,
હોડીની જમણી ગમ જાલ નાંખો, ને તમને મલશે.

તે માટે તેઓએ નાંખી; પછી એટલાં બહુ માછલાં
ભરાઈ આવયાં કે તેઓ તેને ખેંચી ન શકયા. તે ૭
માટે જે શીશ પર ઈશુ પરેમ કરતો, તેણે પીતરને
કહયું કે, એ પરભુ છે. જારે સીમોન પીતરે શાંભ-
લયું કે, એ પરભુ છે; તારે તેણે ડગલો પેહેરયો,
કેમકે તે ઉઘાડો હતો, ને પોતે સમુદરમાં કુદી પડયો.
પછી બીજા શીશ માછલાથી ભરાએલી જાલ ૮
ખેંચતા હોડીમાં આવયા, કેમકે તેઓ કીનારેથી
બશેં હાથ કરતાં વતા આઘા ન હતા, ને કીનારે ૯
ઉતરયા તારે તાંહાં કોએલાનો વસતેવ મુકેલો, તથા
તે પર માછલું મુકેલું, તથા રોટલી પણ, એ દીઠાં.
ઈશુએ તેઓને કહયું કે તમે હમણાનાં પકડેલાં ૧૦
માછલાંઓમાંથી લાવો. સીમોન પીતર ચહડયો ૧૧
ને એકશો તરેપન મોહોટાં માછલાંએ ભરેલી જાલ
કીનારે ખેંચી; એટલાં છતાં પણ જાલ ન ફાટી.
ઈશુએ તેઓને કહયું કે, આવો, જમો. ને તે પરભુ ૧૨
છે, એ જાણીને શીશોમાંથી કોઈને તેને પુછવાની
હીમત ન હતી કે, તું કોણ છે? તારે ઈશુએ આવીને ૧૩
રોટલી લઈને તેઓને આપી; ને તેજ તરેહ માછલી
પણ. ઈશુ મરીગએલાઓમાંથી પાછો ઉઠયા પછી ૧૪
પોતાના શીશોને આ તરીજીવાર પરગટ થયો. તેઓ ૧૫
જમયા પછી ઈશુએ સીમોન પીતરને કહયું કે,
યોનાના દીકરા સીમોન, તું શું મારા પર એઓ કરતાં

વતો પરેમ કરેછે? તેણે તેને કહ્યું કે હા, પરભુ, તું
૧૬ જાણેછે કે હું તારા પર પરેમ કરૂંછું. તેણે તેને કહ્યું કે,
મારાં હલવાનોને પાલ. તેણે ફરી બીજીવાર તેને
કહ્યું કે, યોનાના દીકરા સીમોન, તું શું મારા પર પરેમ
કરેછે? તેણે કહ્યું કે, હા, પરભુ, તું જાણેછે કે હું
તારા પર પરેમ કરૂંછું. તેણે તેને કહ્યું કે, મારાં ગેટાંને
૧૭ પાલ. તેણે તરીજીવાર તેને કહ્યું કે, યોનાના
દીકરા સીમોન, તું શું મારા પર પરેમ કરેછે? તરણવાર
તેણે તેને કહ્યું કે, તું શું મારા પર પરેમ કરેછે? માટે
પીતર દલગીર થયો, ને તેને કહ્યું કે, પરભુ, તું
સઘલાં જાણેછે; હું તારા પર પરેમ કરૂંછું, એ તું
જાણેછે. ઈશુએ તેને કહ્યું કે, મારાં ગેટાંને પાલ.
૧૮ હું તને ખચીત ખચીત કહુંછું કે જારે તું જવાન હતો
તારે તું પોતાની કમર બાંધીને જાંહાં તેં ચાહ્યું
તાંહાં ગયો, પણ જારે તું ઘરડો થશે, તારે તું તારા
હાથ લાંબા કરશે, ને બીજા તને બાંધીને જાંહાં તું
૧૯ જવા નહીં ચાહે તાંહાં તને લઈ જશે. કહ્યા મોતથી
દેવનો મહીમા તે કરશે, એ જણાવતાં તેણે એમ
કહ્યું, ને એ કહીને તેણે તેને કહ્યું કે, તું મારી
૨૦ પાછલ ચાલયો આવ. તારે જે પર ઈશુ પરેમ
કરતો, જેણે જમતી વેલા પણ ઈશુની છાતી
પર અઢેલીને કહ્યું હતું કે, પરભુ, જે તને પરસ-
વાધીન કરાવશે તે કોણ છે? તે શીશને પાછલ

આવતો પીતરે પાછા ફરીને દીઠો. પીતરે તેને જોઇને ૨૧
ઈશુને કહયું કે, પરભુ, એ માણસ શું કરશે ? ઈશુએ ૨૨
તેને કહયું કે, હું આવું તાંહાં લગી તે રેહે એવી
મારી ઈછા હોએ તો તે તારે શું? તું મારી પાછલ
આવ. તારે એ વાત ભાઈઓમાં ફેલી ગઈ કે, તે ૨૩
શીશ નહીં મરશે. પણ ઈશુએ તેને કહયું નથી કે,
તે નહીં મરશે; પણ એ કે, હું આવું તાંહાં લગી
તે રેહે એવી મારી ઈછા હોએ, તો તે તારે શું? જે ૨૪
શીશે આ કામો સંબંધી સાહેદી આપી, ને આ વાતો
લખી, તે એજ છે; ને તેની સાહેદી ખરી છે, એ
અમે જાણીએ છઈએ. ને ઈશુના કરેલાં કામ બીજાં ૨૫
પણ ઘણાં છે, તેઓ હરેક જો લખાએ, તો તે
લખેલાં પુસતકો આ જગતમાં સમાએ પણ નહીં,
એમ હું ધારૂંછું. આમેન.

---

# પરેરીતોનાં કરતય.

૧ ઓ થીઓફીલ, ઈશુએ પોતાના પસંદ કીધેલા
૨ પરેરીતોને પવીતર આતમાથી આગના આપી, ને
તે ઉપર લઈ જવાયો, તે દીવસ સુધી પોતે જે કરવા
તથા શીખવવા લાગયો, તે સઘલા વીશે મેં પેહે-
૩ લી પોથી લખી છે. તેણે મરણ સહયા પછી તેઓને
ઘણા દરઢ પરમાણોથી પોતાને સજીવન દેખાડયો,
એટલે ચાલીશ દીવસ સુધી તે તેઓથી દેખાતો
૪ રહયો, ને દેવના રાજ વીશેનું કેહેતો હતો. ને
તેણે તેઓને એકઠા કરીને આગના કીધી કે, યરૂ-
શાલેમથી જતા મા, પણ બાપનું વચન જે તમે
મારાથી શાંભલયું છે તેની વાટ જોતા રેહેજો.
૫ કેમકે યોહાને તો પાણીથી બાપતીસમા કીધું, પણ
થોડા દીવસ પછી પવીતર આતમાથી તમારૂં બાપ-
૬ તીસમા થશે. ને તેઓ એકઠા થયા હતા તારે તેને
પુછયું કે, પરભુ, ઈસરાએલનું રાજ તું આ વેલાએ
૭ પુનસથાપન કરીશ કે શું? ને તેણે તેઓને કહયું
કે, જે કાલ તથા સમય બાપે પોતાને સવાધી-
ન રાખયા છે, તે જાણવાનું તમારૂં કામ નથી.

પણ પવીતર આતમા તમાંરા પર આવયા પછી ૮
તમે સામરથ પામશો, ને યરૂશાલેમમાં તથા આખા
યહુદાહમાં તથા સમરીયામાં તથા પરથવીના
છેડા સુધી તમે મારા સાકશી થશો. ને એ ૯
વાતો કહી રહયા પછી તેઓના દેખતાં તે ઉપર
લઈ જવાયો, ને વાદલાંએ તેઓની દરશટીથી
તેને ઢાંકી લીધો. ને તેના જતાં તેઓ આકાશની ૧૦
ગમ ધારીને જોયા કરતા હુતા, તારે જાુઓ, ઉજલાં
વસતર પેહેરેલા બે પુરૂશ તેઓની પાસે ઉભા રહ-
યા. ને તેઓએ કહયું કે, ગાલીલના માણસો, તમે ૧૧
આકાશની ગમ જોતા કેમ ઉભા રહયા છો? એજ
ઈશુ જે તમારી પાસેથી આકાશમાં ઉપર લેવાયો છે
તેને તમે જેમ આકાશમાં જતાં દીઠો તેમજ તે
આવશે. તારે જઇતુન કેહેવાએલો પાહાડ યરૂશા- ૧૨
લેમથી એક વીશરામ વારની રાહ છે તાંહાંથી. તેઓ
યરૂશાલેમમાં પાછા ગયા.

અને તેઓ તાંહાં આવયા તારે એક મેડી પર ૧૩
યહાડયા, જાંહાં પીતર તથા યાકુબ, યોહાન તથા
આંદરયા, ફીલીપ તથા થોમા, બારથલમી તથા
માતથી, આલફીનો દીકરો યાકુબ તથા સીમોન
ઝેલોતસ તથા યાકુબનો (ભાઈ) યહુદા રેહેતા
હતા. એ સઘલા બાયડીઓ સુધાં, તથા ઈશુની ૧૪
મા મરયમ, તથા તેના ભાઈઓ સુધાં, એકચીતે

પરારથના તથા વીનંતી કરવામાં તતપર રેહેતા હુતા.
૧૫ અને તે દીવસોમાં શીશો (જેઓના નામની
સંખચા આશરે એકશો વીશેક હુતી) તેઓની વચે
૧૬ પીતરે ઉભા થઇને કહ્યું કે, માણસો, ભાઈઓ,
જેઓએ ઈશુને પકડયો તેઓને વાટ દેખડાવનાર
યહુદા વીશે દાઉદના મોહોથી પવીતર આતમાએ
અગાઉથી જે કહ્યું હતું તે લેખ પુરો થવાનું અ-
૧૭ ગત હતું. કેમકે તે અમારી સાથે ગણાયો હતો, ને
૧૮ આ સેવાનો ભાગ પામયો હતો. (તેણે અનચા-
ચનાં મુલથી ખેતર વેચાતું લીધું, પછી તે ઉંધો
પડીને વચમાંથી ફાટી ગયો, ને તેની સરવ આંત-
૧૯ ડીઓ નીકલી પડી. ને યરૂશાલેમના સઘલા રેહે-
વાસીઓને તે માલુમ પડયું, તેથી તે ખેતર તેઓ-
ની ભાશામાં આકલદમા એટલે લોહીનું ખેતર
૨૦ કેહેવાએ છે.) ગીતોના પુસતકમાં પણ એમ લખે-
લું છે કે, "તેની રેહેવાની જગયા ઉજડ થાઓ, ને
તેમાં રેહેનાર કોઈ ન હો, ને તેની અધચકશતા
૨૧ બીજો લે." માટે યોહાનના બાપતીસમાથી માં-
ડીને પરભુ ઈશુ આપણી પાસેથી ઉપર લેવાયો તે
૨૨ દીવસ સુધી તેણે આપણામાં આવજાવ કીધો, તે
સઘલા વખતમાં જે માણસો આપણી સાથે ચાલ-
તા હતા તેઓમાંથી એકને આપણી સાથે તેના
૨૩ પુનરૂતથાનની સાકશી ઠરાવવાનું અગત છે. તારે

યુસફ જે બારસાબા કેહેવાએછે, જેની અટક યુસ-
તસ હતી, તથા માતથીઅસ, એ બેને તેઓએ ઉભા
કીધા. ને તેઓએ પરારથના કરતાં કહયું કે, સર- ૨૪
વનાં અંતસાકરણ જાણનાર ખરભુ, આ બેમાંના
કોણને તેં પસંદ કીધો છે તે દેખડાવ; કે આ સેવા ૨૫
તાથા પરેરીતપણાનો ભાગ તે લે, જેમાંથી યહુદા
અપરાધ કરીને નીકલી ગયો કે તે પોતાની જગ-
યામાં જાએ. ને તેઓએ પોતાની ચીઠીઓ નાંખી, ૨૬
ને માતથીઅસના (નામની) ચીઠી નીકલી, પછી
અગીઆર પરેરીતોની સાથે તે ગણાયો.

અને પચાસમો દીવસ આવયો, તારે તેઓ ૨
સરવ એક ચીતથી એકઠા હતા. તારે ભારે ફુંકતા ૨
વાના જેવો આકાશથી એકાએક અવાજ આવયો,
ને જે ઘરમાં તેઓ બેઠા હતા તે તેથી ભરાઇ ગયું.
ને અગનીના જેવી ફાટેલી જીભો તેઓને દેખાઈ, ૩
ને તેઓમાંના પરતીયેક પર તે બેઠી. અને તેઓ ૪
સરવ પવીતર આતમાથી ભરાઈ ગયા, ને આતમાએ
જેમ તેઓને ઉચારણ આપયું તેમ તેઓ બીજી
ભાશાઓમાં બોલવા લાગયા. અને આકાશની ૫
તલેના પરતીએક દેશમાંથી ધારમીક યહુદી માણસો
યરૂશાલેમમાં રેહેતા હતા. ને એની યરચા થયા ૬
પર લોકોની ઠઠ એકઠી થઈ, ને તેઓ ડંગ થઈ ગયા,
કેમકે તેઓમાંના પરતીએકે પોત પોતાની ભાશામાં

૭ તેઓને બોલતા શાંભળયા. ને તેઓ સઘલા
વીસમીત થયા, ને અચરત થઇને માહોમા કેહેવા
લાગયા કે, જુઓ, આ બોલનારા સઘલા શું
૮ ગાલીલના નથી? તો આપણે પરતીએક પોત પોતા-
ની જનમ ભાશામાં તેઓને કેમ શાંભલીએછઈએ?
૯ પારથીઓ, તથા માદીઓ, તથા એલામીઓ, ને
મેસોપટામયાના, તથા યહુદાના, તથા કાપાદકી-
૧૦ યાના, પંતસના, તથા આશીયાના, ફરૂજયાના,
તથા પામફુલયાના, મીસરના, તથા કુરેની પાસેના
લીબયાના પરાંતોમાંના રેહેવાસીઓ, તથા રોમી
પરવાસીઓ, યહુદીઓ તથા થએલા યહુદીઓ પણ,
૧૧ કરેતીઓ, તથા અરબો, તેઓને આપણે પોત
પોતાની ભાશાઓમાં દેવનાં મોહોટાં કામો વીશે
૧૨ કેહેતાં શાંભલીએછઈએ. ને તેઓ સરવ વીસમીત
થયા, ને સંદેહમાં પડીને એક બીજાને કહયું કે, આ
૧૩ શું હશે? પણ બીજાઓએ થટા કરતાં કહયું કે, એ
માણસો નવો દરાખરસ પીધેલા છે.
૧૪ તારે પીતરે અગીયાર સુધાં ઉભા રહીને પોતાનો
ઘાંટો પાડીને તેઓને કહયું કે, યહુદી લોકો, તથા
યરૂશાલેમના સરવ રેહેવાસીઓ, તમને એ માલુમ
૧૫ થાએ, માટે મારી વાતો પર કાન ધરો: અમણા તો
દીવસનો પેહેલો પોહોર છે, માટે એઓ તમારા
૧૬ ધારયા પરમાણે પીધેલા નથી. પણ એ તો યોએલ

ભવીશવાદીએ જે કહયું હતું તે છે કે, "દેવ કેહેછે કે, ૧૭
છેલા દીવસોમાં એમ થશે કે હું મારો આતમા સરવ
માણસો પર રેડીશ, ને તમારા દીકરાઓ તથા તમારી
દીકરીઓ ભવીશ કેહેશે, ને તમારા જુવાનો દરશનો
પામશે, ને તમારા વરધો સવપનાં જોશે; ને તે ૧૮
દીવસોમાં હું મારા દાસો પર, તથા મારી દાસીઓ
પર મારો આતમા રેડીશ, ને તેઓ ભવીશ કેહેશે;
ને ઉપર આકાશમાં અદભુત કામ, તથા નીચે પરથ- ૧૯
વીમાં ચીનહો હું દેખાડીશ, લોહી તથા અગની તથા
ધુમાડાના ગોટગોટા; પરભુનો તે મોહોટો તથા ૨૦
ભયંકર દીવસ આવયા અગાઉ સુરજ અંધકારરૂપ,
ને ચંદર લોહીરૂપ થઈજશે; ને એમ થશે કે જે કોઇ ૨૧
પરભુના નામથી પરારથના કરશે તે તારણ પા-
મશે." ઇસરાએલી માણસો, તમે આ વાતો શાં- ૨૨
ભલો કે, ઈશુ નાઝરી, જેને આશરે દેવે તમારામાં
જે અચરત તથા અદભુત કામો, તથા ચીનહો
કરાવયાં, જે વીશે તમે પોતે પણ જાણોછો, તેથી
દેવનો તે એક ભાવીક માણસ છતાં, દેવના ઠરાવેલા ૨૩
મનસુબા, તથા ભવીશગનાન પરમાણે તે સવા-
ધીન થયો; તેને તમે પકડીને ભુંડા હાથથી વધસ-
થંભે જડાવીને મારીનાંખયો; તેને દેવે મરણની ૨૪
વેદનાથી છોડીને ઉઠાડયો, કેમકે તે તેથી બંધાઈ રેહે
એ થઈશકતું ન હતું. કેમકે દાવુદ તેના વીશે કેહેછે કે, ૨૫

"મેં પોતાની આગલ પરભુને નીત દીઠો, તે મારી
૨૬ જમણી ગમ છે, એ માટે કે હું ગભરાઉં નહીં. તે
સારૂ મારૂં અંતસકરણ મગન થયું, ને મારી જીભ
હરખાઈ, ને મારો દેહ આશાથી વીશામો કરશે.
૨૭ કેમકે તું મારા આતમાને મરતલોકમાં રેહેવા નહીં
દઈશ, ને તું પોતાના પવીતરને કોહોવાણ પણ
૨૮ જોવા નહીં દઈશ; તેં મને જીવનના મારગ જણા-
વયા છે, તું પોતાનાં દરશનથી મને આનંદે ભરીશ."
૨૯ માણસો, ભાઈઓ, આદી પીતા દાવુદ વીશે મને
નીરભયથી કેહેવા દો કે તે મરણ પામયો છે, ને
દટાયો છે, ને તેની કબર આજ લગી આપણે હીઆં
૩૦ છે. તે ભવીશવાદી છતાં, તથા એ જાણયા છતાં કે
દેવે સમ ખાઈને તેને કહયું કે, તારાં રાજાસન પર
બેસવા સારૂ દેહ પરમાણે તારા વંશ ખરીસતને હું
૩૧ ઉઠાડીશ; એવું આગલથી જાણીને તેણે ખરીસતના
પુનરૂતથાન વીશે કહયું કે, તેનો આતમા મરતલોકમાં
મુકી દેવાયો નહીં, ને તેનો દેહ કોહોવાણ પામયો
૩૨ નહીં. તે ઈશુને દેવે ઉઠાડયો છે, ને તેના અમે
૩૩ સરવ સાકશી છઈએ. માટે દેવના જમણા હાથ પર
ઉંચો થઈને, તથા બાપ પાસેથી પવીતર આતમાનું
વચન પામીને, અમણા તમે જે જુઓછો, ને શાંભ-
૩૪ લોછો, તે તેણે રેડયું છે. કેમકે દાવુદ આકાશમાં
ગયો નથી, પણ તે કેહેછે કે, "પરભુએ મારા

પરભુને કહયું કે, તારા શતરૂઓને હું તારૂં પાયાસન ૩૫
કરૂં તાંહાં લગી તું મારા જમણા હાથ પર બેસ."
એ માટે ઇસરાએલના આખા વંશને નીશચે જણાએ ૩૬
કે, જે ઈશુને તમે વધસથંભ પર મારી નાંખયો,
તેનેજ દેવે પરભુ તથા ખરીસત કીધો છે.

અને તેઓ એ શાંભલીને પોતાના મનમાં ૩૭
વીંધાઈ ગયા, ને પીતરને તથા બીજા પરેરીતોને
કહયું કે, માણસો, ભાઈઓ, અમે શું કરીએ? તારે ૩૮
પીતરે તેઓને કહયું કે, પસતાવો કરો, ને ઈશુ
ખરીસતના નામે તમારામાંનો પરતીએક બાપતી-
સમા પામો કે પાપોની માફી થાએ, ને તમે પવીતર
આતમાનું દાન પામશો. કેમકે તે વચન તમારે ૩૯
તથા તમારાં છોકરાંને, તથા સંધા વેગલાઓને,
એટલે આપણો દેવ પરભુ જેટલાને તેડશે તેઓને
સારૂ છે. ને તેણે બીજી ઘણી વાતોથી સાહેદી આપી, ૪૦
તથા બોધ કીધો કે તમે આ અડીચલ પેહેડીથી
પોતાને બચાવો.

તારે જેઓએ તેની વાત આનંદથી અંગીકાર કીધી ૪૧
તેઓ બાપતીસમા પામયા, ને તેજ દીવસે તર-
ણેક હજાર માણસ મેલવાયા. ને તેઓ પરેરીતોના ૪૨
ઉપદેશમાં, તથા મેલાપમાં તથા રોટલી ભાંજ-
વામાં તથા પરારથનામાં તતપર રહયા. ને પરતી- ૪૩
એક માણસને ભય પરાપત થયું, ને પરેરીતોથી

૪૪ ઘણાં અદભુત કામ તથા ચીનહો થયાં. ને સઘલા
વીશવાસીઓ એકઠા રહ્યા, ને તેઓને સંધું સમાન
૪૫ હતું. ને તેઓએ પોતાની મીલકત તથા સામાન
વેચી નાંખયો, ને પરતીએકના અગત પરમાણે
૪૬ સરવને વેહેંચી આપયું. ને તેઓ નીત મંદીરમાં એક-
ચીતે તતપર રહીને, તથા ઘરે ઘર રોટલી ભાંગીને,
હરખે તથા મનના ભોલાપણાએ ભોજન કરતા
૪૭ રહ્યા. તેઓ દેવની સતુતી કરતા હતા, ને સરવ લોકો-
થી સનમાન પામતા હતા, ને તારણ પામનારાઓને
પરભુ નીત મંડલીમાં મેલવતો હતો.

૩ અને પરારથનાની વેલા, તરીજે પોહોરે, પીતર
૨ તથા યોહાન મંદીરમાં સંગાથે જતા હતા. તારે
પોતાની માના પેટથી લંગડા એક માણસને ઉંચ-
કી જતા હતા, ને મંદીરમાં જનારા પાસે ભીખ
માગવા સારૂ મંદીરના સુંદર કેહેવાએલા બારણા
૩ આગલ નીત મુકતા હતા. તેણે પીતરને તથા
યોહાનને મંદીરમાં જતા જોઈને ભીખ માગી.
૪ તારે પીતરે યોહાન સુધાં તે પર ધારીને કહયું કે,
૫ અમારી ગમ જો. ને તેઓ પાસેથી કંઈ મલશે
એવી આશાએ તેણે તેઓ પર ધયાન લગાડયું.
૬ તેવારે પીતરે કહયું કે, રૂપું, કે સુનું મારી પાસે નથી,
પણ મારી પાસે જે છે તે હું તને આપું છું, ઈશુ
૭ ખરીસત નાઝરીના નામથી ઉઠીને ચાલ. ને તેણે

તેનો જમણો હાથ પકડીને તેને ઉઠાડયો, ને તરત
તેના પગમાં તથા ઘુંટીઓમાં જોર આવયું. ને ૮
કુદીને તે ઉભો થયો, ને ચાલયો, ને ચાલતો, કુદ-
તો, તથા દેવની સતુતી કરતો તેઓની સાથે મંદીરમાં
ગયો. ને સરવ લોકે તેને ચાલતો તથા દેવની સ- ૯
તુતી કરતો દીઠો. ને તેને ઓલખયો કે મંદીરના ૧૦
સુંદર બારણા પર જે ભીખ માગવાને બેસતો
હતો તે એજ છે, ને તેના પર જે થયું હતું તેથી
તેઓ અચરત તથા વીસમયથી ભરાઈ ગયા.
અને જે લંગડો સામો થયો તે પીતર તથા ૧૧
યોહાનને પકડી રહયો હતો, તારે સંધા લોક બહુ
વીસમીત થઇને શુલેમાનની કેહેવાએલી પરશાલમાં
તેઓની પાસે દોડી આવયા. તે જોઇને પીતરે ૧૨
લોકોને ઉતર આપયું કે, ઇસરાએલી માણસો, તમે
એ વીશે કેમ અચરત કરોછો? ને જાણે અમે
પોતાના સામરથથી અથવા ધારમીકપણાથી તેને
ચાલતો કીધો હોએ તેમ શા માટે અમને ધારીને
જુઓછો? ઇબરાહીમના તથા ઈસહાકના તથા યા- ૧૩
કોબના દેવે એટલે આપણા પુરવજોના દેવે,પોતા-
ના દીકરા ઈશુને મહીમાવાન કીધો, જેને તમે પક-
ડાવયો, ને પીલાતે તેને મુકી દેવાનું ઠરાવયું તારે
તેની આગલ તમે તેનો નકાર કીધો. પણ તમે તે ૧૪
પવીતર તથા નઆયીનો નકાર કીધો; ને એવું

૧૫ માગચું કે એક ખુની તમને અપાએ. ને જીવનના
અધીકારીને મારીનાંખચો, તેને દેવે મરીગએલા-
૧૬ ઓમાંથી ઉઠાડયો, તેના સાહેદ અમે છઇએ. ને
તેના નામના વીશવાસથી આ માણસ જેને તમે
જુઓછો, ને ઓલખોછો, તેને તેના નામે બલ-
વાન કીધો, હા, તે પરના વીશવાસે તેને આ પુરૂ
૧૭ સાજાપણું તમ સરવની આગલ આપચું છે. હવે
ભાઈઓ, તમે તાથા તમારા અધીકારીઓએ પણ
૧૮ અગનાનપણાએ તે કીધું એ હું જાણુંછું. પણ દેવે
પોતાના બધા ભવીશવાદીઓનાં મોહોથી જે આગ-
લથી કહચું હતું કે, ખરીસત દુઃખ સેહેશે, તે એ રીતે
૧૯ તેણે પુરૂ કીધું. માટે તમે પસતાવો કરો, ને ફરો,
એ સારૂ કે પરભુની આગલથી સુખચેનના સમચો
૨૦ આવે તારે તમારાં પાપ ભુંશાઈ જાએ. ને ઇશુ ખ-
રીસત જે તમને અગાઉ પરગટ થયો તેને તે મોક-
૨૧ લશે. ને દેવે જગતના આરંભાથી પોતાના સઘલા
પવીતર ભવીશવાદીઓનાં મોહોથી જે વીશે કહચું
છે તે સઘલાં સંપુરણ કરવાના સમચો સુધી આકા-
૨૨ શમાં તેને રેહેવું જોઈએ. કેમકે મુસાએ તો પુર-
વજોને કહચું હતું કે, "તમારો દેવ પરભુ તમારા
ભાઈઓમાંથી મારા જેવા એક ભવીશવાદીને તમારે
સારૂ ઉતપંન કરશે, તે જે તમને કેહે તે સઘલું
૨૩ તમારે શાંભલવું. ને એમ થશે કે જે પરાણી

તે ભવીશવાદીનું નહીં શાંભલશે, તેનો લોકમાંથી
પુરો નાશ થશે." વલી સરવ ભવીશવાદીઓએ ૨૪
સામુએલથી માંડીને તેના પછીના જેટલાએ
કહ્યું, તેઓએ પણ આ દીવસોના સમાચાર અગા-
ઉથી કહયા છે. તમે ભવીશવાદીઓનાં સંતાન ૨૫
છો; ને તારા વંશથી પરથવી પરનાં સઘલા લોકોને
ધન થશે, એવું ઇબ્રાહીમને કહીને હેવે આપણા
પુરવજો સાથે બંદોબસત કીધો તેના (ભાગીઆ)
તમે છો. હેવે પોતાના દીકરા ઈશુ ખરીસતને ઉઠા- ૨૬
ડીને તેને પેહેલાં તમારી પાસે મોકલયો, એ માટે કે
તમ હરેકને તમારાં ભુંડાં કામથી ફેરવીને તે તમને
આશીરવાદ દે.

અને તેઓ લોકોને કેહેતા હતા તારે ચાજકો, ૪
તથા મંદીરનો સરદાર, તથા સાદુકીઓ તેઓ પર
ઉઠી આવયા. કેમકે તેઓ ઉપદેશ કરતા, ને ઈશુથી ૨
મુએલાઓનું પુનરૂતથાન જણાવતા હતા, તે તે-
ઓને માઠું લાગયું. ને તેઓએ તેઓ પર હાથ ૩
નાંખયા, ને તે વેલા સાંજ પડી હતી, માટે બીજા
દીવસ લગી તેઓને બંધીખાનામાં રાખયા. તો
પણ જેઓએ વાત શાંભલી હતી તેઓમાંથી ૪
ઘણાએ વીશવાસ કીધો, ને તે લોકોની ગણના
આશરે પાંચેક હજાર થઈ. ને બીજે દીવસે એમ ૫
થયું કે તેઓના અધીકારીઓ તથા વરધો તથા

૬ શાસતરીઓ; તથા હનાનીયા પરમુખી યાજક, તથા
કાયાફા, યોહાન તથા આલેકશાંદર, તથા પરમુખી
યાજકના સગામાંના જેટલા હતા તેઓ યરૂશા-
૭ લેમમાં એકઠા થયા. ને એઓએ તેઓને વચમાં
ઉભા રાખીને પુછયું કે, કહયા અધીકારે, કે કહયા
૮ નામે તમે એ કરયું છે? તારે પીતરે પવીતર આત-
માથી ભરપુર થઇને તેઓને કહયું કે, ઓ લોકોના
૯ અધીકારીઓ, તથા ઇસરાએલના વરધો, જે શારૂ
કામ આ નબલા માણસ પર થયું, તે વીશે જો
આજ અમારી પરીખશા થાએછે કે તે શાથી સાજો
૧૦ થયો, તો તમ સરવને તથા ઈસરાએલી સંધા
લોકોને એ માલુમ થાઓ કે, ઈશુ ખરીસત નાઝરી,
જેને તમે વધસથંભ પર મારીનાંખયો, જેને દેવે
મરીગએલાઓમાંથી ઉઠાડયો, તેના નામથી આ
માણસ તમારી સામા હીંઆં સાજો ઉભો રહયો
૧૧ છે. જે પથર તમ બાંધનારાઓએ નકારયો તે
૧૨ એજ, તે ખુણાનું મથાલું થયો છે. ને બીજા કોઈથી
તારણ નથી, કેમકે આપણું તારણ થાએ એવું બીજું
કોઈ નામ આકાશ તલે માણસોમાં આપેલું નથી.
૧૩ તારે પીતર તથા યોહાનનું નીરભેપણું જોઈને,
તથા તેઓ વગર ભણેલા તથા અગનાની એ
ધયાનમાં આણીને, તેઓ અચરતી પામયા, ને
તેઓને ઓલખયા કે તેઓ ઈશુના સાથી હતા.

ને તે સામા કરાએલા માણસને તેઓની સાથે ઉભો ૧૪
રહેલો જોઇને તેઓ કંઈ ઉલટું કહી શકયા નહીં.
પણ તેઓને સભામાંથી બાહાર જવાનો હુકમ ૧૫
કીધા પછી તેઓએ માહોમા વીચાર કીધો ને કહયું
કે, એ માણસોને આપણે શું કરીએ? કેમકે એઓ- ૧૬
એ એક પરસીધ ચમતકાર કીધો એ તો ચરૂશા-
લેમના સઘલા રેહેનારાઓને પરગટ છે, ને આપ-
ણાથી ના કેહેવાતી નથી. પણ લોકોમાં તે વધારે ૧૭
ફેલે નહીં, માટે આપણે તેઓને શારી પઠે ધમકા-
વીએ કે તેઓ ફરી એ નામથી લોકોમાંના કોઇને
કંઈ કેહે નહીં. ને તેઓએ તેઓને બોલાવીને ૧૮
તેઓને આગના દીધી કે, ઈશુને નામે તમારે કદાપી
બોલવું નહીં, ને ઉપદેશ પણ કરવો નહીં. પણ ૧૯
પીતરે તથા યોહાને તેઓને ઉતર દેતાં કહયું કે,
દેવના કરતાં તમારૂં શાંભલવું દેવની આગલ યોગય
છે કે નહીં, એ તમેજ ઠરાવો. પણ અમે જે દીઠું, ૨૦
ને શાંભલયું છે, તે કહયા વીના અમે રહી શકતા
નથી. ને લોકોને લીધે તેઓને શીકશા દેવાનું ૨૧
સુજયું નહીં, કેમકે જે થયું હતું તેને લીધે સઘલા
દેવને મહીમા આપતા હતા, માટે તેઓએ તેઓને
ફરી ધમકાવીને મુકીદીધા. કેમકે જે માણસ પર ૨૨
આ સમા કરવાનો ચમતકાર થયો તે ચાલીશ વર-
શથી વધારે વયનો હતો.

૨૩ અને તેઓ છુટીને પોતાના સાથીઓ પાસે
ગયા, ને મુખી યાજકોએ તથા વરધોએ જે કંઇ
૨૪ કહયું હતું, તે સઘલું તેઓને કહી શંભલાવયું. ને
તે શાંભલીને તેઓએ એકચીતે દેવને મોહોટે ધાંટે
કહયું કે, પરભુ, આકાશ, તથા પરથવી, તથા સમુ-
દર, ને તેઓમાંના સરવને ઉતપંન કરનાર દેવ તું
૨૫ છે; તેં તારા સેવક દાઉદના મોહોથી કહયું છે કે,
"વીદેશીઓએ શા માટે ખલબલ કીધી છે? ને લો-
૨૬ કોએ વીઅરથ વીચાર કેમ કીધો? પરભુને વીરૂધ
તથા તેના ખરીસતને વીરૂધ પરથવીના રાજાઓ
૨૭ ઉભા થયા, તથા અધીકારીઓ એકઠા થયા." કેમકે
ખરાખર તારો પવીતર દીકરો ઈશુ જેને તેં અભીશેક
કીધો, તેને ઉલટા હેરોદ, તથા પંતીઅશ પીલાત,
તથા વીદેશીઓ ઈશરાએલી લોકો સુધાં એકઠા થયા;
૨૮ એ સારૂ કે તારા હાથે તથા તારા મનસુબાએ જે
૨૯ થવાનાં આગલથી ઠરાવયાં હતાં તે કરે. હવે પરભુ,
તું તેઓની ધમકીઓ જો, ને તારા સેવકોને તારી
૩૦ વાત પુરી છાતી રાખીને બોલવાનું આપ; તેટલામાં
તું પણ લોકોને નીરોગી કરવાને તારો હાથ લાંબો
કર, ને તારા પવીતર દીકરા ઈશુને નામે ચમતકાર
૩૧ તથા અદભુત કામ કરાવ. ને તેઓએ પરારથના
કીધા પર જે જગયામાં તેઓ એકઠા હતા તે હાલી;
ને તેઓ સરવ પવીતર આતમાએ ભરાઈ ગયા,

ને દેવની વાત છાતી રાખીને બોલવા લાગયા.
અને વીશવાસીઓની સભા એક અંતસકણની ૩૨
તથા એક જીવની હતી; ને જે વાનાં પોતાનાં હતાં
તે પોતાનાં કરીને કોઈએ ન કહયાં, પણ તેઓને
સઘલાં બાનાં સમાનીક હતાં. ને પરેરીતોએ ૩૩
મોહોટા સામરથથી પરભુ ઈશુના પુનરૂતથાનની
સાકશી પુરી, ને તેઓ સરવ પર ઘણી કીરપા થઈ.
ને તેઓમાંના કોઈને પણ કશાનું અગત ન હતું. ૩૪
કેમકે ભુંઈના કે ઘરોના જેટલા ધણી હતા તેઓ તે
વેચીને વેચેલાનાં મુલ લાવયા; ને પરેરીતોના ૩૫
પગ પાસે મુકયાં, ને જેવું જેને અગત હતું તેવું
તેને વેહેંચી અપાચું. ને યોસે જે કુપરસનો એક ૩૬
વતની લેવી હતો, જેની અટક પરેરીતોએ બાર-
ણાબા પાડી એટલે દીલાશાનો દીકરો; તેને ભુંઈ ૩૭
હતી તે તેણે વેચી, ને નાણું લાવીને પરેરીતોના પગ
પાસે મુકણાં.

અને અનાનયા નામે એક માણસે તથા તેની ૫
વહુ સાફીરાએ મીલકત વેચી. ને તેની વહુના પણ ૨
જાણતાં તેણે મુલમાંથી કંઈ પાછું રાખંચું, ને એક
ભાગ પરેરીતોના પગ પાસે મુકયો. તારે પીતરે કહયું ૩
કે, ઓ અનાનયા, પવીતર આતમાને જુઠું બોલવા,
તથા ભુંઈના મુલમાંથી પાછું રાખવા સારૂ શેતાન
તારા મનમાં કેમ ભરાયો છે? તે તારી પાસે હતી ૪

તારે શું તારી ન હતી? ને વેચ્યા પછી શું તારે
સવાધીન ન હતી? આ વીચાર તેં પોતાના મનમાં
કેમ આવવા દીધો? તેં માણસોને નહીં પણ દેવને
૫ જુઠું કહ્યું. ને એ વાતો શાંભલતાંજ અનાન-
યાએ પડીને પરાણ મુકયો, ને જેઓએ એ વાત
૬ શાંભલી તે સરવને ઘણું ભય લાગયું. ને જુવા-
નોએ ઉઠીને તેને વીટાલયો, ને બાહાર લઈ જઈને
દાટયો.
૭ અને ઘડી તરણેક પછી જે થયું તે જાણયા વીના
૮ તેની વહુ માંહે આવી. તારે પીતરે તેને કહ્યું કે,
મને કેહે, તમે શું એટલા સારૂ તે ભુંઈ વેચી છે? તે-
૯ ણીએ તેને કહ્યું કે, હા, એટલાજ સારૂ. તારે પીતરે
તેને કહ્યું કે, પરભુના આતમાની પરીકશા કરવાને
તમે બેહુએ કેમ સંપ કરયો છે? જો, જેઓએ તારા
વરને દાટયો તેઓના પગ બારણા આગલ છે, ને
૧૦ તેઓ તને પણ લઈ જશે. તારે તતકાલ તેણીએ
તેના પગ પાસે પડીને પરાણ મુકયો, પછી તે
જુવાનોએ માંહે આવીને તેને મુએલી દીઠી, ને બા-
૧૧ હાર લઈ જેઈને તેના વર પાસે તેને દાટી. ને આખી
મંડલી પર તથા જે લોકોએ એ વાતો શાંભલી તે
સઘલા પર ઘણું ભય આવયું.
૧૨ અને પરેરીતોના હાથોથી લોકોમાં ચમતકારો
તથા અદભુત કામો ઘણાં થયાં, (ને તેઓ સરવ

એક ચીતે શુલીમાનની પરશાલમાં હતા; ને ૧૩
બીજાઓમાંથી કોઈને તેઓ સાથે મલી જવા સારૂ
હીમત ન હતી, પણ લોકોએ તેઓને માન આપ-
યું. ને પુશકલ વીશવાસીઓ, પુરૂશો તથા બાય- ૧૪
ડીઓ, પરભુની ગમ મેલવાચાં.) એ રીતે કે તેઓ- ૧૫
એ માંદાઓને મારગમાં આણ્યા, ને પથારીઓ
તથા ખાટલાઓ પર તેઓને શુવાડયા, એ સારૂ કે
પીતરના આવતાં તેનો પડછાયો પણ તેઓમાંનાં
કોઈ પર પડે. ને આસપાસનાં શેહેરોમાંના ઘણા ૧૬
લોક માંદાઓને, તથા અશુધ આતમાઓથી પીડા-
એલાઓને લઇને, યરૂશાલેમમાં આવયા, ને
તેઓ સંધા સમા કરાયા.
તારે પરમુખી યાજક તથા તેના સઘલા સાથી- ૧૭
ઓ જે સાદુકીના તડના હતા, તેઓ કરોધે ભરાઈને ૧૮
ઉઠયા, ને પોતાના હાથ પરેરીતો ઉપર નાંખયા, ને
તેઓને બંધીખાનામાં ઘાલયાં. પણ રાતરે પર- ૧૯
ભુના દુતે બંધીખાનાનાં બારણાં ઉઘાડયાં, ને
તેઓને બાહાર લાવીને કહયું કે, તમે જાઓ, ને ૨૦
મંદીરમાં ઉભા રહીને એ જીવનની સંધી વાતો લો-
કોને કોહો. તેઓ એ શાંભલીને મલશકે મંદીરમાં ૨૧
ગયા, ને ઉપદેશ કીધો, પણ પરમુખી યાજકે તથા
તેના સાથીઓએ આવીને સભાને તથા ઈશરા-
ઈલના વરધોને એકઠા બોલાવયા, પછી તેઓને

૨૨ લાવવાને બંધીખાનામાં મોકલચા. ને સીપા-
હીઓ તાંહાં ગચા, તારે તેઓને બંધીખાનામાં
દીઠા નહીં, તારે પાછા આવીને સમાચાર આપચા
૨૩ કે, અમે બંધીખાનું શારી પઠે બંધ કરેલું, તથા
ચોકીદારો બારણા આગલ ઉભા રહેલા દીઠા, પણ
૨૪ અમે ઉધાડચું તારે માંહે કોઈને દીઠો નહીં. પરમુખી
ચાજકે તથા મંદીરના સરદારે તથા મુખી ચાજકોએ
આ વાતો શાંભલી, તારે એ સંબંધી તેઓ સંદે-
૨૫ હમાં પડચા કે, આ શું હશે? એટલામાં એકે પાસે
આવીને તેઓને સમાચાર આપચા કે, જુઓ, જે
માણસોને તમે બંધીખાનામાં ધાલચા હતા, તેઓ
૨૬ મંદીરમાં ઉભા રહીને લોકોને ઉપદેશ કરેછે. તારે
સરદાર સીપાહીઓ સાથે જઈને બલાતકાર કરચા
વીના તેઓને લાવચો, કેમકે તેઓ લોકોથી બીધા,
૨૭ રખે તેઓ તેઓને પથરે મારે. ને તેઓએ તેઓને
લાવીને સભા આગલ ઉભા રાખચા, ને પરમુખી
૨૮ ચાજકે તેઓને પુછતાં કહચું કે, શું અમે તમને હઠે-
ઠથી આગના નોહતી આપી કે એ નામે ઉપદેશ
કરવો નહીં? પણ જુઓ, તમે તમારા ઉપદેશાથી
ચરૂશાલેમને ભરચું છે, ને તે માણસનું લોહી
૨૯ પાડવું અમારા પર લાવવાને ઇછોછો. તારે પીતરે
તથા બીજા પરેરીતોએ ઉતર દેતાં કહચું કે, માણસો
૩૦ કરતાં દેવને અમારે વધારે માનવો જોઈએ. જે ઈશુને

તમે વધસથંભ પર ટાંગીને મારી નાંખયો, તેને
આપણા પુરવજોના દેવે ઉઠાડયો છે; ને પોતાની ૩૧
જમણી ગમ રાજા તથા તારનાર થવાને દેવે તેને
ઊંચો કીધો છે, કે ઇસરાઇલને પશચાતાપ તથા
પાપની માફી આપે. ને અમે એ વાતો વીશે તેનાં ૩૨
સાકશી છઈએ, ને જે પવીતર આતમા દેવે પોતાના
માનનારાઓને આપયો છે તે પણ સાકશી છે.

અને તેઓ તે શાંભલીને મનમાં વીંધાઈ ગયા, ૩૩
ને તેઓને મારીનાંખવાનો મનસુબો કીધો. પણ ૩૪
ગમાલીયલ નામે એક ફરોશી નયાયશાસતરી જે
સઘલા લોકોમાં સનમાની હતો, તેણે સભામાં
ઉઠીને પરેરીતોને થોડી વાર લગી બાહાર કાહાડવા-
નો હુકમ આપયો. પછી તેણે તેઓને કહયું કે, ૩૫
ઓ ઇસરાઇલી માણસો, તમે આ માણસોને જે કર-
વાના છો તે વીશે સાવધાન રેહો; કેમકે આ દાહાડા ૩૬
અગાઉ થયુદા ઉભો થયો ને કહયું કે, હું કોઈ મો-
હોટો છું, તેની સાથે આસરે ચારશોં માણસ મલયાં
હતાં, તે મારયો ગયો, ને જેટલાઓએ તેને માનયો
તેઓ સંરવ વેરાઈ જઈને નાશ પામયા. તાર પછી ૩૭
નામનીસી લખવાના દીવસોમાં ગાલીલનો યહુદા
ઉઠયો, ને બહુ લોકોને પોતાની પછવાડે ખેંચયા,
તે પણ નાશ પામયો, ને જેટલા લોકોએ તેને
માનયો તેઓ સઘલા વેરાઈ ગયા; ને હવે હું તમ- ૩૮

ને કહુંછું કે આ માણસોથી તમે વેગલા રહો, ને
તેઓને રેહેવાદો, કેમકે જો એ મત અથવા એ કામ
૩૯ માણસોથી હશે તો ઉથલી પડશે; પણ જો દેવથી
હશે તો તમથી ઉથલાવી નંખાતું નથી, નહીં તો
૪૦ દેવની સામા લડનારા માલુમ પડશો. ને તેઓએ
તેનું માનચું, પછી તેઓએ પરેશીતોને બોલાવીને
મરાવચા; ને ઈશુને નામે કંઈ બોલવું નહીં, એવી
૪૧ આગના કરીને તેઓને છોડી દીધા. ને તેઓ તેના
નામને લીધે અપમાન પામવા જોગ ગણાચા,
૪૨ માટે તેઓ સભાની આગલથી હરખાતા ગચા. ને
મંદીરમાં તથા ઘરે ઘર ઉપદેશ કરવાનું, તથા ઈશુ
ખરીસતની સુવારતા પરગટ કરવાનું તેઓએ મુકચું
નહીં.

૬ અને તે દીવસોમાં શીશો ઘણા થચા, તારે હેબ-
રીઓ પર હેલેનીઓએ કચકચ કીધી, કેમકે નીતના
દાન કરવામાં તેઓની વીધવાઓને પડતી મુકી.
૨ તારે બારેએ શીશોના સમુદાયને એકઠા બોલાવીને
કહચું કે, દેવની વાત મુકીને અમે પંકતીની સેવા
૩ કરીએ, એ ઉચીત નથી. માટે ભાઈઓ, તમે
પોતાનામાંથી પવીતર આતમાએ તથા ગનાને
ભરપુર સાત કીરતીવાલા માણસ શોધી કાહાડો,
૪ જેઓને અમે એ કામપર ઠરાવીએ. પણ અમે તો
૫ પરારથના તથા વાતની સેવામાં તતપર રહીશું. ને

એ વાત આખા સમુદાયને શારી લાગી, ને વીશવાસે
તથા પવીતર આતમાએ ભરપુર સતેફન નામે એક
માણસને, તથા ફીલીપને, તથા પરોખરસને, તથા
નીકાનોરને, તથા ટીમોનને, તથા પારમેનાને,
તથા અંતયોખના થએલા યહુદી નીકોલાસને,
તેઓએ પસંદ કરયા. ને તેઓએ તેઓને પરેરી- ૬
તોની આગલ ઉભા કરયા પર એઓએ પરારથના
કરીને તેઓપર હાથ મુકયા.
અને દેવની વાત ફેલી ગઈ, ને યરૂશાલેમમાં ૭
શીશો પુશકલ થયા. ને યાજકોનો મોહોટો સમુદાય
વીશવાસને આધીન થયો. ને સતેફને વીશવાસે ૮
તથા સામરથે ભરપુર થઈને મોહોટાં અદભુત કામો
તથા યમતકારો લોકોમાં કરયાં. તારે લીબેરતીની ૯
કેહેવાએલી સભામાંના, તથા કુરેનીના, તથા આલે-
કશાંદરીઆના, તથા કીલકીમાંના, તથા આશીઆ-
માંના કેટલાએક ઉભા થઈને સતેફન સાથે વાદવી-
વાદ કરવા લાગયા. પણ જે ગનાને તથા આત- ૧૦
માએ તે બોલયો તેની સામા તેઓ ઉભા રહી
શકયા નહીં. તારે તેઓએ કેટલાએક માણસોને ૧૧
સમજાવી લીધા, જેઓએ કહયું કે, અમે તેને મુસા
તથા દેવને ઉલટું દુરભાશણ કેહેતો શાંભલયો. ને ૧૨
તેઓએ લોકોને તથા વરધોને તથા શાસતરીઓને
ઉસકેરયા, ને તેઓએ ઉઠીને તેને પકડી લીધો,

૧૩ ને સભામાં લાવયા. ને જુઠા સાકશીઓ ઉભા
કીધા જેઓએ કહયું કે, એ માણસ આ પવીતર જગ-
યા તથા નીયમશાસતરને ઉલટું દુરભાશણ કરયા
૧૪ વીના રેહેતો નથી; કેમકે અમે તેને એમ કેહેતો
શાંભલયો કે, એ ઇશુ નાઝરી આ જગયાનો નાશ
કરશે, ને જે રીતીઓ મુસાએ આપણને સોંપી છે
૧૫ તેઓને એ બદલશે. ને જેઓ સભામાં બેઠા હતા
તે સરવે તેના પર ધારી જોતાં તેનું મોહો દુતના
મોહો સરખું દીઠું.

૭ તારે પરમુખી યાજકે કહયું કે, એ વાતો શું
૨ એમ છે? ને તેણે કહયું કે, માણસો, ભાઈઓ, તથા
બાપો, તમે શાંભલો, આપણો પુરવજ ઈબરા-
હીમ ખારાનમાં રહયા અગાઉ મેસોપોતામીયામાં
હતો, તારે મહીમાવાન દેવે તેને દરશન આપયું;
૩ ને તેને કહયું કે, તું તારા દેશમાંથી, તથા તારા સગા-
માંથી નીકલ, ને જે દેશ હું તને દેખાડું તેમાં જા.
૪ તારે ખાલદી દેશમાંથી નીકલીને ખારાનમાં તે વસ-
યો, ને તેનો બાપ મરણ પામયા પછી આ દેશ
જેમાં તમે અમણા રેહોછો તેમાં તેણે તેને વસા-
૫ વયો. ને દેવે એમાં તેને વતન આપયું નહીં, પગ-
લુંભર પણ નહીં, પણ તેને છોકરૂ ન છતાં તેણે
તેને તથા તેના પછી તેના વંશને વતનને સારૂ આ
૬ દેશ આપવાનું વચન આપયું; ને દેવે એમ કહયું

કે તેનો વંશ પરદેશમાં પરવાસી થશે, ને તેઓ
ચારશેં વરશ સુધી તેઓને દાસ કરી રાખશે, ને
દુઃખ દેશે. ને દેવે એમ કહયું કે, જે દેશના દાસ તેઓ ૭
થશે, તેના પર હું નયાય ઠરાવીશ, ને તાર પછી
તેઓ નીકલશે, ને આ જગાયામાં તેઓ મારી
સેવા કરશે. ને તેણે તેને સુંનતનો કરાર આપયો, ૮
પછી તેણે ઈસહાકને જનમાવયો, ને આઠમે
દીવસે તેની સુનત કીધી, પછી ઈસહાકે યાકુબ-
ને, ને યાકુબે બાર પુરવજોને જનમાવયા.
પછી પુરવજોએ અદેખાઈ આણીને યુસફને ૯
મીસરમાં વેચયો, પણ દેવ તેની સાથે હતો.
ને તેના સઘલાં દુઃખથી તેને છોડાવયો, ને મીસ- ૧૦
રના રાજા ફારૂનની આગલ તેને કીરપા તથા બુધી
આપી, ને તેણે તેને મીસર પર તથા પોતાના
આખા ઘર પર અધીકારી ઠરાવયો. પછી મીસરના ૧૧
આખા દેશમાં તથા ખનાનમાં દુકાલ પડયો, તથા
મોહોટું સંકટ થયું, એટલું કે આપણા પુરવજોને
ખાવાનું મલયું નહીં. પણ યાકુબે શાંભલયું કે ૧૨
મીસરમાં દાણા છે, તારે તેણે આપણા પુરવજોને
પેહેલા તાંહાં મોકલયા. પછી બીજી ખેપે યુસફે ૧૩
પોતાના ભાઈઓને પોતાને ઓલખાવયો, ને યુસ-
ફનું કુલ ફારૂનને જણાયું. તારે યુસફે મોકલીને પોતા- ૧૪
ના બાપ યાકુબને તથા પોતાનાં સઘલાં સગાં

૧૫ પોણોશો માણસને તેડાવચાં. ને યાકુબ મીસ-
રમાં ગચો, ને તે તથા આપણા પુરવજો તાંહાં મરી
૧૬ ગચા. ને તેઓને શખેમમાં લઈ ગચા, ને જે
કબર ઈબરાહીમે નાણું આપીને શખેમના બાપ
અમોરના દીકરાઓ પાસેથી વેચાતી લીધી હતી
૧૭ તેમાં દાટચા. પણ વચનનો સમે જે વીશે દેવે
ઈબારાહીમને સમ ખાઇને કહચું હતું તે જેમ પાસે
આવચો તેમ તે લોક મીસરમાં વધચા, ને પુશકલ
૧૮ થચા. તેટલામાં બીજો રાજા ઉભો થચો, જે યુસ-
૧૯ ફને જાણતો નોહોતો. તેણે આપણાં ગોતર સાથે
પાખંડ કરીને આપણા પીતાઓને એવું દુઃખ દીધું
કે તેઓનાં બાલકો જીવે નહીં, એ માટે તેઓને
૨૦ બાહાર નંખાવચા. તે વખતમાં મુસા જનમચો,
ને તે ઘણો સુંદર હતો, ને તરણ મહીના સુધી
૨૧ પોતાના બાપના ઘરમાં પલચો. ને તે બાહાર
નંખાચો તારે ફારૂનની દીકરીએ તેને ઉપાડચો, ને
૨૨ પોતાનો દીકરો થવાને તેને પાલચો. ને મુસા
મીસરીઓની સરવ વીદચામાં ભણેલો થચો. ને
૨૩ વાતોમાં તથા કામોમાં પરાકરમી હતો. ને પુરાં
ચાલીશ વરશનો થચો તારે ઈશરાઈલના વંશને
એટલે પોતાના ભાઈઓને મલવાનું તેને મન થચું.
૨૪ ને તેઓમાંના એકને અનચાચ સેહેતો જોઇને તેણે
તેની સાહે કીધી, ને મીસરીને મારીનાંખીને

જુલમ પામેલાનો બદલો લીધો. ને તેણે ધારચું ૨૫
કે, મારા ભાઈઓ સમજશે કે દેવ મારા હાથથી
તેઓને છુટકો આપશે, પણ તેઓ સમજયા નહીં.
ને બીજે દીવસે તેઓ લડતા હતા તારે તે તેઓને ૨૬
દેખાયો, ને તેઓને માહોમા શલાહ કરવાનું સમ-
જાવતાં કહયું કે, ઓ માણસો, તમે ભાઈઓ છો,
તો તમે કેમ એક બીજાનો અનયાય કરોછો? પણ ૨૭
જેણે પોતાના પડોશી પર અનયાય કીધો તેણે
તેને રોકીને કહયું કે, તને અમારા પર અધીકારી
તથા નયાયાધીશ કોણે ઠરાવયો છે? ગઈ કાલે જેમ ૨૮
મીસરીને મારી નાંખયો તેમ શું મને મારી-
નાંખવા ચાહેછે? તારે એ વાતને લીધે મુસા ૨૯
નાહાઠો, ને મીદીઆન દેશમાં પરવાસી થયો, તાંહાં
તેને બે દીકરા જનમયા. ને ચાલીશ વરશ વહી ૩૦
ગયાં તારે પરભુના દુતે સીનાઈ પાહાડના રાનમાં
બલતા ઝાડવાના ભડકામાં તેને દરશન આપયું.
તે જોઈને મુસા દરશનથી અચરત થયો, ને ચોક- ૩૧
શાઈથી જોવા સારૂ પાસે જતો હતો એટલામાં
તેના પર પરભુની વાણી થઈ કે, "હું તારા બાપદા- ૩૨
દાઓનો દેવ, એટલે ઈબરાહીમનો દેવ, તથા ઈસ-
હાકનો દેવ, તથા યાકુબનો દેવ છું." તારે મુસા
કાંપયો, ને તેને ધારી જોવાની છાતી રહી નહીં. ને ૩૩
પરભુએ તેને કહયું કે, "તું તારા પગમાંથી જોડા

કાહાડ, કેમકે જે જગચાએ તું ઉભો છે તે પવીતર
૩૪ ભુંઇ છે. મીસરમાં જે મારા લોક છે તેઓનું દુખ મેં
જોઈ લીધું છે, ને તેઓના નીશાશા મેં શાંભલચા
છે, ને તેઓને છોડાવવાને હું ઉતરચો છું, ને હવે
૩૫ ચાલ હું તને મીસરમાં મોકલીશ." જે મુસાનો
તેઓએ નકાર કરીને કહયું કે, તને કોણે અધીકારી
તથા નચાચાધીશ ઠેરવચો, તેને જે દુત ઝાડવામાં
દેખાચો તેની હસતક દેવે તેને અધીકારી તથા
૩૬ છોડાવનાર થવા સારૂ મોકલચો. તેઓને બાહાર
લાવતાં મીસર દેશમાં તથા લાલ સમુદરમાં તથા
રાનમાં ચાલીશ વરશ સુધી તેણે અદભુત કામો
૩૭ તથા ચમતકારો કીધા. જે મુસાએ ઈસરાઈલીઓને
કહયું હતું કે, "તમારો દેવ પરભુ તમારા ભાઈઓ-
માંથી મારા જેવો એક ભવીશવાદી તમારે સારૂ ઉત-
પન કરશે, તેનું તમારે શાંભલવું," તે એજ છે.
૩૮ રાનમધે મંડલીમાં જે હતો, ને જેની સાથે સીનાઈ
પાહાડમાં દુત બોલચો, તથા આપણા પુરવજો
સાથે હતો, તે એજ છે, આપણને આપવાને જીવ-
૩૯ નની વાતો તે પામચો. આપણા પુંરવજોએ તેને
માનવાને ઈછયું નહીં, પણ તેનો તચાગ કીધો, ને
૪૦ મીસરની ગમ પોતાનાં મન ફેરવચાં; ને હારૂનને
કહયું કે, "અમારી આગલ ચાલે એવા દેવો
અમારે સારૂ તું બનાવ, કેમકે એ મુસા જે અમને

મીસરમાંથી લાવયો તેને શું થયું એ અમે જાણતા
નથી.” ને તે દીવસોમાં તેઓએ વાછરડું બનાવયું, ૪૧
ને તે મુરતીની આગલ બલીદાન કીધું, ને પોતાના
હાથનાં કામ ઉપર આનંદ કીધો. તારે દેવ તેઓને ૪૨
ઉલટો થયો, ને આકાશની ફોજની પુજા કરવા
સારૂ તેઓને સોંપી દીધા, જેમ ભવીશવાદીઓના
પુસતકમાં લખયું છે કે, “ઓ ઈસરાઈલના વંશ,
તમે ચાલીશ વરશ લગી જગન તથા બલીદાનો
રાનમાં શું મારી પાસે લાવયા હતા? તમે મલ- ૪૩
ખનો માંડવો તથા રેમફાન તમારા દેવના તારાને,
એટલે જે જે મુરતીઓ પુજવાને તમે બનાવી,
તેઓને તમે ઊંચકી લઈ ગયા, માટે હું તમને
બાબેલને પેલે પાર લઈ જઈશ.” મુસા સાથે ૪૪
બોલનારે એમ ઠરાવયું કે તેણે જે નમુનો દીઠો
તે પરમાણે સાહેદીનો માંડવો કરે, તેમ રાનમાં
આપણા બાપદાદાઓની સાથે તે હતો. યહોશુઆ ૪૫
સાથે આવનારા આપણા પાછલા પુરવજો તે
પામીને વીદેશીઓ, જેઓને આપણા પુરવજોની
આગલથી દેવે કાહાડી મુકયા, તેઓના વતનમાં
દાઉદના દીવસ શુધી લાવી મુકયો. દેવની આગલ ૪૬
તે કીરપા પામયો, ને યાકુબના દેવને સારૂ વાસો
સોધી કાહાડવાને યાહયો. પણ શુલેમાને તેને સારૂ ૪૭
એક ઘર બનાવયું. પણ હાથથી બાંધેલાં મંદી- ૪૮

૪૯ રોમાં દેવ રેહેતો નથી, જેમ ભવીશવાદી કેહેછે કે
પરભુ એમ કેહેછે કે આકાશ મારૂ રાજઆસન તથા
પરથવી મારૂં પાચાસન છે, તો તમે મારે સારૂ કહચું
ઘર બનાવશો, અથવા મારા વીશામાની શી જગચા
૫૦ હોએ? શું એ સધલાં મારા હાથથી નથી બનચાં?
૫૧ ઓ દરઢ ગરદનવાલાઓ, ને મન તથા કાન વીશે
સુંનત વગરનાઓ, તમે સદા પવીતર આતમાને
ઉલટું કરોછો, જેમ તમારા બાપદાદાઓએ કીધું
૫૨ તેમજ તમે કરોછો. ભવીશવાદીઓમાંના કોણને
તમારા બાપદાદાઓએ સતાવચો ન હતો? ને
જેઓએ તે નચાચીના આવવા વીશે આગલથી
સમાચાર આપચા તેઓને તેઓએ મારીનાંખચા,
ને તેને પરસવાધીન કરનારા તથા હતચા કરનારા
૫૩ હવે તમે થચા છો. તમે દુતોની હસતક નીચમ-
શાસતર પામચા, પણ તે પાલચું નહીં.
૫૪ આ વાતો શાંભલીને તેઓ પોતાના મનમાં
૫૫ વીંધાઈગચા, ને તેના પર દાંત પીસચા. પણ
પવીતર આતમાથી ભરપુર થઈને તેણે આકાશની
ગમ તાકી જોતાં, દેવનો મહીમા તથા દેવની
૫૬ જમણી ગમ ઈશુને ઉભેલો દીઠો. ને તેણે કહચું કે
જુઓ, આકાશ ઉઘડેલું તથા દેવના જમણા હાથ
૫૭ પર માણસના દીકરાને ઉભો રેહેતો હું જોઉંછું. તારે
તેઓએ મોહોટે ઘાંટે બુમ પાડતાં પોતાના કાન

બંધ કરયા, ને તેના પર એકઠા દોડી આવયા. ને ૫૮
તેને શેહેર બાહાર કાહાડીને પથરે મારયો, ને
સાઉલ નામે એક જુવાનના પગ આગલ સાકશી-
ઓએ પોતાના લુગડાં મુકયાં. ને સતેફન પરા- ૫૯
રથના કરતાં કેહેતો હતો કે, ઓ પરભુ ઈશુ, મારા
આતમાનો અંગીકાર કર, એટલામાં તેઓએ તેને
પથરે મારયો. ને તેણે ઘુંટણ ટેકવીને મોહોટો ૬૦
ઘાંટો પાડીને કહયું કે, ઓ પરભુ, એઓ પર આ
દોશ મુકતો મા; એમ કહીને તે ઉંઘી ગયો.

અને સાઉલ તેનો ઘાત કરવામાં રાજી હતો. ૮
ને તે વખત યરૂશાલેમમાંની મંડલી પર મોહોટી
સતાવણી થઈ, માટે પરેશીતો વીના તેઓ સરવ
યહુદા તથા સમારીઆના પરાંતોમાં વેરાઈ ગયા.
ને ધારમીક પુરૂશો સતેફનને દાટવા લઈ ગયા, ૨
ને તેને સારૂ ઘણો વીલાપ કીધો. ને સાઉલે ૩
મંડલીને બહુ વીપતી પાડી, ને ઘરે ઘર જઈને
પુરૂશો તથા બાયડીઓને ખેંચી લઈજઈને બંધી-
ખાનામાં નાંખયાં. ને વેરાઈગએલાઓ વધા- ૪
મણીની વાત પરગટ કરતા આશે ગમ ફરયા.
અને ફીલીપે સમારીઆ શેહેરમાં જઈને તેઓને ૫
ખરીસત પરગટ કરયો. ને ફીલીપે જે ચમતકારો ૬
કીધા તે શાંભલી તથા જોઇને લોકોએ તેની કહેલી
વાતો પર એક ચીતે ધયાન રાખયું. કેમકે જેઓને ૭

અશુધ આતમાઓ વલગચા હતા તેઓમાંના ઘણા-
ઓમાંથી તેઓ મોહોટો ઘાંટો પાડતાં બાહાર નીક-
લયા, ને ઘણા પકશાઘાતી તથા લુલાઓ સમા
૮ થયા. તેથી તે શેહેરમાં બહુ આનંદ થયો. પણ સી-
મોન નામે એક જણ તે શેહેરમાં અગાઉ જાદુ કરતો
હતો, ને પોતે કોઈ મોહોટો છે એમ કહીને સમા-
૧૦ રીયાના લોકોનાં મન હરી લેતો હતો. તેને નાહા-
નાથી મોહોટા સુધી સરવ માનતા, ને એમ કેહેતા
૧૧ કે, એ માણસ દેવનો મોહોટો પરાકરમ છે. ને
તેણે ઘણી મુદતથી જાદુગરીએ તેઓનાં મન હરી
૧૨ લીધાં હતાં માટે તેઓ તેને માનતા હતા. પણ
ફીલીપે દેવના રાજ તથા ઇશુ ખરીસતના નામ વીશે
સુવારતા પરગટ કીધી તેનો તેઓએ વીશવાસ
કીધો, તારે પુરૂશો તથા બાયડીઓનું બાપતીસમા
૧૩ થયું. તારે સીમોને પણ વીશવાસ કીધો, ને
બાપતીસમા લઈને ફીલીપની સાથે રહયો, ને
નીશાણીઓ તથા મોહોટાં પરાકરમી કામો થતાં
૧૪ જોઈને અચરત થયો. પછી સમારીઓએ દેવની
વાત માની એવું યરૂશાલેમમાંના પરેરીતોએ
શાંભલયું, તારે તેઓએ પીતરને તથા યોહાનને
૧૫ તેઓની પાસે મોકલયા. ને તેઓએ તાંહાં પોહોં-
ચયા પછી તેઓને સારૂ પરારથના કરી કે તેઓ
૧૬ પવીતર આતમા પામે. (કેમકે તેઓમાંના કોઈ

પર તાંહું લગી તે ઉતરયો ન હતો, પણ કેવલ
પરભુ ઈશુને નામે તેઓ બાપતીસમા પામચા
હતા.) તારે તેઓએ તેઓ પર હાથ મુકચા, ને ૧૭
તેઓ પવીતર આતમા પામચા. ને પરેરીતોના ૧૮
હાથ મુકવાથી પવીતર આતમા અપાએછે,એ જોઇ-
ને સીમોને તેઓને નાણું આપવાનું કરીને કહ્યું કે,
તમે મને પણ એ અધીકાર આપો કે જેના પર હું ૧૯
હાથ મુકુ તે પવીતર આતમા પામે. તારે પીતરે ૨૦
તેને કહ્યું કે, દેવનું દાન નાણાથી વેચાતું લેવાએ,
એવું તેં ધારયું માટે તારૂં નાણું તારી સાથે નાશ
થાઓ. એ વાતમાં તારો ભાગ કે હીશો નથી, કેમકે ૨૧
તારૂં અંતસકરણ દેવની આગળ પાધરૂં નથી. એ ૨૨
માટે તું તારી ભુંડાઈનો પસતાવો કર, ને દેવની
વીનંતી કર કે, તારા અંતસકરણની કલપના કદાસ
તને માફ થાએ. કેમકે તું પીતના કડવાસમાં, ને ૨૩
ભુંડાઈનાં બંધનોમાં છે, એ હું જોઉંછું. તારે ૨૪
સીમોને ઉતર દેતાં કહ્યું કે, તમારી કહેલી વાતો-
માંની કોઇ મારા પર ન આવે માટે તમે મારે સારૂ
પરભુની વીનંતી કરો. ને તેઓ સાહેદી આપીને ૨૫
તથા પરભુની વાત કહીને, સમારીઓનાં ઘણાં
ગામોમાં સુવારતા પરગટ કરતા યરૂશાલેમમાં
પાછા ગચા.

પછી પરભુના દુતે ફીલીપ સાથે બોલતાં કહ્યું ૨૬

કે, તું ઉઠ, ને જે મારગે યરૂશાલેમથી ગાઝામાં
જવાએછે, ને જે શન છે, તાંહાં દકશીણની ગમ
૨૭ જા. ને તે ઉઠીને ગચો, ને જુઓ, એક હબશી
માણસ ખોજો, જે હબશીઓની રાણી કાંડાકીનો
પરધાન, તથા તેના સંધા ભંડારનો કારભારી હતો,
તે ભજન કરવા સારૂ યરૂશાલેમમાં આવચો હતો.
૨૮ ને તે પાછો જતાં પોતાના રથમાં બેસીને યસાયા
૨૯ ભવીશવાદીની પોથી વાંચતો હતો. તારે આત-
માએ ફીલીપને કહચું કે, તું જઇને એ રથની સાથે
૩૦ થા. તારે ફીલીપ પાસે દોડી ગચો, ને તેને યસાયા
ભવીશવાદીની પોથી વાંચતો શાંભલીને પુછચું કે,
૩૧ તું વાંચેછે તે શું તું સમજે છે? તારે તેણે કહચું
કે, મને કોઇના બતાવચા વીના હું કેમ સમજી શકું?
પછી પોતાની સાથે ચહડી બેસવા સારૂ તેણે ફીલી-
૩૨ પની વીનંતી કીધી. ને શાસતરમાંની જે વાત તે
વાંચતો હતો તે એ હતી કે, "ગેટાની પઠે મારીનાં-
ખવાને તે લઇ જવાચો, ને જેમ હલવાન પોતાના
કાતરનારની આગલ અણબોલચું રેહેછે, તેમ તેણે
૩૩ પોતાનું મોહો ઉઘાડચું નહીં? તેના દીનપણામાં
તેનો નચાચ ડુબી ગચો, ને તેનો જીવ પણ પર-
થવી પરથી કહડાચો, માટે તેની પેહેડીનું વરણન
૩૪ કોણ કહી દેખાડશે?" તારે તે ખોજાએ ફીલીપને
ઉતર દેતાં કહચું કે હું તારી વીનંતી કરૂંછું કે, ભવીશ-

વાદી કોણ વીશે એ કેહેછે? પોતા વીશે, અથવા કોઈ
બીજા વીશે? તારે ફીલીપે પોતાનું મોહો ઉઘાડયું, ૩૫
ને તેજ શાસતરથી માંડીને ઈશુની સુવારતા તેને
પરગટ કીધી. ને તેઓ મારગે જતાં પાણી આગલ ૩૬
આવયા, તારે ખોજાએ કહયું કે જો, પાણી છે,
મારે બાપતીસમા પામવાને શો અટકાવ છે? તારે ૩૭
ફીલીપે કહયું કે, જો તું તારા આખા મનથી વીશ-
વાસ કરેછે તો ઉચીત છે; ને તેણે ઉતર દેતાં કહયું
કે, ઈશુ ખરીસત દેવનો દીકરો છે, એવો વીશવાસ
હું કરૂંછું. પછી તેણે રથ ઉભો રાખવાનો હુકમ ૩૮
કીધો, ને ફીલીપ તથા ખોજો બેઉ પાણીમાં ઉત-
રયા, ને તેણે તેનું બાપતીસમા કીધું. ને તેઓ ૩૯
પાણીમાંથી ઉપર આવયા પર પરભુનો આતમા
ફીલીપને લઇ ગયો, ને ખોજાએ ફરી તેને દીઠો
નહીં, તારે તે આનંદ કરતો પોતાને મારગે ચાલયો
ગયો. પણ ફીલીપ આઝોટમાં દેખાયો, ને કાઈસા- ૪૦
રીમાં પોહોંચયો તાંહાં લગી સઘલાં શેહેરોમાં સુવા-
રતા પરગટ કરતો ગયો.

અને સાઉલ હજુ સુધી પરભુના શીશો પર ૯
ધમકીઓનો તથા હતયાનો શવાસ કાહાડતો પર-
મુખી યાજક પાસે ગયો. ને તેની પાસેથી દમશ- ૨
કમાંની સભાઓ પર પતરો માગયાં કે જો તેને એ
મારગના પુરૂશ તથા બાયડી કોઈ મલે, તો તેઓને

૩ બાંધીને યરૂશાલેમમાં લાવે. ને ચાલતાં ચાલતાં
દમશક પાસે તે પોહોંચયો તારે એકાએક તેની
૪ આસપાસ આકાશથી પરકાશ થયો. ને તે ભુંઈ
પર પડયો, ને પોતાની સાથે બોલતાં એવી એક
વાણી શાંભલી કે, સાઉલ, સાઉલ, તું મને કેમ
૫ સતાવેછે? તારે તેણે કહયું કે પરભુ, તું કોણ છે?
ને પરભુએ કહયું કે, હું ઈશુ છું, જેને તું સતાવેછે,
૬ આરે પર લાત મારવી તને કઠણ છે. તારે તે
ધુજતાં તથા અચરત થતાં બોલયો કે પરભુ, મારી
પાસે તું શું કરાવવા ચાહેછે? ને પરભુએ તેને કહયું
કે, તું ઉઠ, ને શેહેરમાં જા, ને તારે જે કરવું જોઈએ
૭ તે તને કેહેવાશે. ને તેની સાથે જનારા માણસો
અણબોલયા ઉભા રહયા, તેઓએ વાણી શાંભલી
૮ ખરી, પણ કોઈને દીઠો ન હતો. પછી સાઉલ ભુંઈ
પરથી ઉઠયો, ને તેની આંખો ઉઘાડી છતાં પણ
તેણે કોઈને દીઠો નહીં, ને તેઓ તેનો હાથ પકડીને
૯ દમશકમાં લઈ ગયા. ને તરણ દીવસ સુધી તે
દેખયા વીનાં રહયો, ને કાંઈ ખાધું પીધું નહીં.
૧૦ તારે દમશકમાં હનાનીયા નામે એક શીશ હતો,
તેને પરભુએ દરશનમાં કહયું કે, હનાનીયા, ને તેણે
૧૧ કહયું કે, પરભુ, હું હીઆં છું. તારે પરભુએ તેને
કહયું કે, ઉઠીને પાધરા કેહેવાએલા રસતામાં જા,
ને યહુદાના ઘરમાં તારસસના સાઉલ નામના

એકનો શોધ કર, કેમકે જો, તે પરારથના કરેછે. ને ૧૨
તેણે દરશનમાં જોયું છે કે, હનાનીયા નામે એક
માણસ આવેછે, ને તે દેખતો થાએ માટે તેના પર
હાથ મુકેછે. તારે હનાનીયાએ ઉતર દીધું કે, પરભુ, ૧૩
મેં ધણાથી એ માણસ વીશે શાંભાલયું છે કે યરૂ-
શાલેમમાંના તારા પવીતરો પર તેણે કેટલી ભુંડાઈ
કીધી છે. ને તારા નામથી જે પરારથના કરેછે તે ૧૪
સરવને બાંધવા સારૂ મુખી યાજકો પાસેથી હીઆં
પણ તેને અધીકાર છે. પણ પરભુએ તેને કહયું ૧૫
કે, તું ચાલયો જા, કેમકે વીદેશીઓ, તથા રાજાઓ,
તથા ઈશરાઈલના વંશની આગલ મારૂં નામ લઈ-
જવા સારૂ એજ મારૂં પસંદ કરેલું પાતર છે. કેમકે ૧૬
તેને મારા નામને લીધે કેટલાં દુખ સેહેવાં પડશે,
એ હું તેને દેખડાવીશ. તારે હનાનીયા ચાલયોગયો, ૧૭
ને તે ધરમાં પેઠો, ને તે પર પોતાના હાથ મુકીને
કહયું કે, ભાઈ સાઉલ, પરભુ, એટલે ઈશુ જે તને
મારગે આવતાં દેખાયો તેણે મને મોકલયો છે, એ
માટે કે તું દેખતો થાએ, ને પવીતર આતમાથી
ભરાએ. તારે તેની આંખોથી તતકાલ છાલાં સારખાં ૧૮
કંઈ ખરી પડયાં, ને તરત તે દેખતો થયો, ને ઉઠીને
બાપતીસમા પામી લીધું. ને અંન ખાધું એટલે ૧૯
તેને શકતી આવી, પછી સાઉલ દમશકમાંના શીશોની
સાથે કેટલાએક દીવસ રહયો. ને તેણે લાગલોજ ૨૦

સભાઓમાં ખરીસતને પરગટ કીધા કે, તે દેવનો
૨૧ દીકરો છે. ને જેઓએ તેનું શાંભલયું તેઓ સરવ
વીસમીત થઈને બોલયા કે, જેણે આ નામથી
પરારથના કરનારાઓનો નાશ યરૂશાલેમમાં કીધો,
ને જે એજ કામને સારૂ હીઆં આવયો કે તેઓને
બાંધીને મુખી યાજકોની પાસે લઈજાએ, તે શું
૨૨ એ નથી? પણ સાઉલ વધારે સામરથ પામયો,
ને (ઈશુ) તેજ ખરીસત છે એનાં પરમાણો આપીને
તેણે દમશકમાં રેહેનારા યહુદીઓને હરાવી નાંખયા.
૨૩ ને ઘણા દીવસ વીતયા પછી યહુદીઓએ તેને
૨૪ મારીનાંખવાનો મનસુબો કીધો. પણ તેઓનો
ઠરાવ સાઉલને માલુમ પડયો, ને તેઓએ તેને
મારીનાંખવા સારૂ રાત દાહાડો ભાગલોની ચોકી
૨૫ કરી. તારે શીશોએ તેને રાતરે લઇને ટોપલામાં
૨૬ કોટ ઉપરથી ઉતારી મુકયો. પછી સાઉલે યરૂ-
શાલેમમાં આવીને શીશોની સાથે મલી જવાનું
બહુ ચાહયું, પણ બધા તેથી બીધા, ને તે શીશ છે,
૨૭ એવું તેઓએ માનયું નહીં. તારે બારણાબા તેને
પરેરીતોની પાસે તેડી ગયો, ને તેણે મારગમાં
પરભુને કહી રીતે દીઠો, ને તે તેની સાથે બોલયો,
ને તેણે દમશકમાં નીરભયથી ઈશુને નામે વાત શી
તરેહ કહી, એ સંઘું તેણે તેઓને વીસતારે કહી
૨૮ દેખાડયું. ને યરૂશાલેમમાં તેઓની સાથે તે

આવ જા કરતો રહયો. ને તેણે નીરભયથી ૨૯
પરભુ ઈશુનાં નામથી વાતો કહી, ને હેલેનીઓ સાથે
વાદવીવાદ કરયો, પણ તેઓએ તેને મારીનાંખવાનું
કીધું; તે જાણીને ભાઈઓ તેને કાઈસારીમાં લઈ ૩૦
ગયા, ને તાંહાંથી તેઓએ તેને તારસસ મોકલી
દીધો. તારે આખા યહુદા, તથા ગાલીલ, તથા ૩૧
શમારીયામાંની મંડલીઓને શાંતી થઈ, ને તેઓ
દરઢ થઇને પરભુના ભય તથા પવીતર આતમાના
દીલાશાએ ચાલતાં વધી ગઈ..

અને એમ થયું કે પીતર સઘલા પરાંતોમાં ફરતાં ૩૨
લુદાના રેહેવાસી પવીતર લોકો પાસે પણ આવયો.
ને તાંહાં એનયસ નામે એક જણને દીઠો, જે આઠ ૩૩
વરશ થયાં ખાટલા પર પડેલો પકશાઘાતી હતો.
તારે પીતરે તેને કહયું કે, એનયસ, ઈશુ ખરીસત ૩૪
તને સાજો કરેછે, ઉઠ, ને તારૂં બીછાનું પાથર, ને
તે તરત ઉઠયો. ને લુદા તથા શારોનના બધા ૩૫
રેહેવાસીઓ તેને જોઈને પરભુની ગમ ફરયાં. ને ૩૬
જોપામાં તાબીથા જેનો અરથ દરકાસ એવે નામે
એક શીશોણ હતી, તે રૂડી કરણીઓ તથા દાન કર-
વામાં સંપુરણ હતી. ને એમ થયું કે તે દીવસોમાં ૩૭
તે માંદી પડીને મરીગઈ, ને તેઓએ તેને નહવડાવીને
મેડી ઉપર મુકી. ને લુદા જોપા પાસે હતું માટે ૩૮
પીતર તાંહાં છે એવું શાંભલીને શીશોએ બે માણ-

સને તેની પાસે એવી વીનંતી કરવાને મોકલયા કે,
૩૮ અમારી પાસે આવવાને તું ઢીલ કરતો મા. તારે
પીતર ઉઠીને તેઓની સાથે ગયો, ને તે પોહોંચયો
એટલે તેઓ તેને મેડી ઉપર તેડી ગયા, ને સઘલી
વીધવાઓ તેની પાસે રડતી, ને દરકાસ તેઓની
સાથે હતી તારે તેણે જે અંગરખા તથા લુગડાં
બનાવયાં હતાં તે દેખાડતી તેની પાસે ઉભી રહી.
૪૦ પણ પીતરે તે સરવને બાહાર કાહાડીને ઘુટણ
ટેકવીને પરારથના કીધી, પછી મુડદાની ગમ ફરીને
કહયું કે, તાબીથા, ઉઠ, તારે તેણે પોતાની આંખો
૪૧ ઉઘાડી, ને પીતરને જોઇને ઉઠી બેઠી. પછી તેણે
તેને હાથ દઇને ઉભી કરી, ને પવીતરોને તથા
૪૨ વીધવાઓને બોલાવીને તેને જીવતી દેખાડી. ને
આખા જોપામાં એ માલુમ થયું, ને ઘણાએ પરભુ
૪૩ પર વીશવાસ કરયો. પછી એમ થયું કે જોપામાં
સીમોન નામે એક ચામડીયાને તાંહાં તે ઘણા
દાહાડા રહયો.

૧૦ અને કાઈસારીમાં કરનેલયસ નામે એક મા-
ણસ ઈતાલી કેહેવાએલી પલટનનો સુબેદાર હતો.
૨ તે ધારમીક હતો, ને પોતાના ઘરના સહુ સુધાં
દેવનું ભય રાખતો, ને લોકોને ઘણાં દાન આપતો,
૩ ને નીત દેવની પરારથના કરતો હતો. તેણે
દીવસના તીજા પોહોરને આસરે દેવના એક દુતને

પોતાની પાસે આવતો, તથા એ કરનેલચસ, એમ
કેહેતો દરશનમાં પરતીઅકશ દીઠો. તારે તે પર ૪
ધારીને તથા ભયભીત થઇને તેણે કહયું કે, પરભુ,
શું છે? ને તેણે તેને કહયું કે, તારી પરારથનાઓ
તથા તારાં દાન દેવની આગલ સંભારણને સારૂ
પોહોંચયાં છે. ને હવે તું માણસોને જોપામાં ૫
મોકલીને સીમોન જેની અટક પીતર છે તેને તેડાવ.
સીમોન ચામડીચાને તાંહાં તે ઉતરયો છે, જેનું ઘર ૬
સમુદરને કાંઠે છે, તારે શું કરવું જોઇએ તે તને તે
કેહેશે. ને જે દુત કરનેલચસને બોલયો હતો, તે ૭
ગયા પછી તેણે પોતાના ઘરના ચાકરોમાંના બેને,
તથા જે નીત તેની સેવા કરતા હતા તેઓમાંથી એક
ધારમીક સીપાહીને બોલાવયો. ને તેઓને બધી ૮
વાત કહીને તેણે તેઓને જોપામાં મોકલયા. ને ૯
બીજે દીવસે તેઓ ચાલતાં ચાલતાં શેહેરની પાસે
પોહોંચયા, તેટલામાં બપોરને આસરે પીતર પરા-
રથના કરવાને ઘરના ધાભા પર ગયો. ને બહુ ૧૦
ભુખયો થઇને તેણે કંઈ ખાવાનું ચાહયું, ને તેઓ
તયાર કરતા હતા એટલામાં તે મુરછાંગત થયો. ને ૧૧
આકાશ ઉઘડેલું તથા એક વાસણ મોહોટી ચાદરના
સરખું ચારે ખુણે બાંધેલું તથા ધરતી પર પોતાની
પાસે ઉતરી આવતું તેણે દીઠું. તેમાં પરથવી પરનાં ૧૨
સઘલી જાતનાં ચોપગાં તથા રાનપશુઓ તથા પેટ

૧૩ ચાલનારાં તથા આકાશના પકશીઓ હતાં. ને તેને
૧૪ વાણી થઈ કે, પીતર, ઉઠ, માર, ને ખા. પણ પીતરે
કહયું કે, પરભુ એમ નહીં, કેમકે કોઈ અપવીતર
૧૫ તથા અશુધ વસતુ મેં કદી ખાધી નથી. તારે બીજી
વાર તેની પાસે વાણી આવી કે, દેવે જે શુધ કીધું છે,
૧૬ તેને તું અપવીતર ન સમજ. ને એમ તરણ વાર
થયું; પછી તે વાસણ પાછું આકાશમાં ઉઠાવી
૧૭ લેવાયું. ને પીતર મનમાં સંદેહ આણતો હતો કે,
આ જે દરશન હું પામયો તે શું હશે, એટલામાં
કરનેલયસથી મોકલેલાં માણસો સીમોનનું ઘર
૧૮ શોધી કાહાડીને બારણા આગલ ઉભા રહયા. ને
તેઓએ હાંક મારીને પુછયું કે, સીમોન જેની અટક
૧૯ પીતર છે તે શું હીઆં ઉતરેલો છે? ને પીતર તે
દરશન વીશે વીચારતો હતો તારે આતમાએ તેને
૨૦ કહયું કે, જો, તરણ માણસો તને શોધેછે. માટે તું
ઉઠ, ને ઉતર, ને કાંઈ સંદેહ આણયા વીના તેઓની
૨૧ સાથે જા, કેમકે મેં તેઓને મોકલયા છે. તારે પીતરે
પોતાની પાસે કરનેલયસથી મોકલયા માણસોની
પાસે ઉતરી આવીને કહયું કે, જુઓ, જેને તમે
૨૨ શોધોછો તે હું છું, તમે શા માટે આવયા છો? તારે
તેઓએ કહયું કે, કરનેલયસ નામે એક સુબેદાર
નયાઈ તથા દેવનું ભય રાખનાર એક માણસ
તથા સરવ યહુદી લોકોમાં માન પામેલો તે પવી-

તર દુતથી ચેતાવાયો કે તને પોતાને ઘરે તેડાવે, એ
માટે કે તારી વાતો શાંભલે. તારે તેણે તેઓને ૨૩
માંહે બોલાવીને પહરોણા રાખયા, ને બીજે
દીવસે પીતર તેઓની સાથે ગયો, ને જોપામાંના
કેટલાએક ભાઈઓ પણ તેની સાથે ગયા. ને ૨૪
બીજે દીવસે તેઓ કાઈસારીમાં પોહોંચયા, ને કર-
નેલયસ પોતાના સગાંઓને તથા પરીચ મીત-
રોને એકઠા કરીને તેઓની વાટ જોતો હતો. ને ૨૫
પીતર આવતો હતો તેટલામાં કરનેલયસ તેને
સામો મલયો, ને પગે લાગીને પરણામ કીધો.
પણ પીતરે તેને ઉઠાડીને કહયું કે, ઉભો થા, હું પણ ૨૬
માણસ છું. ને તેની સાથે વાતો કરતો કરતો તે માંહે ૨૭
ગયો, ને ઘણાઓને એકઠા થએલા દીઠા. તારે ૨૮
તેણે તેઓને કહયું કે, તમે જાણોછો કે બીજા
લોકોની સાથે સંગત રાખવી, અથવા તેઓને
મલવું, યહુદી માણસને ઉચીત નથી, પણ દેવે
મને દેખાડયું છે કે મારે કોઈ માણસને અપવીતર
તથા અશુધ કેહેવો નહીં. એ સારૂ હું તેડાયો,તેવોજ ૨૯
ઉલટું બોલયા વીના આવયો છું, માટે હું પુછુંછું કે
તમે શા કારણથી મને તેડાવયો છે? તારે કરનેલ- ૩૦
યસે કહયું કે, ચાર દીવસ ઉપર હું આ ઘડી સુધી
ઉપવાસ કરતો હતો, ને તરીજા પોહોરની વેલા
હું મારા ઘરમાં પરારથના કરતો હતો, તારે જુઓ

ચલકતાં લુગડાં પેહેરેલો એક જણ મારી સામા
૩૧ ઉભો રહયો; ને કહયું કે, કરનેલચસ, તારી પરાર-
થના શંભલાઇ, ને તારાં દાન દેવના સંભારણમાં
૩૨ આવયાં છે; એ માટે તું જોપામાં મોકલીને સીમોન
જે પીતર કેહેવાએછે તેને હીઆં તેડાવ, સમુદરને
કાંઠે સીમોન ચામડીયાના ઘરમાં તે ઉતરેલો છે,
૩૩ તે આવીને તને વાતો કેહેશે. તે સારૂ મેં તરત
તને તેડાવયો, ને તું આવયો તેમાં તેં સારૂં કીધું છે,
હવે દેવથી જે આગના તું પામયો છે, તે શાંભલવા
સારૂ અમે સઘલા દેવની આગલ હાજર છઈએ.
૩૪ તારે પીતરે મોહો ઉઘાડીને કહયું કે, મને ખચીત
૩૫ જણાએછે કે દેવ પકશપાતી નથી. પણ હરેક
દેશમાં જે કોઈ તેથી બીહેછે, ને નચાચીપણું કરેછે,
૩૬ તે તેને માનચ છે. ઈશુ ખરીસત જે સરવનો
પરભુ છે તેને આસરે કુશલના સમાચાર પરગટ
કરતાં દેવે ઈસરાએલના વંશની પાસે જે વાત
૩૭ મોકલી એટલે યોહાને બાપતીસમા પરગટ કીધું,
તાર પછી ગાલીલથી માંડીને આખા ચહુદામાં જે
૩૮ વાત બની તે તમે જાણોછો; કે દેવે પવીતર
આતમાથી તથા સામરથથી નાઝરથના ઈશુને
અભીશેક કીધો, તે રૂડું કરતો તથા શેતાનથી જે
પીડાએલા હતા તેઓ સઘલાને આરામ કરતો ફરયો,
૩૯ કેમકે દેવ તેની સાથે હતો. ને તેણે ચહુદીઓના પરાં-

તમાં તથા યરૂશાલેમમાં જે કામો કીધાં તે સર-
વના અમે સાકશી છઈએ, તેને તેઓએ લાકડા પર
ટાંગીને મારી નાંખયો. તેને દેવે તરીજે દીવસે ૪૦
ઉઠાડયો, ને તેને પરગટ કીધો. સરવ લોકોની ૪૧
આગલ નહીં, પણ અગાઉથી દેવના પસંદ કીધેલા
સાકશીઓ એટલે અમારી આગલ જેઓએ તેના
મુએલામાંથી ઉઠયા પછી તેની સાથે ખાધું
પીધું. તેણે અમને આગના કીધી કે લોકોની ૪૨
પાસે વાત પરગટ કરો, ને સાકશી આપો કે જીવતા-
ઓનો તથા મુએલાઓનો દેવથી ઠરાવેલો નયા-
યાધીશ એજ છે. ને તેના વીશે સઘલા ભવીશ- ૪૩
વાદીઓ સાકશી આપેછે કે, જે કોઈ તેના પર વીશ-
વાસ કરેછે, તે તેના નામથી પાપની માફી પામશે.
પીતર એ વાતો કેહેતો હતો એટલામાં જે લોકો એ ૪૪
વાતો શાંભલતા હતા તે સરવ ઉપર પવીતર
આતમા ઉતરયો. તારે સુંનત કરેલાઓમાંના ૪૫
જેટલા વીશવાસીઓ પીતરની સાથે આવયા હતા
તેઓ અચરતી પામયા, કે વીદેશીઓ પર પણ પવી-
તર આતમાનું દાન રેડાયું. કેમકે તેઓને બીજી ૪૬
ભાશાઓમાં બોલતા, તથા દેવની સતુતી કરતા શા-
ભલયા. તારે પીતરે ઉતર આપયું કે, જેમ અમે તેમ ૪૭
તેઓ પણ પવીતર આતમા પામયા, માટે તેઓનું
બાપતીસમા ન કરાએ એ સારૂ પાણી રોકવાને શું

૪૮ કોઈ સમરથ છે? ને પરભુના નામથી તેઓનું
બાપતીસમા કરવાને તેણે આગના કીધી, પછી કેટ-
લાએક દીવસ તાંહાં રેહેવાની તેઓએ તેની વીનંતી
કીધી.

૧૧ અને જે પરેરીતો તથા ભાઈઓ યહુદામાં હતા
તેઓએ શાંભલચું કે, વીદેશીઓએ પણ દેવની
૨ વાત માની. ને પીતર યરૂશાલેમમાં આવચો,
તારે સુંનત કરાએલાઓએ તેની સાથે વાદ કરતાં
૩ કહચું કે, તું સુંનત વગરના માણસોની પાસે ગચો,
૪ ને તેઓની સાથે ખાધું. તારે પીતરે આરંભથી તે
૫ વાત તેઓને વીસતારે કહી કે, હું જોપા શેહેરમાં
પરારથના કરતો હતો, ને મને મુરછા આવી,
ને મેં દરશનમાં એક વાસણ એક મોહોટી ચાદર
સરખું, ચારે ખુણે બાંધેલું આકાશથી ઉતરતું દીઠું,
૬ ને તે મારી આગલ આવચું. તે પર મેં ધચાન
રાખીને જોચું, ને પરથવી પરનાં ચોપગાં તથા
રાનપશુઓ, તથા પેટે ચાલનારાં, તથા આકાશના
૭ પકશીઓ મેં દીઠાં; ને મને એવું કેહેતી એ વાણી
૮ શાંભાલી કે, પીતર ઉઠ, માર, ને ખા. પણ મેં
કહચું, પરભુ, એમ નહીં, કેમકે જે અપવીતર તથા
૯ અશુધ તે મારા મોહોમાં કદી પેઠું નથી. પણ
આકાશથી વાણીએ મને ઉતર આપચું કે, જે કંઈ
૧૦ દેવે શુધ કીધું, તેને તું અપવીતર ન કેહે. એમ

તરણ વાર થયું, પછી બધાં આકાશમાં પાછાં
ખેંચાયાં. ને જુઓ, એટલામાં કાઈસારીથી મારી ૧૧
પાસે મોકલેલાં તરણ માણસ જે ઘરમાં હું હતો તેની
આગલ આવી ઉભા હતા. ને આતમાએ મને ૧૨
કહયું કે, કાંઈસંદેહ રાખયા વીના તેઓની સાથે જા,
ને આ છ ભાઈ મારી સાથે આલયા, ને અમે તે
માણસના ઘરમાં પેઠા. તારે તેણે અમને એવા ૧૩
સમાચાર આપયા કે તેણે પોતાના ઘરમાં દુત દીઠો,
જેણે ઉભા રહીને તેને કહયું કે, જોપામાં માણસો
મોકલી સીમોન જેની અટક પીતર છે તેને તેડાવ. તે ૧૪
તને એવી વાતો કેહેશે કે, તેથી તું તારા આખા ઘરના
સુધાં તારણ પામશે. ને મેં બોલવા માડયું ૧૫
એટલે આરંભે આપણા પર પવીતર આતમા ઉત-
રયો, તે પરમાણે તેઓ ઉપર પણ ઉતરયો. તારે ૧૬
પરભુની કહેલી વાત મેં સંભારી કે યોહાને તો
પાણીએ બાપતીસમા કીધું, પણ તમે પવીતર
આતમાથી બાપતીસમા પામશો. એ માટે પરભુ ૧૭
ઈશુ ખરીશત પર જેમ આપણ વીશવાસ કરનારા-
ઓને તેમ તેઓને દેવે સમાનદાન આપયું, તો હું
કોણ હતો, કે દેવને રોકું? ને તેઓ આ વાતો શાં- ૧૮
ભલીને છાના રહયા, ને દેવને મહીમા આપતાં
કહયું કે, દેવે વીદેશીઓને પણ જીવનને સારૂ પસ-
તાવો આપયો છે.

૧૯ અને સતેફન વીશે જે સતાવણી થઈ તેથી જે
વેરાઈ ગયા હતા તેઓ ફેનીકે તથા કુપરસ તથા
અંતયોખ લગી ગયા, પણ યહુદીઓ વગર કોઈને
૨૦ વાત પરગટ કીધી ન હતી. ને તેઓમાંના કેટલા-
એક કુપરસનાં, તથા કુરેનીનાં માણસો હતાં,
તેઓએ અંતયોખમાં પોહોંચીને હેલેનીઓને
૨૧ પરભુ ઈશુની વાત પરગટ કીધી. ને પરભુનો હાથ
તેઓની સાથે હતો, ને ઘણાંઓ વીશવાસ કરીને
૨૨ પરભુની ગમ ફરયા. ને એ વાત વીશેના સમા-
ચાર યરૂશાલેમની મંડલીને કાને પડયા, ને તેઓએ
બારણાબાને અંતયોખ લગી જવા સારૂ મોકલયો.
૨૩ તે તાંહાં આવયો, તારે દેવની કીરપા જોઈને આનંદ
પામયો, ને તેઓ સરવને મનના ઠરાવથી પરભુને
૨૪ વલગયા રેહેવાનો બોધ કીધો. કેમકે તે શારો
માણસ, ને પવીતર આતમાએ, તથા વીશવાસે
ભરેલો હતો, ને ઘણા લોક પરભુની ગમ મેલવાયા.
૨૫ અને બારણાબા સાઉલનો શોધ કરવા સારૂ
તારસસમાં ગયો, ને તે જડયા પર તે તેને અંત-
૨૬ યોખમાં લાવયો. ને એમ થયું કે તેઓ એક આ-
ખું વરશ મંડલીમાં એકઠા રહયા, ને ઘણા લોકોને
ઉપદેશ કીધો, ને શીશો પેહેલા અંતયોખમાં ખરી-
સતી કેહેવાયા.
૨૭ અને તે દીવસોમાં ભવીશવાદીઓ યરૂશાલેમથી

અંતયોખમાં આવયા. તેઓમાંના આગાબસ ૨૮
નામે એકે ઉભા થઈને આતમા વડે ચેતાવયું કે,
આખા જગતમાં મોહોટો દકાલ પડશે, તેમજ
કલાદીઅસ કાઈસારના દીવસોમાં તે પડયો. તારે ૨૯
શીશોઅ ઠરાવયું કે, આપણે દર એક માંણસે
પોતપોતાની શકતી પરમાણે ચહુદામાં રેહેનારા
ભાઈઓની સાહે કરવા સારૂ કંઇ મોકલવું. ને ૩૦
તેઓએ તેમ કીધું, ને બારણાબા તથા સાઉલની
હસતક વરધોની પાસે તે મોકલયું.

આને તે વેલાએ હેરોદ રાજાએ મંડલીના કેટ- ૧૨
લાએકને દુઃખ દેવા સારૂ હાથ લાંબા કીધા. ને ૨
યોહાનના ભાઈ યાકુબને તલવારથી મારી નાં-
ખયો. ને ચહુદીઓને એ ગમતું છે એમ જોઈને ૩
તેણે પીતરને પણ પકડી લીધો, તારે વગર ખીરાની
રોટલીના દીવસ હતા. ને તેણે તેને પકડીને ૪
બંધીખાનામાં નાંખયો, ને તેને રાખવા સારૂ
ચાર ચાર સીપાહીઓના ચાર પેહેરાને સોંપયો,
ને પાસખા પછી લોકોની પાસે તેને બાહાર લાવ-
વાનું ઠેરવયું. એ માટે પીતર બંધીખાનામાં એમ ૫
રખાયો, પણ મંડલીએ તેને સારૂ આગરહથી દેવની
પરારથના કીધી. ને હેરોદ તેને બાહાર લાવવા- ૬
નો હતો તેજ રાતરે પીતર બે સીપાહીની વચે
બે શાંકલોએ બાંધેલો ઊંઘતો હતો, ને ચોકીદારો

બંધીખાનાના બારણા આગલ ચોકી કરતા હતા.
૭ તારે જુઓ, પરભુનો દુત આવી ઉભો રહયો, ને
બાંધીખાનામાં અજવાલું ચમકયું, તારે તેણે પીત-
રની કુખમાં મારીને ઉઠાડયો, ને કહયું કે, તું વેહેલો
૮ ઉઠ તારે તેની શાંકલો હાથ પરથી નીકલી પડી. ને
દુતે તેને કહયું કે, તું કમર બાંધ, ને તારાં ચપલ
પેહેર, ને તેણે તેમ કીધું, પછી તેણે તેને કહયું કે,
૯ તારૂં લુગડું હોડીને મારી પછવાડે આવ. ને તે
બાહાર નીકલીને તેની પછવાડે ગયો, ને દુતે જે
કીધું તે ખરૂં છે, એમ તે સમજયો નહીં, પણ
૧૦ મને દરશન થયું એમ ધારયું. ને તેઓ પેહેલી
તથા બીજી ચોકી મુકીને લોહોડાને દરવાજે પોહોં-
ચયા, જેથી શેહેરમાં જવાએ છે, ને તે પોતાની મેલે
તેઓને સારૂ ઉઘડી ગયો, ને તેઓ નીકલીને એક
મોહોલા જેટલા આગલ ચાલયા; ને તરત દુત
૧૧ તેની પાસેથી ગયો. ને પીતરે સાવચીત થઈને કહયું,
હવે હું ખચીત જાણુંછું કે પરભુએ પોતાના દુતને
મોકલીને હેરોદના હાથથી તથા યહુદીઓની
૧૨ સઘલી ધારણાથી મને છોડાવયો છે. પછી તે
વીચાર કરીને યોહાન જેની અટક મારક છે તેની મા
મરીયમના ઘર પાસે આવયો, જાંહાં ઘણાં એકઠાં
૧૩ થઈને પરારથના કરતાં હતાં. ને પીતર આગલું
બારણું ઠોકતો હતો તારે રોદા નામે એક જુઆન

બાયડી શાંભળવા આવી. ને તેણીએ પીતરનો ૧૪
ધાંટો ઓલખીને આનંદને લીધે બારણું ઉધાડયું નહીં,
પણ માંહે દોડી જઈને કહયું કે, પીતર બારણા
આગલ ઉભો છે. ને તેઓએ તેને કહયું કે, તું ઘેલી ૧૫
છે, પણ તેણીએ હઠથી કહયું કે, એમજ છે, તારે
તેઓએ કહયું કે, તેનો દુત હશે. પણ પીતરે ઠોકયા ૧૬
કીધું, ને તેઓએ બારણું ઉધાડીને તેને જોયો; તારે
તેઓ અચરતી પામયા. પણ છાના રેહવા સારૂ ૧૭
તેણે તેઓને હાથે ઈશારો કીધો; ને જે રીતે પરભુ
તેને બંધીખાનામાંથી બાહાર લાવયો તે વીસતા-
રીને તેઓને કહયું, ને એમ કહયું કે, એ સમાચાર
યાકુબને તથા બીજા ભાઈઓને પોહોંચાડજો, પછી
તે નીકલીને બીજી જગયામાં ગયો. ને પરભાત ૧૮
થયો તારે સીપાહીઓમાં ધણી ગડબડ થઈ કે, પીતર
કાંહાં ગયો હશે? ને હેરોદે તેને શોધયો, પણ ન ૧૯
જડયો, તારે ચોકીદારોની તજવીજ કરીને તેઓને
મારીનાંખવાનો હુકમ કીધો, પછી તે યહુદાથી
નીકલીને કાઈસારીમાં જઈ રહયો. ને તુરના તથા ૨૦
સીદોનના લોક પર હેરોદ કોપાયમાન હતો, પણ
તેઓ સારવ એકઠા થઈને તેની પાસે આવયા, ને
રાજાની વીરારામશાલાના ઉપરી બલાસતસને
પોતાની ગમ કરી લઈને સલાહ માગી, કેમકે તેઓનો
દેશ રાજાના દેશથી પલાતો હતો. પછી એક ઠરાવેલે ૨૧

હેરોદે રાજપોશાક પેહેરીને, તથા રાજાસન પર
૨૨ બેસીને, તેઓની આગલ ભાશણ કીધું. તારે
લોકોએ બુમ પાડી કે, આ વાણી દેવની છે, માણ-
૨૩ સની નથી. ને તેણે દેવને મહીમા આપયો નહીં,
માટે પરભુના દુતે તરત તેને મારયો, ને કીડાથી
૨૪ ચવાઈને તેણે પરાણ છોડયો. પણ દેવની વાત
૨૫ વધી, ને ફેલાઈ ગઈ. ને બારણાબા તથા સાઉલ તે
દાનસેવા પુરી કરીને યરૂશાલેમથી ફરયા, ને યોહાન
જેની અટક મારક તેને પણ સાથે લીધો.

૧૩ અને અંતયોખમાં જે મંડલી હતી તેમાં કેટલા-
એક ભવીશવાદીઓ તથા ઉપદેશકો હતા, એટલે
બારણાબા, તથા સીમોન જે નીગેર કેહેવાએછે, તથા
લુકીઅશ કુરેની, તથા મનાએન જેનું પાલન હેરોદ
૨ રાજાની સાથે થયું, તથા સાઉલ. ને તેઓ પરભુની
સેવા કરતા, તથા ઉપવાસ કરતા હતા, તારે પવીતર
આતમાએ કહયું કે, જે કામને વાસતે બારણાબા
તથા સાઉલને મેં તેડયા છે તે વાસતે તમે તેઓને
૩ મારે સારૂ જાુદા કરો. તારે તેઓએ ઉપવાસ તથા
પરારથના કરીને તથા તેઓ પર હાથ મુકીને તેઓને
૪ વીદાય કીધા. ને પવીતર આતમાથી મોકલેલા
થઇને તેઓ સલુકીયામાં ગયા, ને તાંહાંથી વાહાણે
૫ કુપરસમાં ગયા. ને તેઓ સાલામીસમાં આવયા,
તારે યહુદીઓની સભાઓમાં દેવની વાત પરગટ

કીધી, ને યોહાન પણ તેઓનો સેવક હતો. ને ૬
તેઓ તે બેટમાં ફરીને પાફસ સુધી ગયા, તાંહાં
તેઓએ એક માયાકરીયકરતા જુઠા ભવીશવાદી
યહુદીને દીઠો, તેનું નામ બારઈશુ હતું. તે બેટના ૭
અધીકારી સરજીઅસ પાઉલ બુધીવાન માણસની
સાથે તે હતો; તેણે બારણાબા તથા સાઉલને બો-
લાવીને તેઓથી દેવની વાત શાંભલવાનું ચાહયું.
પણ તે એલીમાશ માયાકરીયકરતા, કેમકે તેના ૮
નામનો અરથ એ છે, તે અધીકારીને વીશવાસથી
ફેરવવાને ચાહીને તેઓને ઉલટો થયો. તારે સાઉલ ૯
જે પાઉલ પણ કેહેવાએછે, તેણે પવીતર આતમાથી
ભરપુર થઈને તે પર ધારીને કહયું કે,ઓ સરવ કપટ ૧૦
તથા સરવ કાવતરાં ભરેલા, શેતાનના દીકરા, સઘ-
લા નયાયપણાના શતરૂ, પરભુના પાધરા મારગ
વાંકા કરવાનું શું તું નહીં મુકી દઇશ ? પણ હવે જો ૧૧
પરભુનો હાથ તારા પર છે, ને તું કેટલાએક દીવસ
સુધી આંધલો થઇશ, ને સુરજ દેખશે નહીં. તારે
એકાએક ધુંઅર તથા અંધકાર તેના પર આવયાં,
ને કોઇ મારગદરશકને તે શોધતો ફરયો. ને જે ૧૨
થયું તે જોઈને અધીકારીએ પરભુના ઉપદેશથી
વીસમીત થઇને વીશવાસ કીધો.

પછી પાઉલ તથા તેના સાથીઓ પાફસથી વા- ૧૩
હાણે નીકલીને પામફુલયાના પેરગામાં આવયા,

ને ચોહાન તેઓને મુકીને પાછો ચરૂશાલેમમાં
૧૪ ગચો. પણ તેઓ પેરગાથી આગલ જતાં પીસી-
દીના અંતચોખમાં આવચા, ને વીશરામવારે સભા-
૧૫ માં જઇને બેઠા. તારે નીચમશાસતરની તથા ભવી-
શવાદીઓની વાતો વાંચચા પછી સભાના આગે-
વાનોએ તેઓને કહી મોકલચું કે, માણુસો, ભાઇ-
ચો, જો લોકોને બોધની કાંઈ વાત તમારે કેહેવી
૧૬ હોએ, તો કોહો. તારે પાઉલ ઉભો થઈને હાથે
ઈશારો કરીને બોલચો કે, ઓ ઈશરાએલી માણુસો,
૧૭ તથા દેવનું ભચ રાખનારા, તમે શાંભલો; ઈસરા-
એલી લોકોના દેવે આપણા પુરવજોને પસંદ કીધા,
ને તેઓ મીસર દેશમાં પરવાસી હતા, તેવારે તેણે
તેઓને મોહોટા કીધા, તાર પછી તેણે તેઓને
૧૮ તાંહાંથી ઘણા પરાકરમથી બાહાર કાહાડચા. અને
વરશ ચાલીશેક રાનમાં તેણે તેઓનું પાલન પોશ-
૧૯ ણ કીધું. અને ખનાન દેશમાંના સાત (રાજના) લોક-
નો નાશ કરીને તેઓના દેશનું વતન એઓને વેહેંચી
૨૦ આપચું. તાર પછી તેણે સાડીચારશેં વરશ લગી
સામુએલ ભવીશવાદીના વખત સુધી તેઓને
૨૧ નચાચાધીશો આપચા. તાર પછી તેઓએ રાજા
માગચો, તારે બનચામીનના કુલના કીશનો દીકરો
સાઉલ દેવે ચાલીશ વરશ સુધી તેઓને આપચો.
૨૨ પછી તેને દુર કરીને તેઓનો રાજા થવા સારૂ દાઉ-

દને ઉભો કીધા, ને તેના સંબંધી સાકશી આપતાં
કહ્યું કે, મારા મન ગમતા એક જણ, ચસીના
દીકરા દાઉદને મેં જોયો છે, તે મારી બધી ઈછા
પુરી કરશે. એ માણુસના વંશમાંથી દેવે વચન ૨૩
પરમાણે ઇસરાએલને સારૂ એક તારનાર ઈશુને
ઉભો કીધો. તેના આવચા અગાઉ યોહાને સંધા ૨૪
ઈસરાઈલી લોકને પસતાવો કરવા સારૂ બાપતી-
સમા પરગટ કરચું. અને યોહાન પોતાનો વારો ૨૫
પુરો કરતાં બોલચો કે, તમે શું ધારોછો કે હું કોણ
છું? હું તે નથી, પણ જુઓ, એક જણ મારી પછ-
વાડે આવેછે, તેના ચપલની વાધરી છોડવા જોગ
હું નથી. માણુસો, ભાઈઓ, ઈબરાહીમના વંશના ૨૬
છોકરા, તથા તમારામાં દેવનું ભચ રાખનારાઓ,
તમારી પાસે એ તારણની વાત મોકલાઈ છે. કેમકે ૨૭
ચરૂશાલેમમાંના રેહેવાસીઓએ, તથા તેઓના
અધીકારીઓએ, તેને તથા ભવીશવાદીઓની જે
વાત હરેક વીશરામવારે વંચાએછે તેને પણ ન
જાણતાં તેને અપરાધી કીધાથી તે વાત પુરી કીધી.
તેઓએ મોતનું કારણ કંઈ ન દીઠા છતાં પણ તેને ૨૮
મારી નંખાવવાનું પીલાત પાસે માગચું. ને તેના ૨૯
વીશે જે લખચું હતું તે સઘલું પુરૂં કરતાં
તેઓએ તેને વધસાથંભ પરથી ઉતારીને કબરમાં
મુકચો; પણ દેવે મુએલાઓમાંથી તેને ઉઠાડચો. ૩૦

૩૧ ને તેની સાથે ગાલીલથી યરૂશાલેમમાં જે આવયા
હતા તેઓથી ઘણા દીવસ સુધી તે દેખાતો રહયો,
૩૨ તેઓ લોકોની આગલ તેના સાકશી છે. ને જે
વચન બાપદાદાઓને કેહેવાયું તેની વધામણી અમે
૩૩ તમાને પરગટ કરીએ છઈએ કે, ઈશુને પાછો ઉઠાડ-
વાથી દેવે તેઓનાં છોકરાંઓ પર એટલે આપણા
ઉપર તે પુરૂં કીધું, જેમ બીજા ગીતમાં પણ
લખેલું છે કે, "તું મારો દીકરો છે, આજ મેં તને
૩૪ જનમાવયો છે." ને તેણે તેને મુએલાઓમાંથી
ઉઠાડયો, એવો કે,તે કદી કોહોવાણ પાછો ન પામે,
તે વીશે તેણે એમ કહયું કે, "દાઉદ પરની સથીર
૩૫ કીરપા હું તને આપીશ." એ માટે બીજે ઠેકાણે
પણ તે કેહેછે કે,"તું પોતાના પવીતરને કોહોવાણ
૩૬ જોવા નહીં દઈશ." કેમકે દાઉદ તો પોતાની પેહે-
ડીમાં દેવની ઈછા પરમાણે સેવા કરીને હુંગી ગયો,
ને પોતાના બાપદાદાઓ પાસે મુકાયો, ને કોહો-
૩૭ વાણ દીઠું. પણ જેને દેવે ઉઠાડયો, તેણે કોહો-
૩૮ વાણ દીઠું નહીં. એ માટે માણસો, ભાઈઓ,
તમને એ માલુમ થાએ કે, એની વતે પાપોની
૩૯ માફી તમને પરગટ કરાએ છે. ને જે વીશે મુસાના
નીયમ શાસતરથી તમે નયાઈ ઠરી શકયા નહીં,
તે બધા વીશે હરેક વીશવાસ કરનાર તેની વતે
૪૦ નયાઈ ઠરેછે. એ માટે સાવધાન થાઓ, રખે

ભવીશવાદીઓના લેખમાંની આ વાત, તમારા
ઉપર આવી પડે કે, "ઓ તુછ કરનારાઓ, તમે ૪૧
જુઓ, ને અચરત થાઓ, ને નાશ પામો, કેમકે
તમારા દીવસોમાં હું એવું કામ કરૂંછું કે, તે કામ
સંબંધી જો કોઈ તમને વીસતારે કેહે, તો તમે
વીશવાસ નહીં કરશો."

અને સભામાંથી યહુદીઓ નીકલી ગયા તારે ૪૨
વીદેશીઓએ વીનંતી કરી કે, આવતે વીશરામવારે
એ વાતો ફરી અમને શંભલાવજો. ને સભા ઉઠી ૪૩
ગયા પછી યહુદીઓ તથા સુભકત પરમગરાહી-
ઓમાંના ઘણા પાઉલ તથા બારણાબાની પાછલ
ગયા, ને એઓએ તેઓની સાથે વાત કીધી, ને
તેઓને સમજાવયું કે દેવની કીરપામાં લાગુ રેહેવું.
ને બીજે વીશરામવારે ઘણું કરીને આખું શેહેર ૪૪
દેવની વાત શાંભલવા એકઠું થયું. પણ યહુદી- ૪૫
ઓએ લોકોની ભીડ જોઈને અદેખાઈએ ભરાઈને
ઉલટું બોલતાં તથા દુરભાશણ કરતાં જે વાતો
પાઉલે કહી તેઓને વીરૂધ કહયું. તારે પાઉલે તથા ૪૬
બારણાબાએ નીરભયતાથી કહયું કે, દેવની વાત
પેહેલાં તમને કેહેવાનું અગત હતું. પણ તમે તેને
વેગલી કરોછો, ને અનંત જીવન પામવાને પોતાને
અયોગય ઠરાવોછો, માટે જુઓ અમે વીદેશીઓની
ગમ ફરીએછીએ. કેમકે અમને પરભુએ એવો હુકમ ૪૭

આપચો કે, તું પરથવીના છેડા સુધી તારણને સારૂ
૪૮ થાએ માટે મેં તને વીદેશીઓનું અજવાળું ઠરાવચો છે.
તે શાંભલીને વીદેશીઓ ખુશ થચા, ને પરભુની વાત
મોહોટી માની, ને અનંત જીવનને સારૂ જેટલા ઠરા-
૪૯ વેલા હતા તેટલાએ વીશવાસ કીધો. ને તે આખા
૫૦ પરાંતમાં પરભુની વાત પરગટ કરાઈ. પણ યહુ-
દીઓએ ધારમીક તથા આબરૂવાન બાયડીઓને,
તથા શેહેરના અધીકારીઓને ઉસકેરીને પાઉલ તથા
બારણાબા પર સતાવણી ઉભી કરી, ને પોતાની
૫૧ સીમોમાંથી તેઓને કાહાડી મુકયા. ને તેઓ
પોતાના પગની ધુલ તેઓની સામા ખંખેરીને
૫૨ ઈકોનીમાં ગચા. ને શીશો આનંદે તથા પવીતર
આતમાએ ભરેલા હતા.

૧૪ અને ઈકોનીમાં એમ થચું કે તેઓ યહુદી-
ઓની સભામાં સાથે ગચા, ને એ રીતે બોલચા
કે અતી ઘણા યહુદીઓએ તથા હેલેનીઓએ
૨ વીશવાસ કીધો. પણ અવીશવાસી યહુદીઓએ વીદે-
શીઓને ઉશકેરીને તેઓના મન ભાઈઓને ઉલટાં
૩ કીધાં. તે માટે તેઓ ઘણા દીવસ લગી પરભુને નામે
નીરભયથી બોલતા રહયા. ને તેણે પોતાની કીર-
પાની વાતની સાકશી આપી, ને તેઓના હાથો
વતે નીશાણીઓ તથા અચરત કામો કરાવચાં.
૪ પણ શેહેરના લોકોમાં ફુટ પડી, ને કેટલાએક યહુ-

હીઓની ગમ થયા, ને કેટલાએક પરેરીતોની ગમ
થયા. ને તેઓને સતાવવા તથા પથરે મારવા ૫
સારૂ જારે વીદેશીઓએ તથા યહુદીઓએ પોતાના
અધીકારીઓ સુધાં ચહડાઈ કીધી; તારે તેઓ તે ૬
જાણીને લુકાનીનાં શેહેરો લુસતરા, તથા દેરબે,
તથા આસપાસના પરાંતોમાં નાહાશી ગયા. ને ૭
તાંહાં તેઓએ સુવારતા પરગટ કીધી.

અને લુસતરામાં અશકત પગવાલો એક જણ ૮
બેઠેલો હતો, તે પોતાની માના પેટથી લંગડો છતાં
કદી ચાલયો ન હતો. તેણે પાઉલને બોલતો શાં- ૯
ભલયો, તારે એણે તે પર ધારીને તથા તેને સમો
કરાવવાનો વીશવાસ છે એ જાણીને મોહોટે ધાંટે
કહયું કે, તું પોતાને પગે પાધરો ઉભો રેહે, તારે તે ૧૦
કુદીને ઉઠયો ને ચાલયો. ને પાઉલે જે કીધું તે ૧૧
જોઇને લોકોએ લુકાનીની ભાશામાં મોહોટે ધાંટે
કહયું કે, માણસોનું રૂપ ધરીને દેવો આપણી પાસે
ઉતરયા છે. ને તેઓએ બારણાબાને ઝુસ કહયો, ૧૨
ને પાઉલને હેરમેસ કહયો, કેમકે તે મુખી બોલ-
નાર હતો. ને તેઓના શેહેરની આગલ ઝુસ હતો ૧૩
તેના યાજકે ગોધાઓ તથા ફુલના હારો ભાંગલે
લાવીને લોકો સુધાં બલીદાન કરવાનું ચાહયું. પણ ૧૪
બારણબા તથા પાઉલ પરેરીતોએ તે શાંભલયું
તારે પોતાના લુગડાં ફાડીને લોકોમાં દોડીને મોહોટે

૧૫ બાંટે કહયું કે, માણસો, તમે એ કામ કેમ કરોછો?
અમે પણ તમારા સરખા વીકારપાતર માણસ છઈ-
એ,ને તમે આ વીઅરથપણાથી આકાશ, તથા પર-
થવી,તથા સામુદર,તથા તેઓમાંના સઘળાના ઉત-
પનકરતા જીવતા દેવની ગમ ફરે માટે અમે તમને
૧૬ સુવારતા પરગટ કરીએછઇએ. તેણે તો આગલા
કાલમાં સરવ લોકોને પોતપોતાને મારગે ચાલવા
૧૭ દીધા; તો પણ તેણે પોતાને સાકશી વીના રાખયો
નથી, પણ તેણે ઉપકાર કરીને આકાશથી વરશાદ,
તથા ફલવંત ફતો, આપણને આપીને અંનથી
૧૮ તથા આનંદથી આપણા મન ભરપુર કીધાં. ને
તેઓએ એ વાતો કહીને પોતાની આગલ બલી-
દાન કરવાથી લોકોને મુશકેલીએ પાછા રાખયા.
૧૯ પણ અંતયોખ તથા ઈકોનીથી યહુદીઓ તાંહાં
આવયા, ને તેઓએ લોકોને સમજાવીને પાઉલને
પથરે મરાવયો, ને તે મરીગયો છે એવું ધારીને તેને
૨૦ શેહેર બાહાર ઘશડી કાહાડયો. પણ તેની આસ-
પાસ શીશો ઉભા હતા તેવામાં તે ઉઠીને શેહેરમાં
આવયો, ને બીજે દીવસે બારણબા સાથે દેરબે-
૨૧ માં ગયો. ને તે શેહેરમાં સુવારતા પરગટ કરતાં
ઘણાઓને ઉપદેશ આપીને તેઓ લુસતરા તથા ઈકો-
૨૨ ની તથા અંતયોખમાં પાછા ફરયા. ને શીશોનાં
મન સથીર કરતાં તેઓએ વીશવાસમાં રેહેવા સારૂ

સુબોધ કીધો, ને કહયું કે, આપણને ઘણા સંકટથી
દેવના રાજમાં જવું પડેછે. ને હરેક મંડલીમાં ૨૩
તેઓને સારૂ વરધો ઠરાવીને તેઓએ ઉપવાસ, તથા
પરારથના કરીને તેમને પરભુ જેના પર તેઓએ
વીશવાસ કરયો હતો તેને સોંપયા. પછી તેઓ પી- ૨૪
સીદીમાં થઇને પામફુલયામાં આવયા. ને પેરગામાં ૨૫
વાત કહયા પછી તેઓ આતાલીમાં આવયા. પછી ૨૬
તાંહાંથી વાહાણે અંતયોખમાં ગયા, જાંહાંથી
તેઓ જે કામ પુરૂં કરી આવયા તે સારૂ દેવની
કીરપામાં સોંપાયા હતા. ને તેઓએ તાંહાં ૨૭
આવીને મંડલીને એકઠી કરીને જે જે કામ દેવે
તેઓથી કરાવયાં, ને વીદેશીઓને સારૂ વીશવાસનું
બારણું ઉઘાડયું, તે વીસતારીને કહયાં. ને શીશોની ૨૮
સાથે તેઓ તાંહાં ઘણા દીવસ રહયા.

અને કેટલાએક યહુદાથી આવીને ભાઇઓને ૧૫
એમ સમજાવયું કે, જો મુસાની રીત પરમાણે
તમારી સુંનત ન કરાએ તો તમે તારણ પામી
શકતા નથી. તારે પાઉલ તથા બારણબાને ૨
તેઓની જોડે ઘણો વાદવીવાદ થયા પર તેઓએ
પાઉલને તથા બારણબાને તથા પોતાનામાંના
બીજા કેટલાએકને એ વીવાદ વીશે યરૂશાલેમમાંના
પરેરીતો તથા વરધો પાસે મોકલવાનું ઠેરવયું.
તારે તેઓ મંડલીની મદદથી વીદાય થઇને ૩

ફેનીકેમાં તથા સમારીયામાં વીદેશીઓના ફરવાના
સમાચાર વીગતવારે કેહેતા ગયા, ને સઘલા ભાઈ-
૪ ઓને તેઓએ આનંદ ઉપજાવયો. ને તેઓ યરૂ-
શાલેમમાં પોહોંચયા તારે મંડલીએ તથા પરેરીતોએ
તથા વરધોએ તેઓને અંગીકાર કીધા, ને દેવે જે
સરવ તેઓને કરાવયાં તેના સમાચાર તેઓએ
૫ કહયા. પણ ફરોશીઓના તડમાંના કેટલાએક
વીશવાસ કરનારાઓએ ઉઠીને કહયું કે, તેઓને
સુંનત કરવાની ને મુસાનું નીયમશાસતર પાલવાની
આગના કરવી જોઈએ.
૬ તારે પરેરીતો તથા વરધો એ વાત વીશે વીચાર
૭ કરવાને એકઠા થયા. ને ઘણો વાદવીવાદ થયા
પછી પીતરે ઉઠીને કહયું કે, માણસો, ભાઈઓ, તમે
જાણોછો કે ઘણાએક દીવસ ઉપર દેવે આપણામાંથી
મને પસંદ કીધો કે મારા મોહોડાથી વીદેશીઓ
૮ સુવારતાની વાત શાંભલીને વીશવાસ કરે. ને અંત-
સકરણના જાણનાર દેવે જેમ આપણને પવીતર
આતમા આપયો, તેમ તેઓને પણ આપયો, તેથી
૯ તેણે તેઓની ગમની સાહેદી આપી. ને વીશ-
વાસથી તેઓના મન પવીતર કરીને આપણામાં
૧૦ તથા તેઓમાં કંઈ ભેદ રાખયો નહીં. એ માટે જે
ઝુશરી આપણા પુરવજો તથા આપણે સહી શકતા
ન હતા તે શીશોની ગરદન પર મુકીને દેવની પરીકશા

કેમ કેરાછો? પણ જેમ તેઓ તેમ આપણે પણ ૧૧
પરભુ ઈશુ ખરીસતની કીરપાથી તારણ પામીશું,
એવો આપણે વીશવાસ કરીએછઈએ.

તારે સંધા લોક છાના રહયા, ને બારણબા તથા ૧૨
પાઉલની પાસે દેવે જે ચમતકારો તથા અચરતનાં
કામો વીદેશીઓમાં કરાવયાં હતાં તેના સમાચાર તે-
ઓથી શાંભલ્યા. ને તેઓ કહી રહયા પછી યાકુબે ૧૩
ઉતર આપતાં કહયું કે, માણસો, ભાઈઓ, મારૂં
શાંભલો; પેહેલાં દેવે વીદેશીઓમાંથી પોતાના ૧૪
નામને સારૂ લોકોને લેવાને કહી રીતે ધયાન કરયું,
એ તો સીમોને કહયું છે. ને ભાવીશવાદીઓની વાતો ૧૫
એની સાથે મલેછે, જેમ લખયું છે કે, "એ પછી હું ૧૬
પછો ફરીશ, ને દાવુદનો માંડવો ટુટી પડેલો છે તે હું
પાછો બાંધીશ, ને તેની ભાંજટુટને ફરી બાંધીશ, ને
તેને પાછો ઉભો કરીશ. એ માટે કે બાકી રહેલા લોક ૧૭
તથા સઘલા વીદેશી જેઓ પર મારૂં નામ કેહેવાએ-
છે તેઓ પરભુને શોધે, પરભુ જે એ સંધાં કરેછે તે
એમ કેહેછે." દેવને પોતાનાં સરવ કામ જગતના ૧૮
આરંભથી માલુમ છે. માટે મારો વીચાર એવો છે કે ૧૯
વીદેશીઓમાંથી દેવની ગમ જે ફરેછે તેઓને આપણે
તસદી ન દઈએ. પણ તેઓને એમ લખી મોકલીએ ૨૦
કે મુરતીઓની અલખામણી વસતુઓથી, તથા
વીભીચારથી, તથા ગુંગલાઈને મરેલાંથી, તથા લો-

૨૧ હીથી વેગલા રેહેવું. કેમકે મુસાની વાત દરએક
વીશરામવારે સભાઓમાં વંચાયાથી તેના પરગટ
કરનારા પુરવકાલથી દરએક શેહેરમાં છે.
૨૨ તારે આખી મંડલી સુધાં પરેરીતોને તથા વરધોને
શારૂ લાગચું કે પોતાનામાંથી પસંદ કરેલાં માણસોને
એટલે યહુદા જેની અટક બારસબા, તથા સીલાસ,
જેઓ ભાઈઓમાં મુખી પુરૂશ હતા, તેઓને
પાઉલની તથા બારણબાની સાથે અંતયોખમાં
૨૩ મોકલે. તેઓની હસતક તેઓએ એમ લખી
મોકલચું કે, અંતયોખમાં, તથા શુરયામાં, તથા
કીલકીમાં, વીદેશીઓમાંના જે ભાઈઓ છે, તેઓને
પરેરીતો, તથા વરધો, તથા ભાઈઓની કુશલતા.
૨૪ અમે એવું શાંભલચું કે અમારામાંથી કેટલાએકે જઇ-
ને વાતોથી તમને બચાકુલ કીધા, ને તમારી સુંનત
થવી, ને નીચમશાસતર પાલવું જોઈએ, એમ
કહીને તમારાં મન ઉલટાવી નાંખચાં, તેઓને
૨૫ અમે એવી આગના આપી ન હતી. તે માટે અમે
એક ચીતે એકઠા થચા, તારે આપણા વાહાલા
બારણબા તથા પાઉલ, જે માણસોએ આપણા
પરભુ ઈશુ ખરીસતના નામને સારૂ પોતાના જીવ
૨૬ સોંપચા છે; તેઓની સાથે પસંદ કરેલાં માણ-
સોને તમારી પાસે મોકલીએ, એ અમને શારૂ
૨૭ લાગચું. માટે અમે યહુદાને તથા સીલાસને

મોકલયા છે, ને તેઓ મોહોડેથી પણ એમજ
કેહેશે. કેમકે પવીતર આતમાને તથા અમને શારૂ ૨૮
લાગયું કે એ અગતની વાતો વીના વધારે ભાર
તમારા પર નહીં મુકવો. એટલે કે મુરતીઓને ૨૯
અરપણ કરેલાંથી, તથા લોહીથી, તથા ગુંગલાદને
મરેલાંથી, તથા વીભીચારથી, તમારે આઘા રેહેવું,
એથી જો તમે પોતાને સંભાલી રાખશો તો શારૂં
કરશો, કુશલતા થાઓ.

પછી તેઓ વીદાયગરી પામીને અંતયોખમાં ૩૦
આવયા, ને મંડલીને એકઠી કરીને પતર આપયું. ને ૩૧
તેઓએ તે વાંચીને તેના સુબોધથી આનંદ કીધો.
ને યહુદા તથા સીલાસ પોતે પણ ભવીશવાદીઓ ૩૨
છતાં ઘણી વાતોથી ભાઇઓને ઉપદેશ કીધો, ને
તેઓનાં મન સથીર કીધાં. ને તેઓ કેટલાએક ૩૩
દીવસ રહયા પછી પરેરીતોની પાસે પાછા જવા
સારૂ ભાઇઓથી કુશલતાએ વીદાયગરી પામયા.
સીલાસને તો તાંહાં રેહેવું શારૂ લાગયું. ને પાઉલ ૩૪/૩૫
તથા બારણબા પણ અંતયોખમાં રહયા, ને
બીજા ઘણાઓ સુધાં પરભુની વાતનો ઉપદેશ
તથા સુવારતા પરગટ કરતા હતા.

અને કેટલાએક દીવસ પછી પાઉલે બારણ- ૩૬
બાને કહયું કે, ચાલ, જે હરેક શેહેરમાં આપણે પર-
ભુની વાત પરગટ કીધી તેમાંના આપણા ભાઇ-

ઓને મલીને જોઈએ કે તેઓના શા સમાચાર છે.
૩૭ તારે યોહાન જેની અટક મારક તેને સાથે લેવાનું
૩૮ બારણબાએ ઠેરવયું. પણ પાઉલે એમ ધારયું કે
જે આપણને પામ્ફુલયામાં મુકીને ગયો, ને
આપણી સાથે કામને સારૂ આવયો ન હતો, તેને
૩૯ સાથે તેડી જવો જોગ નથી. તારે એવો ટંટો
થયો કે તેઓ એક બીજાથી જુદા થયા, ને બાર-
ણબા મારકને લઇને વાહાણે કુપરસમાં ગયો.
૪૦ પણ પાઉલ સીલાસને પસંદ કરીને ભાઈઓથી
૪૧ દેવની કીરપામાં સોંપયા પછી નીકલયો. ને તે
સુરયામાં તથા કીલકીમાં મંડલીઓને દરઢ કરતો
ફરયો.

૧૬ પછી દેરબે તથા લુસતરામાં તે આવયો, તારે
જુઓ, તીમોથીઅસ નામે એક શીશ તાંહાં હતો,
તે એક વીશવાસી યહુદેણનો દીકરો હતો, ને તેનો
૨ બાપ હેલેની હતો. લુસતરા તથા ઇકોનીમાંના
૩ ભાઈઓમાં તે માન પામેલો હતો. તેને પાઉલે
પોતાની સાથે લઈ જવા ચાહયો, ને તે પરાંતોમાં-
ના યહુદીઓને લીધે તેને લઇને તેની સુંનત કીધી,
કેમકે સરવ જાણતા હતા કે તેનો બાપ હેલેની
૪ હતો. ને તેઓએ શેહેરોમાં ફરતાં જે નીયમો
યરૂશાલેમના પરેરીતોએ તથા વરધોએ ઠરાવયા
૫ હતા તે તેઓને પાલવાને આપયા. ને એ રીતે

મંડલીઓ વીશવાસમાં દરૢ કરાઈ, ને નીત સંખ-
યામાં વધતી ગઈ.
અને ફરૂજીઆના તથા ગાલાતીના પરાંતોમાં ૬
ફરયા પછી આશીઆમાં વાત પરગટ કરવા સારૂ
પવીતર આતમાથી તેઓ રોકાયા. તારે મુસયામાં ૭
આવીને તેઓએ બીથુનયામાં જવાનું કીધું, પણ
આતમાએ તેઓને જવા દીધા નહીં. માટે તેઓ ૮
મુસયા મુકીને તરોઆસમાં આવયા. અને રાતરે ૯
પાઊલે દરશનમાં દીઠું કે માકેદાનયાના એક જણે
ઉભા રહીને તેની વીનંતી કરતાં કહયું કે, માકેદાન-
યામાં આવીને અમારી સાહે કરે. ને દરશન દીઠા ૧૦
પછી તેઓને સુવારતા પરગટ કરવા સારૂ પરભુએ
અમને બોલાવયા છે, એમ નીશયે સમજીને અમે
તરત માકેદાનયામાં જવાનું કરયું. એ સારૂ અમે ૧૧
તરોઆસથી હંકારીને પાધરે રસતે સામોથરાકીમાં
આવયા, ને બીજે દીવસે નેઆપોલીસમાં પોહોં-
ચયા. અને તાંહાંથી ફીલીપીમાં ગયા, જે માકે- ૧૨
દોનયાના તે પરાંતમાંનું મુખી શેહેર છે, તથા નવું
વસેલું,ને તે શેહેરમાં અમે કેટલાએક દીવસ રહયા.
અને વીશરામવારે અમે શેહેર બાહાર નદીને કાંઠે ૧૩
જાંહાં ઘણું કરીને પરાથના થતી હતી તાંહાં ગયા,
ને જે બાયડીઓ એકઠી થઈ હતી તેઓને બેસીને
વાતો કહી. અને થુઆતીરા શેહેરની દેવને ભજનારી ૧૪

લુદીઆ નામે એક બાયડી જાંબુઆં વસતર વેચ-
નારીએ શાંભલયું, તેનું અંતસકરણ પરભુએ ઉઘા-
ડયું કે પાઉલથી કેહેવાએલી વાતો તે ધયાનમાં
૧૫ લાવી. ને તેનું તથા તેના ઘરનાનું બાપતીસમા
થયા પછી તેણીએ વીનંતી કરતાં કહયું કે, હું પરભુ
પર વીશવાંસ કરનારી છું, એમ જો તમે જાણોછો,
તો મારા ઘરમાં આવીને રેહો, ને તેણીએ અમને
ઘણો આગરહ કીધો.
૧૬ અને અમે પરારથના કરવા જતા હતા,તારે એમ
થયું કે, એક જુવાન બાયડી અમને મલી, જેમાં
ભુતાતમા હતો, તેણીએ માંતરીકપણાથી પોતાના
ધણીઓને ઘણો લાભ મેલવી આપયો હતો.
૧૭ તેણીએ પાઉલની તથા અમારી પાછલ આવીને
બુમ પાડતાં કહયું કે, આ માણસો પરાતપર દેવના
સેવકો છે, એઓ તારણનો મારગ આપણને દેખા-
૧૮ ડેછે. તેણીએ ઘણા દીવસ એમ કીધું, તારે
પાઉલે કલેશી થઇને પાછા ફરીને આતમાને કહયું કે,
ઇશુ ખરીસતના નામથી હું તને આગના કરૂંછું કે તું
૧૯ તેમાંથી નીકલ, ને તેજ વેલાએ તે નીકલયો. તારે
તેના ધણીઓએ પોતાના લાભની આશા જતી
રહી, એ જોઇને પાઉલ તથા સીલાસને પકડયા,
ને ચહુટામાં અધીકારીઓની ગમ ખેંચી લાવયા.
૨૦ અને તેઓને સરદારોની આગલ લાવીને કહયું કે,

આ માણસો યહુદી છતાં આપણા શેહેરને બહુ
ગભરાવેછે. ને આપણ રૂમીઓને જે રીતો માનવી ૨૧
અથવા પાલવી ઉચીત નથી, તે તેઓ શીખવેછે.
તારે લોકો એકદમ તેઓને ઉલટા થયા, ને સરદા- ૨૨
રોએ તેઓનાં લુગડાં ફાડીનાંખીને તેઓને ફટકા
મારવાની આગના આપી. ને ઘણાએક ફટકા ૨૩
મારયા, પછી તેઓને બંધીખાનામાં નાંખયા,
ને બંધીખાનાના દરોગાને તેઓને ચોકશાઈથી
રાખવા સારૂ આગના કીધી. તેણે એવી આગના ૨૪
પામીને તેઓને માંહેના બંધીખાનામાં ઘાલયા,
ને તેઓના પગ હેડમાં ઠોકયા. અને મધરાતરે ૨૫
પાઊલે તથા સીલાસે પરારથના કરીને દેવનાં
સતોતર ગાયાં, ને બંધીવાનોએ તેઓનું શાંભલયું.
તારે એકાએક એવો મોહોટો ધરતીકંપારો થયો કે, ૨૬
બંધીખાનાના પાયા હાલયા ને સંધાં બારણાં
તરત ઉઘડી ગયાં, ને સરવનાં બંધનો છુટી ગયાં.
અને બંધીખાનાનો દરોગો ઊંઘમાંથી ઉઠયો, ને ૨૭
બંધીખાનાનાં બારણાં ઉઘડેલાં જોઇને બંધીવાનો
નાહાઠા હશે, એમ ધારીને તેણે તલવાર કાડીને
આપઘાત કરવાનું કીધું. પણ પાઊલે મોહોટો ઘાંટો ૨૮
પાડીને કહયું કે, અમે સહુ હીઆં છઈએ, માટે તું
પોતાને કંઈ ભુંડું ન કરનો. તારે તે દીવો માગીને ૨૯
માંહે કુદતો આવયો, ને ધ્રુજતો ધ્રુજતો પાઊલની

30 તથા સીલાસની આંગલ પડયો. અને તેઓને
બાહાર લાવીને તેણે કહયું કે, ઓ સાહેબો, તારણ
31 પામવા સારૂ મારે શું કરવું જોઈએ? તારે તેઓએ
કહયું કે, પરભુ ઈશુ ખરીસત પર વીશવાસ કર,
32 એટલે પોતાના ઘરનાં સુધાં તું તારણ પામશે. તારે
તેઓએ તેને તથા જે તેના ઘરમાં હતાં તે સઘલાંને
33 પરભુની વાત કહી. પછી રાતરે તેજ ઘડીએ તેણે
તેઓને લઈને તેઓના ઘા ધોયા, ને તરત તેણે
34 તથા તેનાં સઘલાંએ બાપતીસમા લીધું. ને તેણે
તેઓને પોતાને ઘેર લાવીને ભાણું પીરસયું, ને પો-
તાના ઘરનાં સહુ સુધાં દેવ પર વીશવાસ કરીને
આનંદ કીધો.
35 અને દીવસ ઉગયા પર અધીકારીઓએ ચોબદા-
રોને મોકલીને કેહેવડાયવું કે, તે માણસોને છોડ.
36 પછી બંધીખાનાના દરોગાએ પાઉલને એ વાતો કહી
કે, અધીકારીઓએ તમને છોડાવવાને મોકલયા છે,
માટે હવે તમે નીકલીને કુશલતાથી ચાલયા જાઓ.
37 પણ પાઉલે તેઓને કહયું કે, અમારો અપરાધ
ઠરાવયા વગર અમ રૂમીઓને પરગટ રીતે મારીને
બંધીખાનામાં નાંખયા છે, ને હવે શું તેઓ અમને
છાની રીતે બાહાર કાહાડી મુકશે? ના, એમ નહીં
થશે, પણ તેઓ પોતે આવીને અમને બાહાર કાહાડે.
38 તારે ચોબદારોએ અધીકારીઓને એ વાતો કહી, ને

તેઓ રૂમી છે, એ શાંભળીને તેઓ બીધા. પછી ૩૯
તેઓએ આવીને તેઓને સમજાવચા, ને બાહાર
લાવીને શેહેરમાંથી જવા સારૂ વીનંતી કીધી. ને ૪૦
તેઓ બંધીખાનામાંથી નીકલીને લુદીઆને તાંહાં
આવચા, ને ભાઈઓને જોઈને તેઓને બોધ કરચા
પછી તેઓ નીકલચા.

અને તેઓ આમફીપોલીસ તથા આપલો-૧૭
નીમાં થઇને થેસાલોનીકામાં આવચા, તાંહાં યહુ-
દીઓની સભા હતી. તેમાં પાઉલ પોતાની રીત ૨
પરમાણે તેઓની પાસે ગયો, ને તરણ વીશરામ-
વાર તેણે ધરમલેખથી તેઓની સાથે વાદ કરીને
ઉઘાડું કીધું, ને પરમાણો આપચાં કે ખરીસતે ૩
સેહેવું, તથા મરીગએલાઓમાંથી પાછા ઉઠવું
જોઈતું હતું, ને જે ઇશુને હું પરગટ કરૂંછું તેજ ખરી-
સત છે. તારે તેઓમાંના કેટલાએકે, તથા ધારમીક ૪
હેલેનીઓમાંના ઘણા લોકે, તથા આબરૂવંતી ઘણી
બાયડીઓએ વીશવાસ કીધો, ને પાઉલ તથા
સીલાસની ગમ થયા. પણ અવીશવાસી યહુદી- ૫
ઓએ અદેખાઈ આણીને હલકા લુચા લોકોને સાથે
લીધા, ને ભીડ મેલવીને આખા શેહેરને ખલભલા-
વચું, ને યાસનના ઘર પર ચહડી આવીને તેઓને
લોકો પાસે બાહાર કાહાડવાનું કીધું. પણ તેઓ ૬
એઓને જડચા નહીં તારે યાસનને તથા કેટલા-

એક ભાઈઓને શેહેરના અધીકારીઓ પાસે ઘશડીને
બુમ પાડી કે, જેઓએ જગત ઉથલ પાથલ કીધું છે,
૭ તેઓ હીઆં પણ આવચા છે. તેઓનો ચાસને
અંગીકાર કીધો છે, ને તેઓ સઘલા કાઈસારની આગ-
નાથી અવલું કરતાં કેહેછે કે, બીજો એક રાજા ઇશુ
૮ છે. એમ તેઓએ લોકોને તથા શેહેરના અધીકા-
૯ રીઓને શંભલાવીને ગભરાવચા. તારે તેઓએ
ચાસન તથા બીજાઓ પાસેથી જામીન લઈને
મુકી દીધા.
૧૦ પછી ભાઈઓએ રાતરે પાઉલ તથા સીલાસને
તરત બેરીઆમાં મોકલી દીધા, તેઓ તાંહાં પોહોં-
૧૧ ચીને ચહુદીઓની સભામાં ગચા. ને થેસાલોનીકેના
કરતાં એઓ વધારે કુલીન હતા, કેમકે એઓએ
મનના પુરા આવેશથી વાત અંગીકાર કીધી, ને વાતો
એમજ છે કે નહીં, એ વીશે નીત ધરમલેખો તપાસતા
૧૨ હતા. એ સારૂ તેઓમાંના ઘણાઓએ વીશવાસ
કીધો, ને આબરૂવંતી હેલેની બાયડીઓ તથા પુરૂશો
૧૩ એઓમાંના પણ ઘણાએ વીશવાસ કીધો. પણ
જારે થેસાલોનીકેના ચહુદીઓએ જાણચું કે પાઉલ
દેવની વાત બેરીઆમાં પરગટ કરેછે તારે તાંહાં પણ
૧૪ આવીને તેઓએ લોકોને ઉશકેરચા. તારે ભાઈ-
ઓએ તરત પાઉલને જાણે કે સમુદર ભણી જતો
હોએ તેમ મોકલી દીધો, પણ સીલાસ તથા

તીમોથેઅસ તાંહાં રહયા. ને પાઉલને મારગ ૧૫
દેખાડનાર જે હતા તેઓ તેને આથેનાય સુધી લાવ-
યા, પછી સીલાસ તથા તીમોથેઅસ તેની પાસે
વેહેલા આવે, એવી આગના એમની પરતીએ
પામીને તેઓ ચાલયા ગયા.

અને પાઉલ આથેનાયમાં એમની વાટ જોતો ૧૬
હતો એટલામાં તે શેહેર ઘણું મુરતી પુજનારૂં છે, એ
જોઇને તેનો આતમા બલી ઉઠયો. તે માટે તેણે ૧૭
સભામાં યહુદીઓ તથા ધારમીકોની સાથે, ને
ચહુટામાં જેઓ તેને મલયા તેઓની સાથે નીત
વાદ કીધો. તારે એપીકુરી તથા સતોઈકી પંડીતોમાંના ૧૮
કેટલાએક તેની સાથે વીવાદ કીધો, ને કેટલાએકે કહયું
કે, આ બડબડીઓ શું કેહેવા ચાહે? ને બીજાઓએ
કહયું કે, પારકા દેવોનો પરગટ કરનાર એ દેખાએછે,
કેમકે તેણે તેઓને ઈશુની તથા પુનરૂતથાન વીશેની
સુવારતા કહી હતી. અને તેઓ તેને લઈને આરેઓ- ૧૯
પાગસમાં લાવયા, ને કહયું કે, જે નવો ઉપદેશ તું
શીખવેછે તે અમે સમજી શકીએ કે નહીં? કેમકે ૨૦
અમારા કાનોમાં તું કેટલીએક નવતર વાતો નાંખેછે,
માટે એ શું હશે, તે અમે જાણવા ચાહીએછઈએ.
કેમકે સરવ અથેનાચીઓ તથા તાંહાં રેહેનારા પરદે- ૨૧
શીઓ કંઈ નવી વાત કહયા, અથવા શાંભલયા વીના
બીજા કશામાં પોતાનો વખત કાહાડતા ન હતા.

૨૨ તારે પાઉલે અરેઓપાગસની વચે ઉભા રહીને
કહયું કે, અથેનાચી માણસો, હું જોઉંછું કે તમે
૨૩ વીશેશે કરીને દેવતાઓના ભગત છો. કેમકે જતાં
જતાં હું તમારા પુજનીકોને જોતો હતો, તારે એક
વેદી દીઠી જે પર એમ લખયું છે કે, અણજાણીતા
દેવને અરથે; માટે જેને તમે જાણયા વીના
૨૪ ભજોછો તેને હું તમને પરગટ કરૂંછું. જે દેવે જગત
તથા તેમાંના સઘલા ઉતપંન કીધા, તે આકાશ
તથા પરથવીનો પરભુ છતાં, હાથે બાંધેલાં મંદીરોમાં
૨૫ રેહેતો નથી. અને જાણે તેને કંઈ ઓછું છે,
માટે માણસોના હાથોની સેવા તેને જોઈએ એમ
નહીં. કેમકે જીવન તથા શવાસોશવાસ તથા સરવ
૨૬ વસતુ સરવને તે પોતે આપેછે. અને તેણે માણ-
સોના સંધા વંશોને આખી પરથવીની પીઠ પર
રેહેવાને એક લોહીથી ઉતપંન કીધા, ને તેણે
તેઓના નીમેલા સમય તથા તેઓના વાસાની
૨૭ સીમો ઠેરવી. એ માટે કે તેઓ પરભુને શોધે કે
કદાપી તેઓ તેને ટંટોલીને પામે, તો પણ આપણા-
૨૮ માંના કોઇથી તે વેગલો નથી. કેમકે આપણે તેનાથી
જીવીએછઈએ, ને હાલીએછઈએ, ને હોઈએ છઇએ,
જેમ તમારા કવીઓમાંના કેટલાએકે કહયું કે,
૨૯ આપણે તેનો વંશ છઈએ. એ માટે આપણે દેવનો
વંશ છતાં માણસોની ચતુરાઇથી તથા જુગતીથી

કોરેલા સુંના કે રૂપા કે પથરના સરખું દેવપણું છે
એવો વીચાર કરવો નહીં. એ અણજાણપણાના ૩૦
સમયો પર દેવે દીઠું અણદીઠું કીધું ખરૂં, પણ હવે
સરવ જગામાં સઘલાં માણસોને પસતાવો
કરવાને તે આગના કરેછે. કેમકે તેણે એક દીવસ ૩૧
ઠરાવયો છે જેમાં પોતાના ઠરાવેલા માણસ વડે
જગતનો નયાય નયાયીપણાએ તે કરશે, જે વીશે
તેણે તેને મરીગએલાઓમાંથી પાછો ઉઠા-
ડવાથી સરવને પરમાણ આપયું છે. અને તેઓએ ૩૨
મરીગએલાઓના પુનરૂતથાન વીશે શાંભલયું, તારે
કેટલાએક મશકરી કીધી, ને બીજાઓએ કહયું કે,
અમે એ સંબંધી ફરી તારૂં શાંભલીશે. અને પાઉલ ૩૩
તેઓમાંથી એમ નીકલી ગયો. પણ કેટલાંએક ૩૪
માણસોએ તેની ગમ થઇને બીશવાસ કીધો, તેઓમાં
દીઓનુશીઅશ અરેઓપાગસી, ને દામરીસ નામે
એક બાયડી તથા બીજાં તેઓની સાથે હતાં.

એ પછી પાઉલ આથેનાયથી નીકલીને કરીંથ-૧૮
માં આવયો. અને પંતસમાં જનમેલા આકુલા ૨
નામે એક યહુદીને દીઠો, જે પોતાની વહુ પરીસકીલા
સુધાં ઈતાલીથી તરતનો આવેલો હતો (કેમકે બધા
યહુદીઓને રૂમમાંથી નીકલવાની કલાદીઅસે આ-
ગના કરી હતી,) ને તેઓની પાસે તે ગયો. ને ૩
તેઓના સરખો ધંધો કરનાર હતો, માટે તેઓની

સાથે કામ કરતો રહયો, કેમકે તંબુ બનાવવાનો
૪ ધંધો તેઓ કરતા હતા. અને તેણે હરેક વીશરામ-
વારે સભામાં વીવાદ કીધો, ને યહુદીઓને તથા
૫ હેલેનીઓને સમજાવયું. ને સીલાસ તથા તીમો-
થેઅસ માકેદોનીથી આવયા, તારે પાઉલનું મન
ઉભરાઈ આવયું, ને તેણે યહુદીઓને સાહેદી આપી
૬ કે, ઇશુ તેજ ખરીસત છે. તેઓ અટકાવતા, તથા
દુરભાશણ કરતા હતા તારે તેણે પોતાનાં લુગડાં
ખંખેરીને તેઓને કહયું કે, તમારા લોહીનો દોશ
તમારે માથે છે, હું તો નીરદોશી છું, હવેથી હું વીદેશીઓ
૭ પાસે જઇશ. પછી તે તાંહાંથી જઈને જસતસ નામે
એક જણ દેવનો ભગત હતો તેને ઘેર ગયો, તેનું ઘર
૮ સભાસથાનની જોડે હતું. અને સભાના આગેવાન
કરીસપસે પોતાના આખા ઘરનાં સુધાં પરભુ પર
વીશવાસ કીધો, ને ઘણા કરીંથીઓએ પણ શાંભ-
ળીને વીશવાસ કીધો, ને બાપતીસમા પામયા.
૯ અને પરભુએ રાતરે પાઉલને દરશનમાં કહયું કે,
૧૦ તું બીહીતો મા, પણ બોલજે, છાનો ન રેહતો. કેમકે
હું તારી સાથે છું, ને તને દુખ દેવા સારૂ કોઈ તારા
પર આવી પડશે નહીં, કારણ કે આ શેહેરમાં મારા
૧૧ ઘણા લોક છે. તારે તે તેઓને દેવની વાતનો ઉપ-
દેશ કરતાં દોહોડ વરશ લાગી તેઓમાં રહયો.
૧૨ અને ગાલીઓ આખાઈનો અધીકારી હતો, ને

યહુદીઓ એકચીતે પાઉલ પર તુટીપડયા. ને તેને
નયાયાસન આગલ લાવીને કહયું કે, દેવનું ભજન ૧૩
નીયમશાસતરથી ઉલટું કરવાનું લોકોને એ સમ-
જાવેછે. અને પાઉલ બોલવા જતો હતો, એટ- ૧૪
લામાં ગાલીઆએ યહુદીઓને કહયું કે, ઓ યહુ-
દીઓ, જો કાંઈ અનયાય, અથવા દુરાચરણ હોત,
તો તમારૂં સહન કરવું એ મારે જોગ થાત; પણ ૧૫
જો વાત, અથવા નામો, અથવા તમારાં શાસત્ર
વીશે એ વીવાદ હોએ તો તમે પોતે જોઈલો, કેમકે
એવી વાતનો નયાય ઠરાવવા હું ઇછતો નથી. ને ૧૬
તેણે તેઓને નયાયાસન આગલથી કાહાડી મુકયા.
તારે સરવ હેલેનીઓએ સભાના આગેવાન શોસ- ૧૭
થેનેસને પકડીને નયાયાસન આગલ મારયો, પણ
ગાલીઆએ તે વીશે કંઈ ધયાનમાં આણયું નહીં.
અને તાંહાં ઘણા દીવસ રહયા પછી પાઉલ ૧૮
ભાઈઓથી વીદાયગરી લઈને વાહાણે સુરયામાં
ગયો, ને પરીસકીલા તથા આકુલા તેની સાથે
ગયાં, ને કંખરીઆમાં તેણે માથું મુડાવયું, કેમકે
માનતા લીધી હતી. અને તે એફેસસમાં પોહોં- ૧૯
ચયો તારે તેણે તેઓને તાંહાં મુકયાં, ને પોતે
સભામાં જઈને યહુદીઓની સાથે વીવાદ કીધો.
અને તેઓની સાથે ઘણી વાર રેહેવા સારૂ તેઓએ ૨૦
તેની વીનંતી કીધી, પણ તેણે માનયું નહીં. પણ ૨૧

એ કહીને તેઓથી વીદાયગરી લીધી કે, હરેક પર-
કારે આવતું પરવ મારે યરૂશાલેમમાં પાલવું જોઈ-
એ, પણ દેવની ઈછા હશે તો હું ફરી તમારી પાસે
૨૨ પાછો આવીશ, ને તે એફેસસથી નીકલાયો. ને કાઈ-
સારીમાં પોહોંચયો તારે જઈને મંડલીને ખેમ કહયું,
૨૩ પછી તે અંતયોખમાં ગયો. અને તાંહાં થોડી વાર
રહયા પછી તે નીકલયો, ને સરવ શીશોને દરઢ કરતો
ગાલાતીના તથા ફરૂજયાના પરાંતોમાં અનુકરમે
ફરયો.
૨૪ અને વકતા તથા ધરમલેખોમાં પરવીણ એવો
એક યહુદી આલેકશાંદરીયાનો વતની આપોલસ
૨૫ નામે એફેસસમાં આવયો. એ માણસ પરભુના
મારગ શીખેલો હતો, ને આતમામાં આતુર છતાં
તેણે પરભુ વીશેની વાતોનો ઉપદેશ ચોકશાઈથી
કીધો, પણ એકલું યોહાનનું બાપતીસમા જાણતો
૨૬ હતો; અને તે નીરભયથી સભામાં બોલવા લાગ-
યો, ને આકુલાએ તથા પરીસકીલાએ તેનું સાંભ-
લીને તેને તેડી લીધો, ને દેવનો મારગ બહુ વીસ-
૨૭ તારથી તેને શીખવયો. ને તે આખાયામાં જવા-
ને ઈછતો હતો, તારે ભાઈઓએ વીનંતી કરતાં શીશો
પર લખી મોકલયું કે તેઓ તેનો આવકાર કરે, ને
તે તાંહાં આવયો તારે જેઓએ અનુગરહથી વીશ-
વાસ કીધો હતો, તેઓની તેણે ઘણી સાહે કીધી.

કેમકે ધરમલેખોથી બતાવીને એણે પરગટમાં યહુ- ૨૮
દીઓની શારી પઠે પતીજ કીધી કે, ઈશુ તેજ
ખરીસત છે.

અને એમ થયું કે આપોલસ કરીંથમાં હતો, ૧૯
તારે પાઉલ ઉપલા પરાંતોમાં ફરીને એફેસસમાં
આવયો, ને કેટલાએક શીશોને જોઈને તેઓને
કહયું કે, તમે વીશવાસ કીધો તારથી શું પવીતર
આતમા પામયા છો? ને તેઓએ તેને કહયું કે, ૨
પવીતર આતમા છે કે નહીં, એ તો અમે શાંભલયું
પણ નથી. ને તેણે તેઓને કહયું કે, તમે શાને ૩
બાપતીસમી થયા? ને તેઓએ કહયું કે, યોહાન-
ના બાપતીસમાએ. તારે પાઉલે કહયું કે, યોહા- ૪
ને પશચાતાપનું બાપતીસમા કીધું ખરૂં, ને લોકો-
ને કહયું કે, મારી પાછલ જે આવેછે તેના પર એ-
ટલે ખરીસત ઈશુ પર વીશવાસ કરજો. તેઓએ ૫
એ શાંભલીને પરભુ ઈશુના નામથી બાપતીસમા
લીધું. અને પાઉલે તેઓ પર હાથ મુકયા પછી ૬
પવીતર આતમા તેઓ પર આવયો, ને તેઓ
બીજી બોલીઓમાં બોલયા, તથા ભવીશ કહયાં.
તેઓ સહુ મલીને બારેક પુરૂશ હતા. પછી ૭
તેણે સભામાં જઇને નીરભયથી ઉઘાડી રીતે વાત
કહી, ને તરણ મહીના સુધી વીવાદ કરીને દેવના
રાજની વાતો સમજાવી. પણ કેટલાએક જડ ૮

થઇને, તથા વીશવાસ ન કરીને, લોકોની આગલ
એ મારગનું ભુંડું બોલચા, તારે તેણે તેઓની
પાસેથી જઇને શીશોને જુદા કીધા, ને તુરાનસ
૧૦ નામે એકની નીશાલમાં નીત વીબાદ કીધો. અને
વરશ બે સુધી એમ થચા કીધું, તેથી આસીઆમાં
રેહેનાર સરવ ચહુદીઓએ, તથા હેલેનીઓએ પણ
૧૧ પરભુ ઈશુની વાત શાંભલી. અને દેવે પાઉલના
૧૨ હાથોથી અસાધારણ ચમતકારો એવા કીધા કે, તેના
શરીર ઉપરથી રૂમાલો તથા લુંગીઓ કાહાડીને
માંદાઓની પાસે લાવચા, ને રોગ તેઓથી દુર
થચા, ને અશુધ આતમા તેઓમાંથી નીકલચા.
૧૩ તારે ભુત કાહાડનારા ભટકતા ચહુદીઓમાંના
કેટલાએકે અશુધ આતમાવલગેલાઓ ઉપર ઈશુનું
નામ લેવાનું માંડીને કહચું કે, જે ઈશુને પાઉલ
પરગટ કરેછે, તેની દવાહી અમે તમને દઈએછઈએ.
૧૪ અને સકેવા નામે એક ચહુદો મુખી ચાજકના સાત
૧૫ દીકરા હતા, તેઓએ એમ કીધું. પણ અશુધ
આતમાએ ઉતર દેતાં કહચું કે, ઈશુને હું જાણુંછું,
૧૬ ને પાઉલને હું ઓલખુંછું, પણ તમે કોણ છો? ને
જે માણસમાં અશુધ આતમા હતો તે તેઓ પર
કુદી આવચો, ને તેઓને સવાધીન કીધા, ને તેઓ
પર એવો તો જય પામચો કે તેઓ તે ઘરમાંથી
૧૭ નાગા તથા ઘાએલ થઇને નાહાઠા. અને એકે-

સસમાં જે યહુદીઓ તથા હેલેનીઓ રેહેતા હતા
તે તેઓ સરવને માલુમ થયું, ને તે સરવને ભય
લાગયું, ને પરભુ ઇશુનું નામ મહીમાવાન થયું.
અને વીશવાસીઓમાંના ઘણાએ આવીને પોતાનાં ૧૮
કરમ કબુલ કીધાં, ને કહી દેખાડયાં. ને પાખંડ ૧૯
કરનારાઓમાંના ઘણાએ પોતાની પોથીઓ એકઠી
કરીને સરવની આગલ બાલી નાંખી, ને તેઓનું
મુલ ગણી જોયું, તારે પચાશ હજાર રૂપીયાનું
થયું. એ રીતે પરભુની વાત પરાકરમથી વધી ને ૨૦
પરબલ થઈ.

અને એ થયા પછી પાઉલે માકેદોનીઆ તથા ૨૧
આખાયામાં થઈને યરૂશાલેમમાં જવાનું આત-
મામાં ઠરાવીને કહુયું કે, મારા તાંહાં ગયા પછી રૂમ
પણ મારે જોવું જોઈએ. ને તેણે પોતાની સેવા ૨૨
કરનારાઓમાંના બેને એટલે તીમોથેઅસ તથા
એરાસતસને માકેદોનીઆમાં મોકલયા, ને પોતે
કેટલાએક દીવસ આસીઆમાં રહયો. ને તે સમયે ૨૩
એ મારગ વીશે ઘણી ગડબડ થઈ. કેમકે દેમેતરીઅસ ૨૪
નામે એક શોની જે આરતીમસની રૂપાની મુરતી-
ઓ બનાવયાથી કારીગરોને ઘણું રલાવતો હતો;
તેણે તેઓને તથા એવાં કામ કરનાર બીજાઓને ૨૫
એકઠા કરીને કહયું કે, માણસો, તમે જાણોછો કે
એ કમાઈથી આપણી સફલતા થાએછે. અને તમે ૨૬

જાુઓછો, ને શાંભલોછો, કે એકલા એફેસસમાં
નહીં, પણ આસરે આખા આસીઆમાં, એ પાઉલે
બહુ લોકોને એવું કહી સમજાવીને ફેરવી નાંખયા
૨૭ કે, જે હાથથી બનાવેલા છે તે દેવો નથી. અને તેથી
આપણા એ ધંધાનું અપમાન થાએ એવું ભય
છે એકલું એમ નહીં, પણ આરતીમસ મહાદેવી
જેને આખો આસીઆ તથા જગત પુજેછે, તેનું
મંદીર તુછ ગણાવવાનું ને તેનો મહીમા નાશ થવાનો
૨૮ છે. ને તેઓ એ શાંભલીને કરોધે ભરાયા, ને બુમ
પાડતાં કહયું કે, એફેસસીઓની આરતીમસ મોહોટી
૨૯ છે. ને આખું શેહેર ગડબડાટથી ભરાઈ ગયું, તારે
તેઓ માકેદોનીઆના ગાયસને તથા આરીસતાર-
ખસને, જેઓ મુસાફરીમાં પાઉલના સાથી હતા, તે-
ઓને પકડીને તમાશાની જગાએ એકદમ દોડી ગયા.
૩૦ તારે પાઉલે લોકોમાં પેસવા ચાહયું, પણ શીશોએ
૩૧ તેને જવા દીધો નહીં. ને આસીઆના મુખી લોકો-
માંથી કેટલાએક તેના મીતર હતા, તેઓએ તેને
કેહેવાડી મોકલયું કે, તમાશાની જગાએ તમારે
૩૨ પોતાને સોંપવો નહીં. તારે કેટલાએકે કંઈ બુમ
પાડી, ને કેટલાએકે કંઈ બીજી બુમ પાડી, કેમકે
લોકો ગભરાએલા હતા, ને પોતે શા માટે એકઠા
થયા, એ તેઓમાંના ઘણાઓએ જાણયું પણ
૩૩ નહીં. ને તેઓએ આલેકશાંદરને ભીડમાંથી આગળ

હડશેલચો, ને યહુદીઓ તેને આગલ કરતા હતા
તારે આલેકશાંદર હાથે ઈસારો કરીને લોકોની
આગલ પરતીઉતર આપવા ચાહાતો હતો. પણ તે ૩૪
યહુદી છે, એ તેઓએ જાણયું, તારે તેઓ સરવે
પાંચેક ઘડી સુધી એક ઘાંટે બુમ પાડી કે, એફેસ-
સીઓની આરતીમસ મોહોટી છે. તારે મેતાએ ૩૫
લોકોને શાંત કરીને કહયું કે, ઓ એફેસસી લોકો,
કહયું માણસ નથી જાણતું કે એફેસસીઓનું શેહેર
આરતીમસ મહાદેવી તથા આકાશથી પડેલી દીઓ-
પેતસનું પુજનારૂં છે? એ વાતોનું ઉલટું કોઈથી કેહે- ૩૬
વાતું નથી, માટે તમારે શાંત રેહેવું જોઈએ, ને
ઉતાવલા થઈને કંઈ કરવું નહીં. કેમકે તમે આ ૩૭
માણસોને હીઆં લાવચા છો, કે જેઓ મંદીરોના
લુટનારા નથી, ને તમારા દેવની નીંદા કરનારા પણ
નથી. એ સારૂ જો દમેતરીઅસને તથા તેની સાથેના ૩૮
કારીગરોને કોઈના પર કાંઈ દાવો હોએ તો નયાચ-
સભા બેસેછે, ને અધીકારીઓ પણ છે, માટે તેઓ
વાદ પરતીવાદ કરે. પણ જો કંઈ બીજી બાબતો ૩૯
વીશે પુછવું હોએ, તો ધટમાન મંડલીમાં તે ઠરા-
વાશે. કેમકે આ ભીડ થવાનું કારણ કહી શકીએ ૪૦
એવું કંઈ નીમીત ન છતાં આજના હુંગામા વીશે
આપણા ઉપર ફરીઆદ થાએ એવું ભય છે; ને ૪૧
તેણે એ વાતો કહીને મંડલીને વીદાય કીધી.

૨૦ અને હુંગામો થઈ ચુકયા પછી પાઉલે શીશોને
બોલાવયા, ને તેઓને ભેટીને માકેદોનયામાં જવા
૨ સારૂ તે નીકલયો. અને તે પરાંતોમાં ફરયા પછી,
તથા તાંહુંનાઓને ઘણી વાતોથી બોધ કરયા પછી,
૩ તે હેલાસમાં આવયો. અને તાંહાં તરણ મહીના
રહયો, પછી સુરયામાં જવા પર તે હતો, તારે યહુ-
દીઓ તેને સારૂ સંતાઈ રહયા, માટે તેણે માકેદોની-
૪ આમાં થઈને પાછા જવાનું ઠેરવયું. તારે બેરીઆનો
સોપાતર, તથા થેસાલોનીકેનો આરીસતારખસ,
ને સેકંદસ, તથા દેરબેનો ગાયસ, ને તીમોથેઅસ,
તથા આસીઆનો તુખીકસ, ને તરોફીમસ, તેની
૫ સાથે આશીઆ લગી ગયા. તેઓ આગલ જઈને
૬ તરોઆસમાં અમારી વાટ જોતા રહયા. અને
ખીરા વગરની રોટલીના દીવસ પછી અમે વાહાણે
ફીલીપીથી નીકલયા, ને પાંચ દીવસે તરોઆસમાં
તેઓની પાસે પોહોંચયા, ને સાત દીવસ તાંહાં
૭ રહયા. અને સપતાહને પેહેલે દીવસે શીશો રોટલી
ભાંજવાને એકઠા થયા, તારે પાઉલે તેઓને વાત
પરગટ કીધી, ને પોતે બીજે દીવસે નીકલવાનો
૮ હતો, માટે મધરાત સુધી વાત લાગુ રાખી. ને જે
મેડી પર તેઓ એકઠા થયા હતા તાંહાં ઘણા દીવા
૯ હતા. અને યુતુખસ નામે એક જુવાન બારીમાં
બેઠેલો પુર ઊંઘમાં હતો, ને પાઉલ ઘણી વાર લગી

વાતો પરગટ કરતો હુતો તેથી ઉંઘમાં લીન થઈને
તે તરીજા માલથી હેઠલ પડયો, ને તેને મુએલો
ઉઠાડયો. તારે પાઉલે ઉતરીને તેને વલગી પડીને ૧૦
કહ્યું કે, તેનો જીવ તેમાં છે, માટે ગભરાઓ માં.
અને પાછા ઉપર આવીને તેણે રોટલી ભાંગીને ૧૧
ખાધી, ને તેઓની સાથે ઘણી વાર એટલે પોહો
ફાટયા સુધી વાત કીધી, તાર પછી તે નીકલયો.
અને તેઓ તે જુવાનને જીવતો લાવયા, ને તેથી ૧૨
ઘણો આનંદ પામયા.

અને અમે આગલથી વાહાણ પર ચહડીને ૧૩
આસોસ ભણી હંકારી ગયા, તાંહાંથી પાઉલને વાહા-
ણમાં લેવાના હુતા, કેમકે તેણે એમ ઠરાવયું હુતું
કે હું પગવાટે તાંહાં સુધી જઈશ. અને આસોસમાં ૧૪
તે અમને મલયો, તારે અમે તેને લઈને મીતુલેનેમાં
આવયા. અને તાંહાંથી વાહાણે નીકલીને બીજે દી- ૧૫
વસે ખીઅસની સામા પોહોંચયા, ને બીજે દીવસે
સામોસમાં પોહોંચયા, ને તરોગુલયામાં રહયા,
પછી બીજે દીવસે અમે મીલેતસમાં આવયા. કેમકે ૧૬
આશીઆમાં વખત કાહાડવો ન પડે તે માટે પાઉલે
એફેસસ મુકીને હંકારી જવા ચાહયું, તેણે એવી
ઉતાવલ એ માટે કીધી કે જો બનીશકે તો પેનતે-
કોસતને દીવસે યરૂશાલેમમાં હોએ. પછી તેણે ૧૭
મીલેતસથી એફેસસમાં મોકલીને મંડલીના વર-

૧૮ ધોને બોલાવચા. અને તેઓ તેની પાસે આવચા,
તારે તેણે તેઓને કહચું કે, આશીઆમાં મારા
આવવાના પેહેલા દીવસથી હું તમારામાં શી રીતે
૧૯ ચાલતો હતો, એ તમે જાણોછો; કે પુરી નમરતાથી,
તથા બહુ આંશુઓથી, તથા જે સંતાપ ચહુદીઓ-
ની કુચુકતીથી મારા પર આવી પડચા તે સાહીને હું
૨૦ પરભુની સેવા કરતો હતો. અને જે ગુણકારી
તેમાંથી મેં કંઇ ગુપત નથી રાખચું, પણ પરગટ
રીતે તથા ઘરે ઘર તમને શીખવચું, ને ઉપદેશ
૨૧ કીધો; અને દેવની ગમ પસતાવો કરવો, તથા
આપણા પરભુ ઈશુ ખરીસત પર વીશવાસ રાખવો,
એવી સાહેદી મેં ચહુદીઓને તથા હેલેનીઓને
૨૨ આપી. અને હવે જુઓ, હું આતમાએ બાંધેલો
ચરૂશાલેમમાં જાઊંછું, તાંહાં મારા પર શું શું વીતશે,
૨૩ એ હું જાણતો નથી, પણ એટલુંજ કે, પવીતર
આતમા સાહેદી આપેછે કે હરેક શેહેરમાં બંધનો
૨૪ તથા સંકટો મારી વાટ જુએછે. પણ હું એવાઓને
કંઈ ગણતો નથી, મારો જીવ પણ વાહાલો જાણતો
નથી, એ માટે કે મારી દોડ એટલે દેવના અનુગરહની
સુવારતાની સાહેદી આપવાની જે સેવા પરભુ
૨૫ ઈશુથી હું પામચો તે આનંદથી હું પુરી કરૂં. અને
હવે જુઓ હું જાણુંછું કે તમે સરવ જેઓમાં હું
દેવનું રાજ પરગટ કરતો ફરચો છું, તે હવેથી મારૂં

મોહો ફરી નહીં દેખશો. તે સારૂ આજ હું તમને ૨૬
સાહેદ રાખુંછું કે સરવના લોહી વીશે હું નીરદોશી છું.
કેમકે દેવનો પુરો મનોરથ તમને જણાવયા વીના ૨૭
હું રહયો નથી. એ સારૂ તમે પોતા સંબંધી તથા ૨૮
જે ટોલાં ઉપર પવીતર આતમાએ તમને અધયકશો
ઠરાવયા તે સંબંધી સાવધાન રેહો, એ માટે કે
દેવની મંડલી જે તેણે પોતાના લોહીથી વેચાતી
લીધી તેનું તમે પાલન કરો. કેમકે એ હું જાણુંછું ૨૯
કે મારા ગયા પછી ટોલાં પર દયા નહીં કરશે એવા
કરૂર વરૂઓ તમારામાં પેસશે. અને તમારામાંના ૩૦
પણ કેટલાંએક માણસો ઉઠીને શીશોને પોતાની
પછવાડે ખેંચી લઈ જવા માટે વાંકી વાતો કેહેશે.
એ સારૂ તમે ચોકી કરો, ને સમરણ રાખો કે તરણ ૩૧
વરશ લગી રાત દીવસ આંશુઓ સુધાં દરએકને
બોધ કરવાનું મેં મુકયું નહીં. હવે ભાઈઓ, હું તમને ૩૨
દેવને તથા તેની દયાની વાત જે તમને દરઢ કરવા,
તથા સરવ પવીતર થએલાઓમાં તમને વતન
આપવાને સમરથ છે તેને સોંપુંછું. મેં કોઈના રૂપા ૩૩
પર કે સુંના પર કે લુગડાં પર લોભ કીધો નથી.
અને તમે પોતે જાણોછો કે મને તથા મારા સાથી- ૩૪
ઓને જે જોઇતું હતું તે આ હાથોએ પુરૂં કીધું છે.
મેં તમને સઘલું દેખાડયું છે કે તે પરમાણે ઉદયોગ ૩૫
કરીને નબલાઓની સાહે કરવી જોઇએ, ને પરભુ

ઈશુની વાતો યાદ રાખવી કે, પામવા કરતાં
૩૬ આપવામાં વધારે ધનચતા છે. અને એ વાતો
કહચા પછી તેણે પોતાના ઘુટણ ટેકવીને તે સરવની
૩૭ સાથે પરારથના કરી. અને સઘલા બહુ રડચા, ને
પાઉલની કોટે વલગીને તેઓએ તેને ચુંબન કીધું.
૩૮ અને તેઓ તેનું મોહો ફરી જોનાર નથી એ જે વાત
તેણે કહી તેથી તેઓ વધારે ઉદાસી થચા, ને તેઓ
તેને વાહાણ લગી વલાવવા ગચા.

૨૧ અને એમ થચું કે, અમે તેઓથી જુદા થચા
પછી હંકારીને પાધરે રસતે કોશમાં આવચા, ને
૨ બીજે દીવસે રોદસમાં, ને તાંહાંથી પાતારામાં; ને
ફીનીકેમાં જનાર એક વાહાણ મલચાથી અમે તેમાં
૩ બેસીને નીકલચા. પછી કુપરસને દેખીને, તથા તેને
ડાબી ગમ મુકીને અમે સુરચામાં ગચા, ને તુરમાં
ઉતરચા, કેમકે તાંહાં વાહાણનો માલ ઉતારવાનો
૪ હતો. ને અમને શીશો મલચા માટે સાત દીવસ
તાંહાં રહચા, તેઓએ આતમાથી પાઉલને કહચું કે,
૫ યરૂશાલેમ જવું નહીં. અને તે દીવસો પુરા કીધા પછી
અમે નીકલચા, તારે તેઓ સરવ બઈરાં છોકરાં સુધાં
શેહેર બાહાર અમને વલાવવા આવચા; ને અમે કાંઠા
૬ પર ઘુંટણ ટેકવીને પરારથના કરી. ને એક બીજાને
ભેટીને અમે વાહાણ પર ચહડચા, ને તેઓ પોત
૭ પોતાને ઘેર પાછાં ગચાં. પછી અમે તુરથી જલ-

મારગ પુરો કરીને તાલેમાઈસમાં ઉતરયા, ને
તાંહાં ભાઈઓને ભેટીને એક દીવસ તેઓની સાથે
રહયા. અને બીજે દીવસે અમે પાઉલના સાથી- ૮
ઓ નીકલીને કાઈસારીમાં આવયા, ને સુવારતીક
ફીલીપ જે સાતમાને હતો તેને ઘેર જઇને તેની
સાથે રહયા. અને તે માણસને ચાર કુંઆરી ૯
દીકરી હતી, ને તેઓ ભવીશવાદેણો હતી. ને અમે ૧૦
તાંહાં ઘણા દીવસ રહયા, તેટલામાં આગાબસ
નામે એક ભવીશવાદી યહુદાથી આવયો. તેણે ૧૧
અમારી પાસે આવીને પાઉલનો પટકો લીધો, ને
પોતાના હાથ પગ બાંધીને કહયું કે, પવીતર આ-
તમા એમ કેહેછે કે, જે માણસનો આ પટકો છે
તેને યરૂશાલેમમાં યહુદીઓ એ રીતે બાંધીને વીદે-
શીઓના હાથમાં સોંપશે. અમે એ શાંભલયું, ૧૨
તારે અમે તથા તાંહાંના લોકે પણ તે યરૂશાલેમમાં
ન જાએ એવી વીનંતી કરી. પણ પાઉલે ઉતર ૧૩
દીધું કે, તમે શું કરવા રડોછો, ને મારૂં મન દુખા-
વોછો, હું તો એકલા બંધાવવાને નહીં, પણ પરભુ
ઈશુના નામને સારૂ યરૂશાલેમમાં મરવાને પણ
સીધ છું. ને તેણે નહીં માનયું, તારે પરભુની ઇછા ૧૪
પરમાણે થાઓ, એમ કહીને અમે છાના રહયા.
ને તે દીવસો પછી અમે પોતાનો સામન લઈ યરૂ- ૧૫
શાલેમની ગમ ગયા. અને શીશોમાંના કેટલા- ૧૬

એક કાઈસારીથી અમારી સાથે નીકલયા, ને કુપરસ-
નો નાસોન નામે એક જાુનો શીશ જેને તાંહાં
૧૭ અમે ઉતરીએ તેને તેઓ સાથે તેડી લાવયા. અને
અમે યરૂશાલેમમાં પોહોંચયા તારે ભાઈઓએ
૧૮ આનંદથી અમારો અંગીકાર કીધો. અને બીજે
દીવસે પાઉલ અમારી સાથે યાકુબને તાંહાં ગયો,
૧૯ ને સઘલા વરધો હાજર હતા. ને તેણે તેઓને
ભેટીને દેવે તેની સેવા વડે વીદેશીઓમાં જે કરાવયું
૨૦ તે વીગતવાર કહયું. અને તેઓએ તે શાંભલીને
પરભુની સતુતી કધી, ને તેને કહયું કે, ભાઈ, યહુ
દીઓમાંના કેટલા હજાર વીશવાસીઓ છે, એ તું
જાુએછે, ને તેઓ સરવ નીયમશાસતરનો આવેશ
૨૧ રાખેછે. ને તેઓએ તારા વીશે શાંભલયું છે કે, તું
વીદેશીઓમાં રેહેનાર યહુદીઓને મુસાનો તયાગ
કરવા શીખવે છે, ને કેહેછે કે છોકરાઓની સુંનત
૨૨ કરવી નહીં, ને રીતો પરમાણે ચાલવું નહીં. તો
શું કરવું? લોકો નીશચે એકઠા થશે, કેમકે તેઓ
૨૩ શાંભલશે કે તું આવયો છે. માટે અમે જે તને
કહીએ છઈએ તે કર, અમારામાં ચાર માણસોએ
૨૪ માનતા માનેલી છે. તેઓને લઈને તેઓ સમેત
તું પોતાને શુધ કર, ને તેઓ પોતાનાં માથાં મુડાવે
માટે તેઓની સાથે ખરચ કર, તેથી સઘલા જાણશે
કે, તારા વીશે તેઓએ જે શાંભલયું તે કંઈ નથી, પણ

તું નીચમશાસતર પાલીને ચાલેછે. વીશવાસી ૨૫
વીદેશીઓ સંબંધી અમે ઠરાવીને લખી મોકલયું
છે કે, તેઓ એવું કંઈ ન પાલે, પણ એટલું કે મુરતી-
ઓને અરપણ કરેલાથી, તથા લોહીથી, તથા ગુંગ-
લાઇને મરેલાથી, તથા વીભીચારથી, તેઓ પોતાને
બચાવે. તારે પાઉલ તે માણસોને લઈને બીજે ૨૬
દીવસે તેઓની સાથે શુધ થઇને તેઓમાંના એક
એકને સારૂ અરપણ કરાએ તાંહાં સુધી શુધ
થવાના દીવસનું પુરૂં થવું જણાવતો મંદીરમાં જઇ
રહયો. ને તે સાત દીવસ પુરા થવા આવયા તારે ૨૭
આશીઆના યહુદીઓએ તેને મંદીરમાં જોઈને
સરવ લોકોને ઉશકેરીને તેના પર હાથ નાંખયા.
ને બુમ પાડી કે, ઈસરાઈલી લોકો, સાહે કરો, જે ૨૮
માણસ હરેક જગામાં લોકોને તથા નીચમશા-
સતરને તથા આ જગાને ઉલટું સરવને શીખાવેછે
તે એજ છે; ને વલી હેલેનીઓને મંદીરમાં
લાવીને આ પવીતર જગા અપવીતર કરી છે.
કેમકે તેઓએ એફેસસી તરફીમસને તેની સાથે ૨૯
શેહેરમાં પેહેલાં દીઠો હતો, ને પાઉલ તેને મંદી-
રમાં લાવયો હશે એમ તેઓએ ધારયું. તારે ૩૦
આખું શેહેર ખભલાયું, ને લોકોની દોડાદોડ થઈ,
પછી તેઓએ પાઉલને પકડીને મંદીરમાંથી બા-
હાર કાહાડયો, ને તરત બારણાં બંધ કરયાં. ને ૩૧

તેઓ તેને મારીનાંખવાને તયાર થતા હતા એટ-
લામાં ફોજના સરદારને સમાચાર મલયા કે,
૩૨ આખા યરૂશાલેમમાં હુલડ થયું. તેજ વખત
સીપાહીઓને તથા જમાદારોને લઇને તે તેઓ
પર દોડી આવયો, ને તેઓએ સરદારને તથા
સીપાહીઓને દીઠા તારે પાઉલને મારવું મુકયું.
૩૩ તારે સરદારે પાસે આવીને તેને પકડાવયો, ને બે
શાંકલથી બાંધવાની આગના આપી; પછી પુછયું
૩૪ કે, એ કોણ છે, ને એણે શું કરયું છે? તારે લોકોમાં-
ના કોઈએ એક વાત કહી, ને કોઈએ બીજી, ને ગડ-
બડનાં કારણથી તે કંઈ નીશચે જાણી શકયો
નહીં, માટે તેને કીલામાં લઈ જવાની આગના
૩૫ આપી. અને તે પગથીઆં પર ચહડયો તારે એમ
થયું કે, લોકોના હુમલાને લીધે સીપાહીઓએ
૩૬ તેને ઉંચકી લઈ જવો પડયો. કેમકે ઘણા ખરા
લોકો પાછલ આવીને બુમ પાડતા આવયા કે,
૩૭ એને મારીનાંખો. ને પાઉલ કીલામાં લઇ જવા-
તો હતો, તારે તેણે સરદારને કહયું કે, મને તારી
સાથે બોલવાને આગના છે? તારે તેણે કહયું કે,
૩૮ શું તું હેલેની ભાશા જાણેછે? જે મીસરીએ આ
દીવસોથી પેહેલાં હુલડ કરયું, ને ચાર હજાર ખુની
માણસને રાનમાં બાહાર લઈ ગયો, તે શું તું નથી?
૩૯ ને પાઉલે કહયું કે, હું કીલકીના તારસસનો યહુદી છું,

હું અપરસીધ શેહેરનો વતની નથી, ને હું તારી
વીનંતી કરૂંછું કે, લોકોની આગલ મને બોલ-
વાની રજા આપ. ને તેણે તેને રજા આપી, તારે ૪૦
પાઉલે પગથીઆં પર ઉભા રહીને લોકોને હાથે
ઈસારો કીધો, ને તેઓ પુરા છાના રહયા, તારે તેણે
હેબરી ભાશામાં બોલતાં કહયું.

માણસો, ભાઈઓ, તથા બાપો, હવે હું મારૂં ૨૨
પરતીઉતર તમને આપુંછું તે શાંભલો. અને તેને ૨
હેબરી ભાશામાં બોલતો શાંભલીને તેઓ વધારે
છાના રહયા. તારે તેણે કહયું કે, હું યહુદી માણસ ૩
છું. કીલકીના તારસસમાં જનમેલો, પણ આ શેહે-
રમાં ગમાલીએલના ચરણની પાસે પરતીપાલન
પામેલો, પુરવજોના શાસતર પરમાણે પુરી રીતે
શીખેલો, ને જેમ આજ તમે સરવ દેવની ગમ
આવેશી છો તેમ હું પણ હતો. ને મેં આ મારગના ૪
લોકોને મરણ સુધી સતાવીને પુરૂશો તથા બાયડી-
ઓને બાંધીને તેઓને બંધીખાનામાં નાંખયા.
ને પરમુખી યાજક તથા વરધોનાં આખા વરણ ૫
એ વીશે મારા સાહેદી છે; એઓથી ભાઈઓ ઉપર
પતરો લઈને હું દમશક જવા નીકલયો, એ માટે કે
જેઓ તાંહાં હતા તેઓને બાંધીને યરૂશાલેમમાં
લાવું કે તેઓ શીકશા પામે. ને ચાલતાં ચાલતાં હું ૬
દમશક પાસે પોહોંચયો, તારે એમ થયું કે મધયાને

મારી આસપાસ આકાશથી એકાએક મોહોટું અજ-
૭ વાલું ચમકયું. તારે હું ભુંઈ પર પડી ગયો, ને મારી
સાથે બોલતી એવી એક વાણી મેં શાંભલી કે,
૮ શાઉલ, શાઉલ, તું મને કેમ સતાવેછે? તારે મેં ઉતર
દીધું કે પરભુ, તું કોણ છે? ને તેણે મને કહ્યું કે,
૯ હું ઈશુ નાઝરી છું, જેને તું સતાવેછે. ને મારી સાથે
જે હતા તેઓએ તે અજવાલું દીઠું ખરૂં, ને બીધા,
પણ મારી સાથે બોલનાર વાણી તેઓએ શાંભલી
૧૦ નહીં. તારે મેં કહ્યું કે પરભુ, હું શું કરૂં? ને પરભુએ
મને કહ્યું કે, તું ઉઠીને દમશકમાં જા, ને જે સઘલાં
તારે કરવાનાં ઠરાવેલાં છે તે વીશે તાંહાં તને કેહેવાશે.
૧૧ ને તે અજવાલાંના તેજથી મને શુજયું નહીં, માટે
સાથીઓના હાથ પકડીને હું દમશકમાં આવયો.
૧૨ ને હનાનયા નામે એક માણુસ શાસતર પરમાણે
સુભકત તાંહાંના સંધા રેહેનાર યહુદીઓથી માન
૧૩ પામેલો હતો. તે મારી પાસે આવયો, ને ઉભા રહીને
મને કહ્યું કે, ભાઈ શાઉલ, તું દેખતો થા, ને તેજ
૧૪ વેલા મેં તેને જોયો. પછી તેણે કહ્યું કે, આપણા
બાપદાદાઓના દેવે તને એ માટે પસંદ કીધો છે કે,
તું તેની ઈછા જાણે, ને તે નયાયીને જુએ, ને તેના
૧૫ મોહોની વાણી શાંભલે, કેમકે જે તેં દીઠાં છે, ને
શાંભલયાં છે, તે વીશે સરવ લોકોની આગલ તું
૧૬ તેનો સાહેદી થશે; ને હવે તું કેમ ઢીલ કરેછે, ઉઠીને

બાપતીસમા લે, ને પરભુના નામની પરારથના
કરીને પોતાનાં.પાપ ધોઈનાંખ. પછી એમ થયું કે ૧૭
હું યરૂશાલેમમાં પાછો આવયો ને મંદીરમાં પરાર-
થના કરતો હતો, તારે મુરછાંગત થઈ ગયો. ને મને ૧૮
એમ કેહેતો મેં તેને જોયો કે, તું ઉતાવલ કર, ને
યરૂશાલેમથી વેહેલો નીકલ, કેમકે મારા વીશે તારી
સાહેદી તેઓ માનશે નહીં. તારે મેં કહયું કે, પરભુ, ૧૯
તેઓ પોતે જાણેછે કે તારા પર વીશવાસ કરનારા-
ઓને હું બંધીખાનામાં નાંખતો હતો, ને હરેક
સભામાં તેઓને મારતો હતો; ને તારા સાહેદી ૨૦
સતેફનનું લોહી વેહેવાડયું તારે હું પોતે પાસે ઉભો
હતો, ને તેના મરણ વીશે રાજી હતો, ને તેને
મારીનાંખનારાઓનાં લુગડાં મેં સાચવયાં હતાં.
તારે તેણે મને કહયું કે, તું નીકલ, કેમકે હું તને ૨૧
વીદેશીઓની પાસે વેગલે મોકલીશ.

અને તેઓએ આ વાત લગી તેનું શાંભલયું, ૨૨
પછી તેઓએ બુમ પાડતાં કહયું કે, એવા માણસને
પરથવી પરથી ઉઠાવી નાંખો, કેમકે એ જીવવા
જોગ નથી. અને તેઓ બુમ પાડતા, તથા પોતાના ૨૩
લુગડાં ફાડતા, તથા પવનમાં ધુલ ઉડાવતા હતા.
તારે સરદારે તેને કીલામાં લાવવાની આગના કીધી, ૨૪
ને તેઓએ શા કારણ માટે એવી બુમ પાડી, તે
જાણવા સારૂ કોરડા મારીને તેની તજવીજ કરવાનું

૨૫ કહયું. ને તેઓ તેને વાધરે બાંધતા હતા, તારે પાઉલે
પાસે ઉભેલા જમાદારને કહયું કે, જે માણસ રૂમી,
તથા અપરાધી ઠરાવાયો નથી, તેને કોરડા મારવા
૨૬ શું તમને ઘટારથ છે? અને જમાદારે તે શાંભલયું
એટલે તેણે જઈને સરદારને જણાવીને કહયું કે, તું
જે કરવાનો છે, તે વીશે સાવધાન રેહે, કેમકે એ
૨૭ માણસ રૂમી છે. તારે સરદારે આવીને તેને કહયું
કે, મને કેહે, તું શું રૂમી છે? ને તેણે કહયું, હા.
૨૮ તારે સરદારે ઉતર દીધું કે, મેં ઘણાં મુલથી એ
વતનીપણું વેચાતું લીધું, પણ પાઉલે કહયું હું તો
૨૯ જનમથી વતની છું. તારે જે તેની તજવીજ કરવાને
તયાર હતા, તેઓ તરત તેને મુકીને ગયા, ને તે
રૂમી છે, એ જાણીને સરદાર પણ બીધો, કેમકે
૩૦ તેણે તેને બંધાવયો હતો. ને યહુદીઓએ શા માટે
તેના પર દોશ મુકયો, એ ખચીત જાણવા ચાહીને
બીજે દીવસે બંધનોથી તેને છોડયો, ને મુખી
યાજકોને, તથા તેઓની આખી નયાયસભાને
હાજર થવાને આગના આપી, પછી પાઉલને
લાવીને તેઓની આગલ ઉભો રાખયો.

૨૩ તારે પાઉલે નયાયસભા પર ધારીને કહયું
કે, માણસો, ભાઈઓ, હું આજ સુધી પુરા રૂડા
૨ અંતસકરણથી દેવની આગલ ચાલયો છું. તારે
અનાનીઆ પરમુખી યાજકે પોતાની પાસે ઉભા

રેહેનારાઓને તેના મોહો પર મારવાની આગના
કીધી. ને પાઉલે તેને કહયું કે, ઓ ધોલેલી ભીત, ૩
દેવ તને મારશે, તું શાસતર પરમાણે મારો નયાય
ઠરાવવા બેઠેલો છતાં શાસતરને ઉલટો શું મને
મારાવવાને આગના કરેછે? ને પાસે ઉભા રેહેના- ૪
રાઓએ કહયું કે, શું તું દેવના પરમુખી યાજકની
નીંદા કરેછે? તારે પાઉલે કહયું કે, ભાઈઓ, એ ૫
પરમુખી યાજક છે, તે હું જાણતો ન હતો, કેમકે
એમ લાખયું છે કે, તારા લોકોના અધીકારીને તારે
ભુંડું કેહેવું નહીં. ને પાઉલે જોયું કે એક ભાગ ૬
સાદુકીઓનો, ને બીજો ફરોશીઓનો છે, તારે
સભામાં બુમ પાડી કે, માણસો, ભાઈઓ, હું
ફરોશી ને ફરોશીનો દીકરો છું, ને મુએલાઓના
પુનરૂતથાનની આશા વીશે મારો નયાય ઠરાવાએ-
છે. ને તેણે એમ કહયું, તારે ફરોશીઓ તથા સાદુ- ૭
કીઓને પરસપર જધડો થયો, ને સમુદાયમાં ફુટ
પડી. કેમકે સાદુકીઓ કેહેછે કે, પુનરૂતથાન નથી, ૮
ને દુત કે આતમા પણ નથી, પણ ફરોશીઓ એ
બેહુ વાતો કબુલ કરેછે. તારે મોહોટો બુમાટો થયો, ૯
ને ફરોશીઓના પકશના શાસતરીઓ ઉઠયા, ને
ભાંડતાં કહયું કે, આ માણસમાં અમે કાંઈ અપરાધ
જોતા નથી, પણ આતમાએ અથવા દુતે તેને કંઇ
કહયું હોએ તો આપણે દેવની સાથે લડવું નહીં.

૧૦ ને ઘણો હંગામો થયો, તારે તેઓ પાઉલના કકડે
કકડા કરશે, એવું ભય આણીને સરદારે સીપાહી-
ઓને આગના કીધી કે, જઇને બલાતકારથી તેને
તેઓમાંથી કાહાડી લઇને કીલામાં લાવો.
૧૧ અને આવતી રાતરે પરભુએ તેની પાસે ઉભા
રહીને કહયું કે, પાઉલ ધીરજ રાખ, કેમકે જેમ
મારા વીશે તેં યરૂશાલેમમાં સાકશી આપી છે, તેમ
૧૨ રૂમમાં પણ તારે સાકશી આપવી જોઈએ. ને દીવસ
ઉગયા પર કેટલાએક યહુદીઓએ સંપ કીધો, ને
સમ ખાઈને કહયું કે, પાઉલને મારીનાંખીએ
૧૩ તાંહાં સુધી આપણે ખાઈશું નહીં, ને પીશું નહીં. ને
જેઓએ એ સંપ કીધો હતો, તેઓ ચાલીશથી
૧૪ અધીક હતા. ને તેઓએ મુખી યાજકો તથા
વરધોની પાસે જઇને કહયું કે, અમે પોતાને એવા
ભારે શરાપથી બાંધયા છે કે, પાઉલને મારીનાંખી-
૧૫ એ તાંહાં સુધી અમે કંઈ ચાખીશું નહીં. માટે જાણે કે
તેના સંબંધી તમારે વધારે ચોકશાઈ કરવાની છે,
એવું સભા સુધાં સરદારને દેખડાવો કે તે આવતી
કાલે તેને તમારી પાસે બાહાર લાવે, ને અમે તેના
પાસે આવયા અગાઉ તેને મારીનાંખવાને તઈઆર
૧૬ છઈએ. ને પાઉલનાં ભાણજાએ તેઓનું સંતાઈ
રેહેવાનું શાંભલયું, તારે તે ગયો, ને કીલામાં પેસીને
૧૭ પાઉલને કહયું. તારે પાઉલે જમાદારોમાંના એકને

બોલાવીને કહયું કે, આ જુવાનને સરદારની પાસે
તેડીજા. કેમકે એ તેને કંઈ કેહેવાનો છે. તારે તેણે ૧૮
સરદારની પાસે તેને તેડી જઈને કહયું કે, પાઉલ
બંધીવાને મને બોલાવીને વીનંતી કીધી કે, આ
જુવાનને હું તારી પાસે લાવું, કેમકે એને કંઈ તને
કેહેવાનું છે. તારે સરદારે તેનો હાથ પકડીને તેને ૧૯
એકાંત લઈ જઈને પુછયું કે, મને તારે શું કેહેવાનું
છે? ને તેણે કહયું કે, યહુદીઓએ તારી પાસે ૨૦
વીનંતી કરવાને સંપ કીધો છે કે, જાણે તેઓ પાઉલ
સંબંધી વધારે ચોકશાઈ કરવાના હોએ તેમ તું
આવતી કાલે તેને સભામાં કાહાડી લાવે. પણ ૨૧
તું તેઓનું માનતો મા, કેમકે તેઓમાંના ચાલીશ
માણસથી વધારે તેને સારૂ સંતાઈ રહયા છે,
તેઓએ એવા સમ ખાધા છે કે, તેને મારીનાંખીએ
તાંહાં સુધી ખાઈશું પીઇશું નહીં, ને અમણા તેઓ
તારા વચનની વાટ જોતા સીધ રેહેછે. તારે સર- ૨૨
દારે તે જુવાનને આગના કરીને વીદાય કીધો કે,
તેં એ વાત મને કહી દેખાડી, એવું તું કોઈને કેહેતો
મા. પછી તેણે જમાદારોમાંના બેને બોલાવીને ૨૩
કહયું કે, બશેં સીપાઇઓને, તથા સીતેર સવારોને,
તથા બશેં બરછીવાલાને, પોહોર રાતરે કાઈસારી
સુધી જવાને સીધ રાખો. ને સવારીના જાનવર ૨૪
મેલવી રાખો કે, પાઉલને બેસાડીને ફેલીક્શ અધી-

૨૫ કારી પાસે સલામતીએ પોહોંચાડે. ને તેણે એ
૨૬ પરમાણે પતર લખયું કે, રાજમાન ફેલીકશ અધી-
૨૭ કારીને કલાદયસ લુસયસની સલામ. આ માણસને
યહુદીઓએ પકડયો,ને એને મારીનાંખવાના હતા,
તારે એ રૂમી છે એમ શાંભલીને મેં સીપાહીઓ સાથે
૨૮ જઇને એને છોડાવયો. ને તેઓએ એના પર શાં
કારણથી દોશ મુકયો, એ જાણવા સારૂ હું તેઓની
૨૯ નયાયસભામાં એને લઇગયો. તારે મને માલુમ
પડયું કે, તેઓના શાસતરના મતો સંબંધી એના
પર દોશ મુકયો છે, પણ મરવા અથવા બાંધવા
૩૦ જોગ દોશ એના પર મુકયો નથી. ને જારે મને
ખબર પોહોંચી કે એ માણસને સારૂ યહુદીઓ
સંતાઇ રહયા છે, તેજ વેલા એને તરત તારી પાસે
મોકલયો છે, ને એના વાદીઓને પણ આગના
કીધી કે, એના પર જે કેહેવું હોએ તે તારી આગલ
કેહે. કુશલતા.
૩૧ તારે સીપાહીઓ આગના પામયા પરમાણે પા-
ઉલને લઇને રતોવાઈ આંતીપાતરસમાં આવયા.
૩૨ ને બીજે દીવસે તેની સાથે જવા સારૂ સવારોને
૩૩ મુકીને તેઓ કીલામાં પાછા આવયા. ને કાઈસા-
રીમાં તેઓ પોહોંચયા પછી અધીકારીને પતર
આપયું, ને પાઉલને પણ તેની આગલ ઉભો કીધો.
૩૪ ને અધીકારીએ પતર વાંચીને પુછયું કે, એ કહયા

પરાંતનો છે? તારે માલુમ થચું કે, તે કીલકીનો
છે. પછી તેણે કહ્યું કે, તારા વાદીઓ આવચા ૩૫
પછી હું તારી વાત પુરી શાંભલીશ, ને તેને હેરોદ-
ના દીવાનખાનામાં રાખવાની આગના આપી.

અને પાંચ દીવસ પછી અનાનચા પરમુખી ૨૪
ચાજક, વરધો, તથા તરતલસ નામે એક સુભાશીત
સાથે આવચો. તેઓએ અધીકારીની આગલ પાઉ-
લને ઉલટું કહી દેખાડયું. ને તેને બોલાવચા પર ૨
તરતલસે તેના પર દોશ મુકવા માડયો, ને કહ્યું,
ઓ ફેલીકશ મહારાજ, તારાથી અમે ઘણું સુખ ૩
ચેન પામીએછઈએ, ને તારા અગમ ગનાનથી
ચશસવી કામ આ દેશને સારૂ થચાં છે, તે અમે
સદા, ને સરવ જગામાં પુરી કરતગનતાથી માનીએ
છઈએ. પણ હું તને વધારે તસદી ન દેઉં માટે હું ૪
એટલી વીનંતી કરૂંછું કે, કીરપા કરીને અમારી થોડી
વાતો શાંભલ. કેમકે આ માણસ પીડા દેનાર, તથા ૫
આખા જગતમાં સંધા ચહુદીઓમાં હંગામો ઉઠાવ-
નાર તથા નાઝરીઓના તડનો આગેવાન અમને
મલચો છે. મંદીરને પણ અશુધ કરવાને એ ગચો, ૬
તારે અમે એને પકડીને અમારા શાસતર પરમાણે
એનો નચાચ કરવાને ચાહાતા હતા. પણ લુસચસ ૭
સરદારે આવીને ઘણા બલથી અમારા હાથમાંથી
એને કાહાડી લીધો. ને એના વાદીઓને તારી ૮

પાસે આવવાને આગના કીધી. એઓની તજવીજ
કીધાથી જે સધલા વીશે અમે એના પર દોશ મુકચો
૯ તે તું જાણી શકશે. ને યહુદીઓએ પણ કહયું કે,
એ વાતો એમજ છે.
૧૦ અને અધીકારીએ પાઉલને બોલવા માંટે ઈ-
સારો કીધો, તારે તેણે ઉતર દીધું કે, ઘણાં વરશ
થયાં તું આ દેશનો નયાયાધીશ છે, એ જાણીને હું
વધારે સંતોશથી પોતા વીશે પરતીઉતર આપુંછું.
૧૧ તારે એમ જાણવું કે હું ભજન કરવા સારૂ યરૂશા-
લેમમાં ગયો, તેને બાર દીવસ કરતાં વધારે નથી
૧૨ થયા. ને મંદીરમાં કોઈની સાથે વીવાદ કરતો, અ-
થવા સભામાં કે શેહેરમાં લોકોને હુંગામા કરાવતો
૧૩ તેઓએ મને દીઠો નથી. ને મારા પર જે દોશ તેઓ
અમણા મુકેછે તેની શાબીતી તેઓ કરી શકતા નથી.
૧૪ પણ તારી આગલ હું એ કબુલ કરૂંછું કે, જે રીતને
તેઓ ભરશટ કેહેછે તે રીતે હું પુરવજોના દેવની
ભગતી કરૂંછું, ને જે વાતો નીયમશાસતરમાં તથા
ભવીશવાદીઓની પોથીમાં લખી છે તે સધલી હું
૧૫ માનુંછું. ને હું દેવની ગમ એવી આશા રાખુંછું, જેમ
તેઓ પોતે પણ રાખેછે, કે ધારમીકોનું તથા અધા-
૧૬ રમીકોનું મુએલાઓમાંથી પુનરૂતથાન થશે. ને હું
એવો યતન કરૂંછું કે દેવ તથા માણસોની ગમ હું
૧૭ સદા નીરદોશી અંતસકરણ રાખું. હવે ઘણાં વરશ

પછી હું પોતાના લોકને દાન આપવા તથા અર-
પણ કરવાને આવયો, તારે આસીઆના કેટલાએક ૧૮
યહુદીઓએ મને મંદીરમાં શુધ થએલો દીઠો, પણ
ભીડ કે ગડબડ સાથે નહીં. મારે ઉલટું જો તેઓને ૧૯
કંઈ હોત તો તેઓએ તારી પાસે આવીને દોશ
મુકવો જોઈતો હતો. નહીં તો જેઓ હીઆં છે ૨૦
તેઓ બતાવે કે હું સભાની આગલ હતો તારે
મારામાં શો અપરાધ માલુમ પડયો ? એ શીવાએ ૨૧
કે તેઓની આગલ હું ઉભો રહયો, તારે મેં એ વાત
કહી કે મુએલાઓના પુનરૂતથાન વીશે તમારાથી
મારો નયાય ઠરાવાએછે.

ફેલીકસ તે મારગ વીશે પકું જાણતો હતો, માટે ૨૨
એ વાતો શાંભલીને તેઓને થોભાવયા, ને કહયું
કે, લુસયસ સરદાર આવશે તારે હું તમારૂં પુરૂં
જાણી લઈશ. ને તેણે એક જમાદારને આગના ૨૩
કીધી કે, પાઉલને રાખે, ને તેને છુટો રેહેવા દે, ને
તેના મીતરોમાંના કોઇને તેની સેવા કરવાને અથ-
વા તેને મલવાને રોકવો નહીં. ને કેટલાએક દીવસ ૨૪
પછી ફેલીકશ પોતાની વહુ દરૂસીલા, જે યહુદેણ
હતી, તેની સાથે આવયો, ને પાઉલને બોલાવીને
ખરીસત પરના વીશવાસ વીશે તેનું શાંભલયું. ને ૨૫
નયાયપણા તથા સવદમન તથા આવનાર નયાય-
કાલ વીશે તે સમજાવતો હતો, તારે ફેલીકશે ભય-

ભીત થઈને ઉતર દીધું કે,આમણા તો તું જા, પર-
૨૬ સંગ મલચાથી હું તને બોલાવીશ. ને તેણે એવી
પણ આશા રાખી હતી કે પાઉલ પોતાને છોડાવવા
માટે મને નાણું આપશે, એ સારૂ તેણે ઘણી વાર
૨૭ બોલાવીને તેની સાથે વાતચીત કીધી. પણ બે
વરશ પછી પરકીયસ ફેસતસ ફેલીકશને ઠેકાણે
આવયો, ને ફેલીકશ યહુદીઓને પરસન કરવા
ચાહીને પાઉલને બાંધેલો મુકી ગયો.

૨૫ ફેસતસ અધીકાર પર આવીને તરણ દીવસ
૨ પછી કાઈસારીથી યરૂશાલેમમાં ગયો. તારે પરમુખી
યાજકે, તથા યહુદીઓમાંના મુખીઓએ, પાઉલને
૩ ઉલટું તેને કહયું, ને તેની વીનંતી કીધી. ને તેને
મારીનાંખવા સારૂ મારગે સંતાઇ રેહેવાનું ધારીને
તેઓએ તેની વીરૂધતામાં કીરપા માગી કે તે તેને
૪ યરૂશાલેમમાં બોલાવે. પણ ફેસતસે ઉતાર દીધું
કે પાઉલને કાઈસારીમાંજ રાખવો જોઈએ, ને હું
૫ પોને તાંહાં વેહેલો જવાનો છું. માટે તમારામાંના
જે શયાણા હોએ તેઓ મારી સાથે આવીને એ
માણસનો જે કાંઈ અપરાધ હોએ તેનો દોશ એ
૬ પર મુકે, એમ તેણે કહયું. ને દશ દીવસથી કંઈ
વધારે તેઓમાં રહીને તે કાઈસારીમાં ગયો, ને
બીજે દીવસે નયાયાસન પર બેસીને પાઉલને
૭ લાવવાની આગના કીધી. ને તે હાજર થયો તારે

યરૂશાલેમથી આવેલા યહુદીઓએ આસપાસ
ઉભા રહીને ઘણા ભારે દોશ પાઉલ પર મુકયા,
પણ તેઓનો પુરાવો તેઓ કંઈ કરી શકયા નહીં.
તારે તેણે પરતીઉતર આપયું કે, યહુદીઓના શાસ- ૮
તરને, અથવા મંદીરને, અથવા કાઈસારને ઉલટો
મેં કાંઈ અપરાધ કીધો નથી. પણ ફેસતસે યહુદી- ૯
ઓને ખુશ કરવા ચાહીને પાઉલને ઉતર આપતાં
કહયું કે, શું તું યરૂશાલેમમાં જઇને તાંહાં એ વાતો
વીશે મારી આગલ પોતાનો નયાય કરાવવાને
રાજી છે? તારે પાઉલે કહયું કે, કાઈસારના નયા- ૧૦
યાસન આગલ હું ઉભો છું, તાંહાં મારો નયાય
ઠરાવવો જોઇએ, મેં યહુદીઓનું કંઈ ભુંડું કીધું નથી,
તે તું પણ શારી પઠે જાણેછે. કેમકે જો હું અપ- ૧૧
રાધી હોઉં, અથવા મરણ જોગ જો મેં કંઈ કરયું
હોએ, તો હું મરવાને ના નથી કેહેતો, પણ જે
વીશે તેઓ મારા પર દોશ મુકેછે તેમાંનું જો કંઈ
ખરૂં ન હોએ તો તેઓના હાથમાં કોઈ મને સોંપી
શકતો નથી, હું કાઈસાર પાસે નયાય માગુંછું.
તારે ફેસતસે નયાયસભા સાથે મનસુબો કરીને ૧૨
ઉતર આપયું કે, તેં કાઈસાર પાસે નયાય માગયો
છે, તો તું કાઈસાર પાસે જશે.

અને કેટલાએક દીવસ વીતયા પછી આગરીપા ૧૩
રાજા, તથા બેરનીકે ફેસતસને ભેટવાને કાઈસા-

૧૪ રીમાં આવચા. ને તેઓ ઘણા દીવસ તાંહાં રહચા
પછી ફેસતસે પાઉલ સંબંધીની વાત રાજાને કહી
કે, ફેલીકશ એક બંધીવાન માણસને મુકી ગયો છે;
૧૫ જારે હું યરૂશાલેમમાં હતો તારે મુખી યાજકોએ,
તથા યહુદીઓના વરધોએ તેના સંબંધી કહી
દેખાડયું, ને તેના પર નચાચ ઠરાવવા માગચો.
૧૬ મેં તેઓને ઉતર દીધું કે, જેના પર દોશ મુકેલો
હોએ તેની સામા તેના વાદીઓ થાએ, ને તે
પરતીઉતર આપવાનો પરસંગ પામે, તાંહાં સુધી
કોઈ માણસને મારીનાંખવાને સોંપવો એ રૂમી-
૧૭ ઓનો ધારો નથી. તે માટે તેઓ હીઆં આવચા,
તારે મેં વીલંબ કરચા વીના બીજે દીવસે નચા-
ચાસન પર બેસીને તે માણસને લાવવાનો
૧૮ હુકમ આપચો. વાદીઓએ ઉભા રહીને જે જે
સંબંધી મેં ધારચું, તેમાંનો કોઈ દોશ તેના પર
૧૯ લાવચા નહીં. પણ તેઓને પોતાના ધરમ વીશે,
તથા મરેલો એક ઈશુ જે સંબંધી પાઉલ કેહેછે કે તે
જીવતો છે, તે વીશે તેના પર કેટલાએક વાદ હતા.
૨૦ ને એવા વાદ સંબંધી મને સંદેહ આવચો, માટે મેં
પુછચું કે, શું તું યરૂશાલેમમાં જઈને તાંહાં આ
વાતો સંબંધી પોતાનો નચાચ કરાવવા ઇછેછે?
૨૧ પણ પાઉલે સીબાસતસના નચાચ પર પોતાનું
રખાવવાનું માગચું, તારે મેં હુકમ કીધો કે કાઈ-

સારની પાસે હું તેને મોકલ્યું તાંહાં સુધી તેને રાખ-
વો. તારે આગરીપાએ ફેસતસને કહ્યું કે, એ ૨૨
માણસનું શાંભલવાને મારી પણ ઇછા છે; તારે
તેણે કહ્યું કે, કાલે તું તેનું શાંભલશે.
અને બીજે દીવસે આગરીપા તથા બેરનીકે ૨૩
મોહોટી ધુમધામથી આવયા, ને સરદારો તથા
શેહેરના મુખીઓ સુધાં દરબારમાં ગયા, ને ફેસતસે
આગના કીધા પર પાઉલને લાવયા. તારે ફેસ- ૨૪
તસે કહ્યું કે, ઓ આગરીપા રાજા, તથા સંધા
માણસો, જેઓ હાજર છો, જેના વીશે યહુદી-
ઓના આખા સમુદાયે યરૂશાલેમમાં, તથા હીઆં
પણ મારી વીનંતી કરી, ને બુમ પાડી કે તેને
જીવતો રેહેવા દેવો ઠીક નથી, તેને તમે જુઓછો;
પણ જારે મને જણાયું કે તેણે મરણ જોગ કંઈ ૨૫
નથી કરયું, ને તેણે પોતે સીબાસતસ પાસે નયાય
માગયો, તારે મેં તેને મોકલવાનું ઠરાવયું છે. તેના ૨૬
વીશે મહારાજ ઉપર મારે કાંઈ ખચીત લખવાનું
નથી, માટે મેં તમારી આગલ, ને આગરીપા રાજા
વીશેશ તારી આગલ તેને આણયો, એ માટે કે
તજવીજ થયા પછી મારે કંઈ લખવાનું થાએ.
કેમકે બાંધીવાનને મોકલવો, ને તેના દોશ ન બતા- ૨૭
વવા એ મને અનરથ લાગેછે.

તારે આગરીપાએ પાઉલને કહ્યું કે, તને ૨૬

પોતા વીશે બોલવાની રજા છે; તારે પાઉલે હાથ
૨ લાંબો કરીને પરતીઉતર આપયું કે, ઓ આગરીપા
રાજા, જે વીશે યહુદીઓએ મારા પર દોશ મુકયો
છે, તે સંધાનું ઉતર હું આજ તારી આગલ દેવાનો
૩ છું, માટે હું પોતાને ધનય જાણુંછુ; વીશેશે એ
માટે કે જે રીતો તથા મતો યહુદીઓમાં છે, તે સઘ-
લામાં તું પરવીણ છે, માટે હું તારી વીનંતી કરૂંછુ કે
ધીરજ રાખીને મારૂં શાંભલ.
૪ બાલપણાથી મારૂં જે આચરણ યરૂશાલેમમાં
મારા લોકોમાં આરંભથી હતું, તે સરવ યહુદીઓ
૫ જાણેછે. ને જો સાહેદી આપે તો તેઓ મને પેહેલાંથી
જાણેછે કે અમારા ધરમના સરવથી ચોકશ પંથ
૬ પરમાણે મેં ફરોશીનાં આચરણ કીધાં. ને હવે દેવે
જે વચન અમારા બાપદાદાઓને આપયું તેની
આશાને લીધે મને ઉભો કરીને મારો નયાય કરેછે.
૭ ને અમારા બારે વંશો પણ દેવની નીરંતર સેવા
રાતદીવસ કરતાં તે પામવાની આશા રાખેછે; ઓ
રાજા આગરીપા, એજ આશાને લીધે હું યહુદીઓથી
૮ દોશીત થયો છું. દેવ મરીગએલાઓને પાછા ઉઠાડશે,
૯ એ તમને અસંભવીત કેમ લાગેછે? મેં તો પોતાના
મનમાં એવું ધારયું હતું કે ઈશુ નાઝરીના નામને
૧૦ ઉલટું મારે ઘણું કરવું જોઈએ. ને મેં યરૂશાલેમમાં
તેમજ કીધું, ને મુખી યાજકોથી અધીકાર પામીને

પવીતરેશમાંના ઘણાને બંધીખાનામાં નાંખયા, ને
તેઓને મારીનાંખવામાં મેં તેઓને ઉલટું મત
આપયું. ને હરેક સભામાં મેં ઘણી વાર તેઓને ૧૧
શીકશા દીધી, ને તેઓની પાસે બલાતકારે દુરભાશણ
કરાવયું, ને તેઓ પર ઘણું વેર રાખીને પરાયા
શેહેરો સુધી પણ તેઓને સતાવયા. ને મુખી ૧૨
યાજકોથી અધીકાર તથા આગના પામીને હું દમશક
જતો હતો. તારે ઓ રાજા, મધયાને મારગમાં ૧૩
આકાશથી એક અજવાળું સુરજના તેજ કરતાં
અતયંત પરકાશીત મેં દીઠું, જે મારી તથા મારી
સાથે યાલનારાઓની આસપાસ યમકયું. ને અમે ૧૪
સંધા ભુંઈ પર પડી ગયા તારે એક વાણી મેં શાંભલી,
જેણે હેબરી ભાશામાં મારી સાથે બોલતાં કહયું કે,
સાઉલ, સાઉલ, તું મને કેમ સતાવેછે? આરો પર
લાત મારવી તને કઠણ છે. તારે મેં કહયું કે, પરભુ, ૧૫
તું કોણ છે? ને તેણે કહયું કે, હું ઈશુ છું, જેને તું
સતાવેછે. પણ તું ઉઠ, ને તારે પગે ઉભો રેહે, કેમકે ૧૬
મેં એ માટે તને દરશન આપયું કે, તેં જે દીઠાં, ને
હું જે તને દેખાડીશ તેઓ વીશે હું તને સેવક તથા
સાહેદી ઠરાવું. હું તને આ લોકથી તથા વીદેશીઓ ૧૭
જેઓની પાસે હું અમણા તને મોકલુંછું તેઓથી
બયાવીશ, કે તું તેઓની આંખો ઉઘાડે, ને તેઓને ૧૮
અંધારામાંથી અજવાલામાં, તથા શેતાનના અધી-

કારમાંથી દેવની ગમ ફેરવે, એ સારૂ કે તેઓ મારા
પરના વીશવાસથી પાપની માફી, તથા પવીતર
૧૯ થએલાઓમાં વતન પામે. તે માટે આગરીપા રાજા,
૨૦ આકાશી દરશન માનયા વીના હું રહયો નહીં. પણ
પેહેલાં દમશકમાંનાઓને, તથા યરૂશાલેમમાંના-
ઓને, તથા યહુદીના બધા પરાંતમાંનાઓને, તથા
વીદેશીઓને પસતાવો કરવો, તથા દેવની ગમ ફરવું,
૨૧ તથા પસતાવા જોગ કામ કરવાં એ પરગટ કરયું. એ
કારણ માટે યહુદીઓ મંદીરમાં મને પકડીને મારીનાં-
૨૨ ખવાનું કરતા હતા. તો પણ દેવની સાહેથી હું આજ
સુધી રહયો છું, ને નાહાના મોહોટાને સાહેદી આપું-
છું, ને ભવીશવાદીઓએ તથા મુસાએ જે થવાનાં
૨૩ કહયાં તે વીના હું બીજું કંઈ કેહેતો નથી; એટલે
ખરીસત મરણ સેહે, ને મરીગએલાઓમાંના પાછા
ઉઠવામાં તે પેહેલો થઈને લોકોને, તથા વીદેશીઓને
૨૪ અજવાલું જણાવે. ને તે પરતીઉતર આપતો હતો,
તારે ફેસતસે મોહોટે ધાંટે કહયું કે, પાઉલ, તું ઘેલો
૨૫ છે, ઘણી વીદયાથી તને ઘેલાપણું લાગયું છે. પણ
તેણે કહયું કે, ઓ રાજમાન ફેસતસ, હું ઘેલો નથી,
૨૬ પણ સત તથા ડાહાપણની વાતો બોલુંછું. ને
રાજા પણ જેની આગલ હું ઉઘાડી રીતે બોલુંછું તે
એ વીશે જાણેછે, કેમકે મને નીશચે છે કે એઓ-
માંની કોઈ વાત તેનાથી ગુપત નથી, કારણ કે

ખુણામાં એ થયું ન હતું. આગરીપા રાજા, તું શું ૨૭
ભવીશવાદીઓની વાત પર વીશવાસ કરેછે? હા, હું
જાણુંછું કે તું વીશવાસ કરેછે. તારે આગરીપાએ ૨૮
પાઉલને કહયું કે, ખરીસતી થવાને તેં મને લગભગ
મનાવયો છે. ને પાઉલે કહયું કે, હું દેવથી ઈછુંછું કે, ૨૯
એકલો તુંજ નહીં, પણ જે સઘલા આજ મારૂ
શાંભલેછે તેઓ પણ, એકલા લગભગ નહીં, પણ
આ બેડીઓ શીવાએ પુરા મારા જેવા થાએ. અને ૩૦
એમ કહયા પછી રાજા, તથા હાકેમ, તથા બેરનીકે,
તથા તેઓની સાથે બેઠેલાઓ ઉઠયા; ને તેઓએ ૩૧
એકાંત જઈને માહોમા વાત કરી કે, એ માણસે
મરણ અથવા બંધનજોગ કંઈ કીધું નથી. તારે ૩૨
આગરીપાએ ફેસતસને કહયું કે, જો એ માણસે
કાઈસારની પાસે નયાય માગયો ન હોત તો એને
છોડી મુકાત.

અને અમે વાહાણે ઈતાલી જઈએ એમ ૨૭
ઠરાવયા પર તેઓએ પાઉલને, તથા બીજા કેટલા-
એક બંધીવાનોને જુલયસ નામે સીબાસતસની
પલટણના જમાદારને સોંપયા. તારે અમે આદરા- ૨
મીતયમના એક વાહાણમાં ચહડીને આશીઆને
કીનારે કીનારે જઈએ એવું ધારીને નીકલયા, ને
માકેદોનીયામાંના થેસાલોનીકેનો આરીસતારખસ
અમારો સાથી હતો. ને બીજે દીવસે અમે શીદોનમાં ૩

ઉતરચા, ને જુલચસે પાઉલ સાથે સલુકાઈ કરીને
તેના મીતરો પાસે જઈને તેને આરામ પામવા દીધો.
૪ ને તાંહાંથી નીકલચા પર પવન ઉલટો હતો માટે
૫ અમે કુપરસની પાસે થઈને હંકારી ગચા. ને કીલકી-
ના તથા પામકુલીઆના સમુદરમાંથી હંકારીને અમે
૬ લુકીઆના મુરામાં આવચા. ને તાંહાં જમાદારે આલે-
કશાંદરીચાનું એક વાહાણ ઈતાલીમાં હંકારાતું દીઠું,
૭ માટે તેણે અમને તેમાં ચઢાવચા. પણ અમે કેટલા-
એક દીવસ સુધી ધીમે ચાલચા પર પવને અમને
જવા ન દીધા, માટે કનીદસની સામા મેહેનતથી
પોહોંચચા, તારે કરેતે થઈને સાલમોનની સામાથી
૮ હંકારી ગચા. ને મુશકેલીથી તે વટાવીને એક જગામાં
આવચા, જે શારૂ બંદર કેહેવાએછે, તેની પાસે
૯ લાસાઈ શેહેર છે. ને ઘણો વખત ગચો, ને વાહાણે
જવાનું વીઘનકારી હતું, કેમકે ઉપવાસના દીવસ
વીતચા હતા, તારે પાઉલે તેઓને ચેતાવતાં કહચું
૧૦ કે, ઓ માણસો, મને માલુમ પડેછે કે આ સફરમાં
દુખ, તથા ઘણું નુકશાન એકલા માલને, તથા
વાહાણનેજ નહીં, પણ આપણા જીવોને પણ થશે.
૧૧ પણ પાઉલે જે કહચું તે કરતાં ટંડેલ, તથા વાહાણના
૧૨ ધણી પર જમાદારે વધારે ભરોસો રાખચો. ને તે
બંદર શીઆલામાં રેહેવા જોગ ન હતું, માટે ઘણાએ
મનસુબો આપચો કે, આપણે હીઆંથી નીકલીએ,

ને કોઈ તરેહથી ફેનીકે પોહોંચીને તાંહાં શીઆલો
કાહાડીએ, તે કરેતેનું બંદર છે, ને નૈરૂત દીશાએ
તથા વાવચ દીશાએ તેનું મોહો હતું. ને દકશીણનો ૧૩
પવન નરમ નીકલયો, તારે અમારી ઈછા પરમાણે
થયું એમ ધારી ઉઠાવીને કરેતે પાસે હંકારયું. પણ ૧૪
થોડી વાર પછી તેને ઉલટો તોફાની પવન નીકલયો,
જે યુરકલુદોન કેહેવાએછે. ને વાહાણ અટકાવાયું, ૧૫
ને પવનની સામા ઠરી ન શકયું, તારે અમે તેને
તણાવા દીધું. અને કલાદા નામે એક બેટની પાસે ૧૬
થઈને ગયા, તારે મછવો ઝાલવાને ઘણી મેહેનત
પડી. તે ઉંચકી લીધા પછી તેઓએ વાહાણની ૧૭
તલે બચાવના બંધ બાંધયા, ને રેતીમાં ફશી
જવાની બીહીકથી સહડ ઉતારયો, ને એમના એમ
તણાઈ ગયા. અને અમને બહુ તોફાન લાગયાથી ૧૮
બીજે દીવસે તેઓએ માલ વામી નાંખયો, ને તીજે ૧૯
દીવસે અમે પોતાને હાથે વાહાણનો સામન નાંખી
દીધો. ને બહુ દીવસ સુધી સુરજ, તથા તારાઓ ૨૦
દેખાયા નહીં, ને બહુ તોફાન લાગયું, તેથી અમે
બચીએ એવી આશા પુરી ગંઈ. પણ ઘણી લાંઘણ થયા ૨૧
પછી પાઉલે તેઓની વચે ઉભા રહીને કહયું કે,
માણસો, તમારે મારૂં માનીને આ દુખ, તથા
નુકશાન પામવા માટે કરેતેથી નીકલવું જોઈતું ન હતું.
પણ હવે હું તમને કહુંછું કે, સમાધાન રાખો, કેમકે ૨૨

તમારામાંના કોઈના જીવની હાની નહીં થશે, એકલા
૨૩ વાહાણની થશે. કેમકે જે દેવનો હું છું, ને જેની
સેવા હું કરૂંછું તેના દુતે શતરે મારી પાસે ઉભા
૨૪ રહીને કહયું કે, પાઉલ, બીહી મા, કાઈસારની પાસે
તારે ઉભું રેહેવું જોઈએ, ને જો, તારી સાથે સફર
૨૫ કરનારા તે સંધાને દેવે તને આપયા છે. એ માટે
માણસો, સમાધાન રાખો, કેમકે દેવ પર હું વીશવાસ
૨૬ કરૂંછું કે, તેણે મને કહયું છે તેમજ થશે. પણ
૨૭ આપણે એક બેટ પર પડવું જોઈએ. અને ચૌદમી
શતરી આવી તારે અમે હાદરીઆમાં આમ તેમ
હડશેલાતા હતા, ને અરધી રાતને આસરે ખલાસી-
૨૮ ઓએ ધારયું કે કોઈ દેશે પોહોંચયા છઈએ. અને
મુડદ નાંખયું, તારે વીશ વામ (પાણી) મલયું,
ને થોડે આગલ જઈને ફરી નાંખયું, તારે પંદર વામ
૨૯ મલયું. ને રખે ખડક પર અમે અફલાઈએ, એવું
બીહીને તેઓએ ડબુશા પરથી ચાર લંગર નાંખયાં,
૩૦ ને દીવસ નીકલયાની વાટ જોતા હતા. અને
ખલાશીઓએ વાહાણ પરથી નાહાશી જવાનું
ચાહયું, ને નાલ પરથી લંગર નાંખનાર હોએ એવા
૩૧ બાહાનાંથી સમુદરમાં મછવો ઉતારયો. તારે પાઉલે
જમાદાર, તથા સીપાહીઓને કહયું કે, વાહાણમાં
૩૨ એઓના રહયા વીના તમે બચી શકતા નથી. તારે
સીપાહીઓએ મછવાનાં દોરડાં કાપી નાંખયાં, ને

તેને પડવા દીધો. અને દીવસ ઉગવાનો હતો ૩૩
એટલામાં પાઉલે સરવને અંન ખાવા સારૂ વીનંતી
કરીને કહ્યું કે, આજ ચૌદ દીવસ થયા વાટ જોતાં
જોતાં કંઈ ન ખાધાથી તમે લાંધણા રહ્યા છો.
એ માટે હું તમારી વીનંતી કરૂંછું કે, ભોજન કરો, ૩૪
કેમકે એ તમારા રકશણને સારૂ છે, કારણ કે તમા-
રામાંના કોઈના માથાનો એક નીમાલો ખરશે નહીં.
અને તેણે એમ કહીને રોટલી લીધી, ને તે સરવની ૩૫
આગલ દેવની સતુતી કીધી, ને તે ભાંગીને ખાવા
લાગયો. તારે તેઓ સરવ સમાધાન પામયા, ને ૩૬
તેઓએ પણ અંન ખાધું. ને વાહાણમાં અમે ૩૭
સરવ મલીને બશેં છોતેર માણસ હતા. ને ખાઈને ૩૮
તરપત થયા, પછી તેઓએ ધઉં સમુદરમાં નાંખી
દઈને વાહાણ હલકું કરયું. અને દીવસ ઉગયા પછી ૩૯
તેઓએ તે દેશ ઓલખયો નહીં, પણ કાંઠાવાલી
એક ખાડી દીઠી, ને તેઓએ ઠરાવયું કે જો થઈ શકે
તો વાહાણ તેમાં ઘાલવું. ને લંગરો ઉઠાવીને ૪૦
[વાહાણ] સમુદરમાં જવા દીધું, ને શુખાનના બંધ
છોડીને મોહોટો સઢ પવનની ગમ તાણયો, ને
કાંઠા ભણી જવા લાગયા. ને બે સમુદરના ૪૧
સંગમની જગાએ પડયા, તારે વાહાણ છીનાવયું,
ને નાલ ફસીગઈ, ને અચલ રહી ને મોજાના જોરથી
ડબુશો ભાંગી ગયો. તારે સીપાહીઓનો મનસુબો ૪૨

એવો હતો કે બંધીવાનોને મારી નાંખીએ, રખે
૪૩ તેઓમાંથી કોઈ તરીને નાહાશી જાએ. પણ
જમાદારે પાઉલને બચાવવા ચાહીને એ મનસુબા
પરમાણે કરવાથી તેઓને રોકયા, ને આગના કીધી
કે, જેઓને તરતાં આવડે તેઓ પેહેલાં કુદી પડીને
૪૪ કાંઠે જાએ. અને બાકીના પાટીયાં પર, તથા
વાહાણના કાંઈ સામન પર બેસીને કાંઠે જાએ, ને
એમ થયું કે તેઓ સઘલા કીનારા પર સલામત
પોહોંચયા.

૨૮ અને બચી રહયા પછી તેઓએ જાણયું કે,
૨ તે બેટ મેલીટા કેહેવાએછે. અને વીદેશીલોકોએ
અમારા પર બહુ ઉપકાર કીધો, કેમકે વરશાદ વર-
શતો હતો તે માટે, ને તાહાડને લીધે અગની શલ-
ગાવયો, ને તેઓએ અમારા સરવનો આવકાર
૩ કીધો. ને પાઉલે ઘણાંએક લાકડાં એકઠાં કરીને
અગનીમાં નાંખયાં, તારે તાપથી એક સરપ નીક-
૪ લીને તેને હાથે વલગયો. અને વીદેશીઓએ તે
એરૂ તેના હાથ પર લટકતું જોઇને પરસપર કહયું
કે, ખચીત આ માણસ ખુની છે, સમુદરમાંથી એ
બચાવ પામયો છે ખરો, પણ નયાય એને
૫ જીવવા નથી દેતો. અને તેણે તે એરૂ અગ-
નીમાં ઝટકી નાંખયું, ને તે કંઈ હાની પામયો
૬ નહીં. ને તેઓએ ધારયું કે, તે અમણાં શુજીજશે,

અથવા એકાએક મુએલો પડશે, પણ ઘણી વાર
રાહા જોયા પછી તેઓને જણાયું કે તેને કાંઈ
અવગુણ થયો નથી, તારે તેઓએ વીચાર ફેરવીને
કહયું કે તે દેવ છે. ને પબલીચસ નામે તે બેટના ૭
મુખી માણસને તે પરાંતોમાં મીલકત હતી, તેણે
અમારો આવકાર કરીને તરણ દીવસ સુધી અમને
મીતરાચારીથી પરોણા રાખયા. ને એમ થયું કે ૮
પબલીચસનો બાપ તાવે તથા લોહી પડવાથી
માંદો પડેલો હતો, તેની પાસે પાઉલ ગયો, ને
પરારથના કરીને તેના પર પોતાના હાથ મુકયા,
ને તેને સમો કીધો. એ થયા પછી બેટમાંના ૯
બીજા જેઓને મંદવાડ હતા તેઓ પણ આવયા,
ને સમા કરાયા. તેઓએ અમને ઘણું માન ૧૦
આપયું, ને અમે નીકલયા તારે અમને જે જોઇતું
હતું, તે આપયું. ને તરણ મહીના પછી આલેક- ૧૧
શાંદરીઆનું એક વાહાણ શીઆલામાં તે બેટમાં
રહયું હતું, જેની નીશાણી દીસકુરીએ હતી, તેમાં
અમે નીકલયા. ને અમે શુરાકુશમાં આવયા, ૧૨
પછી તાંહાં તરણ દીવસ રહયા. તાંહાંથી અમે ૧૩
ફેરો ખાઇને રેગીમાં આવયા, ને એક દીવસ પછી
દકશીણનો પવન નીકલયો, તારે અમે બીજે દીવસે
પતીઓલામાં આવયા. તાંહાં અમે ભાઇઓને ૧૪
મલયા, ને તેઓની સાથે સાત દીવસ રેહેવા સારૂ

તેઓએ અમારી વીનંતી કીધી, ને એ રીતે અમે
૧૫ રૂમ ભણી ગયા. પછી ભાઈઓએ અમારા વીશે
શાંભલીને તાંહાંથી આપીફોરમ, તથા તરણ ધરમ-
શાલા લગી અમારી સામા મલવા આવયા;
પાઉલે તેઓને જોઈને દેવની સતુતી કીધી, ને
ધીરજ પકડી.
૧૬ અને અમે રૂમમાં આવયા, તારે જમાદારે
બંધીવાનોને ચોકીના સરદારને સવાધીન કીધા,
પણ પાઉલને તેના સાચવનાર સીપાહીની સાથે
૧૭ એકલા રેહેવાની રજા હતી. ને તરણ દીવસ પછી
એમ થયું કે, પાઉલે યહુદીઓના મુખીઓને એકઠા
બોલાવયા, ને તેઓ એકઠા થયા, તારે તેઓ-
ને કહયું કે, માણસો, ભાઈઓ, લોકોને ઉલટું, અથ-
વા પુરવજોની રીતોને ઉલટું મેં કંઈ કરયું નથી, તો
પણ યરૂશાલેમથી રૂમીઓના હાથમાં હું બંધીવાન
૧૮ સોંપાયો. તેઓએ મારી તજવીજ કરી, ને મારામાં
મરવાનું કંઇ કારણ ન હતું, માટે મને છોડાવવા
૧૯ ચાહાયો. પણ યહુદીઓ વીરૂધ બોલયા, તારે
કાઈસાર પાસે નયાય માગવાનું મને અગત
પડયું, મારે પોતાના દેશ પર કાંઈ દોશ મુકવાનો છે
૨૦ એમ નહીં. એજ કારણ માટે મેં તમને જોવા
તથા તમારી સાથે વાતો કરવા સારૂ બોલાવયા,
કેમકે ઈસાએલની આશાને લીધે હું આ શાંક-

લોથી બાંધાએલો છું. તારે તેઓએ તેને કહયું કે, ૨૧
તારા વીશે યહુદામાંથી અમને કંઇ પતરો આવયાં
નથી, ને ભાઇઓમાંથી કોઇએ આવીને તારા વીશે
સમાચાર આપયા નથી, અથવા કંઇ ભુંડું કહયું
નથી. પણ તારૂં મત તારા મોહોથી અમે શાંભ- ૨૨
ળવા ચાહીએછઇએ, કેમકે આ પંથ સરવ જગામાં
વખોડાએલો છે તે અમે જાણીએછઇએ. અને ૨૩
તેઓએ તેને સારૂ એક દીવસ ઠરાવયો, તાર પછી
ઘણા લોક તેની પાસે તેના ઉતારામાં આવયા,
તેઓને તેણે પરમાણો આપીને દેવના રાજની
સાહેદી આપી, ને મુસાના શાસતર, તથા ભવીશ-
વાદીઓ ઉપરથી ઇશુ વીશે વાત સવારથી સાંહાંજ
સુધી તેઓને સમજાવી. અને જે વાતો કહી તે ૨૪
કેટલાએકે માની, ને કેટલાએકે માની નહીં. ને ૨૫
તેઓમાં પરસપર સંબંધ ન હતો, ને પાઉલે આ
વાત કહયા પછી તેઓ ઉઠી ગયા કે, પવીતર આત-
માએ યશાયા ભવીશવાદીની પાસે આપણા
બાપદાદાઓને ઠીક કેહેવડાવયું કે, "તું એ લોકની ૨૬
પાસે જઇને કેહે કે, તમે શાંભળતાં શાંભળશો,
પણ સમજશો નહીં, ને જોતાં જોશો પણ જાણ-
શો નહીં. કેમકે એ લોકોનાં મન જડ થયાં છે, ૨૭
ને કાનોએ એઓ ધીમે શાંભળેછે, ને એઓએ
પોતાની આંખો મીચેલી છે, રખે એઓ આંખોએ

જુએ, ને કાનોએ શાંભલે, ને મનથી સમજે, ને
૨૮ ફરે, ને એઓને હું સમા કરૂં." એ માટે તમને જાણ
થાએ કે, દેવનું તારણ વીદેશીઓની પાસે મોકલાયું
૨૯ છે, ને તેઓ તે શાંભલશે. ને તેણે એ વાતો કહી
રહયા પછી યહુદીઓ ઘણો વીવાદ કરતા કરતા
૩૦ ગયા. અને પાઉલ પોતાના ભાડાના ઘરમાં પુરાં
બે વરશ રહયો, ને જે તેની પાસે આવયા તે સર-
૩૧ વનો તેણે આવકાર કીધો. અને પુરા નીરભયથી
તથા વગર અટકાવે દેવનું રાજ શંભાલાવતો, તથા
પરભુ ઈશુ ખરીસત વીશેનો ઉપદેશ કરતો હતો.



# રૂમીઓને પાઉલ પરેરીતનું પતર.



દેવનાં વાહાલાં, તથા પવીતર [થવા સારૂ] 1
તેડાએલાં, જે રૂમમાં છે, તેઓ સધલાંની પરતે
લખતંગ ઈશુ ખરીસતનો દાસ પાઉલ, જે પરેરીત
થવા સારૂ તેડાએલો, તથા દેવની સુવારતાને અરથે
જુદો કરાઈને ઠરાવેલો છું. તે [સુવારતાનું] વચન, 2
દેવે પોતાના ભવીશવાદીઓથી પવીતર લેખોમાં
અગાઉ કેહેવડાવયું હતું. તે તેના દીકરા આપણા 3
પરભુ ઈશુ ખરીસત વીશે છે, જે દેહ સંબંધી તો
દાવુદના વંશનો થયો, પણ પવીતરાઈના આતમા 4
સંબંધી મુએલાઓમાંથી પાછો ઉઠયાથી દેવનો
દીકરો પરાકરમે કરીને પરસીધ થએલો છે. તેથકી 5
અમે કીરપા તથા પરેરીતપણું પામયા છઈએ, એ
માટે કે તેના નામને સારૂ વીશવાસનું માનવું સરવ
લોકોમાં થાએ. અને એઓમાંના તમે પણ ઈશુ 6
ખરીસતનાં તેડાએલાં છો. કીરપા તથા શાંતી 7
આપણા બાપ દેવ, તથા પરભુ ઈશુ ખરીસતની
પાસેથી તમને થાઓ.

પરથમ તો, ઈશુ ખરીસતને આસરે, તમ સધલા 8

વીશે, હું મારા દેવનો ઉપકાર માનુંછું કે, આખા
૯ જગતમાં તમારા વીશવાસની ખબર છે. કેમકે દેવ,
જેની સેવા હું મારા આતમાએ તેના દીકરાની
સુવારતામાં કરૂંછું, તે મારો સાહેદ છે કે, નીત હું
૧૦ કેટલું તમારૂં સમરણ કરૂંછું. ને સદા મારી પરારથના-
ઓમાં માગું છું કે, જો કદાપી કોઈવારે દેવની ઈછાથી
તમારી પાસે આવવાનો મને સુમારગ પરાપત
૧૧ થાએ. કેમકે હું તમને જોવા ઘણો ચાહુંછું, એ માટે
કે તમારા નીભાવને અરથે તમને કોઈ આતમીકદાન
૧૨ પમાડું. એટલે પરસપર તમારા ને મારા વીશવાસથી
હું તમારા સુધાં શાંતી પામું.
૧૩ અને ભાઈઓ, મારી ઈછા નથી કે તમે એ વીશે
અજાણ્યા રેહો, કે મેં ઘણી વાર તમારી પાસે
આવવાનું ઠરાવયું, એ સારૂ કે જેમ બીજા લોકોમાં,
તેમ તમારામાં પણ હું કંઈ ફલ પામું, પણ હજી સુધી
૧૪ હું અટકાવાયો. કેમકે હેલેનીઓ તથા બારબરીઓ,
૧૫ ગનાનીઓ તથા અગનાનીઓનો, હું રૂણી છું. એવો
કે હું તમ રૂમીઓને પણ સુવારતા કેહેવાને સારૂ
૧૬ સીધ છું. કેમકે ખરીસતની સુવારતા વીશે હું શર-
માતો નથી, કારણ કે તે પરતીએક વીશવાસીના
તારણને અરથે દેવનો પરાકરમ છે, પરથમ યહુદીના
૧૭ ને પછી હેલેનીના. કેમકે તેમાં દેવનું જે નયાયી-
પણું વીશવાસથી, તે વીશવાસને અરથે પરગટ

થએલું છે, જેમ લખયું છે કે, "નયાચી વીશવાસથી
જીવશે."
કેમકે જે માણસો અનયાયથી સતને દાબી ૧૮
રાખેછે, તેઓની સરવ અભકતી, તથા અનયાય
પર, દેવનો કરોધ આકાશથી પરગટ કરાએલો છે.
કારણ કે દેવ વીશેનું ગનાન તેઓમાં પરસીધ છે, ૧૯
કાંજે દેવે તેઓને તે પરસીધ કીધું છે. કેમકે તે વીશે ૨૦
જે અણદીઠ, એટલે તેનો અનાદી પરાકરમ અને
દેવપણું, જગતની ઉતપતીથી વીચારમાં આવીને,
તેના કરેલાં કામો ઉપરથી સપશટ જણાએછે, ને તે
માટે તેઓ નીરૂતર છે. કારણ કે દેવને જાણીને, ૨૧
તેનો દેવના જેવો મહીમા કીધો નહીં, ને તેના
ઉપકારોને માનયા નહીં, પણ પોતાની કલપ-
નામાં અવરથા થઈ ગયા, અને તેઓનાં નીરબુધ
મનો અંધરાયાં. અમેં ડાહયા છઇએ એમ કેહેતાં, ૨૨
તેઓ મુરખ થયા. અને તેઓએ અવીનાશી દેવનો ૨૩
મહીમા, નાશવંત માણસ, તથા પકશી, તથા
ચારપગાં, તથા સરપોની મુરતીની સરખાઈમાં
ફેરવી નાંખયો. એ માટે દેવે તેઓને તેઓનાં ૨૪
અંતસકરણોની દુશટ ઈછાઓને લીધે અશુધતામાં
મેલી દીધા કે, તેઓ માહોમા પોતાનાં શરીરોનું
અપમાન કરે. તેઓએ દેવનું સાત જાુઠાણામાં ૨૫
બદલી નાંખયું, ને જે ઉતપનકરતા સરવકાલ

સુધી સતુતીવાન છે, આમેન; તેનું ભજન કરતાં
૨૬ ઉતપન કરેલાનું ભજન તથા સેવા કીધાં. તે માટે
દેવે તેઓને અપમાની વીશયોને સવાધીન કીધા,
એવા કે તેઓની બાયડીઓએ સવભાવીક વેહે-
વારને ઉલટાવીને, જે સવભાવ પરમાણે નથી
૨૭ તેમાં તેને બદલયો. અને એમજ પુરૂશો પણ
બાયડીઓ વીશે સવભાવીક વેહેવાર મુકીને,
પરસપર પોતાની દુશટ ઈછાઓમાં બલવા લાગ-
યા, એટલે પુરૂશે પુરૂશની સાથે અણઘટતાં કામ
કીધાં, અને જેમ લાએક હતું, તેમ પોતામાં
૨૮ પોતાની ભુલનું ફલ પાછું પામયા. ને દેવનું
ગનાન રાખવું તે તેઓને ગમયું નહીં, માટે જે
ઘટારથ નથી, તે કરવા સારૂ દેવે તેઓને ભરશટ
૨૯ સમજને સવાધીન કીધા. એટલે તેઓ સરવ
અનયાયે, વીભીચારે, દુશટપણાએ, દરવયલોભે,
ભુંડાઇએ ભરેલા થયા, ને વલી અદેખાઈએ, હત-
યાએ, લડાઈએ, કપટે તથા દુરાચારે ભરાયા.
૩૦ વલી ચાડીઆ, નીંદક, દેવદવેશી, ગરવીશટ, અભી-
માની, આપવખાણીઆ, નઠારાની યુકતી કાહા-
૩૧ ડનારા, માબાપોને ન માનનારા, નીરબુધ, વીશ-
વાસઘાતી, અપરેમી, નીયમભંગી, તથા નીરદય,
૩૨ એવા થયા. અને દેવને નીયમ જાણયા છતાં
કે એવાં કામ કરનારાઓ મોત જોગ છે, પોતે

એવાંજ કરેછે, કેવલ એમ નહીં, પણ જેઓ કરેછે
તેઓ ઉપર સંતોશી થાએછે.
એ માટે ઓ નયાય ઠરાવનાર માણસ, તું ૨
જે કોઈ હોએ, તે તું નીરૂતર છે, કેમકે જે વીશે તું
બીજાનો નયાય ઠરાવેછે, તેમાં તું પોતાને અપ-
રાધી ઠરાવેછે; કેમકે તું નયાય ઠરાવનાર પોતે
પણ તેજ કામો કરેછે. અને આપણે જાણીએ- ૨
છઈએ કે એવાં કામો કરનારાઓ પર, દેવનું નયાય-
કરણ સત પરમાણે છે. તારે ઓ માણસ, જે ૩
એવાં કામ કરનારાનો નયાય ઠરાવેછે, ને પોતે તેજ
કરેછે, તું દેવના નયાયકરણથી બચીશ, શું એમ
ધારેછે? અથવા દેવના અનુગરહ તને પસતાવામાં ૪
ઘેરેછે, એ ન જાણીને શું તેના અનુગરહ, તથા
સહનતા, તથા દીરઘધૈરયની સંપત, તું તુછ મા-
નેછે? ને તારી કઠણતા, તથા અણપસતાવીક ૫
અંતસકરણ પરમાણે તું પોતાને સારૂ કરોધના
તથા દેવના યથારથ નયાયના પરકટીકરણના
દીવસ સુધી, કરોધનો સંગરહ કરેછે. તે એકેકને ૬
પોતપોતાનાં કામ પરમાણે ફલ આપશે. એટ- ૭
લે જે શારાં કામ કરતાં ધીરજતાથી મહીમા, તથા
માન, તથા અવીનાશ શોધેછે, તેઓને સરવ-
કાલનું જીવન. પણ જે વહડવાડીઆ છે, ને સત- ૮
ને નથી માનતા, પણ અસતને માને છે તેઓને

૯ કોપ તથા કરોધ. હરેક ભુંડું કરનાર માણસના
આતમાને, તે વીપતી તથા વેદના આપશે, પર-
૧૦ થમ યહુદીને પછી હેલેનીને. પણ હરેક શારૂ કર-
નારને, મહીમા તથા માન તથા શાંતી આપશે;
૧૧ પરથમ યહુદીને પછી હેલેનીને; કેમકે દેવની પાસે
પકશપાત નથી.
૧૨ કેમકે જેટલાએ નીયમશાસતર વગર પાપ કીધું,
તેઓ નીયમશાસતર વગર નાશ પામશે; અને
જેટલાએ નીયમશાસતર છતાં પાપ કીધું, તેઓનો
૧૩ નયાય નીયમશાસતર પરમાણે ઠરાવાશે. જે દી-
વસે દેવ મારી સુવારતા પરમાણે ઈશુ ખરીસતથી
માણસોનાં ગુપત કામોનો નયાય ઠરાવશે, તે દી-
૧૪ વસે [તે થશે.] કેમકે નીયમશાસતારને શાંભળનારા
દેવની પાસે નયાયી નથી, પણ નીયમશાસતર
૧૫ પરમાણે ચાલનારા નયાયી ઠરશે. કેમકે વીદે-
શીઓ જેઓને નીયમશાસતર નથી, જારે સવ-
ભાવથી નીયમશાસતર પરમાણે કરેછે, તારે તેઓને
નીયમશાસતર ન છતાં તેઓ પોતાને સારૂ નીય-
૧૬ મશાસતર હોએછે. તેઓની પરેરકબુધી સાહેદી
આપતાં, તથા તેઓના વીચાર માહોમાહે દોશી અથવા
નીરદોશી ઠરાવતાં, તેઓ પોતાનાં અંતસકરણમાં
લખેલું નીયમશાસાતરનું કામ દેખાડેછે.
૧૭ જો, તું યહુદી કેહેવાએછે, ને નીયમશાસતર પર

આશા રાખેછે, ને દેવ વીશે અહંકાર કરેછે, અને
તેની ઈછા જાણેછે. અને નીચમશાસતરનો ભણેલો ૧૮
થઈને જાતજાતનાઓને પારખેછે. અને પોતાના ૧૯
વીશે એવો ભરોશો રાખેછે કે, મને નીચમશાસતરને
આસરે ગનાન તથા સતનું સવરૂપ પરાપત થયું,
માટે હું આંધલાઓને દોરનાર, તથા જે અંધકારમાં
છે તેઓનો પરકાશ કરનાર, તથા અગનાનીઓનો ૨૦
શીખવનાર, તથા બાલકોનો ઉપદેશ કરનાર છું.
તારે બીજાને શીખવનાર, તું પોતાને શીખવતો ૨૧
નથી શું? ચોરી ન કરવી, એવું પરગટ કરનાર, તું
પોતે ચોરી કરેછે શું? છીનાલું ન કરવાનું કેહેનાર, તું ૨૨
છીનાલું કરેછે શું? મુરતીઓથી કંટાલનાર, તું ધરમાદા
લુટેછે શું? જે તું શાસતર વીશે વડાઈ કરેછે, તે તું ૨૩
શાસતરનાં ઉલંઘનથી દેવને અપમાન આપેછે શું?
કેમકે જેવું લખયું છે તેવું તમારે લીધે વીદેશીઓમાં ૨૪
દેવનું નામ નીંદાએછે.

જો તું નીચમશાસતરને પાલે તો સુંનત ફલવંતી ૨૫
છે ખરી; પણ જો તું નીચમશાસતરનો ઉલંઘનાર
હોએ, તો તારી સુંનત બેસુંનતી થઈ. માટે જો ૨૬
બેસુંનત માણસ નીચમશાસતરનાં ઠરાવેલાં પાલે,
તો તેની બેસુંનતી સુંનતમાં ગણાએ નહીં શું?
અને મુલસથીની જે બેસુંનતો, તેઓએ નીચમ- ૨૭
શાસતર પાલીને, તને એટલે લેખ તથા સુંનતથી

નીયમશાસતર ઉલંઘનારને અપરાધી ઠરાવશે નહીં
૨૮ શું? કેમકે જે દેખઈતો યહુદી તે યહુદી નથી, અને
જે દેખઈતી એટલે દેહની સુંનત તે સુંનત નથી.
૨૯ પણ જે માંહેનો યહુદી તેજ યહુદી, અને સુંનત
એટલે રદયની, જે અક્શરીક નથી, પણ આતમીક
છે, જેનું બખાણ માણસથી નથી, પણ દેવથી છે,
તેજ સુંનત છે.

૩ તો યહુદીનું વીશેશ શું છે? અને સુંનતથી શો
૨ લાભ છે? સરવ પરકારે ઘણો છે. પરથમ તો એ
૩ કે, દેવનાં વચનો તેઓને સોંપાયાં. અને જો
કેટલાએક વીશવાસ ન કીધો તો શું? તેઓનો
અવીશવાસ શું દેવના વીશવાસને નીરરથક કરશે?
૪ એવું ન થાઓ; જો હરેક માણસ જુઠું તો પણ દેવ
સાચો મનાયો; જેવું લખયું છે કે, "તું પોતાની
વાતોમાં નયાયી ઠરે, અને નયાય ઠરાવવામાં
૫ જીતી જાઓ." પણ જો અમારૂં અનયાયપણું
દેવના નયાયીપણાને સથાપીત કરેછે, તો અમે
શું કહીએ (હું માણસના સરખું બોલું છું) કરોધ-
૬ રૂપી શીક્શા કરનાર દેવ શું અનયાયી છે? એવું ન
થાઓ; થાએ તો દેવ જગતનો નયાય કેમ ઠરાવશે?
૭ કેમકે જો મારા જુઠાથી દેવનું સત તેના મહીમાને
સારૂ ઘણું વધયું, તો હજુ સુધી હું પણ અપરાધી
૮ જેવો કેમ ઠરાવાઉં? તારે, શારૂં થાએ એ માટે આપણે

ભુંડું કરીએ શું? કેટલાએક લોક આપણા પર એવો
દોશ મુકેછે ખરા, ને કેહેછે કે તેઓનું બોલવું એવું છે;
પણ એવાઓનો દંડ વાજબી છે.
તારે શું આપણે બીજાઓ કરતાં શરેશઠ છઈએ? ૯
કાંઈજ નથી, કારણ કે યહુદીઓ તથા હેલેનીઓ
પણ પાપ તલે છે, એ અમે અગાઉ પરમાણ કીધું
છે. ને તે પરમાણે લખેલું છે કે "કોઈ નયાયી ૧૦
નથી, એક પણ નથી; સમજનાર કોઈ નથી, ૧૧
દેવને શોધનાર કોઈ નથી; સધલાઓ મારગને ૧૨
મુકી દીધો, સધલા નઠારા થયા, શારૂં કરનાર કોઈ
નથી, એક પણ નથી; તેઓનું ગલું ઉઘાડી કબર ૧૩
છે, તેઓ પોતાની જીભથી કપટ કરતા આવયા
છે, તેઓના હોઠોમાં સરપનું ઝેર છે; તેઓનું મો- ૧૪
હોડું શરાપથી તથા કડવાસથી ભરેલું છે; તે- ૧૫
ઓના પગ લોહી વેહેવડાવવા સારૂ વેગવાન છે;
તેઓના મારગોમાં નાશ તથા સંતાપ છે; અને ૧૬ ૧૭
શાંતીનો મારગ તેઓએ જાણયો નથી; તેઓની ૧૮
આંખ આગલ દેવનું ભય નથી". વારૂ, આપણે ૧૯
જાણીએછઈએ કે નીયમશાસતર જે કેહેછે, તે નીય-
મશાસતરને જેઓ આધીન તેઓને કેહેછે, એ
માટે કે હરેક મોહોડું બંધ કરાએ, ને આખું જગત
દેવના દંડ જોગ ઠરે. કેમકે નીયમની કરણીઓથી ૨૦
કોઈ માણસ તેની આગલ નયાયી ઠરાવાશે નહીં,

કારણ કે નીયમથી તો પાપનું ઓળખાણ થાએછે.
૨૧ પણ અમણા નીયમરહીત દેવનું નયાયીપણું
પરગટ થયું છે, એનો સાહેદી નીયમશાસતરથી તથા
૨૨ ભવીશવાદીઓથી અપાઈ છે; એટલે દેવનું જે નયા-
યીપણું, ઈશુ ખરીસતના વીશવાસથી છે, તે સધ-
ળાઓને અરથે અને સઘળા વીશવાસીઓ ઉપર છે,
૨૩ કેમકે કાંઈ ભેદ નથી; કારણ કે સઘળાએ પાપ કીધું,
ને દેવના મહીમા વીશે સઘળા ઓછા થયા છે;
૨૪ ઈશુ ખરીસતથી જે ઉધાર છે, તેથી દેવની કીરપાએ
૨૫ તેઓ મફત નયાયી ઠરાવેલા છે. દેવે તેને પશ-
યશ્ચીત થવા સારૂ ઠરાવયો; તે તેના લોહીના
વીશવાસથી થાએછે, એ માટે કે પાછલાં થએલાં
પાપની માફી જે દેવની સહનતામાં થઈ તે વીશે તે
૨૬ પોતાનું નયાયીપણું દેખડાવે; એટલે અમણાના
કાલમાં પોતાનું નયાયીપણું દેખડાવે, એ માટે
કે પોતે નયાયી છતાં પણ જે ઈશુનો વીશવાસી છે
૨૭ તેને નયાયી ઠરાવનાર હોએ. તો વડાઈ કરવાનું
કાહાં છે? તેનો સમાવેશ નથી. કહયા નીય-
મથી? શું કરણીના? ના, પણ વીશવાસના નીય-
૨૮ મથી છે. એ માટે અમે એવું સમજીએછઈએ કે
માણસ નીયમની કરણીઓ વગર વીશવાસથી
૨૯ નયાયી ઠરાવાએછે. તો શું દેવ કેવલ યહુદીઓનો
છે? શું વીદેશીઓનો પણ નથી? હા, વીદેશીઓનો

પણ છે. કારણ કે એકજ દેવ સુંનતીને વીશ- ૩૦
વાસથી, અને બેસુંનતોને વીશવાસેજ કરીને ન-
યાચી ઠરાવેછે. તારે અમે વીશવાસથી નીયમને ૩૧
નીરરથક કરીએછઇએ શું? ના, એવું થતું નથી,
ઉલટું અમે નીયમને સથાપીએછઈએ.

તો આપણા પુરવજ ઈબ્રાહીમને દેહ વીશે ૪
શું મલયું; તે શું કહીએ? કેમકે ઈબ્રાહીમ જો કરણી- ૨
ઓથી નયાચી ઠરયો હોત, તો તે વડાઈ કરી શકત,
પણ દેવ આગલ નહીં. કેમકે ધરમલેખ શું કેહેછે? ૩
એ કે "ઈબ્રાહીમે દેવ પર વીશવાસ કીધો, અને તે
તેને સારૂ નયાચીપણાને અરથે ગણાયો." હવે કામ ૪
કરનારનું વેતન કીરપારૂપ ગણાતું નથી, પણ રૂણ-
રૂપ ગણાએછે. પણ કામ ન કરતા જે અભકતને ૫
નયાચી ઠરાવનાર પર વીશવાસ કરેછે, તેનો વીશ-
વાસ તેને સારૂ નયાચીપણાને અરથે ગણાએછે.
અને એ પરમાણે દાઉદ પણ તે માણસની ધનયતા ૬
કેહેછે, જેને દેવ કરણીઓ વગર નયાચી ઠરાવેછે કે,
"જેઓના અપરાધોની માફી થઈ, અને જેઓનાં ૭
પાપ ઢંકાયાં છે, તેઓ ધનય છે. જેનું પાપ પરભુ ૮
નહીં ગણે તે માણસ ધનય છે." તારે એ ધનયતા ૯
કેવલ સુંનતીને થાએછે કે બેસુંનતને થાએછે?
આપણે એવું તો કહીએછઇએ કે વીશવાસ ઈબરા-
હીમને સારૂ નયાચીપણાને અરથે ગણાયો હતો.

૧૦ તારે તે કેવારે ગણાયો ? તે સુંનતમાં હતો તારે?
કે બેસુંનતીમાં હતો તારે? સુંનતમાં હતો તારે
૧૧ નહીં, પણ બે સુંનતીમાં હતો તારે. અને જે
નચાચીપણું વીશવાસથી બેસુંનતીમાં હતું, તેની
મુદરા થવા સારૂ તે સુંનતની નીશાની પામયો,
એ માટે કે, સરવ બેસુંનત વીશવાસીઓનો પુર-
વજ તે થાએ કે તેઓને સારૂ પણ નચાચીપણું
૧૨ ગણાએ. અને સુંનતીઓનો પુરવજ એટલે જેઓ
કેવલ સુંનતીજ, એમ નહીં, પણ આપણા પુરવજ
ઈબરાહીમનો જે વીશવાસ બેસુંનતીમાં હતો,
તેના પગલામાં જેઓ ચાલેછે તેઓનો પુરવજ
૧૩ પણ થાએ. ને વલી જગતના વારસ થવાનું વચન
ઈબરાહીમને કે તેના વંસને નીચમથી ન હતું,
૧૪ પણ વીશવાસના નચાચીપણાએ હતું. કેમકે
જો નીચમવંતો વારસ હોએ, તો વીશવાસ અવ-
૧૫ રથા થયો, ને વચન રદ પડયું. ને વલી નીચમ
શાસતર કરોધ ઉપજાવેછે, કેમકે જાંહાં નીચમ નથી
૧૬ તાંહાં ઉલંઘન પણ નથી. ને [વારસો] એ સારૂ
વીશવાસથી છે કે કીરપાથી હોએ, એટલે વચન
સઘલા વંશને વાસતે સથીર થાએ, જેઓ નીચમ-
શાસતરની ગમના કેવલ તેઓને નહીં, પરંતુ જેઓ
ઈબરાહીમના વીશવાસની ગમના છે, તેઓને પણ
૧૭ થાએ. દેવ મુએલાઓને સજીવન કરનાર, અને

જે નથી તે છે એવું પરગટ કરનાર, કે જેના પર
તેણે વીશવાસ કીધો તેની આગલ તે આપણ
સઘલાનો પુરવજ છે, જેમ લખયું છે કે,"મેં તને
ઘણા દેશનાઓનો પુરવજ ઠરાવયો છે." તેણે ૧૮
નીરાશ ન થઈને આશાથી વીશવાસ કીધો, એટલે
ઘણા દેશનાઓનો પુરવજ થયો, કહેલા પરમાણે
કે તારો વંશ તેવો થશે. અને વીશવાસમાં દુરબલ ૧૯
ન થઇને, પોતે આસરે શો વરશનો છતાં પણ
પોતાનું શરીર હવે નીરજીવ, અને સારાનું ગરભ-
સથાન મરેલું, તેણે ધયાનમાં આણયું નહીં. તેણે ૨૦
અવીશવાસથી દેવના વચન વીશે સંદેહ ન આણ-
યો, પણ દેવને મહીમા આપીને, તથા જે વચન ૨૧
તેણે આપયું હતું તે પુરૂં કરવાને તે સમરથ છે,
એવો નીશચે રાખીને તે વીશવાસમાં સથીર ર-
હયો. માટે તેનો વીશવાસ તેને સારૂ નયાયી- ૨૨
પણાને અરથે ગણાયો. તેને સારૂ ગણાયો, એ
કેવલ તેનેજ માટે લખયું નથી, આપણે માટે પણ ૨૩
લખયું છે, એટલે જેણે આપણા પરભુ ઈશુને
મુએલામાંથી ઉઠાડયો, તેના પર જો વીશવાસ ૨૪
કરીએ, તો આપણે સારૂ પણ ગણાશે. તે આપણા ૨૫
અપરાધોને લીધે પરાધીન કરાયો, ને આપણા
નયાયીકરણને લીધે પાછો ઉઠાડાયો.

તારે વીશવાસથી નયાયી ઠરાવાએલા, આપ- ૫

ણને આપણા પરભુ ઈશુ ખરીસતને આસરે, દેવની
૨ સાથે સમાધાન છે. એટલે તેનેજ આસરે આપણે
જે કીરપામાં સથીર છઈએ, તેમાં વીશવાસથી પરવેશ
પામેલા છઈએ, ને દેવના મહીમાની આશા પર
૩ આનંદ કરીએછઈએ. કેવલ એમાંજ નહીં, સંકટમાં
૪ પણ આનંદ કરીએછઈએ. કેમકે જાણીએછઈએ કે
સંકટ ધીરજને, ને ધીરજ અનુભવને, ને અનુભવ
૫ આશાને ઉપજાવેછે. અને આશા લજાવતી નથી,
કેમકે આપણને આપેલા પવીતર આતમાથી
આપણા અંતસકરણમાં દેવનો પરેમ વેહેવાડેલો છે.
૬ કેમકે આપણે નીરબલ હતા, એટલામાં સમય
પરમાણે અધરમીઓને સારૂ ખરીસત મરણ
૭ પામયો. હવે ઘણું કરીને નયાયીને સારૂ કોઇ મરે
નહીં, પરોપકારીને સારૂ તો કોઈએક કદાપી મરવાને
૮ છાતી ચલાવે. પણ દેવ આપણા પર પોતાનો
પરેમ એમ પરગટ કરેછે કે, આપણે પાપી હતા
તેટલામાં ખરીસત આપણે સારૂ મરણ પામયો. તારે
૯ આપણે અમણા તેના લોહીથી નયાયી ઠરાવાયા
છઈએ, તો તેને આસરે ક્રોધથી કેટલા વતા બચીશું.
૧૦ કેમકે જારે શતરૂ હતા, તારે જો દેવની સાથે તેના
દીકરાના મરણે કરીને આપણો મીલાપ કરાયો, તો
મીલાપ થયા પછી તેના જીવનને આસરે કેટલા
૧૧ વતા બચીશું. અને એટલુંજ નહીં, પણ જે આપણા

પરભુ ઈશુ ખરીસતને આસરે અમણા મીલાપ
પામયા છઈએ, તેનેજ આસરે આપણે દેવ પર
આનંદ કરીએછઈએ.

તે માટે આ પરમાણે (વાત છે) કે, એક માણસથી ૧૨
પાપ જગતમાં પેઠું, અને પાપથી મરણ, અને એમ
સઘલાં માણસોમાં મરણનો પરસાર થયો, કારણ
કે સઘલાએ પાપ કીધું. કેમકે નીયંમશાસતર ૧૩
આવયા સુધી, પાપ જગતમાં હતું, અને નીયમ ન
છતાં પાપ ગણાતું નથી. તો પણ આદમથી મુસા ૧૪
સુધી મરણે રાજ કીધું, જેઓએ આદમના ઉલંઘન
સમાન પાપ કીધું ન હતું, તેઓના ઉપર પણ કીધું,
(આદમ) તો આવનારનું નીદરશન હતો. પણ ૧૫
જેવું પાપ તેવું કીરપાદાન એમ નથી; કેમકે જો
એકના પાપને લીધે ઘણા મરણ પામયા, તો એક
માણસ એટલે ઈશુ ખરીસતથી, ઘણાના ઉપર
દેવની કીરપા તથા કીરપાથી દાન તે કરતાં વીશેશે
કરીને ઘણું થયું છે. અને એકના પાપ કીધાથી જેવું ૧૬
થયું, તેવું દાન નથી; કેમકે નયાયકરણ એક
અપરાધથી દંડને સારૂ થયું, પણ કીરપાદાન ઘણા
અપરાધોથી નયાયીકરણને સારૂ છે. કેમકે જો ૧૭
એકથી તેના પાપને લીધે મરણે રાજ કીધું, તો
જેઓ કીરપા તથા નયાયીપણાનું દાન પુશકલ
પામેછ, તેઓ ઘણા વીશેશે કરીને એક એટલે ઈશુ

૧૮ ખરીસતથી જીવનમાં રાજ કરશે. એ માટે કે જેમ
એક અપરાધથી સઘળાં માણસો પર દંડનો ઠરાવ
આવયો, તેમ એક નયાયકરમથી સઘળાં માણસો
૧૯ પર જીવનના નયાયીપણાનો ઠરાવ આવયો. કેમકે
જેમ એક માણસે આગનાભંગ કરી, તેથી ઘણા
પાપી ઠરાવાયાં, તેમજ એકે આગનાપાલન કરયું,
૨૦ તેથી ઘણા નયાયી ઠરાવાશે. અને અપરાધ અધીક
થાએ, માટે નીયમશાસતર પરવેશ પામયું; પણ
જાંહાં પાપ અધીક થયું, તાંહાં તે કરતાં કીરપા ઘણી
૨૧ અધીક થઈ. એ માટે કે જેમ પાપે મરણને અરથે
રાજ કીધું તેમ કીરપા પણ આપણા પરભુ ઈશુ
ખરીસતને આસરે નયાયીપણાએ કરીને સરવકા-
ળના જીવનને અરથે રાજ કરે.

૬ તારે શું કહીએ? કીરપા અધીક થાએ માટે પાપ
૨ કરતા રહીએ શું? ના, એવું ન થાએ; આપણે પાપ
સંબંધી મુઆ છઈએ, તો એમાં આગળ જીવન કેમ
૩ કાહાડીશું? શું તમે નથી જાણતા કે, આપણામાંના
જેટલા ખરીસત ઈશુમાં બાપતીસમા પામયા,
૪ તેટલા તેના મરણમાં બાપતીસમા પામયા. તે માટે
આપણે તેની સાથે મરણમાં બાપતીસમાએ કરીને
દટાયા, કે જેમ ખરીસત બાપના મહીમાએ કરીને
મુએલાંમાંથી ઉઠડાયો, તેમજ આપણે પણ નવા
૫ જીવનમાં ચાલીએ. કારણ કે, જો આપણે તેના

મરણની સમાનતામાં તેની સાથે રોપાયા, તો
તેના પાછા ઉઠવાની સમાનતામાં પણ થઈશું.
અને એ જાણીએછઈએ કે આપણું જાનું માણસ- ૬
પણું તેની સાથે વધસથંભે એ માટે જડાયું કે,
પાપના શરીરનો નાશ થાએ; એટલે હવે પછી
આપણે પાપની સેવા ન કરીએ. કેમકે જે મુઓ ૭
છે તે નચાયી ઠરીને પાપથી છુટયો છે: હવે જો ૮
આપણે ખરીસતની સાથે મુઆ, તો આપણને
વીશવાસ છે કે તેની સાથે જીવીશું. કેમકે આપણે ૯
જાણીએછઈએ કે ખરીસત મુએલામાંથી ઉઠડાઈને
પાછો મરતો નથી; ફરી તેના પર મરણનું ધણી-
પણું નથી. કેમકે તે મુઓ એટલે એકવાર પાપ ૧૦
સંબંધી મુઓ, પણ તે જીવેછે એટલે દેવ સંબંધી
જીવેછે. તેમ તમે પોતે પણ પાપ સંબંધી મુઆ ૧૧
ખરા, પણ આપણા પરભુ ઈશુ ખરીસતને આસ-
રે, દેવ સંબંધી જીવતા છો, એવું ગણો.

એ માટે તમે પોતાના મરનાર શરીરમાં પાપને ૧૨
રાજ કરવા ન દો, એવું કે તમે તેની કુઈછાઓમાં
તને આધીન થાઓ. અને તમારાં અંગોને અન- ૧૩
ચાયના હથીઆર થવા સારૂ પાપને ન સોંપો;
પણ મુએલામાંથી જીવતા થયા, એવા પોતાને
દેવને આપો; તથા પોતાનાં અંગો નચાયી-
પણાના હથીઆર થવાને દેવને સોંપો. કારણ કે ૧૪

પાપ તમારા પર ધણીપણું કરનાર નથી, કેમકે તમે
નીયમને આધીન નથી, પણ કીરપાને આધીન છો.
૧૫ તો શું આપણે નીયમને આધીન નથી, પણ
કીરપાને આધીન છઈએ, તે માટે પાપ કરીએ શું?
૧૬ ના, એવું ન થાએ. શું તમે નથી જાણતા કે,
જેને તમે દાસ થઈ આગના પાલવા સારૂ પોતાને
સોંપોછો, એટલે જેની આગના તમે પાલોછો,
તેના દાસ તમે છો; ગમે મોતને અરથે પાપના,
અથવા નયાયીપણાને અરથે આગનાપાલનના.
૧૭ તમે પાપના દાસ હતા, પણ જે ઉપદેશધારા તમને
સોંપાયા, તેઓને તમે અંતસકરણથી માની લીધા,
૧૮ એ માટે દેવની સતુતી થાઓ. તારે તમે પાપથી
૧૯ છુટા થઈને, નયાયીપણાના દાસ થયા. તમારા
દેહના નબલાપણાના કારણથી, હું માણસની રીતે
વાત કરૂંછું કે, જેમ તમે પોતાનાં અંગો દાસ થવા
સારૂ અશુધતાને, તથા અનયાયને અરથે અન-
યાયને સોંપયાં; તેમ અમણા પવીતરતાને
અરથે પોતાનાં અંગો દાસ થવા સારૂ નયાયીપ-
૨૦ ણાને સોંપો. કેમકે જેવારે તમે પાપના દાસ હતા
૨૧ તેવારે તમે નયાયીપણાથી છુટા હતા. ને વલી
જે કામોથી તમે અમણા શરમાઓછો, તેઓથી
તમને તેવારે શું ફલ હતું? કેમકે તેઓનો પરીણામ
૨૨ મરણ છે. પણ અમણા પાપથી છુટાએલા, અને

દેવના દાસ થએલા, તમને પવીતરતાને અરથે ફલ
છે, અને પરીણામે સરવકાલનું જીવન. કેમકે ૨૩
પાપનું વેતન મરણ છે, પણ દેવનું કીરપાદાન,
ઈશુ ખરીસત આપણા પરભુને આસરે, સરવ-
કાલનું જીવન છે.

ઓ ભાઈઓ, શું તમે એ નથી જાણતા, ૭
કેમકે જે નીચમશાસતર જાણેછે તેઓને હું કહુંછું કે,
માણસ જીવેછે તાંહાં સુધી નીચમશાસતર તેના પર
ધણીપણું કરેછે.? કેમકે જે બાયડીને વર છે, તે ૨
પોતાના વરના જીવતાં સુધી નીચમથી તેને બંધા-
એલી છે,પણ જો વર મરીગયો હોએ તો તે વરના
નીચમથી છુટી છે. હવે વરના જીવતાં જો તે બીજો ૩
વર કરે, તો તે વીભીચારીણી કેહેવાશે; પણ જો
તેનો વર મરીગયો તો તે નીચમથી છુટી છે, તેથી
જો તે બીજો વર કરે તો પણ વીભીચારીણી નથી.
તો મારા ભાઈઓ તમે પણ ખરીસતના શરીરે ૪
નીચમશાસતર સંબંધી મુએલા થયા છો, એ સારૂ
કે બીજાના એટલે જે મુએલામાંથી પાછો ઉઠયો છે
તેના થાઓ, કે આપણે દેવ સંબંધી ફલ ઉપજાવીએ.
કેમકે જારે આપણે દેહીક હતા તારે નીચમશાસતરથી ૫
પાપોના જે વીકારો,તેઓ આપણાં અંગોમાં મરણ-
ને સારૂ ફલ ઉપજાવવાને અરથે યતન કરતા હતા.
પણ અમણા જેમાં આપણે બંધાયા હતા તે મુએ- ૬

લું થઈને, આપણે નીચમશાસતરથી છુટા થયા, એ
માટે કે લેખના જુનાપણાએ નહીં, પણ આતમાના
નવાપણાએ સેવા કરીએ.
૭ તારે આપણે શું કહીએ, શું નીચમશાસતર
પાપરૂપ છે? ના એવું ન થાએ; પણ ઉલટું નીચ-
મશાસતર વગર મેં પાપ જાણયું ન હોત; કેમકે
નીચમશાસતરે કહયું ન હોત કે લોભ ન રાખ, તો
૮ મેં લોભ જાણયો ન હોત. પણ પાપે આગનાથી
નીમીત પામીને, મારામાં સઘલા પરકારનો લોભ
ઉપજાવયો; કેમકે નીચમશાસતર વીના પાપ
૯ મરેલું હતું. અગાઉ નીચમશાસતર વીના હું જીવતો
હતો, પણ આગના આવી એટલે પાપ પાછું જીવતું
૧૦ થયું, અને હું મુઓ; અને જે આગના જીવનને
અરથે હતી તે મરણને અરથે મને પરાપત થઈ;
૧૧ કેમકે પાપે આગનાથી નીમીત પામીને મને ઠગયો,
૧૨ અને તેથી મને મારીનાંખયો. એ માટે નીચમ-
શાસતર પવીતર છે ખરૂં, અને આગના પવીતર,
પરમાણીક, તથા હીતકારી છે.
૧૩ તારે જે હીતકારી છે તે મારે સારૂ મરણ થયું શું?
ના, એવું ન થાએ; પણ પાપ તે પાપજ જણાએ,
એ માટે એણે જે હીતકારી છે, તેણે કરીને મારામાં
મરણ ઉપજાવયું, એ માટે કે આગનાને આસરે,
૧૪ પાપ તે અતીશે પાપીશઠ થાએ. કેમકે આપણે

જાણીએછઈએ કે નીયમશાસતર આતમીક છે, પણ
હું દેહીક અને પાપના હાથમાં વેચાએલો છું. કેમકે ૧૫
હું જે કરૂંછું, તેમાં સંમત આપતો નથી, કારણ કે જે
ઈછુંછું તે હું કરતો નથી, પણ જે ધીકારૂંછું તે કરૂંછું.
તારે હું જે ઈછતો નથી તે જો કરૂંછું, તો હું નીયમ- ૧૬
શાસતર વીશે સવીકાર કરૂંછું કે શારૂ છે. તો હવે હું ૧૭
આગલ તે કરતો નથી, પણ મારામાં જે પાપ રેહેછે
તે કરેછે. કેમકે હું જાણુંછું કે મારામાં, એટલે મારા ૧૮
દેહમાં, કાંઈજ શારૂ નથી; કારણ કે મારાથી ઇછવું
તો થાએછે, પણ જે શારૂ છે તે કરવાને હું પામતો
નથી. કેમકે હું [જે શારૂ] ઈછુંછું તે કરતો નથી; ૧૯
પણ જે ભુંડું હું ઈછતો નથી તે કરૂંછું. હવે જો હું ૨૦
જે ઈછતો નથી તે કરૂંછું, તો હું તે કરતો નથી, પણ
મારામાં જે પાપ વસેછે તે કરેછે. તો મને એવો ૨૧
નીયમ જણાએછે કે શારૂ કરવા મારા ઈછતાં, ભુંડું
મારી પાસે છે. કેમકે હું માંહેના માણસપણાએ ૨૨
દેવના નીયમશાસતરમાં આનંદ કરૂંછું. પણ હું ૨૩
મારાં અંગોમાં એક બીજા નીયમને મારા મનના
નીયમની સામા લડતાં, અને મને મારાં અંગોમાં
પાપનો નીયમ છે તેના બંધનમાં લાવતાં જોઊંછું.
કેવો હું વીપતીવાન માણસ છું, મને આ મરણના ૨૪
શરીરથી કોણ છોડાવશે? મારા પરભુ ઈશુ ખરીસ- ૨૫
તને આસરે હું દેવના ઉપકારની સતુતી કરૂંછું. સા-

શાંશ તેજ હું મનથી દેવના નીયમની ચાકરી કરૂંછું,
પણ દેહથી પાપના નીયમની.

૮ એ માટે જેઓ ખરીસત ઇશુમાં છે તેઓને
દંડાગના નથી, તેઓ દેહ પરમાણે ચાલતા નથી,
૨ પણ આતમા પરમાણે ચાલેછે. કેમકે ઇશુ ખરી-
સતમાં જીવનના આતમાના નીયમે મને પાપના
૩ તથા મરણના નીયમથી છુટો કીધો છે. કેમકે
દેહના કારણથી નીયમશાસતર નીરબલ હતું,
તેથી જે તેને અશકય હતું, તે સંબંધી હવે પોતાના
દીકરાને પાપી દેહની સમાનતામાં પાપને લીધે
૪ મોકલીને, દેહમાં પાપની સજા ઠરાવી. એ માટે
કે દેહ પરમાણે નહીં, પણ આતમા પરમાણે
ચાલનારા આપણામાં નીયમનો નયાય પુરો
૫ થાએ. કેમકે જેઓ દેહ પરમાણે છે, તેઓ દેહના
ઉપર ચીત લગાડેછે; પણ જે આતમા પરમાણે
૬ છે, તેઓ આતમાના ઉપર ચીત લગાડેછે. અને
દૈહીક ભાવ મરણ છે; પણ આતમીક ભાવ જીવન
૭ તથા શાંતી છે. કારણ કે દૈહીક ભાવ દેવ પર વૈર
છે, કેમકે તે દેવના નીયમશાસતરને સવાધીન
૮ નથી, ને થઈ શકતું પણ નથી. તો જેઓ દૈહીક
૯ છે તેઓ દેવને પરશાન કરી શકતા નથી. ને જો
દેવનો આતમા તમારામાં વસેછે, તો તમે દૈહીક
૧૪ નથી, પણ આતમીક છો; પણ જો કોઇને ખરી-

સતનો આતમા નથી, તો તે તેનો નથી. અને ૧૦
જો ખરીસત તમારામાં છે તો પાપને લીધે શરીર
મરેલું છે, પણ નયાયીપણાને લીધે આતમા જીવે-
છે. તો મુએલામાંથી ઈશુને ઉઠાડનારનો આતમા ૧૧
જો તમારામાં વસેછે, તો ખરીસતને ઉઠાડનાર
પોતાનો જે આતમા તમારામાં વસેછે, તેણે કરીને
તમારાં મરનાર શરીરોને પણ જીવાડશે.

એ માટે ઓ ભાઈઓ, આપણે રૂણીઓ છઈએ, ૧૨
પણ દેહ પરમાણે જીવવાને દેહના રૂણીઓ નથી.
કેમકે જો તમે દેહ પરમાણે જીવો તો મરશો; પણ ૧૩
જો તમે આતમાએ કરીને શરીરનાં કામોને મારી-
નાંખો તો જીવશો. કેમકે જેટલા દેવના આતમાથી ૧૪
દોરાએ છે, તેઓ દેવના દીકરા છે. કેમકે ફરી ભયને ૧૫
સારૂ દાસપણાનો આતમા તમે પામયા નથી;
પણ તમે દતકપુતરપણાનો આતમા પામયા છો,
જેથી આપણે આબા એટલે બાપ એવી હાંક
મારીએછઈએ. આપણે દેવનાં છોકરાં છઈએ, એવી ૧૬
સાહેદી આપણા આતમાની સાથે આતમા પોતે
પણ આપેછે. અને જો છોકરાં તો વારસ, એટલે ૧૭
દેવના વારસ, અને ખરીસતની સંગાથે સાથી વાર-
સ છઈએ; કે જો આપણે તેની સાથે દુઃખ સહીએ
તો તેની સાથે મહીમા પણ પામીએ.

કેમકે હું એમ ગણુંછું કે આ વખતના દુઃખો, જે ૧૮

ણુને આપણા પરભુ ઈશુ ખરીસતને આસરે, દેવની
૨ સાથે સમાધાન છે. એટલે તેનેજ આસરે આપણે
જે કીરપામાં સથીર છઈએ, તેમાં વીશવાસથી પરવેશ
પામેલા છઈએ, ને દેવના મહીમાની આશા પર
૩ આનંદ કરીએછઈએ. કેવલ એમાંજ નહીં, સંકટમાં
૪ પણં આનંદ કરીએછઈએ. કેમકે જાણીએછઈએ કે
સંકટ ધીરજને, ને ધીરજ અનુભવને, ને અનુભવ
૫ આશાને ઉપંજાવેછે. અને આશા લજાવતી નથી,
કેમકે આપણને આપેલા પવીતર આતમાથી
આપણા અંતસકરણમાં દેવનો પરેમ વેહેવાડેલો છે.
૬ કેમકે આપણે નીરબલ હતા, એટલામાં સમય
પરમાણે અધરમીઓને સારૂ ખરીસત મરણ
૭ પામયો. હવે ધણું કરીને નયાયીને સારૂ કોઇ મરે
નહીં, પરોપકારીને સારૂ તો કોઈએક કદાપી મરવાને
૮ છાતી ચલાવે. પણ દેવ આપણા પર પોતાનો
પરેમ એમ પરગટ કરેછે કે, આપણે પાપી હતા
તેટલામાં ખરીસત આપણે સારૂ મરણ પામયો. તારે
૯ આપણે અમણા તેના લોહીથી નયાયી ઠરાવાયા
છઈએ, તો તેને આસરે કરોધથી કેટલા વતા બચીશું.
૧૦ કેમકે જારે શતરૂ હતા, તારે જો દેવની સાથે તેના
દીકરાના મરણે કરીને આપણો મીલાપ કરાયો, તો
મીલાપ થયા પછી તેના જીવનને આસરે કેટલા
૧૧ વતા બચીશું. અને એટલુંજ નહીં, પણ જે આપણા

પરભુ ઈશુ ખરીસતને આસરે અમણા મીલાપ પામયા છઈએ, તેનેજ આસરે આપણે દેવ પર આનંદ કરીએછઈએ.

તે માટે આ પરમાણે (વાત છે) કે, એક માણુસથી ૧૨
પાપ જગતમાં પેઠું, અને પાપથી મરણ, અને એમ
સધલાં માણુસોમાં મરણનો પરસાર થયો, કારણ
કે સધલાએ પાપ કીધું. કેમકે નીયમશાસતર ૧૩
આવયા સુધી, પાપ જગતમાં હતું, અને નીયમ ન
છતાં પાપ ગણાતું નથી. તો પણ આદમથી મુસા ૧૪
સુધી મરણે રાજ કીધું, જેઓએ આદમના ઉલંધન
સમાન પાપ કીધું ન હતું, તેઓના ઉપર પણ કીધું,
(આદમ) તો આવનારનું નીદરશન હતો. પણ ૧૫
જેવું પાપ તેવું કીરપાદાન એમ નથી; કેમકે જો
એકના પાપને લીધે ધણા મરણ પામયા, તો એક
માણુસ એટલે ઈશુ ખરીસતથી, ધણાના ઉપર
દેવની કીરપા તથા કીરપાથી દાન તે કરતાં વીશેશે
કરીને ધણું થયું છે. અને એકના પાપ કીધાથી જેવું ૧૬
થયું, તેવું દાન નથી; કેમકે નયાયકરણ એક
અપરાધથી દંડને સારૂ થયું, પણ કીરપાદાન ધણા
અપરાધોથી નયાયીકરણને સારૂ છે. કેમકે જો ૧૭
એકથી તેના પાપને લીધે મરણે રાજ કીધું, તો
જેઓ કીરપા તથા નયાયીપણાનું દાન પુશકલ
પામેછે, તેઓ ધણા વીશેશે કરીને એક એટલે ઈશુ

૧૮ ખરીસતથી જીવનમાં રાજ કરશે. એ માટે કે જેમ
એક અપરાધથી સઘલાં માણસો પર દંડનો ઠરાવ
આવયો, તેમ એક નયાયકરમથી સઘલાં માણસો
૧૯ પર જીવનના નયાચીપણાનો ઠરાવ આવયો. કેમકે
જેમ એક માણસે આગનાભંગ કરી, તેથી ઘણા
પાપી ઠરાવાયાં, તેમજ એકે આગનાપાલન કરયું,
૨૦ તેથી ઘણા નયાચી ઠરાવાશે. અને અપરાધ અધીક
થાએ, માટે નીયમશાસતર પરવેશ પામયું; પણ
જાંહાં પાપ અધીક થયું, તાંહાં તે કરતાં કીરપા ઘણી
૨૧ અધીક થઈ. એ માટે કે જેમ પાપે મરણને અરથે
રાજ કીધું તેમ કીરપા પણ આપણા પરભુ ઈશુ
ખરીસતને આસરે નયાચીપણાએ કરીને સરવકા-
લના જીવનને અરથે રાજ કરે.

૬ તારે શું કહીએ? કીરપા અધીક થાએ માટે પાપ
૨ કરતા રહીએ શું? ના, એવું ન થાએ; આપણે પાપ
સંબંધી મુઆ છઈએ, તો એમાં આગલ જીવન કેમ
૩ કાહાડીશું? શું તમે નથી જાણતા કે, આપણામાંના
જેટલા ખરીસત ઈશુમાં બાપતીસમા પામયા,
૪ તેટલા તેના મરણમાં બાપતીસમા પામયા. તે માટે
આપણે તેની સાથે મરણમાં બાપતીસમાએ કરીને
દટાયા, કે જેમ ખરીસત બાપના મહીમાએ કરીને
મુએલાંમાંથી ઉઠડાયો, તેમજ આપણે પણ નવા
૫ જીવનમાં ચાલીએ. કારણ કે, જો આપણે તેના

મરણની સમાનતામાં તેની સાથે રોપાયા, તો
તેના પાછા ઉઠવાની સમાનતામાં પણ થઈશું.
અને એ જાણીએછઈએ કે આપણું જાુનું માણસ- ૬
પણું તેની સાથે વધસથંભે એ માટે જડાયું કે,
પાપના શરીરનો નાશ થાએ; એટલે હવે પછી
આપણે પાપની સેવા ન કરીએ. કેમકે જે મુઓ ૭
છે તે નચાચી ઠરીને પાપથી છુટયો છે: હવે જો ૮
આપણે ખરીસતની સાથે મુઆ, તો આપણને
વીશવાસ છે કે તેની સાથે જીવીશું. કેમકે આપણે ૯
જાણીએછઈએ કે ખરીસત મુએલામાંથી ઉઠડાઈને
પાછો મરતો નથી; ફરી તેના પર મરણનું ધણી-
પણું નથી. કેમકે તે મુઓ એટલે એકવાર પાપ ૧૦
સંબંધી મુઓ, પણ તે જીવેછે એટલે દેવ સંબંધી
જીવેછે. તેમ તમે પોતે પણ પાપ સંબંધી મુઆ ૧૧
ખરા, પણ આપણા પરભુ ઈશુ ખરીસતને આસ-
રે, દેવ સંબંધી જીવતા છો, એવું ગણો.

એ માટે તમે પોતાના મરનાર શરીરમાં પાપને ૧૨
રાજ કરવા ન દો, એવું કે તમે તેની કુઈછાઓમાં
તને આધીન થાઓ. અને તમારાં અંગોને અન- ૧૩
ચાયના હથીઆર થવા સારૂ પાપને ન સોંપો;
પણ મુએલામાંથી જીવતા થયા, એવા પોતાને
દેવને આપો; તથા પોતાનાં અંગો નચાચી-
પણાના હથીઆર થવાને દેવને સોંપો. કારણ કે ૧૪

પાપ તમારા પર ધણીપણું કરનાર નથી, કેમકે તમે
નીચમને આધીન નથી, પણ કીરપાને આધીન છો.
૧૫ તો શું આપણે નીચમને આધીન નથી, પણ
કીરપાને આધીન છઈએ, તે માટે પાપ કરીએ શું?
૧૬ ના, એવું ન થાઓ. શું તમે નથી જાણતા કે,
જેને તમે દાસ થઈ આગના પાલવા સારૂ પોતાને
સોંપોછો, એટલે જેની આગના તમે પાલોછો,
તેના દાસ તમે છો; ગમે મોતને અરથે પાપના,
અથવા નયાયીપણાને અરથે આગનાપાલનના.
૧૭ તમે પાપના દાસ હતા, પણ જે ઉપદેશધારા તમને
સોંપાયા, તેઓને તમે અંતસકરણથી માની લીધા,
૧૮ એ માટે દેવની સતુતી થાઓ. તારે તમે પાપથી
૧૯ છુટા થઈને, નયાયીપણાના દાસ થયા. તમારા
દેહના નબલાપણાના કારણથી, હું માણસની રીતે
વાત કરૂંછું કે, જેમ તમે પોતાનાં અંગો દાસ થવા
સારૂ અશુધતાને, તથા અનયાયને અરથે અન-
યાયને સોંપયાં; તેમ અમણા પવીતરતાને
અરથે પોતાનાં અંગો દાસ થવા સારૂ નયાયીપ-
૨૦ ણાને સોંપો. કેમકે જેવારે તમે પાપના દાસ હતા
૨૧ તેવારે તમે નયાયીપણાથી છુટા હતા. ને વલી
જે કામોથી તમે અમણા શરમાઓછો, તેઓથી
તમને તેવારે શું ફલ હતું? કેમકે તેઓનો પરીણામ
૨૨ મરણ છે. પણ અમણા પાપથી છુટાએલા, અને

દેવના દાસ થએલા, તમને પવીતરતાને અરથે ફલ
છે, અને પરીણામે સરવકાલનું જીવન. કેમકે ૨૩
પાપનું વેતન મરણ છે, પણ દેવનું કીરપાદાન,
ઈશુ ખરીસત આપણા પરભુને આસરે, સરવ-
કાલનું જીવન છે.

ઓ ભાઈઓ, શું તમે એ નથી જાણતા, ૭
કેમકે જે નીચમશાસતર જાણેછે તેઓને હું કહુંછું કે,
માણસ જીવેછે તાંહાં સુધી નીચમશાસતર તેના પર
ધણીપણું કરેછે.? કેમકે જે બાયડીને વર છે, તે ૨
પોતાના વરના જીવતાં સુધી નીચમથી તેને બંધા-
એલી છે,પણ જો વર મરીગયો હોએ તો તે વરના
નીચમથી છુટી છે. હવે વરના જીવતાં જો તે બીજો ૩
વર કરે, તો તે વીભીચારીણી કેહેવાશે; પણ જો
તેનો વર મરીગયો તો તે નીચમથી છુટી છે, તેથી
જો તે બીજો વર કરે તો પણ વીભીચારીણી નથી.
તો મારા ભાઈઓ તમે પણ ખરીસતના શરીરે ૪
નીચમશાસતર સંબંધી મુએલા થયા છો, એ સારૂ
કે બીજાના એટલે જે મુએલામાંથી પાછો ઉઠયો છે
તેના થાઓ, કે આપણે દેવ સંબંધી ફલ ઉપજાવીએ.
કેમકે જારે આપણે દેહીક હતા તારે નીચમશાસતરથી ૫
પાપોના જે વીકારો,તેઓ આપણાં અંગોમાં મરણ-
ને સારૂ ફલ ઉપજાવવાને અરથે યતન કરતા હતા.
પણ અમણા જેમાં આપણે બંધાયા હતા તે મુએ- ૬

લું થઈને, આપણે નીયમશાસતરથી છુટા થયા, એ
માટે કે લેખના જુનાપણાએ નહીં, પણ આતમાના
નવાપણાએ સેવા કરીએ.

૭ તારે આપણે શું કહીએ, શું નીયમશાસતર
પાપરૂપ છે? ના એવું ન થાઓ; પણ ઉલટું નીય-
મશાસતર વગર મેં પાપ જાણયું ન હોત; કેમકે
નીયમશાસતરે કહયું ન હોત કે લોભ ન રાખ, તો
૮ મેં લોભ જાણયો ન હોત. પણ પાપે આગનાથી
નીમીત પામીને, મારામાં સઘલા પરકારનો લોભ
ઉપજાવયો; કેમકે નીયમશાસતર વીના પાપ
૯ મરેલું હતું. અગાઉ નીયમશાસતર વીના હું જીવતો
હતો, પણ આગના આવી એટલે પાપ પાછું જીવતું
૧૦ થયું, અને હું મુઓ; અને જે આગના જીવનને
અરથે હતી તે મરણને અરથે મને પરાપત થઈ;
૧૧ કેમકે પાપે આગનાથી નીમીત પામીને મને ઠગયો,
૧૨ અને તેથી મને મારીનાંખયો. એ માટે નીયમ-
શાસતર પવીતર છે ખરૂં, અને આગના પવીતર,
પરમાણીક, તથા હીતકારી છે.

૧૩ તારે જે હીતકારી છે તે મારે સારૂ મરણ થયું શું?
ના, એવું ન થાઓ; પણ પાપ તે પાપજ જણાએ,
એ માટે એણે જે હીતકારી છે, તેણે કરીને મારામાં
મરણ ઉપજાવયું, એ માટે કે આગનાને આસરે,
૧૪ પાપ તે અતીશે પાપીશઠ થાએ. કેમકે આપણે

જાણીએછઈએ કે નીયમશાસતર આતમીક છે, પણ
હું દેહીક અને પાપના હાથમાં વેચાએલો છું. કેમકે ૧૫
હું જે કરૂંછું, તેમાં સંમત આપતો નથી, કારણ કે જે
ઈછુંછું તે હું કરતો નથી, પણ જે ધીકારૂંછું તે કરૂંછું.
તારે હું જે ઈછતો નથી તે જો કરૂંછું, તો હું નીયમ- ૧૬
શાસતર વીશે સવીકાર કરૂંછું કે શારૂં છે. તો હવે હું ૧૭
આગલ તે કરતો નથી, પણ મારામાં જે પાપ રેહેછે
તે કરેછે. કેમકે હું જાણુંછું કે મારામાં, એટલે મારા ૧૮
દેહમાં, કાંઈજ શારૂં નથી; કારણ કે મારાથી ઇછવું
તો થાએછે, પણ જે શારૂં છે તે કરવાને હું પામતો
નથી. કેમકે હું [જે શારૂં] ઈછુંછું તે કરતો નથી; ૧૯
પણ જે ભુંડું હું ઈછતો નથી તે કરૂંછું. હવે જો હું ૨૦
જે ઈછતો નથી તે કરૂંછું, તો હું તે કરતો નથી, પણ
મારામાં જે પાપ વસેછે તે કરેછે. તો મને એવો ૨૧
નીયમ જણાએછે કે શારૂં કરવા મારા ઈછતાં, ભુંડું
મારી પાસે છે. કેમકે હું માંહેના માણસપણાએ ૨૨
દેવના નીયમશાસતરમાં આનંદ કરૂંછું. પણ હું ૨૩
મારાં અંગોમાં એક બીજા નીયમને મારા મનના
નીયમની સામા લડતાં, અને મને મારાં અંગોમાં
પાપનો નીયમ છે તેના બંધનમાં લાવતાં જોઊંછું.
કેવો હું વીપતીવાન માણસ છું, મને આ મરણના ૨૪
શરીરથી કોણ છોડાવશે? મારા પરભુ ઈશુ ખરીસ-
તને આસરે હું દેવના ઉપકારની સતુતી કરૂંછું. સારૂ ૧૮

શાંશ તેજ હું મનથી દેવના નીચમની ચાકરી કરૂંછું,
પણ દેહથી પાપના નીચમની.

૮ એ માટે જેઓ ખરીસત ઈશુમાં છે તેઓને
દંડાગના નથી, તેઓ દેહ પરમાણે ચાલતા નથી,
૨ પણ આતમા પરમાણે ચાલેછે. કેમકે ઈશુ ખરી-
સતમાં જીવનના આતમાના નીચમે મને પાપના
૩ તથા મરણના નીચમથી છુટો કીધો છે. કેમકે
દેહના કારણથી નીચમશાસતર નીરબલ હતું,
તેથી જે તેને અશકય હતું, તે સંબંધી દેવે પોતાના
દીકરાને પાપી દેહની સમાનતામાં પાપને લીધે
૪ મોકલીને, દેહમાં પાપની સજા ઠરાવી. એ માટે
કે દેહ પરમાણે નહીં, પણ આતમા પરમાણે
ચાલનારા આપણામાં નીચમનો નચાચ પુરો
૫ થાએ. કેમકે જેઓ દેહ પરમાણે છે, તેઓ દેહના
ઉપર ચીત લગાડેછે; પણ જે આતમા પરમાણે
૬ છે, તેઓ આતમાના ઉપર ચીત લગાડેછે. અને
દૈહીક ભાવ મરણ છે; પણ આતમીક ભાવ જીવન
૭ તથા શાંતી છે. કારણ કે દૈહીક ભાવ દેવ પર વૈર
છે, કેમકે તે દેવના નીચમશાસતરને સવાધીન
૮ નથી, ને થઈ શકતું પણ નથી. તો જેઓ દૈહીક
૯ છે તેઓ દેવને પરશન કરી શકતા નથી. ને જો
દેવનો આતમા તમારામાં વસેછે, તો તમે દૈહીક
૧૪ નથી, પણ આતમીક છો; પણ જો કોઈને ખરી-

સતનો આતમા નથી, તો તે તેનો નથી. અને ૧૦
જો ખરીસત તમારામાં છે તો પાપને લીધે શરીર
મરેલું છે, પણ નયાયીપણાને લીધે આતમા જીવે-
છે. તો મુએલાામાંથી ઈશુને ઉઠાડનારનો આતમા ૧૧
જો તમારામાં વસેછે, તો ખરીસતને ઉઠાડનાર
પોતાનો જે આતમા તમારામાં વસેછે, તેણે કરીને
તમારાં મરનાર શરીરોને પણ જીવાડશે.
એ માટે ઓ ભાઈઓ, આપણે રૂણીઓ છઈએ, ૧૨
પણ દેહ પરમાણે જીવવાને દેહના રૂણીઓ નથી.
કેમકે જો તમે દેહ પરમાણે જીવો તો મરશો; પણ ૧૩
જો તમે આતમાએ કરીને શરીરનાં કામોને મારી-
નાંખો તો જીવશો. કેમકે જેટલા દેવના આતમાથી ૧૪
દોરાએ છે, તેઓ દેવના દીકરા છે. કેમકે ફરી ભયને ૧૫
સારૂ દાસપણાનો આતમા તમે પામયા નથી;
પણ તમે દતકપુતરપણાનો આતમા પામયા છો,
જેથી આપણે આબા એટલે બાપ એવી હાંક
મારીએછઈએ. આપણે દેવનાં છોકરાં છઈએ, એવી ૧૬
સાહેદી આપણા આતમાની સાથે આતમા પોતે
પણ આપેછે. અને જો છોકરાં તો વારસ, એટલે ૧૭
દેવના વારસ, અને ખરીસતની સંગાથે સાથી વાર-
સ છઈએ; કે જો આપણે તેની સાથે દુ:ખ સહીએ
તો તેની સાથે મહીમા પણ પામીએ.
કેમકે હું એમ ગણુંછું કે આ વખતના દુ:ખો, જે ૧૮

મહીમા આપણામાં પરગટ થનાર છે તેની સાથે
૧૮ સરખાવવા જોગ નથી. કેમકે સરૂશટીની ઘણી
અપેકશા દેવનાં છોકરાંઓના પરકટીકરણની વાટ
૨૦ જોવા પર રેહેછે. કારણ કે સરૂશટી પોતે ઈછીને
નહીં, પણ જેણે તેને સવાધીન કીધી, તેણે કરીને
૨૧ વીઅરથપણાને સવાધીન થઈ. અને આશા છે કે
સરૂશટી પોતે પણ નાશના દાસપણાથી [છુટીને],
દેવના છોકરાંઓના મહીમાવાન છુટકામાં મોકલી
૨૨ કરાશે. કેમકે આપણે જાણીએછઈએ કે સઘલી
સરૂશટી મલીને અમણા સુધી નીશાશા મુકેછે, ને
૨૩ કશટે કરીને પીડાએછે. ને એકલી તે નહીં, પણ આ-
પણે જેઓને આતમાનું પરથમ ફલ મલચું છે, તે
આપણે પોતે પણ દતકપુતરપણાની એટલે આપ-
ણા શરીરના છુટકાની વાટ જોતા, પોતા માંહે ની-
૨૪ શાશા મુકીએછઈએ. કેમકે આપણે આશાએ કરીને
બચીએછઈએ, પણ દીઠેલી આશા તે આશા નથી;
કેમકે કોઈ માણસ જે દેખેછે તેની આશા કેમ કરે.
૨૫ પણ જે આપણે દેખતા નથી તેની આશા જારે
ધરીએછઈએ, તારે ધીરજતાથી તેની વાટ જોઇએ-
છઈએ.
૨૬ અને તે પરમાણે આતમા પણ આપણી દુરબ-
લતાની સાહે કરેછે; કેમકે જે જોઈએ તે પરમાણે
આપણે શી પરારથના કરવી એ આપણે જાણતા

નથી, પણ આતમા પોતે અવાચય નીશાશાએ
કરીને આપણે સારૂ મધયસથી કરેછે. અને અંત- ૨૭
સકરણનો શોધનાર જાણેછે કે આતમાની ઈછા શી
છે; કેમકે દેવની ઈછા પરમાણે પવીતર લોકોને
સારૂ તે વીનંતી કરેછે.

અને આપણે જાણીએછઈએ કે જેઓ દેવના ૨૮
ઉપર પરેમ કરેછે, અને તેના મનોરથ પરમાણે
તેડાએલા છે, તેઓને સારૂ સઘલા મલીને ગુણ
કરેછે. કેમકે જેઓને તેણે આગલ જાણયા, તેઓ ૨૯
સંબંધી એવો પણ આગલ નીશચે કરયો કે તેના
દીકરાની પરતીમા સરખા તેઓ થાએ, એ સારૂ કે
ઘણા ભાઈઓમાંનો તે પરથમજ થાએ. વલી ૩૦
જેઓ સંબંધી તેણે આગલ નીશચે કરયો, તેઓને
પણ તેણે બોલાવયા; અને જેઓને તેણે બોલા-
વયા, તેઓને પણ તેણે નયાયી ઠરાવયા; અને
જેઓને તેણે નયાયી ઠરાવયા, તેઓને પણ તેણે
મહીમાવંત કરયા.

તારે એ વીશે આપણે શું બોલીએ, જારે દેવ ૩૧
આપણા પકશનો, તારે આપણી સામો કોણ? જેણે ૩૨
પોતાનાજ દીકરાને રાખી મુકયો નહીં, પણ
આપણ સરવને લીધે તેને આપયો, તે કીરપાએ
કરીને આપણને બધું તેની સાથે કેમ નહીં આપશે?
દેવના પસંદ કીધેલા ઉપર કોણ દોશ મુકશે? જે ૩૩

૩૪ તેઓને નયાયી ઠરાવેછે તે દેવ છે; તેઓને દંડવંત
કોણ ઠરાવે? જે મુઓ, અને વીશેશે કરીને જે પાછો
ઉઠયો તે ખરીસત છે, તે દેવની જમણી ગમ છે,
૩૫ તે આપણે સારૂ મધયસથી પણ કરેછે. ખરીસતના
પરેમમાંથી આપણને કોણ જુદા કરશે? શું કલેશ,
કે સંકટ, કે સતાવણી, કે દુશકાલ, કે નાગાઈ, કે
૩૬ જોખમ, કે તલવાર? કેમકે તેવું લખયું છે કે, "તારે
લીધે અમે આખો દીવસ મરાઈએછઈએ; મારવાના
૩૭ ગેટાના જેવા અમે ગણાએલા છઈએ." પણ જેણે
આપણા ઉપર પરીતી કીધી, તેણે કરીને આપણે એ
૩૮ બધાં સંબંધી ઘણુંજ જીહીતીએછઈએ. કેમકે મને
એ નીશચે છે કે મરણ કે જીવન, કે દુતો, કે અધી-
કારીઓ, કે પરાકરમીઓ, કે વારતમાનીકો, કે
૩૯ ભાવીશયકો, કે ઊંચાણ, કે ઊંડાણ કે કોઈ પણ
બીજી સરજેલી વસતુ, આપણને દેવની જે પરીતી
ખરીસત ઈશુ આપણા પરભુએ કરીને છે, તેથી
જુદા કરી શકશે નહીં.

૯ હું ખરીસતના નામથી સાચું બોલુંછું, હું જાઠું
બોલતો નથી, મારૂં અંતસકરણ પણ પવીતર
૨ આતમાથી મારી સાહેદી પુરેછે; કે મારા ભાઈઓ,
એટલે દેહ સંબંધી મારા સગાઓ વીશે મને મોહોટો
શોક તથા અખંડ ખેદ મારા અંતસકરણમાં છે.
૩ કેમકે હું પોતે પણ ખરીસતને પરતીકુલ થઈને

વડાઈ કરતો હતો. તેઓ ઈસરાએલી છે, અને ૪
દતકપુતરપણું, તથા મહીમા, તથા કરારો, તથા
નીયમશાસતરદાન, તથા ભજન, તથા વચનો
તેઓનાંજ [હતાં.] બાપદાદાઓ તેઓના છે, ને ૫
ખરીસત દેહ સંબંધી તેઓમાંનો થયો; તે સરવકાલ
સુધી સહુ ઉપર સતુતીવાન દેવ છે. આમેન.
પણ દેવની વાત વીઅરથ થઈ એમ નહીં, કેમકે ૬
જેઓ ઈશરાએલના છે તેઓ સધલા ઈશરાએલી
નથી: અને તેઓ ઈબરાહીમનો વંશ છે એ માટે ૭
સધલાં છોકરાં છે, એમ પણ નથી; [પણ એવું કહે-
લું હતું કે] "ઈસાહાકથી તારો વંશ કેહેવાશે." એટલે ૮
જેઓ દેહ સંબંધી છોકરાં, તેઓ દેવનાં છોકરાં
એમ નથી; પણ જેઓ વચન સંબંધી છોકરાં,
તેઓજ વંશ ગણાશે. કેમકે વચનની વાત એ છે ૯
કે, "તે સમે હું આવીશ, અને સારાને દીકરો થશે."
અને એટલું એમ નહીં, કેમકે જારે રબેકાએ પણ ૧૦
એક એટલે આપણા બાપ ઈસહાકથી ગરભ ધર-
યો; અને [છોકરાંઓના] જનમયા પેહેલાં તેઓ- ૧૧
એ કંઈ શારૂ કે ભુંડું કરયું ન હતું, તારે એને એમ
કહયું કે, "નાહાનાંની ચાકરી વડો કરશે." એ સારૂ કે ૧૨
દેવનો જે મનોરથ પોતાની પરસંનતા પરમાણે
છે, તે કરણીઓથી નહીં, પણ તેડનારથીજ સથીર
રેહે. તે પરમાણે લખયું છે કે, "મેં યાકુબ ઉપર ૧૩

પરીતીકરી, પણ એસાવ ઉપર દવેશ કરયો છે."
૧૪ તારે આપણે શું કહીએ, દેવ પાસે અનયાય
૧૫ છે કે શું? એવું થાએ નહીં; કેમકે તે મુસાને કેહેછે
કે, "જે ઉપર હું દયા કરનાર હોઊં, તે ઉપર દયા
કરીશ; તથા જે ઉપર હું કરૂણા કરનાર હોઊં, તે
૧૬ ઉપર કરૂણા કરીશ." વાસતે ઈછનારથી થતું નથી,
અને દોડનારથી થતું નથી, પણ દયા કરનાર દેવ-
૧૭ થીજ થાએછે. ફરી ધરમલેખ ફારાઓને કેહેછે કે,
"તારાથી મારો પરાકરમ હું દેખડાવું? અને મારૂં
નામ આખી પરથવીમાં [મોહોટું] કેહેવાએ, એનેજ
૧૮ વાસતે મેં તને ઉભો કરયો છે." એ માટે જે ઉપર
તે દયા કરવાને ઈછેછે, તે ઉપર કરેછે; અને જેને
હઠીલો કરવાને ઈછેછે, તેને હઠીલો કરેછે.
૧૯ તારે તું મને કેહેશે કે, તો હવે તે દોશ કેમ કાહા-
૨૦ ડેછે? કેમકે તેની ઈછાને કોણ નડયો છે? હે માણ-
સ, તું કોણ છે કે દેવની સામો જવાબ આપેછે? જે
ઘડેલું, શું તે પોતાના ઘડનારને કેહેશે કે તેં મને
૨૧ એવું કેમ ઘડયું? એકજ ગારાથી એક પાતર માનને
સારૂ, તથા બીજું અપમાનને સારૂ ઘડવાને કુંભા-
૨૨ રને મટોડી ઉપર અધીકાર નથી શું? અને વલી દેવે
પોતાનો કોપ દેખાડવા, તથા પોતાનું સામરથ
જણાવવા ઈછીને, નાશને જોગ થએલા કોપના
૨૩ પાતરોનું ઘણી ધીરજતાથી સહન કીધું; એ માટે કે

જે દયાનાં પાતરોને તેણે મહીમાને સારૂ આગલ
તયાર કરયાં હતાં, તેઓમાં પોતાના મહીમાની
સંપતી જણાવે. એટલે આપણામાં કે જેઓને ૨૪
તેણે કેવલ યહુદીઓમાંથી નહીં, પણ વીદેશી-
ઓમાંથી પણ બોલાવયા છે. અને તે પરમાણે ૨૫
તે ઓશેઆમાં કેહેછે કે, "જે મારા લોક ન હતા
તેઓને હું મારા લોક, અને જે વાહાલી ન હતી
તેને હું વાહાલી કહી બોલાવીશ. ને એમ થશે કે ૨૬
જે ઠેકાણે તેઓને કેહેવાતું હતું કે તમે મારા લોક
નથી, તાંહાં તેઓ જીવતા દેવના દીકરાઓ કેહે-
વાશે." પણ યસાયા ઈસરાએલ સંબંધી બુમ ૨૭
પાડેછે કે, "ઈસરાએલના દીકરાઓની ગણતી જો
સમુદરની રેતી સરખી છે, તો પણ થોડાજ તારણ
પામશે. કેમકે વાતને તે પુરી કરનાર, તથા નયા- ૨૮
યથી તેને તોડીને ટુંકી કરનાર છે, કેમકે પરભુ ભુંઈ
પર ટુંકામાં વાત કરશે." અને તે પરમાણે યસા- ૨૯
યાએ આગલ પણ કહયું હતું કે, "સેનાના પર-
ભુએ આપણને સારૂ બીજ જો રાખયું ન હોત,
તો આપણે સદોમના જેવા થાત, તથા ગમોરાના
સરખા થઈ જાત."

તારે શું કહીએ? એ કે વીદેશીઓ નયાયીપણાને ૩૦
શોધતા ન હતા, તો પણ તેઓએ નયાયીપણાને
પામી લીધું, એટલે જે નયાયીપણું વીશવાસથી છે

૩૧ તેને. પણ ઈસરાએલ નચાચીપણાના નીચમને
શોધતા હતા, તો પણ તેઓને નચાચીપણાના
૩૨ નીચમનો શોધ લાગયો નહીં. શા માટે કે તેઓ
વીશવાસથી નહીં, પણ જેમ નીચમશાસતરની
કરણીઓથી તેમ [શોધતા હતા,] કેમકે તેઓએ ઠેશ-
વાલા ખડકની ઠેશ ખાધી; જેમ લખયું છે તેમ
૩૩ કે,"જુઓ, સીઓનમાં હું ઠેશવાલા ખડક, એટલે
ઠોકરવાલા પથરને રાખુંછું, અને જે કોઈ તેના ઉપર
વીશવાસ કરશે તે શરમાશે નહીં."

૧૦ ઓ ભાઈઓ, ઇસરાએલને સારૂ મારા અંત-
સકરણની ઈછા, તથા દેવની પાસે મારી પરારથના,
૨ તેઓના તારણને અરથે છે. કેમકે હું તેઓની એ
સાહેદી પુરૂંછું કે, તેઓમાં દેવ સંબંધીની આસથા
૩ છે ખરી, તો પણ તે ગનાન પરમાણે નથી. કેમકે
દેવનાં નચાચીપણાને ન જાણીને, તથા પોતા-
નાજ નચાચીપણાને સથાપન કરવા ઇછીને, તેઓ
૪ દેવના નચાચીપણાને આધીન થયા નહીં. ખરી-
સત તોં સરવ વીશવાસીને નચાચીપણાને અરથે
નીચમશાસતરનો પરીણામરૂપ છે.

૫ અને નીચમશાસતરથી જે નચાચીપણું છે, તેનું
એવું વરણન મુસા લખેછે કે,"જે માણસ તેનાં
૬ [કામો] કરશે તે તેઓથી જીવશે."પણ જે નચાચીપણું
વીશવાસથી છે, તે એવું કેહેછે કે,"તું તારા અંતસક-

રણમાં ન કેહે કે આકાશમાં કોણ ચઢી જશે,"એટલે ૭
ખરીસતને નીચે લાવવાને; અથવા એ કે" ઊંડા-
ણમાં કોણ ઉતરશે," એટલે ખરીસતને મુએલા-
ઓમાંથી ઉઠાડવાને. પણ તે શું કેહેછે? એ કે તારી ૮
પાસે, તારા મોહોમાં તથા તારા અંતસકરણમાં છે,
એટલે વીશવાસની જે વાત અમે પરગટ કરીએ-
છઈએ તે છે; કે જો તું તારે મોહોડે પરભુ ઈશુને ૯
કબુલ કરીશ, ને દેવે તેને મુએલાઓમાંથી પાછો
ઉઠાડયો, એવો વીશવાસ તારા અંતસકરણમાં
કરીશ, તો તું તારણ પામીશ. શા માટે કે નચાચી- ૧૦
પણાને અરથે અંતસકરણથી વીશવાસ થાએછે,
અને તારણને અરથે મોહોડે સવીકાર થાએછે.
અને ધરમલેખો કેહેછે કે"એના ઉપર જે કોઇ વીશ- ૧૧
વાસ કરશે તે લજવાશે નહીં." ને યહુદી તથા હેલે- ૧૨
નીઓમાં ભેદ નથી. કેમકે સરવનો તેજ પરભુ
પોતાના સરવ ભજનારાઓને સારૂ સંપતીવાન છે.
કેમકે જે કોઈ પરભુના નામને હાંક મારશે તે તારણ ૧૩
પામશે. પણ જેના ઉપર તેઓએ વીશવાસ નથી ૧૪
કરયો, તેને તેઓ કેમ હાંક મારશે? વલી જે વીશે તે-
ઓએ શાંભલયું નથી, તેના ઉપર વીશવાસ કેમ ક-
રશે? વલી શંભલાવનાર વગર કેમ શાંભલશે. વલી ૧૫
તેઓ મોકલાયા વગર કેમ શંભલાવે? તે પરમાણે
લખયું છે કે,"શાંતીની તથા શારાંની સુવારતાના

૧૬ શંભલાવનારાઓના પગો કેવા સુંદર છે."પણ સઘ-
લાએ સુવારતાને માની નહીં, કેમકે યસાયા કેહેછે
કે, "ઓ પરભુ અમારા શંભલાવયા પર કોણે વીશ-
૧૭ વાસ કીધો છે?" તારે શાંભલવાથી વીશવાસ, તથા
૧૮ દેવની વાતને આસરે શાંભલવું થાએછે. પણ હું
કહુંછું કે શું તેઓએ નથી શાંભલયું? હા, નીશચે
આખી પરથવીમાં તેઓનો અવાજ નીકલી ગયો,
૧૯ તથા જગતના છેડાઓ સુધી તેઓની વાતો. પણ
હું કહુંછું કે, શું ઇસરાએલે જાણયું નથી? પરથમ
મુસા કેહેછે કે" જેઓ લોક નથી તેઓની અદેખાઈ
હું તમારી પાસે કરાવીશ; અગનાની લોકે કરીને
૨૦ તમને રીશ યહડાવીશ."વલી યસાયા છાતી રાખી-
ને કેહેછે કે, "જેઓ મને શોધતા ન હતા તેઓને હું
મલયો. જેઓ મારા સંબંધી પુછતા ન હતા
૨૧ તેઓને હું પરસીધ થયો." અને ઇસરાએલ વીશે તે
કેહેછે કે, "આખો દીવસ, ન માનનારા તથા ઉલટું
બોલનારા લોકોની ગમ મારા હાથોને મેં ફેલાવયા."

૧૧ તારે હું કહુંછું શું દેવે પોતાના લોકને કાહાડી
મુકયા? એવું થાએ નહીં, કેમકે હું ઇસરાએલી,
ઇબરાહીમના વંશનો, ને બનયામીનના કુલનો છું.
૨ પોતાના જે લોકોને દેવે અગાઉ જાણયા તેઓને
કાહાડી મુકયા નથી; એલીયા સંબંધી લેખ શું
કેહેછે, એ તમે નથી જાણતા? કે તે શી રીતે દેવની

પાસે ઇસરાએલની ઉલટી વાત કરેછે [ને કેહેછે કે],
"ઓ પરભુ, તેઓએ તારા ભવીશવાદીઓને મારી- ૩
નાંખયા છે, ને તારી યગનવેદીઓને હેઠે પાડી
છે, ને હું એકલો રહયો, ને તેઓ મારા જીવને
શોધેછે." પણ દેવનું ઉતર તેને શું કેહેછે કે, "મેં ૪
પોતાને સારૂ સાત હજાર પુરૂશોને રાખી મુકયા છે,
કે જેઓએ બાલની આગલ ઘુંટણ ટેકયું નથી." તે ૫
પરમાણે આ કાલમાં પણ કીરપાથી પસંદ કરેલા
બાકી રેહેલા છે. અને જો એ કીરપાથી થયું, તો ૬
કરણીઓથી નહીં, નહીં તો કીરપા તો કીરપાજ
નથી, અને જો કરણીઓથી થયું, તો કીરપાથી
નહીં, નહીં તો કરણી તો કરણીજ નથી.
વારૂ તારે ઈસારાએલ જે શોધેછે તે તેઓને પરા- ૭
પત થયું નથી, પણ પસંદ કરેલાઓને પરાપત
થયું છે, ને બાકી તેઓ જડ કરાયા. તે પરમાણે ૮
લખયું છે કે," દેવે તેઓને આ દીવસ સુધી, નીદ-
રાનો આતમા, તથા નહીં દેખે એવી આંખો, તથા
નહીં શાંભલે એવા કાનો આપયા છે." અને દાઉદ ૯
કેહેછે કે,"તેઓનો મેજ તેઓને વાસતે ફાંદો, તથા
ફાંશ તથા ઠોકર, તથા પરતીકુલ થાઓ. તેઓની ૧૦
આંખો અંધકારરૂપ થાઓ, એવી કે દેખે નહીં,
અને તેઓની પીઠ સરવકાલ સુધી વાંકી વાલ."
તારે હું કહુંછું કે ,તેઓ પડી જાએ એવી ઠેશ તેઓ- ૧૧

એ ખાધી છે શું? એવું થાએ નહીં, પણ ઉલટું
તેઓના પડવાથી, તેઓની પાસે અદેખાઈ કરાવવા
૧૨ સારૂ, વીદેશીઓને તારણ છે. તારે તેઓનું પડવું એ
જો જગતને સંપતીરૂપ, અને તેઓનું થોડા થવું એ
જો વીદેશીઓને સંપતીરૂપ થયું, તો તેઓનું સંપુ-
૧૩ રણ થવું એ કેટલું અધીક થશે? હું તો તમ વીદેશી-
ઓને એ કહુંછું; વીદેશીઓ સંબંધી તો હું પરેરીત
છું, તેટલામાં હું મારા કારભારને મોહોટો માનુંછું.
૧૪ એ માટે કે કદાપી પોતાના જાતીનાની પાસે હું
દેખાદેખી કરાવું, તથા તેઓમાંના કેટલાએકને બ-
૧૫ ચાવું. કેમકે તેઓને કાહાડી નાંખવા એ જો જગ-
તની પરાપતી થઇ, તો તેઓને પાછા લેવા એ તો
મુએલાને જીવન શીવાએ બીજું શું થશે?
૧૬ વલી જો પરથમ ફલ પવીતર છે, તો બાંધેલો
લોટ પણ પવીતર; અને જો જડ પવીતર તા પણ
૧૭ ડાલીઓ પણ પવીતર. વલી જો ડાલીઓમાંની
કેટલીએક ભાંજાઇઓ, ને જંગલી જઇતુન છતાં તું
કલમરૂપે તેઓને ઠેકાણે મેલવાયો, અને જઈતુન-
૧૮ ની જડ તથા રસનો ભાગીઓ થયો. તો એ ડાલી-
ઓ પર ગરવ ન કર; વલી જો તું ગરવ કરે, તો પણ
૧૯ જડને તારો આધાર નથી પણ તને જડનો. તારે
તું કેહેશે કે હું કલમરૂપે મેલવાઉં માટે ડાલીઓ
૨૦ ભાંજાઈઓ. ખરૂ, અવીશવાસને લીધે તેઓ ભાંજા-

ઈઓ, અને તું વીશવાસથીજ સથીર રેહેછે, મનમાં
મોહોટાઈ ન કર, પણ બીહીક આણ. કેમકે ૨૧
જો દેવે મુલની ડાલીઓને બચાવી નહીં તો
[બીહીક છે] રખે તને પણ નહીં બચાવશે.
તારે દેવની મેહેરબાનીને તથા તેની કઠણતાને ૨૨
પણ જો; જેઓ પડી ગયા તેઓ પર તો કઠણતા,
પણ તારા ઉપર જો તું તેની મેહેરબાનીમાં રેહે
તો મેહેરબાની, નહીં તો તું પણ કાપીનંખાઈશ.
અને તેઓ જો અવીશવાસમાં નહીં રેહેશે, તો ૨૩
કલમરૂપે મેલવવાશે; કેમકે દેવ તેઓને કલમરૂપે
પાછા મેલવી શકેછે. કેમકે જે જૈતુનનું ઝાડ સવ- ૨૪
ભાવથી જંગલી જો તેમાંથી તું કાપી કાહાડયો,
ને સવભાવથી ઉલટી રીતે શારા જૈતુનના ઝાડમાં
કલમરૂપે મેલવાયો, તો તે કરતાં સવભાવીક ડા-
લીઓ કેટલી અધીકતાથી પોતાના જૈતુનના ઝાડમાં
કલમરૂપે પાછી મેલવવાશે.
કેમકે ઓ ભાઈઓ, એવું ન હોઓ કે તમે પોતાને ૨૫
બુધીવાન જાણો, એ સારૂ મારી ઈછા નથી કે તમે આ
ભેદ સંબંધી અજાણયા રેહો કે, વીદેશીઓની સંપુ-
રણતા માંહે આવે તાંહાં સુધી ઈસરાએલના કોઈએક
ભાગને કઠણતા થઇ છે. અને એમ બધા ઈસરાએલ ૨૬
બચશે, જેમ લખયું છે તેમ કે, "શીઓનમાંથી

બચાવનાર આવશે, ને તે યાકુબની પાસેથી અભ-
૨૭ કતીને પાછી ફેરવશે. ને એજ તેઓને સારૂ મારી
પાસેથી બંદોબસત છે જેવારે કે હું તેઓનાં પાપ
૨૮ નીવારણ કરીશ." સુવારતા સંબંધી તમારે લીધે તેઓ
શતરૂ છે ખરા, પણ પસંદ થયા સંબંધી બાપદાદા-
૨૯ ઓને લીધે તેઓ વાહાલા છે. કેમકે દેવનાં કીરપા-
૩૦ દાન તથા તેડાં પસતાવા વગરનાં છે. કેમકે જેમ તમે
પેહેલાં દેવને માનતા ન હતા, ને અમણા તેઓના
ન માનયાના કારણથી તમારા પર દયા આવી; તેમ
૩૧ તેઓ અમણા માનતા નથી, એ સારૂ કે, તમારા
પરની દયાના કારણથી, તેઓ પર પણ દયા આવે.
૩૨ કેમકે દેવે તેઓ બધાને એકઠા કરીને અવીશવાસમાં
બંધ કરયા છે, એ સારૂ કે બધા ઉપર તે દયા કરે.
૩૩ આહા દેવની સંપતી, તથા બુધી, તથા તેના
ગનાનનું ઊંડાપણું? તેના ઠરાવો કેવા બેતપાસ,
૩૪ ને તેના મારગો કેહેવા અશોધ છે. કેમકે પરભુનું
૩૫ મન કોણે જાણયું છે, અથવા તેને બોધ આપ-
નાર કોણ થયો છે, અથવા કોણે તેને પેહેલાં કંઇ
૩૬ આપયું, ને તે તેને પાછું વલાશે? કેમકે તેથી, તથા
તેને લીધે, તથા તેને અરથે, બધું થાએછે. તેનો
સરવકાલ સુધી મહીમા થાઓ. આમેન.

૧૨ **તારે** ઓ ભાઈઓ, દેવની ઘણી દયાને લીધે,
તમારી વીનંતી કરૂંછું કે, તમે પોતાનાં શરીરોનું

જીવતું, તથા પવીતર, તથા દેવને પરસન કરનાર
અરપણ કરો; એ તમારી લાએક સેવા છે. અને ૨
આ જગતનું રૂપ તમે ન ધરો, પણ તમારાં મનો
નવાં થઈ જતાં પરમ રૂપમાં તમે બાદલાઓ, એવા
કે દેવનું ઈછેલું શું છે એટલે શારૂં ન સુખદાયક ને
સંપુરણ શું, તે સંબંધી તમે પારખ થાઓ.
વલી જે કીરપા મને પરાપત થએલી છે, તેના ૩
આશરાથી, હું તમારામાંના એકેકને કહુંછું કે, પોતા-
ને જેવો જાણવાને જોગ છે, તે કરતાં વધારે ન
જાણવો; પણ દેવે જેમ એકેકને વીશવાસનું માપું
વેહેંચી આપચું છે, તેમ લીનતાને અરથે જાણવો.
કેમકે જેમ આપણને એક શરીરનાં ઘણાં અંગો છે, ૪
ને સઘલાં અંગોને એકજ કામ નથી; તેમ ખરી- ૫
સતમાં આપણે ઘણાં છતાં એક શરીર છઈએ,
અને માહોમા એકમેકનાં અંગો. ને આપણને ૬
જે કીરપા પરાપત થએલી છે, તે પરમાણે જુદાં
જુદાં કીરપાદાનો મલચાં છે; તેથી જો ઉપદેશ
આપવાનો, તો વીશવાસના માપા પરમાણે આપ-
વો; અથવા જો સેવાનું તો સેવામાં લાગુ રેહેવું; ૭
વલી જે શીખામણ આપનાર તેણે શીખામણ ૮
આપવામાં, અને જે સુબોધ કરનાર તેણે સુબોધ
કરવામાં લાગુ રેહેવું; જે બીજાને કંઈ આપેછે તેણે
શાલશાઈથી આપવું; જે અધીકાર કરેછે તેણે ચત-

નથી કરવો; ને જે દયા કરેછે તેણે ખુશીથી કરવી.
૯ પરેમ ઢોંગ વગર થાઓ, જે ભુંડું છે તેનો તમે
૧૦ દવેશ રાખો, જે શારૂ છે તેને વળગી રેહો. ભાઈ
પરના પરેમે કરીને એકમેક ઉપર પરીતી કરનારા;
માન સંબંધી એક બીજાને વધારે જાણનારા;
૧૧ યતનમાં આળશ વગરના; આતમામાં હોંશીલા;
૧૨ પરભુને સેવનારા; આશામાં હરખ કરનારા; સંકટ-
૧૩ માં ધીરજ રાખનારા; પરારથનામાં લાગુ રેહેનારા;
પવીતરોનો ખપ પુરો પાડનારા; મુસાફરોને પરો-
૧૪ ણા રાખનારા, એવા તમે થાઓ. તમારા સતાવ-
નારાઓને આશીરવાદ આપો, આશીરવાદજ આપો,
૧૫ ને શરાપ આપતા ના. હરખનારાઓની સાથે તમે
૧૬ હરખાઓ, ને રડનારાઓની સાથે રડો. માહોમા
તમે એકજ મન ધરો, જે ઉંચું છે તેના ઉપર
મન ન રાખો પણ દીનોની સાથે મળતા જાઓ;
૧૭ તમે પોતાને બુધીવંત ન જાણો. કોઈને ભુંડું
પાછું વાળતા ના, સઘળા માણસોનાં દેખતાં જે
સુશોભીત છે, તે [કરવાને] આગળથી ધયાનમાં
૧૮ આણો. જો બની શકે, તો જેમ તેમ કરીને સઘળાં
૧૯ માણસોની સાથે સમાધાનમાં ચાલો. ઓ વાહા-
લાઓ, તમે પોતા પરનું વૈર ન વાળો, પણ કોપને
સારૂ જગયા છોડો, કેમકે લખેલું છે કે, "પરભુ
કેહેછે કે વૈર વાળવું એ મારૂં છે, હું પાછું વાળી

આપીશ." એ માટે જો તારો વૈરી ભુખયો હોએ, ૨૦
તો તેને ખાવાનું આપ; જો તરૂશીત હોએ તો તેને
પીવાનું આપ, કેમકે એવું કરતાં તું તેના માથા પર
આગના અંગારા ઢગલાએ મેલવીશ. જે ભુંડું તેથી ૨૧
તું પરાજય પામતો ના, પણ જે શારૂં તેથી ભુંડા-
નો પરાજય કર.

હરેક માણસે, ઉપરી અધીકારીઓને આધીન ૧૩
થવું; કેમકે જે દેવથી નથી એવો કોઈ અધીકાર
નથી; જે અધીકારીઓ છે તેઓ દેવના ઠરાવેલા
છે; એ માટે અધીકારીની સામો જે થએલો તે ૨
દેવના ઠરાવને નડેછે, અને નડનારા પોતાને સારૂ
દંડ પરાપત કરશે. કેમકે હાકિમો શારાં કામ સંબં- ૩
ધી ભયરૂપ નથી, પણ ભુંડાં સંબંધી; તારે તને
અધીકારીની બીહીક ન લાગે, એવી તારી ઇછા છે
શું? તો તું શારૂં કર ને તું તેની પાસે વખાણ પા-
મીશ. કેમકે તારા કલ્યાણને સારૂ તે દેવનો કાર- ૪
ભારી છે, પણ જો તું ભુંડું કરે તો બીહી, કેમકે તે
વીચરથ તલવાર રાખતો નથી, કેમકે તે દેવનો કાર-
ભારી છે; એટલે ભુંડું કરનારના ઉપર કોપ [ભોગ-
વવા સારૂ] તે ભુંડું વાલનાર છે.

તે માટે કેવલ કોપને લીધે નહીં, પણ પરેરકબુ- ૫
ધીને લીધે પણ તમારે તેને આધીન થવું જોઈએ.
અને એ કારણ માટે તમે કર પણ આપો છો, કેમકે ૬

તેઓ દેવના ચાકર છે ને તેજ કામમાં લાગુ રેહેછે.
૭ તારે સઘલાને પોતાનો હક આપો; જેને કરનો
તેને કર; જેને દાણનો તેને દાણ; જેને બીહકનો
૮ તેને બીહીક; જેને માનનો તેને માન; તમારા
પર કોઇનું કંઈ લેહેણું ન નીકલવું, પણ એ કે એક
બીજા ઉપર પરેમ રાખવો, કેમકે જે બીજા ઉપર
પરેમ રાખેછે તેણે નીયમશાસતરને પુરૂં પાલયું
૯ છે. કારણ કે, "તારે વીભીચાર ન કરવો, હતયા ન
કરવી, ચોરી ન કરવી, જુઠી સાહેદી ન પુરવી, લોભ
ન રાખવો," ઇતયાદી જે આગનાઓ છે તેઓ સંક-
શેપે કરીને આમાં માએલી છે કે, "જેવો પોતા પર
૧૦ તેવો તારા પડોશી પર પરેમ રાખવો." પરેમથી
પડોશીનું કંઇ ભુંડું કરાતું નથી, તેથી પરેમ નીયમ-
૧૧ શાસતરની સંપુરણતા છે. ને વલી કાલને જાણી-
ને કે અમણા ઉંઘમાંથી ઉઠવાની વેલા આવી છે,
કારણ કે જે વેલાએ આપંણે વીશવાસ કરવા માંડ-
યો, તે કરતાં હાલ આપણો બચાવ પાસે છે.
૧૨ રાત ઘણી ગઈ, દીવસ પાસે છે, માટે આપણે
અંધકારનાં કામો તયાગ કરીએ, અને અજવાલાના
૧૩ હથીઆરો બાંધીએ. જેમ દીવસે [જોઈએ] તેમ
શોભે એવી રીતે ચાલીએ, રંગભોગમાં તથા છાક-
ટાઇમાં નહીં, સંભોગમાં તથા કામીપણામાં નહીં,
૧૪ જઘડામાં તથા મતસરમાં નહીં. પણ તમે પરભુ

ઈશુ ખરીસતને પેહેરીલો, અને દેહ સંબંધી, એટલે તેની દુશટ ઈછાઓને અરથે ચીંતા ધયાનમાં ન આણો.

વીશવાસમાં જે નબલો તેનો અંગીકાર કરો, ૧૪
પણ સંદેહના વીવાદને સારૂ નહીં. કોઈએકને તો ૨
એવો વીશવાસ છે કે બધું ખાવું, ને બીજો નબલો
છે માટે શાકજ ખાએછે. પણ જે ખાએછે તેણે ન ૩
ખાનારને તુછ ન કરવો; અને જે ખાતો નથી
તેણે ખાનારને અપરાધી ન ઠરાવવો, કારણ કે દેવે
તેનો અંગીકાર કરયો છે. તું કોણ છે કે બીજાના ૪
ચાકરને અપરાધી ઠરાવે? પોતાના શેઠ આગલ તે
ઉભો રેહેછે અથવા પડેછે, પણ તે ઉભો રખાશે,
કેમકે દેવ તેને ઉભો રાખી શકેછે.

કોઈ એક તો એક દીવસને બીજા કરતાં વધારે ૫
માનેછે, ને બીજો સધલા દીવસને (સરખા) માને-
છે; એકેકે તો પોત પોતાના મનમાં સંપુરણ
નીશચે કરવો. દીવસને જે ગણકારેછે તે પરભુને ૬
લીધે ગણકારે છે; અને દીવસને જે ગણકારતો
નથી તે પરભુને લીધે ગણકારતો નથી; જે ખાએછે
તે પરભુને લીધે ખાએછે, કેમકે તે દેવનો ઉપકાર
માનેછે અને જે નથી ખાતો તે પભુને લીધે નથી
ખાતો, ને દેવનો ઉપકાર માનેછે. કેમકે આપણા- ૭
માંનો કોઇ પોતાને લીધે જીવતો નથી, ને કોઈ પોતાને

૮ લીધે મરતો નથી. કારણ કે જો જીવીએછઈએ, તો
પરભુને લીધે જીવીએછઈએ, અથવા જો મરીએછ-
ઈએ તો પરભુને લીધે મરીએછઈએ, તે માટે આપણે
જો જીવીએ અથવા જો મરીએ તો પરભુનાજ છઈએ.
૯ કેમકે એ માટે ખરીસત મરણ પામયો, ને પાછો
ઉઠયો ને જીવેછે કે, મુએલાઓનો પણ તથા જીવ-
તાઓનો પણ તે પરભુ થાએ.
૧૦ પણ તું પોતાના ભાઈને કેમ અપરાધી ઠરાવેછે?
અથવા તું પોતાના ભાઈને કેમ તુછ કરેછે? કેમકે
આપણે સહુ ખરીસતના નયાયાસન આગલ
૧૧ ઉભા થઈશું. કાંજે લખયું છે, "પરભુ કેહેછે કે હું
જીવતો છું તો હરેક ધુંટણ મારી આગલ વાંકો
વલશે, ને હરેક જીભ દેવ આગલ સવીકાર કરશે."
૧૨ એ માટે આપણામાંનો એકેક પોતપોતાનો હીસાબ
દેવને આપશે.
૧૩ તારે હવેથી આપણે એક બીજાને અપરાધી ન
ઠરાવીએ, પણ તે કરતાં પોતાના ભાઈ આગલ,
જેની ઠેસ કે ઠોકર લાગે, એવું કંઈ ન મુકવું એવું
૧૪ ઠરાવીએ. મને પરભુ ઈશુથી પુરો નીશચે થએલો
છે કે કંઈ તો જાતે અશુધ નથી, પણ જેને જે કંઈ
૧૫ અશુધ લાગે છે તેને તે અશુધ છે. પણ જો તારો
ભાઈ તારા ખાવાને લીધે ખેદ પામેછે, તો તેટલામાં
તું પરેમ પરમાણે યાલતો નથી; જેને સારૂ ખરી-

સત મરયો, તેનો તું તારા ખાવાથી નાશ ન કરાવ.
તારે તમારૂં જે શારૂં તે ભુંડું કેહેવાએ એવું થવા ન ૧૬
દો. કેમકે દેવનું રાજ ખાવા પીવામાં નથી, પણ ૧૭
નયાયીપણું, શાંતી, ને પવીતર આતમાથી આનંદ,
એઓમાં છે. કેમકે એઓમાં જે ખરીસતની સેવા ૧૮
કરેછે, તે દેવને પરસન, તથા માણસોને માનીતો
હોએછે. તારે જે સમાધાનનું તથા જે પરસપરની ૧૯
સુધરાઈનું હોએ તેની પછવાડે આપણે લાગવું.
ખાવાના કારણ માટે દેવનાં કામોનો નાશ ન કરો ; ૨૦
બધું શુધ છે ખરૂં, પણ ખાવાથી જે ઠોકર ખવાડેછે
તે માણસને તે ભુંડું છે. માંસ ન ખાવું, ને દરાખ- ૨૧
રસ ન પીવો, અને જે કંઈ બીજાથી તારો ભાઈ
ઠેસ ખાએછે, અથવા ઠોકરાએછે, અથવા નબલો
થાએછે, તે [ન કરવું] એ તને ઘટારથ છે. શું તને ૨૨
વીશવાસ છે? તો તું પોતામાં દેવની આગલ એને
રાખ; પોતાને જે શારૂં લાગેછે, તે સંબંધી પોતાને
અપરાધી જે નથી ઠરાવતો તે ધનય છે. પણ ૨૩
જેને સંદેહ છે તે જો ખાએછે તો તે અપરાધી ઠરેછે,
કેમકે તે વીશવાસ વગર [ખાએછે], અને જે સઘલું
[કામ] વીશવાસ વગર થાએછે તે તો પાપ છે.
જેઓ શકતી વગરના તેઓની નીરબલતાનું ૧૫
સહન કરવું, અને પોતાને સુખી ન કરવા, એ
આપણ શકતીવંતોને જોગ છે. આપણામાંના ૨

એકેક પોતાના પડોસીને, તેના કલયાણને અરથે
૩ તેના સંસથાપન માટે સુખી કરવો. કેમકે ખરીસતે
પણ પોતાને સુખી રાખયો નહીં, પણ જેમ
લખયું છે કે, " નીંદાખોરો તારી જે નીંદા કરતા
૪ હતા તે મને લાગી," [તેમ થયું]. કેમકે જેટલું
અગાઉ લખેલું હતું, તે આપણી શીખામણને સારૂ
લખેલું હતું, એ માટે કે પવીતરલેખોને આસરે,
જે ધીરજતા તથા દીલાશો છે, તેઓથી આપ-
૫ ણને આશા થાએ. હવે ધીરજતાનો તથા દીલા-
શાનો દેવ, તમને, ખરીસત ઇશુ પરમાણે, એકજ
૬ મનના થવા દો ; એ માટે કે તમે એક ચીતથી
તથા એક મુખથી, દેવનો એટલે આપણા પરભુ
૭ ઇશુ ખરીસતના બાપનો મહીમા પરગટ કરો. એ
માટે, ખરીસતે જેમ દેવના મહીમાને અરથે આ-
પણો અંગીકાર કરયો, તેમ તમે એક બીજાવો
અંગીકાર કરો.
૮ વલી હું કહુંછું કે જે વચનો બાપદાદાઓને આપેલાં
હતાં, તેઓને સથીર કરવાને સારૂ ઇશુ ખરીસત
૯ દેવના સતને લીધે, સુંનતીનો સેવક થયો; કે
વીદેશીઓ પણ દયાને લીધે દેવનો મહીમા પરગટ
કરે, જેમ લખયું છે તેમ કે, "એ કારણ માટે હું
વીદેશીઓમાં તને સતુતી આપીશ, અને તારા
૧૦ નામનું ગીત ગાઇશ." ને વલી કેહેછે કે, "એ

વીદેશીઓ તમે તેના લોકોની સંગાથે હરખાઓ."
ને વલી, "ઓ સઘલા વીદેશીઓ પરભુને વખાણો, ૧૧
ને ઓ સઘલા લોક તેની સતુતી કરો." ને વલી ૧૨
યશાયા કેહેછે કે "ઈશેસીમાંની જડ થશે, એટલે
વીદેશીઓ ઉપર રાજ કરવાને જે ઉઠવાનો છે, તેના
પર વીદેશીઓ આશા રાખશે." હવે આશાનો દેવ ૧૩
તમને વીશવાસ રાખવામાં, સરવ હરશ તથા
શાંતીએ ભરપુર કરો, એ સારૂ કે પવીતર આતમાની
શકતીએ કરીને તમને ઘણી આશા થાએ.

ને ઓ મારા ભાઈઓ, હું પોતે નીશચે જાણુંછુ ૧૪
કે તમે પોતે શારાપણાએ પુરણ, અને સરવ ગનાને
ભરપુર છો, એટલે તમે એક બીજાને ચેતાવવાને
સારૂ શકતીમાન છો. તોએપણ જાણે કે મારે તમ- ૧૫
ને સમરણ કરાવવું, માટે કાંઇ વધારે છાતી ચલાવી-
ને મેં તમારા પર લખયું છે, કારણ કે દેવથી મને
આ કીરપા ખરાપત થએલી છે, કે દેવની સુવારતા ૧૬
વીશેનો યાજક થઈને, હું વીદેશીઓ સંબંધી ખરી-
સતનો સેવક થાઉં, એ સારૂ કે વીદેશીઓ પવીતર
આતમાથી પવીતર કરાઈને માનીતું અરપણ થાએ.

તારે જે દેવ વીશેનું છે તે સંબંધી મને ખરીસત ૧૭
ઈશુથી મોહોટાઈ કરવાનું કારણ છે. કેમકે વીદેશીઓ ૧૮
આગનાપાલન કરે એ સારૂ ખરીસતે જે મારી પાસે
કરાવયું નથી, તે સંબંધીનું કાંઇ કેહેવાને મારી છાતી

૧૯ ચાલનાર નથી; એટલે વાતમાં, તથા કામમાં,
તથા લખશણો, તથા આશચરયોના પરાકરમમાં,
કે જેઓ દેવના આતમાના પરાકરમથી છે (એવું કરા-
વયું) કે, યરૂશાલેમથી તે ઇલુરીકમ સુધી ફેરા ખાઈને
મેં ખરીસતની સુવારતા સંપુરણ પરકારે પરગટ કરી
૨૦ છે. અને એવી રીતે તો મેં સુવારતા પરગટ કરવાની
મેહેનત કીધી, કે જાંહાં ખરીસતનું નામ હતું તાંહાં
૨૧ નહીં, રખે બીજાના પાયા પર હું બાંધું. પણ જેમ
લખયું છે તેમ કે, "જેઓને તે સંબંધીનો સમા-
ચાર ન હતો તેઓ જોશે, અને જેઓએ શાંભલયું
ન હતું તેઓ સમજશે."
૨૨ અને તેજ કારણથી તમારી પાસે આવતાં મને
૨૩ ઘણી અડચણો પડી છે. પણ અમણા આ પરાં-
તોમાં મને જગાયા બાકી રેહેલી નથી, અને ઘણાં
વરશ થયાં તમારી પાસે આવવાને મારી ઇછા છે.
૨૪ માટે જેવારે હું સપાનીયામાં મુસાફરી કરીશ, તેવારે
તમારી પાસે આવીશ, કેમકે મને આશા છે કે તાંહાં
જતાં હું તમને જોઈશ, અને પરથમ તમારામાંથી
કાંઈ તરપત થઇને તમારાથી તાંહાંની ગમ આગલ
૨૫ મોકલાઈશ. હાલ હું પવીતરોની ચાકરીમાં યરૂશા-
૨૬ લેમ જાઊંછું. કેમકે યરૂશાલેમના પવીતરોમાંના
જેઓ દરીદરી, તેઓને સારૂ કંઈ દાન કરવું, એ
૨૭ માકેદોનીઆ તથા આખાયાને શારૂં લાગયું. એ-

ઓને શારૂં લાગયું, અને એઓ તેઓના રૂણીઓ
પણ છે ખરા, કેમકે જો વીદેશીઓ તેઓની આતમીક
વસતુઓમાં ભાગીયા થયા, તો દેહીક વસતુઓથી
તેઓની ચાકરી કરવી એ તેઓ પર ધરમ છે. તારે ૨૮
એ કામ પુરૂં કરીને, અને એ ફલ તેઓને સારૂ નકી
કેરીને, હું તમારામાંથી થઇને સપાનીઆમાં જઇશ.
અને મને નીશચે છે કે તમારી પાસે આવતાં હું ૨૯
ખરીસતની સુવારતાના સંપુરણ આશીરવાદ સુધાં
આવીશ. અને ઓ ભાઈઓ, હું તમારી વીનંતી ૩૦
કરૂંછું કે આપણા પરભુ ઈશુ ખરીસતને લીધે, તથા
પવીતર આતમાના પરેમને લીધે, તમે મારી સાથે
દેવની પાસે મારે સારૂ પરારથનામાં જતન કરો, કે ૩૧
હું યહુદામાંના અવીશવાસીઓથી બચું, અને યરૂ-
શાલેમને સારૂ જે મારી ચાકરી, તે પવીતરોને
માનીતી થાએ. કે દેવની ઈછાના આસરાથી હું ૩૨
આનંદે તમારી પાસે આવું, અને તમારા સુધાં
વીશામો પામું. હવે શાંતીનો દેવ તમારા સધ- ૩૩
લાની સાથે હોઓ. આમેન.

૧૬ વલી આપણી બેહેન ફેબી જે કેંકરીમાંની
૨ મંડલીની સેવકી છે, તે સંબંધી હું તમને ભલા-
મણ કરૂંછુ કે, જેમ પવીતરોને લાએક છે, તેમ તમે
પરભુને લીધે તેનો અંગીકાર કરો, ને જે કામમાં
તેને તમારૂં અગત હોએ તેમાં તમે તેની સાહે

કરો, કેમકે તે પોતેજ ઘણાની, તથા મારી પોતાની
૩ પણ સાહે કરનાર થઈ છે. ખરીસત ઈશુમાં મારી
સાથે કામ કરનારાં પરીસકીલા તથા અકુલાને
૪ ખેમ કોહો. તેઓએ મારા જીવને સારૂ પોતાની
ગરદનો ધરી છે, તેઓનો ઉપકાર હું એકલો નથી
માનતો, પણ વીદેશીઓમાંની સઘલી મંડલીઓ
૫ પણ માનેછે. ને જે મંડલી તેઓના ઘરમાં છે
તેને ખેમ કોહો. મારો વાહાલો એપાઈનેતસ જે
ખરીસતને સારૂ આખાયાનું પેહેલું ફલ છે, તેને
૬ ખેમ કોહો, મરયમને ખેમ કોહો, કે જેણે અમારે
૭ સારૂ ઘણી મેહેનત કીધી. મારા સગા તથા મારી
સાથેના બંધીવાન આંદરોનીક તથા ચુનીઆને
ખેમ કોહો; તેઓ પરેરીતોમાં નામીચા છે, ને
૮ મારાથી અગાઉ ખરીસતમાં હતા. પરભુમાં મારા
૯ વાહાલા આમપલીઆને ખેમ કોહો. ખરીસતમાં
મારી સાથે કામ કરનાર ઉરબાને તથા મારા
૧૦ વાહાલા સતાખુસને ખેમ કોહો. ખરીસતમાં
માનીતા આપેલેને ખેમ કોહો. આરીસતબુલના
૧૧ ઘરનાને ખેમ કોહો. મારા સગા હેરોદીઓનને
ખેમ કોહો. નારકીસના ઘરમાંના જેઓ પરભુમાં
૧૨ છે તેઓને ખેમ કોહો. પરભુમાં મેહેનત કરનારી
તરૂફાઈના તથા તરૂફોસાને ખેમ કોહો. વાહાલી
પેરસીને ખેમ કોહો, કે જેણે પરભુમાં ઘણી મેહે-

નત કીધી. પરભુમાં પસંદ કરેલા રૈફસને તથા તેની ૧૩
તથા મારી માને ખેમ કોહો. આસુનકરીત, ફલે- ૧૪
ગન, હેરમા, પાતરોબા, તથા હેરમેને, અને તેઓ-
ની સાથે જે ભાઈઓ છે, તેઓને ખેમ કોહો.
ફીલોલોગને, તથા જુલીઆને, નેરીઆને, તથા ૧૫
તેની બેહેનને, અને અલુંપાને તથા તેઓની સાથે
સઘલા પવીતરોને પણ ખેમ કોહો. પવીતર ચુંબ- ૧૬
નથી તમે માહોમા ખેમ કોહો. ખરીસતની મંડ-
લીઓ તમને ખેમ કેહેછે.

હવે ઓ ભાઈઓ, હું તમારી વીનંતી કરૂંછું, જે ૧૭
ઉપદેશ તમે લીધો છે તેથી ઉલટા જેઓ તમારામાં
ફુટ નાંખે ને ઠેશ મુકે, તેઓને તમે જાણી લો ને
તજો. કેમકે જેઓ એવા છે, તેઓ આપણા પરભુ ૧૮
ઈશુ ખરીસતને સેવતા નથી, પણ પોતાના પેટને
સેવેછે, અને મીઠી વાતોથી તથા ખુસામતોથી
ભોલાઓનાં મનોને ભુલાવેછે. તમે આગના- ૧૯
પાલન કરયું છે, તેનો સમાચાર બધા લોકોમાં
ફેલાયો છે ખરો, અને હું તેથી તમારા સંબંધી
આનંદ કરૂંછું; ને મારી ઈછા છે કે તમે જે શારૂં છે
તેને અરથે ડાહયા, ને જે ભુંડું છે તેને અરથે
ભોલા એવા થાઓ. ને શાંતીનો દેવ શેતાનને ૨૦
વેહેલો તમારા પગ તલે છુંદાવશે. આપણા પરભુ
ઈશુ ખરીસતની કીરપા તમારા પર હોઓ—આમેન.

૨૧ કામ કરવામાં મારો સાથી તીમોથી, ને મારા
સગાં લુકી, તથા યાસન, તથા સોસીપાતર, તમને
૨૨ ખેમ કેહેછે. હું તેરતી આ પતરનો લખનાર પર-
૨૩ ભુમાં તમને ખેમ કહુંછું. મને તથા આખી
મંડલીને પહુરોણા રાખનાર ગાયસ તમને ખેમ
કેહેછે. શેહેરનો કોટવાલ એરાસત, તથા ભાઈ
૨૪ કુવારત તમને ખેમ કેહેછે. આપણા પરભુ ઈશુ
ખરીસતની કીરપા તમ સરવ ઉપર હોઓ. આમેન.
૨૫ હવે જે મરમ જગતનાં મંડાણથી ગુપત રાખેલો
૨૬ હતો, પણ આ કાલમાં પરસીધ કરાયો છે, અને
સનાતન દેવની આગનાથી ભવીશવાદીઓના લે-
ખોમાં સરવ દેશનાઓને વીશવાસના માનવાને
અરથે જણાવયો છે. તે [મરમ]ના પરકટીકરણ
પરમાણે જે મારી સુવારતા, એટલે ઈશુ ખરીસત
૨૭ વીશેનો જે ઉપદેશ, તે પરમાણે તમને નીભા-
વવાને જે શકતીવાન છે, તે એકલા ગનાની દેવને,
ઈશુ ખરીસતના આશરાથી સરવકાલ સુધી મહી-
મા થાઓ. આમેન.



# કરીંથીઓને પાઉલ પરેરીતનું
## પેહેલું પતર.

કુરીંથમાં જે દેવની મંડલી છે, જેઓ ખરીસત 1
ઇશુથી પવીતર કરાએલા, જે પવીતરો થવાને તેડા-
એલા, તેઓના ઉપર; તથા તેઓ સુધાં સરવ
જગામાં જેઓ આપણા પરભુ ઇશુ ખરીસતનું
નામ લેછે, તેઓનો તથા આપણો પણ; એ સરવ 2
ઉપર, પાઉલ જે દેવની ઇછાથી ખરીસત ઇશુનો
પરેરીત થવાને તેડાએલો તે, તથા ભાઈ સોસથેન
લખેછે. દેવ આપણા બાપથી તથા પરભુ ઇશુ 3
ખરીસતથી તમને કીરપા તથા શાંતી થાઓ.
દેવની કીરપા ખરીસત ઇશુમાં તમને આપેલી 4
છે, તેને સારૂ હું તમારા વીશે મારા દેવનો ઉપકાર
સદા માનુંછું; કેમકે સરવ પરકારે, સરવ બોલ- 5
વામાં તથા સરવ ગનાનમાં, તમે તેનામાં ભરપુર
થયા, જેમ ખરીસતની સાહેદી તમારામાં દરઢ થઈ 6
તેમ; માટે તમે કંઈ કીરપાદાનમાં ઓછા ન થતાં 7
આપણા પરભુ ઇશુ ખરીસતના પરગટ થવાની
વાટ જુઓછો. તે તમને આપણા પરભુ ઇશુ ખરી- 8
સતના દીવસમાં નીરદોશ થવાને અંત સુધી દરઢ

૯ કરશે. દેવ વીશવાસુ છે, તેનાથી તમે તેના દીકરા
આપણા પરભુ ઈશુ ખરીસતની સંગતમાં તેડા-
એલા છો.
૧૦ ભાઈઓ, હું આપણા પરભુ ઈશુ ખરીસતને
નામે, તમને વીનંતી કરૂંછું, કે તમે સઘલા એક
સરખા બોલો, ને તમારામાં ફુટો ન થાઓ, પણ
૧૧ એકજ મને તથા એકજ મતે મલેલા થાઓ. કેમકે
મારા ભાઈઓ, તમારા સંબંધી કલોએના ઘરના-
ઓમાંથી મને માલમ થયું, કે તમારામાં ભાંડણો
૧૨ છે. ને હું એ કહુંછું, કે તમારામાંનો હરેક કેહેછે, કે હું
તો પાઉલનો, ને હું અપોલાનો, ને હું કેફાનો, ને
૧૩ હું ખરીસતનો. શું ખરીસત વીભાગેલો છે? શું
પાઉલ તમારે સારૂ વધસતંભે જડાયો? શું તમે
૧૪ પાઉલને નામે બાપતીસમા પામયા? હું દેવની
સતુતી કરૂંછું, કે કરીસપા તથા ગાયા વીના મેં તમા-
રામાંના કોઈનું બાપતીસમા કરયું નહીં, રખે કોઈ
૧૫ કેહે, કે મેં પોતાને નામે બાપતીસમા કરયું. ને
સતેફાનનાં કુટુંબનું પણ મેં બાપતીસમા કરયું;
૧૬ એ શીવાએ મેં બીજા કોઇનું બાપતીસમા કરયું,
એ હું જાણતો નથી.
૧૭ કેમકે બાપતીસમા કરવા સારૂ ખરીસતે મને
મોકલયો નહીં, પણ સુવારતા પરગટ કરવા સારૂ;
વાતના ગનાનથી નહીં રખે ખરીસતનો વધ-

સતંભ વીઅરથ થાએ. કેમકે નાશ પામનારાઓને ૧૮
વધસતંભની વાત મુરખપણા જેવી લાગેછે; પણ
અમ તારણ પામનારાઓને દેવનો પરાકરમ તે
લાગેછે. કેમકે એમ લખચું છે કે, "હું ગનાની- ૧૯
ઓના ગનાનનો નાશ કરીશ, ને બુધીવંતોની બુધી
વીઅરથ કરીશ." ગનાની કાંહાં? શાસતરી કાંહાં? ૨૦
આ કાળનો વીવાદી કાંહાં? શું દેવે જગતનું ગનાન
મુરખપણું પાડચું નથી? કેમકે જારે દેવના ગનાનમાં, ૨૧
જગતે ગનાન વડે દેવને જાણ્યો નહીં, તારે વાત
પરગટ કરવાના મુરખપણા વડે વીશવાસ કરનારા-
ઓને તારવું તે દેવનેપરશન પડચું. યહુદીઓ નીશા- ૨૨
ની માગેછે, ને હેલેનીઓ ગનાન શોધેછે; પણ અમે ૨૩
વધસતંભે જડાયલા ખરીસતની વાત પરગટ કરી-
એછઈએ, યહુદીઓને તે તો ઠોકર લાગેછે, ને હેલે-
નીઓને મુરખપણું; પણ જે યહુદીઓ તથા હેલે- ૨૪
નીઓ તેડાએલા તેઓને ખરીસત દેવનો પરાકરમ
તથા દેવનું ગનાન છે. કારણ કે દેવનું જે મુરખપણું ૨૫
તે માણસોના કરતાં ગનાની છે, ને દેવનું જે અબળ-
પણું તે માણસોના કરતાં શકતીમાન છે. કેમકે ભા- ૨૬
ઈઓ, તમે તમારા તેડાને જુઓછો, કે દેહ પરમાણે
ધણા ગનાનીઓ નહીં, ધણા પરાકરમીઓ નહીં,
ધણા કુળવંતો નહીં; પણ દેવે ગનાનીઓને લજા- ૨૭
વવા સારૂ જગતના મુરખોને પસંદ કરયા છે, ને

શકતીમાનોને લજાવવા સારૂ જગતના અબલને
૨૮ પસંદ કરયા છે; અને જે છે તેઓને વીઅરથ કરવા
સારૂ, દેવે જગતના અકુલીનોને તથા ધીકારેલાઓને,
૨૯ તથા જે નથી તેઓને પણ પસંદ કરયા છે; કે
માનવી જાત તેની આગલ અભીમાન ન કરે.
૩૦ પણ તેનાથી ઈશુ ખરીસતમાં તમે છો, દેવથી એ
આપણને ગનાન તથા નયાયીપણું તથા પવીત-
૩૧ રીકરણ તથા ઉધાર થયો છે; જેમ લખયું છે તેમ
કે, "જે મોહોટાઈ કરે તે પરભુમાં કરે."

૨ અને ભાઈઓ, હું તમને દેવની સાહેદી પરગટ
કરતાં તમારી પાસે આવયો, તારે વાતના કે ગના-
૨ નના ઉતમપણાએ આવયો નહીં. કેમકે ઈશુ
ખરીસત એટલે વધસતંભે જડાએલો, તે વીના હું
૩ તમારામાં કંઈજ ન જાણું, એવું મેં ઠરાવયું. ને હું
અબલપણાથી તથા ભયથી તથા ઘણી ધુજારીથી
૪ તમારી સાથે હતો. અને મારી વાત તથા મારૂં
ભાશણ માનવી ગનાનની મનોહર વાતોથી નહીં,
પણ આતમાના તથા પરાકરમના પરમાણથી હતાં;
૫ કે તમારો બીશવાસ માણસોના ગનાનથી નહીં,
પણ દેવના પરાકરમથી થાએ.

૬ પણ સંપુરણોમાં અમે ગનાનની વાત બોલીએ-
છઈએ; પણ આ કાલનું ગનાન નહીં, તથા આ
કાલના નાશ પામનાર અધીકારીઓનું પણ નહીં.

પણ દેવનું ગનાન જે મરમમાં છે, એટલે જે ગુપત ૭
ગનાન કાલોથી અગાઉ, દેવે આપણા મહીમાને
સારૂ ઠરાવચું, તેની વાત અમે કહીએછઈએ. તે આ ૮
કાલના કોઈ અધીકારીએ ન જાણચું; કેમકે જો
જાણચું હોત તો તેઓ મહીમાના પરભુને વધ-
સતંભે ન જડત. પણ જેમ લખચું છે તેમ, "આંખે ૯
જે જોઈ નથી, ને કાને જે શાંભળી નથી, ને માણ-
સના હ્રદયમાં જે પેઠી નથી; દેવે પોતાના પરેમ ૧૦
કરનારાઓને સારૂ જે સીધ કરી છે, તે વસતુઓ દેવે
પોતાના આતમાથી આપણને પરગટ કરી છે; કેમકે
આતમા સરવને, ને દેવની ઊંડી વસતુઓને પણ
શોધેછે. કેમકે માણસનો આતમા જે તેનામાં છે તે ૧૧
વીના કયો માણસ માણસોની વાતો જાણેછે?
એમ દેવના આતમા વીના કોઇ દેવની વાતો જાણતો
નથી. પણ અમે જગતનો આતમા નહીં, પણ જે ૧૨
આતમા દેવથી છે તે પામચા છઈએ, એ માટે કે દેવે
કીરપા કરીને જે આપચાં તે જાણીએ. તેજ અમે ૧૩
કહીએછઈએ, માનવી ગનાનની શીખવેલી વાતોથી
નહીં; પણ પવીતર આતમાની શીખવેલી વાતોથી
આતમીક વસતુઓ આતમીકોની સાથે સરખાવતાં
કહીએછઈએ. દેહવશ માણસ દેવના આતમાની ૧૪
વસતુઓને અંગીકાર કરતું નથી; કેમકે તેઓ તેને
મુરખપાણા જેવી લાગેછે; ને તેઓ આતમીક રીતે

સમજાએછે, માટે તે તેઓને જાણી શકતું નથી.
૧૫ પણ જે આતમીક તે સરવને સમજેછે, પણ પોતે
૧૬ કોઈથી સમજાતો નથી. કેમકે કોણે પરભુનું મન
જાણયું છે, કે તે તેને બોધ કરે; પણ અમને
ખરીસતનું મન છે.

૩ અને ભાઈઓ, જેમ આતમીકોને તેમ તમને
હું બોલી ન શકયો, પણ જેમ દેહીકોને, એટલે
ખરીસતમાં બાલકોને તેમ; મેં તમને દુધથી પાલ-
૨ યાં છે; ને અંનથી નહીં; કેમકે તમે સમરથ ન
હતા; ને અમણા પણ સમરથ નથી, કેમકે તમે
૩ દેહીક છો. કેમકે જાંહાં સુધી તમારામાં અદેખાઈ
તથા ભાંડણ તથા ફુટો છે તાંહાં સુધી તમે દેહીક, ને
૪ માણસોની પઠે ચાલોછો કે નહીં? કેમકે જારે કોઈ
કેહે કે હું પાઉલનો છું, ને બીજો કે હું અપોલોનો,
તારે તમે દેહીક છો કે નહીં?

૫ તો પાઉલ કોણ છે? ને અપોલો કોણ? તેઓ
સેવકોજ, જેઓને આસરે તમે વીશવાસ કીધો,
૬ જેમ પરભુએ પરતીએકને દીધું. મેં તો રોપયું;
૭ અપોલોએ પાયું; પણ દેવે ઉગાવયું. રોપનાર કંઈ
નથી; ને પાનાર કંઈ નથી; પણ ઉગાવનાર દેવ તે
૮ છે; રોપનાર તથા પાનાર એક છે; ને પરતીએક
પોતાની મેહેનત પરમાણે પોતાનું વેતન પામશે.
૯ કેમકે અમે દેવની સાથેના કામ કરનારા છઈએ;

તમે દેવની ખેતી, દેવની રચના છો. દેવની જે
કીરપા મને અપાઈ, તે પરમાણે ગનાની સથ-
પતીના જેવો મેં પાયો નાંખયો છે, ને બીજો તે પર
બાંધેછે; પણ પરતીએકે સાવધાન રેહેવું કે તે પર ૧૦
કેવું બાંધે. કેમકે નંખાએલો પાયો જે ઈશુ ખરી- ૧૧
સત તે વીના બીજાને કોઈ નાંખી શકતું નથી.
પણ જો આ પાયા પર કોઈ સોનું, રૂપું, મુલવાન ૧૨
પાશાણ, કાશટ, તરૂણ, કડબી કોઈ બાંધે, તો પરતી-
એકનું કામ પરગટ કરાશે. કાંજે તે દીવસ તે દેખા- ૧૩
ડશે; કેમકે અગનીથી તે પરગટ કરાશે; ને અગની
પરતીએકનું કામ પારખશે કે કેવું છે. જે કામ કોઈ- ૧૪
એ તે પર બાંધયું હોએ, તે જો ટકે તો તે વેતન
પામશે. જો કોઈનું કામ બલાઈ જાએ, તો તેને ૧૫
નુકશાન પડશે; પણ જેવો અગનીમાં થઈને તેવો
તે તરશે. તમે દેવનું મંદીર છો, ને દેવનો આતમા ૧૬
તમારામાં વસેછે એ શું તમે જાણતા નથી? જો ૧૭
કોઈ દેવના મંદીરનો નાશ કરે, તો દેવ તેનો નાશ
કરશે; કેમકે દેવનું મંદીર જે તમે છો તે પવીતર છે.
કોઈ પોતાને ન ભુલાવે; જો આ કાલમાં તમારા- ૧૮
માંનો કોઈ પોતાને ગનાની જાણે, તો ગનાની થવા
સારૂ, તે મુરખ થાએ. કેમકે જગતનું ગનાન દેવની ૧૯
આગલ મુરખપણું છે, કેમકે લખયુંછે કે, “ ગનાની-
ઓને પોતાની ચતુરાઈમાં તે પકડેછે.” ને વલી, ૨૦

"પરભુ ગનાનીઓના વીચાર જાણે છે કે તેઓ
૨૧ વીઅરથ છે." તો માણસો વીશે અભીમાન કોઇ ન
૨૨ કરે. કેમકે સરવ તમારાં છે, પાઉલ કે અપોલો કે
કેફા કે જગત કે જીવન કે મરણ કે વરતમાન વસ-
૨૩ તુઓ કે ભવીશ વસતુઓ, સરવ તમારાં છે; ને તમે
ખરીસતના; ને ખરીસત દેવનો.

૪ માણસે અમને ખરીસતના સેવકો તથા દેવ-
૨ ના મરમોના કારભારીઓના જેવા ગણવા. વળી
કારભારીઓમાં એમ જોઇએ કે, હરેક વીશવાસુ
૩ જણાએ. પણ તમારાથી કે માણસના દીવસમાં
મારો નયાય કરાએ, એ વીશે મને કંઈ ચીંતા
૪ નથી; હું પોતાનો પણ નયાય કરતો નથી. કેમકે
હું પોતાને ઉલટું કંઈ જાણતો નથી, પણ એથી હું
નયાયી ઠરતો નથી; પણ મારો નયાય કરનાર
૫ પરભુ છે. માટે તમે સમયની અગાઉ, એટલે
પરભુ આવે તાંહાં સુધી, કંઈ નયાય ન ઠરાવો,
તે અંધકારની ગુપત વસતુઓને પરકાશ પાડશે,
ને રૂદયોની શોચનાઓ પરગટ કરશે; ને તે વેળા
હરેકનું વખાણ દેવથી થશે.

૬ પણ ભાઈઓ, મેં એ વાતો દાખલાએ તમારે
લીધે પોતાને તથા અપોલોને લગાડી છે, એ માટે
કે જે લખયુંછે, તે કરતાં કોઈને વધારે ન ગણવું
તમે અમારાથી એમ શીખો; કે કોઇને વાસતે

બીજાને વીરૂધ કોઈ ન ફુલે. કેમકે કોણ તને ૭
જુદો પાડે છે? અને તું પામયો નહીં એવું તારૂં શું
છે? પણ જો તું પામયો, તો જેમ પામયો ન
હોએ, તેમ તું કેમ અભીમાન કરેછે? હવે તમે તર- ૮
પત થયા, હવે દરવવંત થયા, અમારા વીના રાજ
કરયું. તમે રાજ કરો, એવી અમારી ઈછા છે, કે અમે
પણ તમારી સાથે રાજ કરીએ. કેમકે મને એમ ૯
દીસેછે, કે દેવે અમ પ્રેરીતોને મરણને સારૂ છેલા
દેખાડયા છે; કેમકે અમે જગતને તથા દુતોને તથા
માણસોને દેખાવના જેવા થયા છઈએ. ખરીસતને ૧૦
લીધે અમે મુરખો, પણ તમે ખરીસતમાં બુધી-
વંત; અમે અબલ, પણ તમે જોરાવર; તમે
પરતીશઠીત, પણ અમે અપમાનીત. હાલના ૧૧
સમે સુધી અમે ભુખયા તથા તરશા તથા નાગા
છઈએ, તથા માર ખાઈએ છઈએ, તથા ભટકીએ
છઈએ, તથા પોતાના હાથોથી કામ કરીને મેહેનત ૧૨
કરીએછઈએ; વખોડેલા છતાં અમે આશીરવાદ
આપીએછઈએ; સતાવેલા છતાં સહીએછઈએ;
નીંદા પામીને વીનંતી કરીએછઈએ; અમે હજી ૧૩
સુધી જગતના મેલ તથા સરવના કચરા સરખા
થયા છઈએ. હું તમને લજાવવાને એ વાતો ૧૪
લખતો નથી; પણ પરીય બાલકોના જેવા તમને
બોધ કરૂંછું. કેમકે જો તમને ખરીસતમાં દશ ૧૫

હજાર ગુરૂઓ હોએ, તો પણ ઘણા બાપ નહીં;
કેમકે ખરીસત ઈશુમાં સુવારતાને આશરે, મેં તમ-
૧૬ ને જનમાવયા છે. એ માટે હું તમારી વીનંતી
૧૭ કરૂંછું, કે મારા અનુસારી થાઓ. એ કારણ માટે મેં
તમારી પાસે તીમોથી મોકલયો, તે ખરીસતમાં
મારૂં પરીય બાલક, તથા પરભુમાં વીશવાસુ, તે
જેમ હું બધે સરવ મંડલીમાં શીખાવુંછું તેમ ખરી-
સતમાં મારા મારગો વીશે તમને ઈઆદ આપશે.
૧૮ હું તમારી પાસે આવવાનો ન હોઊં, એવું સમજીને
૧૯ કોઈ ફુલયા છે. પણ પરભુની ઈછા હોય, તો હું તમા-
રી પાસે વેહેલો આવીશ, ને ફુલનારાઓનું બોલવું
૨૦ નહીં, પણ તેઓનું સામરથ જાણીશ. કેમકે દેવનું
૨૧ રાજ બોલવામાં નહીં, પણ સામરથમાં છે. તમા-
રી શી ઈછા છે? કે હું તમારી પાસે કાઠી લઈને, કે
પરેમથી તથા નમરતાના આતમાથી આવું?

૫ બધે સંભલાયછે કે, તમારામાં વીભીચાર છે,
અને એવો વીભીચાર કે જેનું નામ વીદેશીઓ
લેતા નથી; એટલે કે કોઈ પોતાના બાપની વહુ
૨ લે. ને તમે ફુલેલા છો, ને તે કરતાં શોક ન કરયો,
૩ કે જેણે આ કામ કીધું તે તમારામાંથી કહડાએ. કેમકે
શરીરે ગેરહાજર, પણ આતમાએ હાજર છતાં, હાજ-
રની પઠે, હવે એ કામ કરનારનો મેં નયાય ઠરાવયો
૪ છે, કે આપણા પરભુ ઈશુ ખરીસતને નામે, જારે

તમે એકઠા થએલા છો તારે તમે તથા મારો આતમા,
આપણા પરભુ ઈશુ ખરીસતના પરાકરમ સહીત,
એવાને દેહની હાનીને સારૂ સેતાનને સોંપે, એ ૫
માટે કે પરભુ ઈશુના દીવસમાં આતમા તારણ પામે. ૬
તમારો અભીમાન સારો નથી; શું તમે નથી જા-
ણતા, કે થોડું ખમીર આખા લોંદાને ફુગાવેછે? તમે ૭
જુના ખમીરને કાહાડો, એ માટે કે જેમ તમે બે-
ખમીર છો, તેમ તમે નવો લોંદો થઈ જાઓ, કેમકે
ઈશુ જે આપણા પાસખાનો બલી તે આપણી વતી
મરાયો છે. એ માટે જુના ખમીરથી નહીં, ને ૮
ભુંડાઈ તથા દુશટપણાના ખમીરથી નહી, પણ
નીશકપટપણાની તથા ખરાપણાની બેખમીર
રોટલીથી આપણે પરવ પાલીએ.

મેં તમને પતરમાં લખચું છે, કે તમે વીભીચા- ૯
રીઓની સોહોબત ન કરો, પણ આ જગતના ૧૦
વીભીચારીઓ કે લોભીઓ કે જુલમીઓ કે મુરતી-
ભકતોની છેક ન કરો એમ નહીં; કેમકે એમ હોએ
તો જગતમાંથી નીકલવાનું તમને અગત પડે.
પણ હવે મેં તમને લખી જણાવચું છે, કે જો કોઈ ૧૧
ભાઈ કેહેવાએલો વીભીચારી, કે લોભી, કે મુરતી-
ભકત, કે નીંદક, કે છાકટો, કે જુલમી હોએ, તો
એવાની સોહોબત કરવી નહીં, ને તેની સાથે
ખાવું પણ નહીં. કેમકે બાહારનાઓનો નચાય ૧૨

૧૩ ઠરાવવાનું મારે શું કામ છે? માંહેનાઓનો તમે
નયાય ઠરાવોછો કે નહીં? દેવ બાહારનાઓનો ન-
યાય કરેછે. તો તમે પોતાનામાંથી તે દુશટને કાહાડો.
૬ તુમારામાંના કોઈને બીજાની સાથે વાદ પડે,
તો પવીતરોની આગલ નહીં, પણ અધરમીઓની
૨ આગલ કોણ નયાય પામવા જાએ? શું તમે
જાણતા નથી કે પવીતરો જગતનો નયાય કરશે?
ને જો તમારાથી જગતનો નયાય કરાએ તો શું
તમે હલકાજ વાદોનો નયાય કરવાને નાલાએક
૩ છો? શું તમે જાણતા નથી કે આપણે દુતોનો
નયાય કરીશું? તો કેમ આ આયુશની વાતોનો
૪ નહીં? એ માટે જો તમને આ આયુશમાંના વાદો
હોએ, તો મંડલીમાં જેઓને તમે ગણકારતા નથી
તેઓને તે પર બેસાડો. હું તમને લજાવવાને
૫ કહુંછું. શું પોતાના ભાઈઓમાં નયાય કરી શકે,
એવો તમારામાં કોઈ ગનાની નથી? પણ ભાઈ
૬ ભાઈની સાથે વાદમાં આવેછે. અને તે અવીશવા-
૭ સીઓની આગલ. એ માટે અમણા તમારામાં
ખોડ છે, કે તમે માહોમા વાદ કરોછો. તે કરતાં
૮ તમે કેમ અનયાય સેહેતા નથી? તે કરતાં કેમ
હાની ખમતા નથી? પણ તમે અનયાય તથા
૯ હાની કરોછો, હા, ભાઈઓ પર કરોછો. શું તમે
જાણતા નથી કે અનયાયીઓ દેવના રાજનું વતન

પામશે નહીં? તમે ભુલ ન કરો; વીભીચારીઓ
તથા મુરતીભકતો તથા છીનાલવાઓ તથા કામી-
ઓ તથા પુંમૈથુનીઓ; તથા ચોરો તથા લોભીઓ ૧૦
તથા છાકટા તથા નીંદકો તથા જુલમી, એઓ
દેવના રાજનું વતન પામશે નહીં; ને તમારામાંના ૧૧
કેટલાએક એવા હતા, પણ તમે પરભુ ઈશુને નામે,
તથા આપણા દેવના આતમાથી ધોવાયા, તથા
પવીતરીકરણ ને નયાયીકરણ પામયા.

સઘલાં તો મને ઉચીત છે, પણ સઘલાં ઉપયોગી ૧૨
નથી; સઘલાં મને ઉચીત છે, પણ હું કોઇને
આધીન ન થઈશ. અંન પેટને સારૂ ને પેટ અંનને ૧૩
સારૂ, પણ દેવ એનો તથા તેનો પણ નાશ કરશે;
શરીર વીભીચારને સારૂ નથી, પણ પરભુને સારૂ છે,
ને પરભુ શરીરને સારૂ. દેવે તો પરભુને ઉઠાડયો, ૧૪
ને પોતાને પરાક્રમે આપણને પણ ઉઠાડશે. ત- ૧૫
મારાં શરીર ખરીસતના અવયવો છે, એ શું તમે
નથી જાણતા? વારૂ શું હું ખરીસતના અવયવોના
વીભીચારણીના અવયવ કરૂં? એમ ન થાઓ. શું ૧૬
તમે નથી જાણતા કે વીભીચારણીની સાથે જે
જોડાએછે, તે એક શરીર થાએછે? કેમકે તે કેહેછે કે,
"એ બેહુ એક દેહ થશે." પરભુ સાથે જે જોડાએછે ૧૭
તે એક આતમા છે; વીભીચારથી નાહાશો. જે ૧૮
સરવ પાપ કોઈ માણસ કરે તે શરીર બાહાર છે;

પણ વીભીચારી પોતાના શરીને ઉલટું પાપ કરેછે.
૧૯ શું તમે નથી જાણતા કે તમારામાં જે પવીતર
આતમા છે જે તમને દેવ પાસેથી છે, તેનું મંદીર
તમારૂં શરીર છે, ને તમે પોતાના નથી? કેમકે તમે
૨૦ ખરીદેલા છો. તો તમારાં શરીર તથા તમારા
આતમા દેવનાં છે, તેઓથી દેવને મહીમા આપો.

૭ જે વાતો તમે મને લખી તે વીશે: માણસ
૨ બાયડીને ન અડકે તો સારૂં. પણ વીભીચારના
કારણથી પરતીએક પુરૂશે પોતાની વહુ રાખવી, ને
૩ પરતીએક બાયડીએ પોતાનો વર રાખવો. વરે
વહુને જોગ ઉપકારીપણું આપવું, ને એમજ વહુએ
૪ વરને પણ. વહુને પોતાના શરીરનો અધીકાર નથી,
પણ વરને છે; ને એમજ વરને પોતાના શરીરનો
૫ અધીકાર નથી, પણ વહુને છે. થોડીવાર સુધી
અને એક બીજાનો મત લઈને એ માટે કે અપ-
વાસ અને પરારથનાને સારૂ અવકાશ મલે, તે
વગર એક બીજાથી જુદાં ન થાઓ. ને પછી
એકઠાં થાઓ, રખે શેતાન તમારા અદમનને લીધે
૬ તમારી પરીખશા કરે. પણ હું છુટીની રીતે કહુંછું,
૭ આગનાની રીતે નહીં. કેમકે મારી ઈછા છે, કે
સઘલાં માણસ મારા જેવાં હોએ. પણ દેવથી
પરતીએકને પોતાનું કીરપાદાન છે, એકને આમ,
ને બીજાને તેમ.

પણ અવીવાહીત તથા વીધવાઓને હું કહુંછું, કે ૮
મારા જેવાં રેહે તો તેઓને ગુણકારી થાએ. પણ ૯
જો દમન કરી ન શકે, તો પરણે, કેમકે બલવા કરતાં
પરણવું સારૂં છે. પણ વીવાહીતોને હું આગના કરૂંછું, ૧૦
હું તો નહીં, પરભુ કરેછે; વહુએ પોતાના વરથી
જાુદું થવું નહીં; પણ જો જાુદી થાએ તો પરણયા ૧૧
વીના રેહેવું, કે વરની સાથે મેલાપ કરવો; ને વરે
વહુને છોડવી નહીં. અને બાકી, પરભુ નહીં, હું ૧૨
કહુંછું, કે જો કોઈ ભાઈને અવીશવાસી વહુ હોએ, ને
એ તેની સાથે રેહેવાને રાજી હોએ, તો તેણે એને
છોડવી નહીં; અને કોઈ વહુને અવીશવાસી વર ૧૩
હોએ, ને એ તેની સાથે રેહેવાને રાજી હોએ, તો
તેણે એને છોડવો નહીં. કેમકે અવીશવાસી વર ૧૪
વહુથી પવીતર કરાએલો છે, ને અવીશવાસી વહુ
વરથી પવીતર કરાએલી છે; નહીં તો તમારાં
બાલકો અશુધ હોત, પણ હવે પવીતર છે. પણ ૧૫
જો અવીશવાસી જાુદું થાએ, તો જાુદું થાઓ; એવા
પરસંગમાં ભાઈ કે બેહેન બંધનમાં નથી; પણ
દેવે આપણને શાંતીમાં તેડયા છે. કેમકે અરે વહુ, ૧૬
શું તું જાણે છે, કે તું વરને તારીશ કે નહીં? અથવા
અરે વર, શું તું જાણેછે કે તું વહુને તારીશ કે નહી?
કેવલ જેમ દેવે પરતીએકને વેહેચયું છે, જેમ પર- ૧૭
ભુએ પરતીએકને તેડયું છે, તેમ તેણે ચાલવું; ને

૧૮ એમજ હું સરવ મંડલીઓમાં ઠરાવુંછું. શું કોઈ
સુંનતી તેડાએલો છે? તો બેસુંનતી ન થાઓ; શું
કોઈ બેસુંનતીમાં તેડાએલો છે? તો સુંનત લેવી
૧૯ નહીં. સુંનત તો કંઈ નથી, ને બેસુંનતી કંઈ નથી,
૨૦ પણ દેવની આગનાનું પાલન તેજ. પરતીએક જે
૨૧ સથીતીમાં તેડાયો છે તેમાંજ તે રેહે. શું તું દાસ છતાં
તેડાયો છે? તો એની ચીંતા ન કર; પણ જો મો-
૨૨ કલા થવાનો વગ મલે, તો તે કરી લે. કેમકે પર-
ભુથી તેડાએલો જે દાસ, તે પરભુનો મોકલો કરા-
એલો; ને એમજ જે મોકલો છતાં તેડાએલો તે
૨૩ ખરીસતનો દાસ છે. તમે મુલથી ખરીદાએલા છો;
૨૪ માણસના દાસો ન થાઓ. ભાઈઓ, જેમાં પરતી-
એક તેડાયો છે તેમાં દેવની સાથે તેણે રેહેવું.
૨૫ હવે કુંવારીઓ વીશે મને પરભુની આગના નથી;
પણ જેમ વીશવાસુ થવાને પરભુ પાસેથી કીરપા
૨૬ પામયો, તેમ હું મત આપુંછું. તો મને એ ગુણ-
કારી દીસેછે, એટલે હાલના સંકટમાં માણસને
૨૭ એમને એમ રેહેવું તે ગુણકારી છે. શું વહુને તું
બંધાએલો છે? તો છુટકાની ઈછા ન કર. શું વહુથી
૨૮ છુટેલો છે? તો વહુની ઈછા ન કર. પણ જો તું
પરણે, તો પાપ ન કીધું; અને જો કુંવારી પરણે તો
પાપ ન કીધું; પણ એવાઓને દેહમાં વીપતી થશે;
૨૯ પણ હું તમારા પર દયા રાખું છું. પણ ભાઈઓ

હું એ કહુંછું, કે કાલ થોડો રહયો; માટે જેઓ પર-
ણેલા તેઓ વગર પરણેલા જેવા થાએ; ને રડનારા 30
ન રડનારા જેવા; ને હરખનારા ન હરખનારા
જેવા; ને વેચાતું લેનારા ન રાખનારા જેવા; ને 31
આ જગતનો વેહેવાર કરનારા એનો કુવેહેવાર ન
કરનારા જેવા. કેમકે આ જગતનું ડોલ વીતી
જાએછે. પણ તમે નીરાચીંત થાઓ, એવી મારી 32
ઈછા છે. જે પરણેલો નથી તે પરભુની વાતોની
ચીંતા રાખેછે, કે કેમ પરભુને પરસન કરવો; પણ 33
પરણેલો જગતની વાતોની ચીંતા રાખેછે, કે કેમ
વહુને પરસન કરવી. વહુ તથા કુંવારીમાં પણ ફેર 34
છે. જે પરણેલી નથી તે પરભુની વાતોની ચીંતા
રાખેછે, કે તે શરીરમાં તથા આતમામાં પવીતર
થાએ; પણ પરણેલી જગતની વાતોની ચીંતા
રાખેછે, કે વરને કેમ પરસન કરવો. પણ તમારા 35
કલયાણને સારૂ હું તે કહુંછું, તમારા પર ફાંદા
નાંખવાને માટે નહીં, પણ એ સારૂ કે જોગ રીતે
તથા એક મનથી શાંતીએ કરીને તમે પરભુની
સેવા કરો. પણ જો કોઈ વીચારે, કે પોતે પોતાની 36
કુંવારી વીશે અજોગય કરેછે, ને તે ઉપવર થઈ
છે, ને એવું અગત હોએ, તો જે ઈછે તે કરે, તે
પાપ કરતો નથી; એઓ પરણે. પણ અગત ન 37
છતાં, જે પોતાના રદયમાં સથીર રેહેછે, ને પોતાની

ઇછા પર અધીકાર રાખેછે, ને પોતાના રદયમાં
એમ ઠરાવયું છે, કે હું પોતાની કુવારી એવીજ રાખી-
૩૮ રા, તે શારૂ કરેછે. અને એમ જે તેને પરણાવેછે તે
શારૂં કરેછે, અને જે તેને પરણાવતો નથી તે અતી
૩૯ શારૂ કરેછે. વહુ જાંહાં સુધી તેનો વર જીવેછે, તાંહાં
સુધી નીયમથી બંધાએલી છે; પણ જો તેનો વર
મરીગયો હોએ, તો જેને તે ઇછે, તેની વેરે પરણ-
વાને તે છુટી છે, પણ કેવલ પરભુના લોકમાં.
૪૦ પણ જો તે એકલી રેહે, તો મારા મત પરમાણે, તે
વધતી કુશલ રેહેશે; ને મને પણ દેવનો આતમા
છે, એ હું જાણુંછું.

૮ મુરતીઓના નૈવેદ વીશે, આપણે જાણીએ-
છઈએ, કેમકે આપણ સરવને ગનાન છે. ગનાન
૨ ફુલાવેછે, પણ પરીતી સુધારેછે. પણ જો કોઈ એમ
વીચારેછે કે હું કંઈ જાણુંછું, તો જેમ જાણવું જોઈએ
૩ તેમ તે હજી કંઈ જાણતો નથી. પણ જો કોઈ દેવની
૪ પરીતી કરેછે, તો તે એનાથી જણાએલો છે. તો
મુરતીઓના નૈવેદ ખાવા વીશે, આપણે જાણીએ-
છઈએ કે મુરતી જગતમાં કંઈ નથી; ને એક વીના
૫ બીજો કોઈ દેવ નથી. કેમકે કેહેવાએલા જે દેવો જો
પણ આકાશમાં તથા પરથવી પર છે; જેમ એવા
૬ ઘણા દેવો તથા પરભુઓ છે તેમ; તો પણ આપ-
ણને એક દેવ બાપ, જેનાથી સરવ છે, ને આપણે

તેને સારૂ; ને એક પરભુ ઈસુ ખરીસત, જેને
આશરે સરવ, ને આપણે પણ તેને આશરે. પણ ૭
સરવમાં એ ગનાન નથી, પણ કેટલાએક, મુરતી
કંઈ છે, એવા ભાવથી હજી સુધી મુરતીનું નૈવેદ
ખાએછે; ને તેઓનું અંતસકરણ અબલ છતાં
મલીન થાએછે. પણ ખાવાનાથી આપણે દેવને ૮
માનય થતા નથી; કેમકે જો ખાઈએ તો આપણે
વધારે નથી, ને નહીં ખાઈએ તો ઓછા નથી.
પણ સાવધાન રેહો, કે તમારો અધીકાર અબ- ૯
લોને ઠોકરનું કારણ ન થાએ. કેમકે તને ગનાન ૧૦
છતાં, જો કોઈ મુરતીના મંદીરમાં બેઠેલો જોએ, તો
શું તે અબલ છતાં, તેનું અંતસકરણ મુરતીઓનું
નૈવેદ ખાવાને હીમતવાન ન થશે? ને તારો અબ- ૧૧
લ ભાઈ જેને લીધે ખરીસત મુઓ, શું તારા ગના-
નથી તેનો નાશ થશે? પણ ભાઈઓને ઉલટું પાપ ૧૨
કરીને તથા તેઓના અબલ અંતસકરણને ધાએલ
કરીને, તમે ખરીસતને ઉલટું પાપ કરોછો. એ ૧૩
માટે જો ખાવાનું મારા ભાઈને ઠોકર ખવડાવે, તો
હું કદીજ માંસ ન ખાઊં, રખે મારા ભાઈને ઠોકર
ખવડાવું.

શું હું પરેરીત નથી? શું હું મોકલો નથી? શું ૯
મેં આપણા પરભુ ઈશુ ખરીસતને જોયો નથી?
શું તમે પરભુમાં મારૂં કરતય નથી? જો હું બીજા- ૨

ઓને પરેરીત ન હોઉં, તો પણ ખરેખરો હું તમને
૩ છું? કેમકે પરભુમાં તમો મારા પરેરીતપણાની મુદરા
૪ છો? મારી તપાસ કરનારાઓને મારૂં પરતીઉતર એ
૫ છે, શું અમને ખાવા પીવાનો અધીકાર નથી? શું
જેવો બીજા પરેરીતોને તથા પરભુના ભાઈઓને
તથા કેફાને તેવો મને પણ વીશવાસી વહુ સાથે લઈ
૬ ફરવાનો અધીકાર નથી? અથવા મેહેનત ન કરવી
એવો અધીકાર કેવલ મને તથા બારનાબાને નથી
૭ શું? પોતાના ખરચથી કોણ કદી લડાઈમાં જાએછે?
કોણ દરાખવાડી રોપીને તેનું ફલ ખાતો નથી?
૮ ને કોણ ટોલું પાલીને ટોલાનું દુધ પીતો નથી?
હું માણસ પરમાણે એ વાતો બોલુંછું શું? કે
૯ નીયમશાસતર પણ એ વાતો કેહેતું નથી શું?
કેમકે મુસાના નીયમશાસતરમાં લખાગું છે, કે "મ-
૧૦ લણી કરનાર બલદના મોહો પર ચીકલી ન બાંધ."
શું દેવ બલદની ચીંતા કરેછે? કે છેક આપણને લીધે
તે એમ કેહેછે? આપણને લીધે તો લખાયું છે, કે જે
ખેડેછે તે આશાથી ખેડે, ને જે મલણી કરેછે તે આ-
૧૧ શાનું ફલ પામશે. જો અમે તમારે સારૂ આતમીક
વસતુઓ વાવી છે, તો અમે તમારી દેહીક વસતુઓ
૧૨ લણીએ એ શું ઘણું છે? જો બીજાઓ તમારા પર
એ અધીકારના ભાગીદાર છે, તો અમે વીશેશે નથી
શું? તો પણ એ અધીકાર અમે વાપરયો નથી,

પણ ખરીસતની સુવારતાને કંઈ અટકાવ ન પાડી-
એ, માટે સરવ ખમીએછઈએ. એ શું તમે નથી ૧૩
જાણતા કે જે મંદીરમાં સેવન કરેછે, તેઓ મંદીરનું
ખાએછે; અને જેઓ હોમવેદી પાસે હાજર રેહેછે,
તેઓ હોમવેદીના ભાગીદાર છે? એમજ પરભુએ ૧૪
ઠરાવયું, કે જેઓ સુવારતા પરગટ કરે, તેઓ સુવા-
રતાથી જીવે. પણ એવા કસાનો વહીવટ મેં ન ૧૫
કરયો; ને મને એવું મલે, એ સારૂ મેં આ વાતો
લખી નથી; કેમકે કોઈ મારો આનંદ વીઅરથ કરે,
એ કરતાં મારે મરવું તે શારૂં. કેમકે જો હું સુવા- ૧૬
રતા પરગટ કરૂં, તો મને અભીમાનનું કારણ નથી;
કેમકે મને અગત પડયું છે, ને જો હું સુવારતા પર-
ગટ ન કરૂં, તો મને હાય હાય થાએછે. કેમકે જો હું ૧૭
ઈછાથી તે કરૂં, તો મને વેતન છે; પણ જો ઈછાથી
નહીં, તો મને કારભાર સોંપાએલો છે. માટે મારૂં ૧૮
વેતન શું છે? હું સુવારતા પરગટ કરીને, ખરીસ-
તની સુવારતા મફત ઠરાવું, એ માટે કે સુવારતામાં
જે મારો અધીકાર તે હું વીપરીત રીતે ન ચલાવું.
કેમકે સરવથી મોકલો છતાં, ઘણાઓને પરાપત ૧૯
કરવા સારૂ, મેં પોતાને સરવનો દાસ કીધો. યહુ- ૨૦
દીઓને પરાપત કરવા સારૂ, હું યહુદીઓમાં યહુદી
જેવો થયો; નીયમાધીનોને પરાપત કરવા સારૂ, હું ૨૧
નીયમાધીન જેવો; નીયમરહીતોને પરાપત કરવા

સારૂ, નીચમરહીત જેવો, દેવને તો નીચમરહીત
૨૨ નહીં, પણ ખરીસતને નીચમસહીત; અબલોને
પરાપત કરવા સારૂ, અબલોની સાથે હું અબલ
જેવો થયો. હરેક રીતે કેટલાએકને તારવા સારૂ હું
૨૩ સરવની સાથે સરવ પરકારે થયો. હું સુવારતાને
લીધે એમ કરૂંછું, એ માટે કે હું તેનો સહભાગીદાર
૨૪ થાઉં. શું તમે નથી જાણતા કે અખાડામાં સરવ
દોડનારા દોડેછે, પણ એકનેજ ઈનામ મલેછે? એમ
૨૫ દોડો કે તમને મલે. ને પરતીએક પેહેલવાન સરવ
પરકારે સવદમન કરેછે; તેઓ તો વીનાશી મુગટ
૨૬ પામવા સારૂ કરેછે; પણ અમે અવીનાશી. એ
માટે હું એમ દોડુંછું, પણ સંશય રાખનારની પઠે
૨૭ નહીં; હું કશટ કરૂંછું, પણ પવનને મારનારની પઠે
નહીં; ને હું મારા શરીરને દબાવુંછું, તથા વશ
કરૂંછું, રખે બીજાઓને વારતા પરગટ કીધા છતાં હું
પોતે નાપસંદ થાઉં.

૧૦ ભાઈઓ હું ચાહાતો નથી કે તમે અજાણયા
રેહેો કે, આપણા સરવ પીતરૂઓ મેઘ તલે હતા ને
૨ સરવ સમુદરમાં થઈને પાર ગયા, ને સરવ મુસાને
સારૂ મેઘમાં તથા સમુદરમાં બાપતીસમા પામ-
૩ યા; ને સરવે એકજ આતમીક અંન ખાધું, ને
૪ સરવે એકજ આતમીક પાણી પીધું; કાંજે સાથે
ચાલનાર આતમીક ખડકનું તેઓએ પીધું; તે

ખડક તો ખરીસત હતો. પણ તેઓમાંના ધણા- ૫
ઓ પર દેવ પરશન ન હતો, કેમકે તેઓ રાનમાં
પાડી નંખાયા. પણ આ વાત આપણને નીદર- ૬
શન જેવી થઈ એ સારૂ કે જેમ તેઓએ ભુંડી વસ-
તુઓનો લોભ કરયો તેમ આપણે ન કરીએ. ને ૭
જેમ તેઓમાંના ધણા મુરતીભગત થયા, તેમ તમે
ન થાઓ; તેવું લખયું છે, કે "લોક ખાવા પીવાને
બેઠા ને રમવા ઉઠયા." અને જેમ તેઓમાંના કેટ- ૮
લાએકે વીભીચાર કરયો, ને એક દીવસમાં તેવીશ
હજાર પડયા, તેમ તમે ન કરો. ને જેમ તેઓ- ૯
માંના કેટલાએકે ખરીસતનું પરીકશણ કીધું, ને સર-
પોથી નાશ પામયા, તેમ આપણે તેનું પરીકશણ
કરવું નહીં. અને જેમ તેઓમાંના કેટલાએકે કચકચ ૧૦
કીધી ને સંહારકથી નાશ પામયા, તેમ તમે કચ-
કચ ન કરો. એ સરવ નીદરશન થવા સારૂ તેઓને
થયાં. ને જે આપણા પર કાલોનો અંત થયો છે, ૧૧
તે આપણા બોધને સારૂ તે લખયું છે. એ માટે ૧૨
જે પોતાને સથીર ધારેછે તે ન પડે, માટે સંભાલે.
માનવી પરીકશણ કરતાં કાંઈ જાુદું તમને થયું નથી.
પણ દેવ વીશવાસુ છે, તે તમારી શકતી કરતાં વતા ૧૩
પરીકશણને તમ પર આવવા ન દેશે, પણ તમે
સહી શકો, માટે પરીકશણ સાથે છુટકાનો રસતો
કરશે. એ માટે મારા વાહાલાઓ, મુરતીપુજાથી ૧૪

૧૫ નાહાશી જાઓ. જેમ સમજુકોને, તેમ હું તમને
૧૬ કહુંછું, મારી વાતનો વીચાર કરો. આશીરવાદનો
વાટકો જે પર અમે આશીરવાદ માગીએછઈએ, તે
શું ખરીસતના રકતની સંગત નથી? અમે રોટલી
ભાંગીએછઇએ, તે શું ખરીસતના શરીરની સંગત
૧૭ નથી? માટે આપણે ઘણા છતાં એક રોટલી એક
શરીર એવા છઈએ, કેમકે આપણ સરવ એકજ
૧૮ રોટલીના ભાગીયા છઇએ. દેહ પરમાણે ઇસરાએ-
૧૯ લને જુઓ, હોમખાનારા શું હોમવેદીના સહભા-
ગીદાર નથી? હું શું કહુંછું? કે મુરતી કંઈ છે? અથવા
૨૦ મુરતીનું નૈવેદ કંઈ છે? પણ વીદેશીઓ જે હોમ કરેછે
તે દેવને નહીં, પણ ભુતોને કરેછે. તમે ભુતોની
સંગત કરનાર થાઓ, એવી અમારી ઈછા નથી.
૨૧ તમે પરભુના વાટકાનું તથા ભુતોના વાટકાનું પી
શકતા નથી. તમે પરભુની મેજના તથા ભુતોની
૨૨ મેજના ભાગીદાર થઇ શકતા નથી. શું આપણે
૨૩ પરભુને ચીહીડવીએ? શું આપણે તે કરતાં જોરા-
વર છઈએ? સઘળાં તો મને ઉચીત છે, પણ સઘળાં
ઉપયોગી નથી; સઘળાં મને ઉચીત છે, પણ
૨૪ સઘળાં વધારો કરતાં નથી. કોઇ પોતાનુંજ નહીં,
૨૫ પણ પરતીએક બીજાનું હીત શોધે. જે કંઈ બજા-
રમાં વેચાએછે, તે પરેરકબુધીને લીધે કંઈ પુછયા
૨૬ વના ખાઓ. કેમકે પરથવી તથા તેનું ભરપુરપણું

પરભુનાં છે. જો કોઈ અવીશવાસી તમને નોહોતરૂં ૨૭
કરે, ને તમે જવા ચાહો, તો તમને જે કંઈ પીરસા-
એ તે પરેરકબુધીને લીધે કંઈ પુછયા વીના ખાઓ.
પણ જો કોઈ તમને કેહે કે તે મુરતીનું નૈવેદ છે, તો ૨૮
જેણે તે દેખાડયું તેને લીધે તથા પરેરકબુધીને લીધે
ન ખાઓ, કેમકે પરથવી તથા તેનું ભરપુરપણું
પરભુનાં છે. હું પરેરકબુધી તો કહુંછું, તારી નહીં ૨૯
પણ બીજાની; કેમકે બીજાની પરેરકબુધીથી મારા
મોકલાપણા વીશે ઈનસાફ કેમ ઠરાવાએછે? પણ ૩૦
જો હું કીરપાએ ભાગીદાર થાઉં, તો જેને સારૂ હું
ઉપકાર માનુંછું, તે વીશે મારી નીંદા કેમ કરાએછે?
એ માટે જો તમે ખાઓ, કે પીઓ, કે જે કંઈ કરો તો ૩૧
દેવના મહીમાને અરથે સરવ કરો. તમે યહુદીઓને ૩૨
તથા હેલેનીઓને તથા દેવની મંડલીને ઠોકર ખવ-
ડાવનાર ન થાઓ; એ પરમણે હું પણ સરવને ૩૩
રાજી કરીને પોતાનો નહીં, પણ ઘણાઓનો લાભ
શોધુંછું, એ સારૂ કે તેઓ તારણ પામે.

જેમ હું ખરીસતને તેમ તમે પણ મને અનુ-૧૧
સરો. ભાઈઓ તમે સઘલાં વીશે મને સંભારોછો, ૨
ને જેમ મેં તમને વીધીઓ સોંપી દીધા, તેમ તમે તે
પાલયા, માટે હું તમને વખાણુંછું. હું તમને જણા- ૩
વવા ચાહુંછું કે પરતીએક પુરૂશનું શીર ખરીસત છે, ને
બાયડીનું શીર પુરૂશ છે; ને ખરીસતનું શીર દેવ છે.

૪ જે કોઈ પુરૂશ પરારથના કે ભવીશવાદ કરતાં પોતાના
માથા પર ઘુંઘટ ધરેછે, તે પોતાના માથાનું અપમાન
૫ કરેછે; પણ જે કોઈ બાયડી ઉઘાડે માથે પરારથના
કે ભવીશવાદ કરેછે, તે પોતાના માથાનું અપમાન
કરેછે. કેમકે તે કરવું તથા મુંડાઈ જવું બરાબર છે.
૬ કેમકે જો બાયડી ઘુંઘટ ન ધરે તો મુંડાઈ જાઓ;
પણ જો કતરાઈ જવા કે મુંડાઈ જવાથી બાયડીને
૭ લાજ લાગે તો તે ઢંકાઈ જાએ. કેમકે પુરૂશને માથું
ઢાંકવું ઘટતું નથી, તે તો દેવની પરતીમા તથા મહીમા
૮ છે; પણ બાયડી પુરૂશનો મહીમા છે; કેમકે પુરૂશ
૯ બાયડીથી થયો નથી, પણ બાયડી પુરૂશથી; અને
પુરૂશ બાયડીને સારૂ સરજાયો ન હતો, પણ બાયડી
૧૦ પુરૂશને સારૂ. એ માટે જોગ છે કે દુતોને લીધે
૧૧ બાયડી પોતાના માથા પર અધીકાર રાખે. તો
પણ પરભુમાં પુરૂશ બાયડીરહીત નથી, ને બાયડી
૧૨ પુરૂશરહીત નથી. કેમકે જેમ બાયડી પુરૂશથી તેમ
પુરૂશ બાયડીને આશરે, પણ સરવ પરભુથી છે.
૧૩ તમે પોતામાં એઓ વીશે ઠરાવ કરો, બાયડીએ ઘુંઘટ
૧૪ વીના પરારથના કરવી એ શું શોભે? અથવા શું
પરકરતી પોતે તમને શીખાવતી નથી, કે જો પુરૂશને
૧૫ લાંબા વાલ હોએ તો તેથી તેને અપમાન છે; પણ
જો બાયડીને લાંબા વાલ હોએ તો તેથી તેને
શોભા છે? કેમકે તેના વાલ આછાદનને બદલે

તેને આપેલા છે. પણ કોઈ વીવાદી છે, એવો જો ૧૬
દેખાએ, તો આપણને તથા દેવની મંડલીને પણ
એવી રીત નથી.
પણ એ કહીને હું તમને વખાણતો નથી, એટલે ૧૭
કે સુધારાને સારૂ નહીં, પણ બગાડને સારૂ તમે
એકઠા થાઓછો. કેમકે પરથમ તમે સભામાં એકઠા ૧૮
થાઓછો, તારે હું સાંભલુંછુ કે તમારામાં ફુટો છે, ને
એ હું થોડુંએક ખરૂં માનુંછું. કેમકે તમારામાં જેઓ ૧૯
પસંદ તેઓ પરસીધ થાએ, માટે તમારામાં તડો થવાં
જોઈએ. તો તમે એક ઠેકાણે મલોછો તારે પરભુનું ૨૦
ભોજન કરવાને માટે મલતા નથી. કેમકે ખાવામાં ૨૧
પરતીએક પોતાનું ભોજન પેહેલાં કરેછે, ને એક
ભુખયો ને બીજો તરૂપત છે. શું તમને ખાવા ૨૨
પીવા સારૂ ઘરો નથી? કે શું તમે દેવની મંડલીને
ધીકારો છો, ને જેઓને નથી તેઓને શરમાવોછો?
હું તમને શું કહું? શું એમાં હું તમને વખાણું?
વખાણતો નથી. કેમકે મેં તમને જે કહી દીધું તે ૨૩
હું પરભુથી પામયો, કે જે રાતમાં પરભુ ઈશુ પર-
સવાધીન કરાયો, તેમાં તેણે રોટલી લીધી, ને સતુ- ૨૪
તી કરીને ભાંજી, ને કહયું કે લો ખાઓ, એ મારૂં
શરીર છે, જે તમારે સારૂ ભાંજાએલું છે, મારી યાદ-
ગારીને સારૂ એ કરો. અને એમજ ભોજન કરયા ૨૫
પછી, વાટકો પણ લઈને કહયું, કે આ વાટકો મારા

રકતમાં નવો કરાર છે; તમે જેટલી વાર એ પીઓ-
છો, તેટલી વાર મારી યાદગારીને સારૂ તે કરો.
૨૬ કેમકે જેટલી વાર તમે આ રોટલી ખાઓછો, ને આ
વાટકો પીઓછો તેટલી વાર તમે પરભુના આવયા
૨૭ સુધી, તેનું મરણ દેખાડોછો. એ માટે જે કોઈ
માણસ અયોગય રીતે પરભુની રોટલી ખાએ, કે
તેનો વાટકો પીએ, તે પરભુના શરીરનો તથા રક-
૨૮ તનો અપરાધી થશે. પણ પરતીએકે પોતાને પાર-
ખવું, ને એમ આ રોટલીમાંથી ખાવું ને આ વાટ-
૨૯ કામાંથી પીવું. કેમકે અયોગય રીતે જે ખાએ તથા
પીએ તે પરભુના શરીરનો ભેદ ન જાણીને, ખાધા-
૩૦ થી તથા પીધાથી પોતા પર દંડ આણેછે. એને લીધે
તમારામાં ઘણા અબલ તથા રોગી છે; ને ઘણા
૩૧ ઊંઘે છે. કેમકે જો આપણે પોતાનો નયાય કરીએ,
૩૨ તો આપણા પર નયાય ન ઠરાવાશે; પણ આપ-
ણા પર નયાય ઠરાવાએ છે, તારે પરભુથી શીકશા
પામીએ છઈએ, એ માટે કે જગતની સાથે આપણો
૩૩ દંડ ન થાએ. તો મારા ભાઈઓ, તમે ખાવાને
૩૪ એકઠા આવીને, એક બીજાની વાટ જુઓ; ને કોઈ
ભુખયો હોએ, તો ઘરમાં ખાએ, એ સારૂ કે તમે
દંડને સારૂ એકઠા ન આવો. અને જે બાકી તે હું
આવીશ તારે સુધારીશ.

૧૨ પણ ભાઈઓ આતમીક દાનો વીશે મારી ઈછા

નથી, કે તમે અજાણ્યા રેહો. તમે જાણોછા કે, ૨
તમે વીદેશી હતા, ને જેમ ચલાવાયા તેમ મુંગી
મુરતીઓ કણે ચાલતા હતા. માટે હું તમને જણા- ૩
વુંછું કે, કોઈ માણુસ પવીતર આતમાથી બોલીને,
ઈશુને શાપપાતર કેહેતો નથી; અને કોઈ માણસ
પવીતર આતમારહીત, ઈશુ પરભુ છે, એમ કહી શક-
તું નથી. પણ કીરપાદાનોના અનેક પરકાર છે, તો ૪
પણ આતમા એકજ; અને સેવાના અનેક પરકાર ૫
છે, પણ પરભુ એકજ. અને કારયોના અનેક પર- ૬
કાર, પણ એકજ દેવ છે, તે સરવમાં સરવ કરાવેછે.
પણ આતમાની પરસીધતા પરતીએકને ઉપયો- ૭
ને સારૂ અપાએલી છે. કેમકે એકને આતમાથી ૮
ગનાનની વાત અપાઈ છે; ને બીજાને એજ આ- ૯
તમાથી વીદયાની વાત; ને બીજાને એજ આત-
માથી વીશવાસ; ને બીજાને એજ આતમાથી સમા
કરવાનાં કીરપાદાન; ને બીજાને ચમતકારનાં કાર- ૧૦
યો; ને બીજાને ભાવીશવાદ; ને બીજાને આતમા-
ઓને પારખી જાણવા; ને બીજાને જાત જાતની
ભાશાઓ; ને બીજાને ભાશાઓનું વયાખયાન.
પણ એકજ તથા એજ આતમા પોતાની ઇછા પર- ૧૧
માણે પરતીએકને વેહેંચીને એ સરવ કરાવેછે.
કેમકે જેમ શરીર એક છે, ને તેના અવયવો ૧૨
ઘણા છે, ને તે એક શરીરના અવયવો ઘણા છતાં

પણ સરવ મળીને એક શરીર છે, તેમ ખરીસત
૧૩ પણ છે. કેમકે આપણે યહુદી કે હેલેની, દાસો કે
સવતંતર, સરવ એક શરીરમાં એક આતમાથી
૧૪ બાપતીસમા પામયા; અને સરવ એક આતમામાં
પીવાએલા છઈએ. અને શરીર તો એક અવયવ
૧૫ નથી, પણ ઘણા. જો પગ કેહે કે હું હાથ નથી એ
માટે હું શરીરનો નથી, તો તે કારણ માટે શું તે
૧૬ શરીરનો નથી? અને જો કાન કેહે કે હું આંખ નથી,
માટે હું સરીરનો નથી, તો શું એ કારણ માટે તે
૧૭ શરીરનો નથી? જો આખું શરીર આંખ હોત તો
શરવણ કાંહાં હોત? જો આખું શરવણ હોત તો
૧૮ ઘરાણ કાંહાં? પણ દેવે અવયવોમાંના હરેકને જેમ
૧૯ ચાહયું તેમ તેણે શરીરમાં મુકયું છે. જો સરવ એક
૨૦ અવયવ હોત, તો શરીર કાંહાં હોત? પણ હવે
૨૧ અવયવો ઘણા તો પણ શરીર એક. આંખથી હા-
થને કેહેવાતું નથી કે મને તારૂં અગતય નથી; ફરી
માથાથી પગોને કેહેવાતું નથી કે, મને તમારૂં અગ-
૨૨ તય નથી; પણ એ ઉપરાંત શરીરના જે અવયવો
૨૩ ઘણા અબળ દીસેછે તેઓનું અગતય ઠરેછે; અને
શરીરના જે અધમ દીસેછે તેઓને આપણે વધતું
માન આપીએછઈએ; અને એમ આપણા કુરૂપ
૨૪ અવયવો વધારે સુરૂપ થાએછે. પણ જે સુરૂપ તે-
ઓને અગતય નથી, પણ જેને ઓછું હતું તેને દેવે

જધતું માન આપીને, શરીરને સમારયું છે, એવું કે ૨૫
શરીરમાં ફુટ ન હોએ, પણ અવયવ એક બીજાની
એક સરખી ચીંતા રાખે. અને જો એક અવયવ ૨૬
દુખી થાએ, તો તેની સાથે સરવ અવયવો દુખી
થાએછે; જો એક અવયવનું માન થાએ, તો તેની
સાથે સરવ અવયવ આનંદ કરેછે. તમે ખરીસતનું ૨૭
શરીર, ને જુદા જુદા અવયવો છો.

અને દેવે મંડલીમાં કેટલાએક રાખયા છે, પરથમ ૨૮
પરેરીતો, બીજા ભવીશવાદીઓ, તરીજા ઉપદેશકો,
પછી ચમતકારો, પછી સમા કરવાનાં કીરપાદાન,
મદદગારો, અધીકારો, જાત જાતની ભાશાઓ. શું ૨૯
સઘલા પરેરીતો? શું સઘલા ભવીશવાદીઓ? શું
સઘલા ઉપદેશકો? શું સઘલા ચમતકાર [કરનારા]? ૩૦
શું સઘલાને સમાકરવાનાં કીરપાદાન છે? શું સઘ-
લાઓ ભાશાઓ બોલેછે? શું સઘલા વચાખયાન
કરેછે?

તો શારાંજ કીરપાદાનો શોધો; તો પણ હું તમ- ૩૧
ને એ કરતાં ઉતમ મારગ બતાવુંછું.

જો હું માણસોની તથા દુતોની પણ ભાશા-૧૩
ઓ બોલું, ને મને પરીતી ન હોએ, તો વાજનાર
પીતલ કે ઠણઠણનાર ઝાંજના જેવો હું થયો છું. ને ૨
જો મને ભવીશગનાન હોએ, ને હું સરવ મરમો
તથા સરવ વીદયા જાણું, ને જો સરવ વીશવાસ

મને હોએ, એવો કે હું પરવતો ખસાડું, ને મને
૩ પરીતી ન હોએ, તો હું કંઈ નથી. અને જો હું કંગા-
લોને પાલવાને મારી આખી સંપત આપું, ને જો
હું મારૂં શરીર બલવાને સોંપું, ને મને પરીતી ન
૪ હોએ, તો મને કંઇ લાભ થતો નથી. પરીતી સહ-
નસીલ તથા ઉપકારક છે. પરીતી અદેખાઇ કરતી
૫ નથી; પરીતી વડાઈ કરતી નથી, ફુલતી નથી, વીશો-
ભીત રીતે ચાલતી નથી, પોતાનુંજ શોધતી નથી,
૬ સંતાપતી નથી, ભુંડું ધારતી નથી, અનયાયમાં
૭ હરખાતી નથી, પણ સતયમાં હરખાયછે. સઘ-
લાંને ખમેછે, સઘલાંને ખરાં માનેછે, સઘલાંની
૮ આશા રાખેછે, સઘલાંનું સહન કરેછે. પરીતી કદી
ખુટતી નથી, તો પણ ભવીશદાન હોએ તો જતું
રેહેશે; જો ભાશાઓ, તો સમાપત થશે; જો વીદ-
૯ યા તો જતી રેહેશે. કેમકે આપણે અપુરણ જાણી-
એછઈએ; ને અપુરણ ભવીશવાદ કરીએછઈએ;
૧૦ પણ જારે સંપુરણતા આવશે, તારે અપુરણતા
૧૧ જતી રેહેશે. જારે હું બાલક હતો, તારે બાલકના
જેવો બોલતો હતો, બાલકના જેવો વીચારતો હતો,
બાલકના જેવો સમજતો હતો, પણ જારે પુરૂશ
૧૨ થયો, તારે મેં બાલકની વાતો મુકીદીધી. કેમકે
અમણા આપણે દરપણને આશરે અંધક જોઈએ-
છઈએ, પણ તારે મોહેમોહો જોઇશું; અમણાં હું

અપુરણ જાણુંછું, પણ તારે જેમ જણાએલો છું તેમ
જાણીશ. ને હવે વીશવાસ તથા આશા તથા પરીતી ૧૩
એ તરણ રેહેછે; પણ તેઓમાં પરીતી શરેશઠ છે.

પરીતી પરમાણે ચાલો; અને આતમીક દાન ૧૪
ચાહો, પણ વીશેશ એ, કે ભવીશવાદ આવડે. કેમકે ૨
જે અનયભાશા બોલેછે, તે માણસની સાથે
નહીં, પણ દેવની સાથે બોલેછે, કાંજે કોઈ સમજતું
નથી, પણ આતમાએ તે મરમો બોલેછે. પણ ૩
જે ભવીશવાદ કરેછે, તે સંસથાપન તથા બોધ
તથા દીલાસાને સારૂ માણસો સાથે બોલેછે. ને ૪
જે અનયભાશા બોલેછે તે પોતાનું સંસથાપન
કરેછે; પણ જે ભવીશવાદ કરેછે તે મંડલીનું સંસ-
થાપન કરેછે. મારી ઈછા છે કે, તમે સધલા ભાશા- ૫
ઓ બોલો. પણ વીશેશ કે તમે ભવીશવાદ કરો;
કેમકે ભાશાઓ બોલનાર, જો મંડલીના સંસથા-
પનને સારૂ વચાખયાન ન કરે, તો તે કરતાં ભવીશ-
વાદ કરનાર મોહોટો છે. અને ભાઈઓ, જો હું ૬
ભાશાઓ બોલીને તમારી પાસે આવું, ને જો પર-
કટીકરણથી, કે ગનાનથી, કે ભવીશવાદથી, કે શીખા-
મણથી તમારી સાથે ન બોલું તો તમને શો લાભ
કરૂં? એમજ અવાજ કાહાડનારી નીરજીવ વસતુ- ૭
ઓ, વાંશલી કે વીણા હોએ, એ જો નાદનો ફેર ન
પાડે, તો વાંશલીથી કે વીણાથી શું વજાએછે તે

૮ કેમ જણાશે? કેમકે જો રણશીગડું સાફ વાણી ન
૯ કાહાડે, તો કોણ લડાઈની તયારી કરશે? એમજ
તમે પણ જો જીભ વડે સાફ વાત ન કરો, તો
બોલેલી વાત કેમ સમજાએ? કેમકે તમે વાયુ
૧૦ સાથે બોલનારા થશો. જગતમાં એટલી ઘણી
જાતના અવાજો છે, ને તેઓમાંના કોઈ નીરરથક
૧૧ નથી, એ માટે જો હું અવાજનો અરથ ન જાણું,
તો બોલનારને હું બરબરી થઈશ, ને બોલનાર
૧૨ મને બરબરી થશે; એ પરમાણે તમે આતમીક
દાનોને ચાહોછો, તો મંડલીના સંસથાપનને સારૂ
૧૩ પુશકલતા શોધો. તે માટે અનયભાશા બોલનારે
પોતાથી વચાખયાનં થાએ, એવી પરારથના કરવી.
૧૪ કેમકે જો હું અનયભાશાએ પરારથના કરૂં, તો મારો
આતમા પરારથના કરેછે, પણ મારૂં મન નીશફલ છે.
૧૫ તો શું? હું આતમાથી પરારથના કરીશ, ને મનથી
પરારથના કરીશ, આતમાથી ગાઈશ, ને મનથી
૧૬ પણ ગાઈશ. નાહીં તો જો તું આતમાથી સતુતી
કરીશ તો જે અણભણેલાની જગામાં બેસેછે, તે
તારી સતુતીની વાત પર કેમ આમેન કેહેશે? કાંજે
૧૭ તું શું કેહેછે એ તે જાણતો નથી. કેમકે તું શારી પઠે
સતુતી કરેછે; પણ બીજાનું સંસથાપન થતું નથી.
૧૮ હું દેવનો ઉપકાર માનુંછું, કે તમ સરવ કરતાં વધારે
૧૯ ભાશાઓ મને આવડેછે. તો પણ મંડલીમાં અનય-

ભાશાથી દશ હજાર શબદો બોલવા, તે કરતાં
બીજાઓને શીખાવવા હું પાંચ શબદ પોતાના
મનથી બોલું એ મને શારૂ લાગે. ભાઈઓ બુધી- ૨૦
માં બાલક ન થાઓ; પણ ભુંડાઇમાં બાલકો
થાઓ, ને બુધીમાં પરૌઢ થાઓ. નીયમશાસ- ૨૧
તરમાં લખયું છે કે, "અનયભાશાઓથી તથા
અનયહોઠોથી, હું આ લોકોને બોલીશ, ને તેઓ
મારૂં ન શાંભલશે, એમ પરભુ કેહેછે." એ માટે ૨૨
ભાશાઓ વીશવાસીઓને નહીં, પણ અવીશવા-
સીઓને નીશાનીરૂપ છે. પણ ભવીશવાદ અવીશ- ૨૩
વાસીઓને નહીં પણ વીશવાસીઓને સારૂ છે. એ
માટે જો આખી મંડલી એકઠી આવે, ને સઘલા
ભાશાઓ બોલે, ને જો અણભણેલા તથા અવી-
શવાસીઓ પેસે તો શું કેહેશે નહીં, કે તમે ઘેલા
છો? પણ જો સરવ ભવીશવાદ કરે, ને અવીશવા- ૨૪
સી કે અણભણેલો પેસે તો સરવથી તે શીખામણ
પામેછે; સરવથી તે પરખાએછે, ને એમ તેના રૂદ- ૨૫
યની ગુપતવાતો માલુમ થાએ છે, ને દેવ તમા-
શમાં ખરેખરો છે એવું પરગટ કરીને, તે સરવની
આગલ ઊંધો પડીને, દેવનું ભજન કરશે.

તો ભાઈઓ, શું છે? જારે તમે એકઠા આવોછો ૨૬
તારે તમારામાંના પરતીએકને ગીત, કે શીખામણ,
કે અનયભાશા, કે પરકટીકરણ, કે વયાખયાન છે;

૨૭ સંસથાપનને સારૂ સરવ થવું જોઈએ. જો કોઈ
અનયભાશા બોલે, તો બે અથવા જો ઘણું તો
તરણ, ને અનુકરમે; અને એકે વયાખયાન કરવું.
૨૮ પણ જો વયાખયાન કરનાર ન હોએ, તો મંડલી-
માં છાનું રેહેવું, ને પોતાની સાથે, તથા દેવની સાથે
૨૯ બોલવું. બે કે તરણ ભવીશવાદીઓ બોલે, ને
૩૦ બીજાઓ પારખે. પણ જો બેઠેલાઓમાંના કોઈ-
૩૧ ને કંઈ પરગટ થયું, તો પેહેલાએ છાનું રેહેવું. કેમકે
તમે સરવ એક પછી એક ભવીશવાદ કહી શકોછો,
૩૨ કે સરવ શીખે તથા સરવ દીલાસો પામે. અને
ભવીશવાદીઓના આતમાઓ ભવીશવાદીઓને
૩૩ આધીન છે. કેમકે દેવ ગડબડનો નથી, પણ શાંતી-
નો છે; પવીતરોની સરવ મંડલીઓમાં તે એવો છે.
૩૪ તમારી બાયડીઓએ મંડલીઓમાં છાનું રેહેવું;
કેમકે બોલવાનો તેઓને અધીકાર નથી, પણ
આધીન રેહેવાનો, તેમ નીયમશાસતર પણ કેહેછે.
૩૫ પણ જો તેઓ કાંઈ શીખવા ચાહે, તો તેઓએ ઘર-
માં પોતાના વરોને પુછવું; કેમકે મંડલીઓમાં
૩૬ બાયડીઓએ બોલવું એ લાજની વાત છે. શું
તમારાથી દેવની વાત નીકલી? કે શું તે એકલા તમ-
૩૭ ને મલી છે? જો કોઈ ભવીશવાદી કે આતમીક દીસે,
તો જે વાતો હું લખુંછું તે તેણે જાણવી, કેમકે તેઓ
૩૮ પરભુની આગનાઓ છે. ને જો કોઈ અજાણયો

હોએ તો અજાણયો રેહે. એ માટે ભાઈઓ ભવી- ૩૯
શવાદ કરવાને ચાહો, ને અનયભાશાઓ બોલવા-
ને ન નીવારો. શોભતી રીતે તથા અનુકરમે સરવ ૪૦
થાએ.

ભાઈઓ જે સુવારતા અમે તમને પરગટ કીધી, ૧૫
જેને તમે માની, જેમાં તમે સથીર રહયા, અને જેથી
જો તમે જે વાત મેં તમને પરગટ કીધી તેની યાદ
રાખો ને વીશવાસ અવરથા કીધો ન હોએ, તો ૨
તારણ પામોછો, તે સુવારતા હું તમને જણાવુંછું.
કેમકે પરથમ જે મેં માની લીધું, તે મેં તમને સોંપી ૩
દીધું, કે લેખો પરમાણે ખરીસત આપણાં પાપને
સારૂ મરણ પામયો; અને એવું કે લેખો પરમાણે ૪
તે દટાયો, ને તરીજે દાહાડે ઉઠયો; અને એવું કે ૫
કેફાને પછી બારેને તે દેખાયો. તાર પછી પાંચશે ૬
કરતાં વધારે ભાઈઓને એકી વેલાએ તે દેખાયો;
એઓમાંથી ઘણા હજીસુધી રેહેછે, પણ કેટલાએક
ઊંઘી ગયા છે. તાર પછી તે યાકુબને પછી સરવ ૭
પરેરીતોને દેખાયો. ને સરવથી છેલાં જેમ અકાલ ૮
જનમેલાને તેમ મને પણ તે દેખાયો. કેમકે પરે- ૯
રીતોમાંના સરવ કરતાં હું નાહાનો છું, ને પરેરીત
કેહેવાવા જોગ નથી, કારણ કે હું દેવની મંડલીની
પુઠે લાગયો. પણ હું જે છું તે દેવની કીરપાથી છું; ૧૦
ને મારા પર તેની જે કીરપા તે અમથી થઈ ન હતી,

પણ તેઓ સરવ કરતાં મેં વધારે મેહેનત કીધી; મેં
૧૧ તો નહીં પણ દેવની કીરપા મારી સાથે છે તેણે. તો
હું કે તેઓ, એમ અમે વાત પરગટ કરીએછઈએ, ને
૧૨ એમ તમે વીશવાસ કરયો. પણ જો ખરીસત
મુએલાઓમાંથી ઉઠયો એમ જો પરગટ કરાએછે,
તો તમારામાંના કેટલાએક કેમ કેહેછે કે મુએલા-
૧૩ ઓનું ઉતથાન નથી? પણ જો મુએલાઓનું ઉત-
૧૪ થાન નથી, તો ખરીસત પણ ઉઠયો નથી; ને જો
ખરીસત ઉઠયો નથી, તો અમારો ઉપદેશ વીઅરથ,
૧૫ ને તમારો વીશવાસ પણ વીઅરથ. અને અમે
દેવના જુઠા શાકશી ઠરીએ, કારણ કે અમે દેવ વીશે
એવી સાકશી પુરી, કે તેણે ખરીસતને ઉઠાડયો,
પણ જો મુએલા ઉઠતા નથી, તો તેણે તેને ઉઠા-
૧૬ ડયો નહીં. કેમકે જો મુએલાઓનું ઉતથાન નથી,
૧૭ તો ખરીસત પણ ઉઠયો નથી. પણ જો ખરીસત
૧૮ ઉઠયો નથી, તો તમારો વીશવાસ નીશફલ; હજી
સુધી તમે તમારા પાપમાં છો; ને ખરીસતમાં
૧૯ જેઓ ઊંધી ગએલા તેઓ પણ નાશ પામયા. જો
કેવલ આ જીવનમાં આપણી આશા ખરીસતમાં
છે, તો સરવ માણસો કરતાં આપણે કરૂણાપાતર
૨૦ છઈએ. પણ હવે ખરીસત મુએલાઓમાંથી ઉઠયો
૨૧ છે, તે ઊંધીગએલાઓનું પરથમ ફલ થયો. કેમકે
માણસથી મરણ થયું, એ માટે માણસથી મુએ-

લાઓનું ઉતથાન પણ થયું. કેમકે જેમ આદમમાં ૨૨
સરવ મરેછે, તેમ ખરીસતમાં સરવ સજીવ કરાશે.
પણ પરતીએક પોત પોતાને કરમે, ખરીસત પર- ૨૩
થમ ફલ, તાર પછી તેના આવવા પરૂ જેઓ ખરી-
સતના તેઓ. જારે તે દેવ બાપને રાજ સોંપી દેશે, ૨૪
જારે તે સઘલું ધણીપણું તથા સઘલો અધીકાર
તથા પરાકરમ તોડશે તારે અંત થશે. કેમકે તે ૨૫
પોતાના પગો તલે સરવ શતરૂઓ પાડી નાંખે,
તાંહાં સુધી તેને રાજ કરવું જોઈએ. મરણ જે છેલો ૨૬
શતરૂ તે પણ નાશ પામશે. કેમકે તેણે પોતાના ૨૭
પગો તલે સરવ વસતુઓ આધીન કીધી; પણ જારે
તેણે કહયું કે, સરવ આધીન કરાયા છે, તારે સરવને
સવાધીન કરનાર જાુદો છે, તે પરગટ છે. પણ જારે ૨૮
સરવ તેને આધીન કરાશે, તારે જેણે સરવ તેને
આધીન કીધા છે, એને દીકરો પોતે પણ આધીન
થશે, એ સારૂ કે દેવ સરવમાં સરવ થાએ. નહીં તો ૨૯
જો મુએલાં છેક ઉઠતાં નથી, તો જેઓ મુએલાઓને
સારૂ બાપતીસમા પામયા, તેઓ શું કરશે? મુએ-
લાઓને સારૂ કેમ બાપતીસમા પામેછે? ને અમે ૩૦
ઘડી ઘડી જોખમમાં કેમ પડીએછઇએ? ઈશુ ખરી- ૩૧
સત આપણા પરભુમાં તમારા પર મારો જે આનંદ,
તેનું પરમાણ આપુંછું કે હું રોજ રોજ મરૂંછું. જો ૩૨
એફેસસમાં માણસની પઠે હું શવાપદોની સામણે

લડયો, અને જો મુએલાં ઉઠતાં નથી તો મને શો
લાભ? ખાઈએ તથા પીઇએ, કેમકે કાલે મરવાના
૩૩ છઇએ. ભુલો મા; દુશટ સંવાદો શારા આચરણને
૩૪ બગાડેછે; જોગ રીતે સાવધ થાઓ, ને પાપ ન કરો;
કેમકે કેટલાએક દેવ વીશે અગનાની છે; તમને
લજાવવા સારૂ કહુંછું.
૩૫ પણ કોઈ કેહેશે કે મુએલાં કેવાં ઉઠડાએછે? ને
૩૬ કેવાં શરીરોથી આવે છે? ઓ નીરબુધ તું જે વાવેછે
૩૭ તે જો મરે નહીં તો જીવડાએ પણ નહીં; તું જે
વાવેછે તે થવાનું શરીર નથી, પણ દાણા કેવલ
૩૮ વાવેછે, કદાપી ઘઊં કે બીજા કોઈ. ને દેવે પોતાની
ઇછા પરમાણે તેને શરીર આપચું, ને પરતીએક
૩૯ બીને પોત પોતાનું શરીર. સરવ દેહ એક સરખો
દેહ નથી; પણ માણસોનો દેહ જાુદો, ઢોરોનો
જાુદો, ને માછલાંઓનો જાુદો, ને પકશીઓનો
૪૦ જાુદો છે. અને આકાશી શરીરો તથા પરથવી પર-
નાં શરીરો છે; પણ આકાશીઓનો મહીમા જાુદો,
૪૧ તથા પરથવી પરનાનો જાુદો. સુરજનો મહીમા
જાુદો, ને ચંદરનો મહીમા જાુદો, ને તારાઓનો
મહીમા જાુદો, કેમકે મહીમાએ તારા તારાનો ફેર
૪૨ છે. અને મુએલાઓનું પુનરૂતથાન એવું છે; વીના-
શમાં તે વવાએ છે, અવીનાશમાં ઉઠડાએ છે;
૪૩ અપમાનમાં વવાએ છે, મહીમામાં ઉઠડાએ છે;

અબલપણામાં વવાએ છે, પરાકરમમાં ઉઠડાએછે.
પરાણી શરીર વવાએ છે, આતમીક શરીર ઉઠડાએછે; ૪૪
પરાણી શરીર તો છે, ને આતમીક શરીર છે. અને ૪૫
એમજ લખયું છે કે, "પેહેલો માણસ આદમ જીવ-
તો પરાણી થયો," છેલો આદમ જીવાડનાર આતમા
થયો. પણ આતમીક પેહેલું ન હતું, પણ પરાણીનું, ૪૬
ને પછી આતમીક. પેહેલો માણસ પરથવીથી ૪૭
ધુલનો છે, બીજો માણસ આકાશથી પરભુ છે. જેવો ૪૮
ધુલનો છે, તેવા જેઓ ધુલના તેઓ છે; અને જેવો
આકાશી તેવા આકાશીઓ છે. અને જેમ આપણે ૪૯
ધુલનાની પરતીમા ધરી છે, તેમ આકાશીની પર-
તીમા ધરીશું.

પણ ભાઈઓ, હું એ કહુંછું, કે માંસ તથા રકત ૫૦
દેવના રાજનાં વારસ થઈ શકતાં નથી; ને વીનાશ-
પણું અવીનાશપણાનો વારસ થતો નથી. જુઓ ૫૧
હું તમને મરમ કહુંછું; આપણે સહુ ઊંઘીશું નહીં,
પણ સરવ બદલાઈ જૈશું; એક દમમાં, એક પલક- ૫૨
ભરમાં, છેલા રણસીંગડા વાગતામાં, કેમકે રણ-
સીંગડું વાગશે, ને મુએલાં અવીનાશી ઉઠડાશે, ને
આપણે બદલાઈશું. કેમકે આ વીનાશીને અવીનાશી- ૫૩
પણું પેહેરવું, તથા આ મરનારને અમરપણું પેહેરવું
પડેછે. ને જારે આ વીનાશી અવીનાશીપણું પેહેરશે, ૫૪
ને આ મરનાર અમરપણું પેહેરશે; તારે આ લખે-

લી વાત પુરી થશે કે "મરણ જયમાં ગલાઈગયું છે."
૫૫ અરે મરણ, તારો ડંખ કાંહાં? ને રે મરતયુ લોક,
૫૬ તારો જય કાંહાં છે? મરણનો ડંખ તો પાપ છે; ને
૫૭ પાપનું સામરથ નીયમશાસતર છે; પણ દેવ જે
આપણા પરભુ ઈશુ ખરીસતને આશરે આપણને
૫૮ જય આપેછે, તેની સતુતી થાઓ. એ માટે મારા
પરીય ભાઈઓ, તમે સથીર, તથા દરઢ, તથા પરભુના
કામમાં સદા વધારે તતપર થાઓ, કેમકે તમે જાણો
છો કે તમારૂં કામ પરભુમાં નીશફલ નથી.

૧૬ પવીતરોને સારૂ ઉઘરાણા વીશે, જેમ મેં ગલા-
તીઆની મંડલીઓને આગના આપી, તેમ તમે પણ
૨ કરો. અઠવાડીઆંને પેહેલે દીવસે તમારામાંના
પરતીએક પોતાની કમાણી પરમાણે રાખી મુકવું, એ
૩ માટે કે હું આવું તારે ઉઘરાણા ન થાએ. ને જારે હું
આવીશ તારે જેઓને તમે પસંદ કરશો, તેઓને હું
તમારૂં ઉપકારદાન યરૂશાલેમમાં લઈ જવાને પત-
૪ રો આપીને મોકલીશ. અને જો મારે જવું જોગ
૫ થાએ, તો તેઓ મારી સાથે આવશે. પણ જારે
હું માકેદોનયામાં થઇને જઈશ, તારે હું તમારી પાસે
આવીશ; કેમકે હું માકેદોનયામાં થઇને જનાર
૬ છું; અને કદાપી હું તમારી સાથે રહીશ, કે સીયાલો
પણ કાહાડીશ, એ સારૂ કે જાંહાં હું જાઉં તાંહાં તમે
૭ મને પોહોંચાડો. કેમકે અમણા વાટે જતાંજ તમને

મલવાની મારી ઈછા નથી; પણ જો પરભુ પરસન
હોએ તો હું કંઈ વેલા તમારી પાસે રહીશ. કેમકે ૮
હું પચાશમા સુધી એફેસસમાં રહીશ; કેમકે મોટું ૯
તથા સારથક બારણું મારે સારૂ ઉઘડાયું છે, ને અટ-
કાવનારા ઘણા છે.

પણ જો તીમોથી આવે તો ધયાન રાખો, કે તે ૧૦
તમારી પાસે નીરભયપણે રેહે; કેમકે જેમ હું તેમ
તે પરભુનું કામ કરેછે. એ માટે કોઈ તેને ધીકારે ૧૧
નહીં; પણ શાંતીએ તમે તેને પોહોંચાડો, કે તે મારી
પાસે આવે; કેમકે ભાઈઓની સાથે હું તેની વાટ
જોઊંછું. હવે, ભાઈ અપોલા વીશે એ છે કે ભાઈ- ૧૨
ઓની સાથે તે તમારી પાસે આવે માટે મેં તેની
બહુ વીનંતી કીધી; પણ અમણા આવવાની તેની
ઈછા કંઈ ન હતી; પણ જારે શારો પરસંગ થાએ,
તારે આવશે. સાવધાન રેહો, વીશવાસમાં સથીર ૧૩
રેહો, પુરૂશારથે ચાલો, બલવંત થાઓ. તમારી ૧૪
સરવ વાતો પરીતીએ થાઓ.

ભાઈઓ તમે સતેફાનના કુટુંબને જાણોછો કે, ૧૫
તે અખાયાનું પરથમ ફલ છે, ને તેઓએ પવીત-
રોની સેવામાં પોતાને તતપર રાખયા છે, માટે હું ૧૬
તમને વીનંતી કરૂંછું કે, તમે એવાઓને ને જેટલા
તેઓનો સહાય કરીને મેહેનત કરેછે તેઓને પણ
આધીન થાઓ. સતેફાન તથા ફરતુનાત તથા ૧૭

૧૮ અખાઈકના આવવથી હું હરખાઊંછું. કેમકે તમારૂં
જે ઓછું, તે તેઓએ પુરૂં કરયું. કેમકે તેઓએ
મારો તથા તમારો આતમા પણ શાંત કરયા. માટે
૧૯ એવાઓને અંગીકાર કરો. આશીયાની મંડલીઓ
તમને ખેમ કુશલ કેહેછે. અકુલા તથા પરીશકીલા
પોતાના ઘરમાંની મંડલી સુધાં પરભુમાં તમને
૨૦ ઘણા ખેમ કુશલ કેહેછે. સરવ ભાઈઓ તમને
ખેમ કુશલ કેહેછે. પવીતર ચુંબનથી એક બીજાનું
ખેમ કુશલ કેહેવું.
૨૧ હું પાઊલ પોતાને હાથે ખેમ કુશલ લખુંછું.
૨૨ જો કોઈ પરભુ ઈશુ ખરીસતની પરીતી ન કરે, તો તે
૨૩ શાપીત થાઓ. પરભુ ઈશુ ખરીસતની કીરપા તમા-
૨૪ રી સાથે થાઓ. ખરીસત ઈશુમાં મારી પરીતી
તમારી સાથે થાઓ. આમેન.



# કરીંથીઓને પાઊલ પરેરીતનું
## બીજું પતર.

કરીંથમાં દેવની મંડલીને તથા તે સુધાં આખા 1
આખાયામાં સરવ પવીતરો જે છે તેઓને, દેવની
ઈછાથી ઈશુ ખરીસતનો પરેરીત પાઊલ, તથા ભાઈ
તીમોથી લખેછે. આપણા દેવ બાપથી તથા પર- 2
ભુ ઈશુ ખરીસતથી, તમને કીરપા તથા શાંતી થાઓ.
આપણા પરભુ ઈશુ ખરીસતનો દેવ તથા બાપ, 3
જે કરૂણાનો બાપ તથા બધા દીલાસાનો દેવ, તેની
સતુતી થાઓ. તે અમારી સરવ વીપતીમાં અમને 4
દીલાસો દેછે, એ સારૂ કે જે દીલાસો અમે પોતે દેવ-
થી પામીએછઈએ, તેથી સરવ વીપતીમાં જે છે તે-
ઓને અમે દીલાસો આપવાને શકતીમાન થઈએ.
કેમકે જેમ ખરીસતનાં દુઃખ અમારા પર ઘણાં થા- 5
એછે, તેમજ ખરીસતને આશરે અમારો દીલાસો પણ
ઘણો થાએછે. અને જો વીપતી સહીએ, તો તમારા 6
દીલાસા તથા તારણને સારૂ છે, તે, જે દુઃખો અમે
પણ વેઠીએછઈએ તેના સહનથી, [તમારામાં]
ગુણ કરેછે; અને જો દીલાસા પામીએછઈએ, તો
તમારા દીલાસા તથા તારણને સારૂ છે. અમારી 7

આશા તમારે વાસતે સથીર છે, કારણ કે અમને
માલુમ છે કે જેમ તમે દુ:ખોના ભાગીયા થયા,
૮ તેમ દીલાસાના પણ છો. કેમકે ભાઈઓ, જે અ-
મારી વીપતી આશીઆમાં અમને પડી તે વીશે તમે
અજાણયા રોહો, એવી અમારી ઈછા નથી, કે તે
અમારા સામરથ ઉપરાંત અમને અતી ભારે લાગી,
૯ એટલી કે અમે જીવ વીશે નીરાશ થયા. પણ અમે
પોતામાં મરણનો દંડ રાખયો, એ સારૂ કે અમે પોતા
પર નહીં, પણ મુએલાઓને ઉઠાડનાર દેવ પર
૧૦ વીશવાસ રાખીએ. તેણે એવડા મરણથી અમારો
છુટકો કરયો, ને કરેછે; તેના પર અમે આશા રાખી,
૧૧ કે હજી પણ છોડાવશે; ને તમે પરારથનાથી અમારી
સહાય કરજો, કે જે કીરપાદાન ઘણાઓના આશ-
રાથી અમને અપાયું, તેને લીધે અમારે સારૂ ઘણાથી
સતુતી કરાએ.
૧૨ કેમકે અમારો આનંદ એ છે, એટલે અમારી પરેક-
બુધીની સાહેદી, તે એવી કે, અમે દેવ વીશેના ભો-
લાપણા તથા શુધ મનથી, દેહીક ગનાનથી નહીં,
પણ દેવની કીરપાથી જગતમાં ને વીશેશે તમારી
૧૩ પાસે વરતયા. પણ તમે જે વાંચોછો, કે માનોછો,
તે વીના અમે તમને બીજી વાતો લખતા નથી;
૧૪ અને આશા રાખુંછું, કે તમે અંત સુધી માનશો. તે
પરમાણે તમે અમને કંઈ માનયા, કે પરભુ ઈશુના

દાહાડામાં જેમ તમે અમારો આનંદ તેમ અમે
તમારો.
અને એવા ભરોસાથી મેં તમારી પાસે આવ- ૧૫
વાને આગલથી ઠરાવયું, કે તમને બીજું કીરપાદાન ૧૬
મલે; અને તમારી પાસે થઈને માકેદોનીઆમાં
જવાને, ને ફરી માકેદોનીઆમાંથી તમારી પાસે આ-
વવાને, ને તમારાથી યહુદામાં પોહોંચાડાવાને મેં ઠરા-
વયું. તો શું એમ ઠરાવીને, મેં કંઈ ચંચલપણું કીધું? ૧૭
કે જે હું ઠરાવુંછું, તે શું દેહ પરમાણે ઠરાવુંછું, એવું કે
મને હા હા તથા ના નાં હોએ? પણ દેવ વીશ- ૧૮
વાસુ સાકશી છે કે તમારી પાસે મારી વાત હા તથા
ના ન હતી. કેમકે દેવનો દીકરો ઈશુ ખરીસત જેની ૧૯
વાત અમારાથી, એટલે મારાથી તથા સીલવાનથી
તથા તીમોથીથી તમારામાં પરગટ કરાઈ, તે હા
તથા ના ન થઈ, પણ તેમાં કેવલ હા થઈ. કેમકે દેવનાં ૨૦
સરવં વયનો તેમાં હા તથા તેમાં આમેન છે, એ
માટે કે અમારે આશરે, દેવનો મહીમા થાએ. અને ૨૧
અમને તમારી સાથે ખરીસતમાં જે સથીર કરેછે,
તથા જેણે અમને અભીશેક કરયો, તે દેવ છે; ને ૨૨
તેણે અમારા પર મુદરા કીધી, ને અમારા રદયમાં
આતમાનું બેઆનું દીધું છે.
પણ મારા જીવ પર હું દેવને સાકશી રાખુંછું, કે ૨૩
તમારા પર દયા કરીને હું હજી સુધી કરીંથમાં આવ-

૨૪ યો નથી; અમે તમારા વીશવાસ પર ધણીપણું કરી-
એછઈએ એમ નહીં, પણ તમારા આનંદના સાહે
કરનારા છઈએ; કેમકે તમે વીશવાસથી ઉભા રેહોછો.
૨ પણ મેં પોતામાં એવું ઠરાવયું, કે હું ફરી ખેદ-
૨ થી તમારી પાસે નહીં આવું. કેમકે જો હું તમને
ખેદીત કરૂં, તો જે મારાથી ખેદ પામયો તે વીના,
૩ કોણ મને આનંદ આપેછે? અને મેં તમને એજ
લખયું, એ સારૂ કે જેઓથી મારે હરખ પામવું,
તેઓથી મારા આવયા પર મને ખેદ ન થાએ; હું
તમ સરવનો ભરોસો રાખુંછું, કે મારો આનંદ તમ
૪ સરવનો પણ છે. કેમકે ધણી વીપતીથી તથા અંતસ-
કરણના પેચથી, મેં ધણાં આંશુઓ પાડીને, તમને
લખયું, એ સારૂ નહીં કે તમે ખેદીત થાઓ, પણ
એ સારૂ, કે તમારા ઉપર મારી જે પરીતી ધણી વ-
ધારે છે તે તમે જાણો.
૫ પણ જો કોઈએ ખેદ પમાડયો, તો મને નહીં, પણ
ધણું કરીને તમ સરવને ખેદ પમાડયો; કેમકે હું વધારે
૬ ભાર ન નાખું. એવા માણસ પર આ શીકસા જે
૭ ધણાઓથી અપાએલી છે, તે પુરી છે, માટે વીશેશે
કરીને જુદે પરકારે તે પર દયા કરો, ને તેને દીલાસો
૮ દો, રખે તે વધતા ખેદથી ડુબી જાએ. એ માટે
હું તમારી વીનંતી કરૂંછું કે તેના પર તમારો પરેમ
૯ સથીર કરો; કેમકે એજ સારૂ મેં લખયું, કે તમારી

પરીકશા કરી લેઉં, કે સરવમાં તમે આગનાકારી છો
કે નહીં. પણ જેને તમે કંઈ માફ કરોછો, તેને હું ૧૦
પણ માફ કરૂંછું; કેમકે જો મેં કંઈ માફ કરયું, તો જે
માફ કરયું, તે તમારે લીધે ખરીસતની આગલ
કરયું, એ સારૂ કે શેતાન આપણને ન જીંતે, કેમકે ૧૧
આપણે તેની જુકતીઓ વીશે અજાણયા નથી.
ખરીસતની સુવારતાને સારૂ હું તરોઆસમાં ૧૨
આવયો, અને પરભુથી મને બારણું ઉઘડાએલું
છતાં પણ મારા આતમાને સમાધાન ન હતું, કેમકે ૧૩
તીતસ મારો ભાઈ મને મલયો નહીં; માટે તેઓથી
આગના લઈને હું માકેદોનયામાં ગયો. પણ દેવ જે ૧૪
સદા અમને ખરીસતમાં જય આપેછે, ને અમારે
આશરે પોતાના ગનાનનો વાસ સરવ જગયામાં
ફેલાવેછે, તેની સતુતી થાઓ. કેમકે તારણ પામેછે ૧૫
તેઓમાં, તથા નાશ પામેછે તેઓમાં, અમે દેવની
આગલ ખરીસતનો સુગંધ છઇએ. એઓને અમે ૧૬
મરણને સારૂ મરણનો વાસ, ને તેઓને જીવનને
સારૂ જીવનનો વાસ; તો એ કારયોને સારૂ કોણ જોગ
છે? કેમકે ઘણાઓના જેવા અમે દેવની વાતમાં ભેલ ૧૭
કરતા નથી, પણ સાચાઈથી, તથા દેવની સતાથી
દેવની આગલ ખરીસતમાં એવા બોલીએછઈએ.
શું અમે ફરી પોતાને વખાણવા માંડીએછઈએ? ૩
કે શું તમારા ઉપર કે તમારી પાસેથી, જેમ બીજા

કેટલાએકને, તેમ અમને ભલામણનાં પતરો
૨ જોઇએ? અમારૂં પતર તમે છો, અમારા દીલમાં
૩ લખેલું સરવ માણસે જાણેલું, તથા વાંચેલું. તમે
ખરીસતનું પતર, જે અમે સેવેલું, સાહીથી નહીં
પણ જીવતા દેવના આતમાથી, પથરની પાટીઓ
પર નહીં પણ રદયની દેહીક પાટીઓ પર લખેલું,
એવા તમે પરગટ છો.
૪ પણ એવો ભરોસો દેવ વીશે અમને ખરીસતને
૫ આશરે છે. અમે પોતે પોતાની મેલે કંઈ વીચારવા
સમરથ છઈએ એમ નથી; પણ અમારૂં સામરથ
૬ દેવથી છે; તેણે અમને નવા કરારના જોગ સેવકો
કરયા, અકશરના નહીં, પણ આતમાના; કેમકે
૭ અકશર મારેછે, પણ આતમા જીવાડેછે. અને મર-
ણની સેવા, જેના અકશરો પથરો પર કોરેલા, તે જો
એવી મહીમાવંતી હતી, કે ઈસરાએલના દીકરાઓ,
મુસાના મોહોડાનો મહીમા જે ટલી જવાનો હતો
૮ તેને લીધે, તેના મોહોડા પર જોઈ ન શકયા; તો તે
કરતાં આતમાની સેવા વધતી મહીમાવંતી કેમ ન
૯ હોય? કેમકે જો દંડાગનાની સેવાને મહીમા હતો,
તો નયાયીપણાની સેવા મહીમામાં કેટલી વધતી
૧૦ છે? અને જે મહીમાવંત થએલું હતું તે, અધીક
મહીમા થયાના કારણથી, એ પરકારે મહીમાવંત
૧૧ નથી. કેમકે જે ટલી જવાનું હતું તેને જો મહીમા

હતો, તો જે ટકનાર તેને કેટલો વધતો મહીમા છે.
એ માટે અમને આ આશા છતાં, અમે બહુ નીરભય- ૧૨
થી બોલીએછઈએ; અને મુસાની પઠે નહીં, જેણે ૧૩
પોતાના મોહોડા પર ઘુંઘટ નાંખયો, એ સારૂ કે,
ઈસરાએલના દીકરાઓ ટલીજનારના અંત પર
જુએ નહીં. પણ તેઓનાં મન આંધલાં થયાં; ૧૪
કેમકે આજ સુધી જુનો કરાર વાંચવામાં તે ઘુંઘટ
કહડાયા વગર રેહેછે; ખરીસતમાં તે ટલી જાએછે.
પણ આજ સુધી જારે મુસાનું વંચાયછે, તારે તેઓ- ૧૫
નાં રદયો પર ઘુંઘટ રેહેછે; પણ જારે તે પરભુની ૧૬
ભણી ફરશે, તારે તે ઘુંઘટ કહડાશે. તો પરભુ તે ૧૭
આતમા છે; ને જાંહાં પરભુનો આતમા, તાંહાં
મોકલાપણું છે. પણ આપણે સહુ ઉઘાડે મોહોડે ૧૮
જેમ આરસીમાં, તેમ પરભુનો મહીમા જોઇને,
પરભુના આતમાથી તેજ રૂપમાં, મહીમાથી મહી-
મામાં બદલાઈએછઈએ.

એ માટે અમારા પર દયા થઈ તે પરમાણે, ૪
અમને આ સેવા છતાં, અમે થાકતા નથી; પણ ૨
લાજની ગુપત વસતુઓને નકારીને, અમે કાવત-
રામાં ચાલતા નથી, ને દેવની વાતમાં કપટ કરતા
નથી; પણ સત પરગટ કરયાથી, દેવની આગલ
અમે પોતા વીશે સરવ માણસોના અંતસકરણની
ખાતરી કરીએછઈએ. પણ જો અમારી સુવારતા ૩

ઢંકાએલી હોએ, તો નાશ પામનારાઓને ઢંકાએલી
૪ છે; જેઓમાં આ જગતના દેવે અવીશવાસીઓનાં
મન આંધલાં કરયાં છે, એ સારૂ કે ખરીસત જે
દેવની પરતીમા છે, તેના મહીમાની સુવારતાનું
૫ અજવાલું તેઓમાં પરકાશ ન પામે. અમે પોતાને
નહીં, પણ ખરીસત ઈશુ પરભુને પરગટ કરીએછઈ-
૬ એ, અને પોતાને ઈશુને લીધે તમારા દાસો. કેમકે
દેવ જેણે અંધારામાંથી અજવાલાને પરકાશ થવાનું
કહયું, તે ઈશુ ખરીસતના મુખમાં દેવના મહીમા-
ના ગનાનનો પરકાશ પાડવા સારૂ આપણા રદ-
યોમાં પરકાશયો છે.
૭ પણ અમને આ ખજાનો માટીના પાતરોમાં છે,
એ સારૂ કે પરાકરમની ઉતમતા દેવની થાએ, ને
૮ અમારી નહીં. સરવ પરકારે અમે વીપતી પામેલા,
પણ દબાએલા નથી; હેરાન થએલા, પણ નીરાશ
૯ નથી; સતાવેલા, પણ તજેલા નથી; નીચે પાડેલા,
૧૦ પણ નાશપામેલા નથી; સદા શરીરમાં ઈશુનું મર-
ણ ઊંચકીએછઈએ, એ સારૂ કે ઈશુનું જીવન અમા-
૧૧ રા શરીરમાં પરગટ કરાએ. કેમકે અમે જીવનારા,
ઈશુને લીધે સદા મરણને સોંપાએલા છઈએ, એ
માટે કે ઈશુનું જીવન પણ અમારા મરનાર શરીરમાં
૧૨ પરગટ કરાએ. એમજ અમારામાં મરણ, ને તમા-
૧૩ રામાં જીવન પરેરણા કરેછે. પણ "મેં વીસવાશ

કરયો, એ માટે હું બોલયો" એવું જે લખયું છે, તે
પરમાણે અમને વીશવાસનો તેજ આતમા છતાં,
અમે પણ વીશવાસ કરીએછઈએ, ને તેથી બોલી-
એછઈએ; કેમકે એ અમને માલમ છે, કે જેણે ૧૪
પરભુ ઈશુને ઉઠાડયો, તે અમને પણ ઈશુને આશ-
રે ઉઠાડશે, ને તમારી સાથે ઉભા કરશે. કેમકે સઘ- ૧૫
લાં તમારે સારૂ છે, એ માટે કે જે પુશકલ કીરપા
થઈ, તે ઘણાઓની સતુતીથી દેવના મહીમાને સારૂ
વધતી થાએ. એ કારણ માટે અમે થાકતા નથી; ૧૬
પણ જો અમારૂં બાહારનું માણસપણું ખઈ પામે,
તો પણ માંહેનું રોજ રોજ તાજું થાએછે. કેમકે ૧૭
અમારી ખણીક હલકી વીપતી, અમારે સારૂ બહુજ
અતીસે મહીમાનો અનંત ભાર ઉપજાવેછે; એટલામાં ૧૮
જે દેખાએછે તેને નહીં, પણ જે દેખાતા નથી તેને
જોઈએ છઈએ; કેમકે જે દેખાએછે તે ખણીક, પણ
જે દેખાતાં નથી તે સરવકાલનાં છે.

કેમકે અમને માલમ છે કે જો અમારૂં પરથવી ૫
પરનું માંડવાનું ઘર પડી ગયું, તો આકાશમાં દેવની
રચના, હાથે કીધેલું નહીં, એવું સરવકાલનું ઘર અમને
છે. કેમકે અમારૂં ઘર જે આકાશથી છે, તેથી ઢંકાઈ ૨
જવા ચાહીને, અમે એમાં નીસાસો મુકીએ છઈએ;
એવા કે જો ઢંકાઈએ, તો નાગા ન દેખાઈશું. કેમકે ૩
અમે આ માંડવામાં લાદેલા થઈને, નીસાસો મુકીએ-

છઈએ; આછાદન ઉતારવાને નહીં, પણ પેહેરેલા
થવાને ચાહીએછઈએ, એ સારૂ કે જીવનથી મરનાર
૫ ગલાઈજાએ. અને જેણે અમને એને અરથે તયાર
કરયા તે દેવ છે, તેણે અમને આતમાનું બેઆનું
૬ પણ આપયું છે. માટે અમે સદા ધીરજવાન છઇએ,
અને એવું જાણીએછઇએ કે, શરીરમાં વસતી કરતાં
૭ અમે પરભુ પાસેથી પરવાસી છઈએ. કેમકે અમે
૮ વીશવાસથી ચાલીએછઈએ, દરશટીથી નહીં. અમે
ધીરજવાન છઇએ, ને શરીરથી પરવાસી થવા, તથા
પરભુની પાસે વસતી કરવા ઘણા ચાહીએછઇએ.
૯ એ માટે અમે પરયતન કરીએ છઈએ કે, જો શરી-
રમાં કે શરીર બાહાર હોઈએ તો તેને પસંદ પડીએ.
૧૦ કેમકે આપણ સરવે ખરીસતના નયાયાસનની
આગલ પરગટ થવું જોઇએ, કે પરતીએકે શરીરથી
જે કીધું, શારૂં હોએ કે ભુંડું હોએ, તે પરમાણે તે
૧૧ ફલ પામે. એ માટે પરભુનું ભાય જાણીને, અમે
માણસોને સમજાવીએછઇએ; પણ અમે દેવને
પરગટ થયા; ને મારી આશા છે, કે તમારાં અંત-
૧૨ સકરણોમાં પણ પરગટ થયા છઈએ. કેમકે અમે
ફરી તમારી પાસે પોતાને વખાણતા નથી, પણ
અમારા વીશે તમને અભીમાનનું કારણ આપીએ-
છઈએ; એ માટે કે જેઓ રદયથી નહીં, પણ
બાહારથી અભીમાન કરેછે, તેઓને ઉતર આપવાનું

તમારી પાસે હોએ. કેમકે જો અમે ઘેલા હોઈએ ૧૩
તો દેવને સારૂ છે, અથવા જો સાવધાન હોઈએ, તો
તમારે સારૂ. કેમકે ખરીસતની પરીતી અમારૂં ૧૪
ગરહણ કરેછે, કારણ કે અમે એવું સમજીએછઈએ,
કે જો એક સરવને વાસતે મુઓ, તો સરવ મુઆ.
અને સરવ વાસતે તે મરણ પામયો, એ સારૂ કે જેઓ ૧૫
જીવેછે તેઓ હવે પોતાને અરથે ન જીવે, પણ જે
તેઓને વાસતે મરણ તથા ઉતથાન પામયો તેને
અરથે. એ માટે હવેથી અમે દેહ પરમાણે કોઈને ૧૬
જાણતા નથી; અને જોપણ અમે દેહ પરમાણે
ખરીસતને જાણયો હતો તોપણ હવેથી તેને એમ
જાણતા નથી. માટે, જો કોઈ મણસ ખરીસતમાં ૧૭
છે, તો તે નવું ઉતપન કરેલું છે; જે જુનાં તે જતાં
રહયાં; જુઓ સરવ નવાં થયાં છે. ને સરવ દેવ- ૧૮
થી છે, તેણે પોતાની સાથે ઈશુ ખરીસતને આશરે
આપણો મીલાપ કરાવયો, ને મીલાપની સેવા
અમને આપી છે; એટલે દેવ ખરીસતમાં પોતાની ૧૯
સાથે જગતનો મીલાપ કરાવેછે, તથા તેઓ પર
તેઓના અપરાધો ગણતો નથી, તથા તેણે અમને
મીલાપની સેવા સોંપેલી છે. એ માટે અમે ખરી- ૨૦
સતને વાસતે વકાલત કરીએછઈએ, જાણે કે દેવ
અમારે આશરે બોધ કરાવેછે, તેમ અમે ખરીસતને
વાસતે તમારી વીનંતી કરીએછઈએ કે, દેવની સાથે

૨૧ મીલાપ કરો; કેમકે જેણે પાપ જાણયું ન હતું, તેને
તેણે આપણને વાસતે પાપરૂપ કીધો, એ સારૂ કે
આપણે તેનામાં દેવના નયાયીપણારૂપ થઈએ.

૬ અને અમે સાથે કામ કરનારા, તમને વીનંતી
કરીએછઈએ, કે તમે દેવની કીરપાને અવરથા અંગી-
૨ કાર ન કરો, (કેમકે તે કેહેછે કે, "મેં માનયકાલમાં
તમારૂં શાંભલયું, ને તારણના દીવસમાં મેં તમારો
સહાય કીધો." જુઓ અમણાજ માનયકાલ, જુઓ
અમણાજ તારણનો દીવસ છે.)
૩ સેવા પર દોશ ન લાગે, માટે અમે કશામાં કોઇને
૪ ઠોકરનું કારણ આપતા નથી; પણ સરવથી અમે
દેવના સેવકોના જેવા પોતાને દેખાડીએછઇએ, ઘણી
ધીરજથી, વીપતીથી, સંકટથી, વેદનાથી, ફટકાઓથી,
૫ કેદોથી, હુંગામાઓથી, કશટોથી, જાગરણથી, ઉપ-
૬ વાસથી, શુધપણાથી, વીદયાથી, સહનશીલથી, ઉપ-
કારીપણાથી, પવીતરઆતમાથી, નીશકપટપરીતીથી,
૭ સાચાઈની વાતથી, દેવના પરાકરમથી, જમણા તથા
ડાબા હાથ પર નયાયના હથીઆરોને આશરે, માન
તથા અપમાનને આશરે, અપકીરતી તથા સુકીર-
૮ તીને આશરે; ઠગનારાના જેવા, તો પણ ખરા; નહીં
ઓલખાએલાના જેવા, તો પણ બહુ ઓલખા-
એલા; મરનારોનાં જેવા, તો પણ જુઓ જીવીએ-
છઈએ; શીકશાપામેલાઓના જેવા, તો પણ મારી-

નંખાએલા નહીં; શોકાતુરના જેવા, તો પણ સદા ૧૦
હરખ કરનારા; દરીદરીઓના જેવા, તો પણ ઘણા-
ઓને ધનવાન કરનારા; નાદારના જેવા તો પણ
સઘલાંના માલક છઈએ.

ઓ કરીંથીઓ, તમારે સારૂ અમારૂં મોહો ઉઘડેલું ૧૧
છે, અમારૂં રદય વીસતારેલું છે. તમે અમારામાં ૧૨
સંકોચીત થયા નથી, પણ પોતાનાં અંતસકરણમાં
સંકોચીત થયા છો. તો એને બદલે તમે પણ ૧૩
વીસતારેલા થાઓ, હું જેમ બાલકોને તેમ તમને
કહુંછું. અવીશવાસીઓની સાથે નાલાયક સંયોગ ૧૪
ન કરો; કેમકે નયાયીપણા તથા અધરમમાં શો
સંબંધ છે? અને અજવાલા તથા અંધકારની શી
સંગત છે? અને ખરીસત તથા બેલયાલનો શો ૧૫
મીલાપ છે? કે વીશવાસીને અવીશવાસીની સાથે
શો ભાગ છે? અને દેવના મંદીરને મુરતીઓની સાથે ૧૬
શો સંબંધ છે? કેમકે તમે જીવતા દેવનું મંદીર છો,
જેમ દેવે કહયું છે, કે "હું તેઓમાં રહીશ તથા ચા-
લીશ; ને તેઓનો દેવ થઈશ; ને તેઓ મારા લોક
થશે." એ માટે પરભુ કેહેછે, કે તમે તેઓમાંથી ૧૭
નીકલીઆવો, ને જુદા થાઓ, ને મલીનને અડકો
મા, એટલે હું તમને અંગીકાર કરીશ, અને તમારો ૧૮
બાપ થઈશ, અને તમે મારા દીકરા દીકરીઓ થશો,
એમ સરવસમરથ પરભુ કેહેછે.

૭ એ માટે વાહાલાઓ, આપણને એવાં વચન
છતાં, આપણે પોતાને દેહની તથા આતમાની સરવ
મલીનતાથી શુધ કરીને, દેવના ભયથી પવીતરતાને
સંપુરણ કરીએ.
૨ અમારો અંગીકાર કરો; અમે કોઈનો અનયાય
નથી કીધો; કોઈને બગાડયો નથી; કોઈને છેતરયો
૩ નથી. હું તમને દોશ લગાડવાને બોલતો નથી;
કેમકે મેં અગાઉ કહયું, કે તમારી સાથે મરવા સારૂ,
૪ તથા જીવવા સારૂ, તમે અમારા રદયોમાં છો. તમારા
વીશે મને બહુ નીરભેપણું છે, તમારે લીધે મને
બહુ આનંદ છે, તમારા દીલાશાથી હું ભરપુર થયો
છું, અમારી સરવ વીપતીમાં હું અધીક આનંદ પામું-
૫ છું. કેમકે માકેદોનયામાં અમે આવયા, તારે અમા-
રા દેહને કંઈ ચેન ન હતું, પણ હરેક રીતે અમે વીપ-
તી પામયા; બાહાર ભાંડણો, માંહે બીહીકો હતી.
૬ પણ દેવ જે લીનોને દીલાસો આપેછે, તેણે તીતસના
૭ આવયાથી અમને દીલાસો આપયો; અને કેવલ તેના
આવયાથી નહીં; પણ જે દીલાસો તે તમારા વીશે
પામયો તેથી પણ; તેણે તમારી બહુ ઈછા, તમારો
શોક, મારા વીશે તમારી આસથા, એઓની ખબર
૮ આપી; તેથી મને બહુ આનંદ થયો. અને જો મેં આ
પતરથી તમને ખેદ પમાડયો, ને જો મેં પસતાવો
કરયો, તો અમણા પસતાવો કરતો નથી; કેમકે મને

જાણુએછે કે થોડીવારજ તે પતરે તમાંને ખેદ પમા-
ડયો. હવે હું હરખાઊંછું તમે ખેદીત થયા, એ માટે ૯
નહીં, પણ એ માટે કે પસતાવાને સારૂ તમને ખેદ
થયો; કેમકે તમને દેવની ઈછા પરમાણે ખેદ થયો,
કે અમારાથી તમારૂં કંઈ નુકશાન ન થાએ. કેમકે ૧૦
દેવની ઈછા પરમાણે જે ખેદ, તે, ઉદાસ વીનાનો
પસતાવો તારણને સારૂ કરાવેછે; પણ જગતનો
ખેદ મરણ કરાવેછે. કેમકે તમને દેવની ઈછા પર- ૧૧
માણેજ ખેદ થયો, તે જુઓ કે તેથી તમને કેટલી
ચીંતા ઉતપન થઈ, વલી તોડ કાહાડવો, વલી સંતા-
પ, વલી ભય, વલી ઘણી ઈછા, વલી આસથા, વલી
બદલો લેવો; તમે આ કામમાં સરવ પરકારે પોતાને
નીરદોશ દેખાડયા. વલી જો મેં તમને લખયું, ૧૨
તો જેણે અનયાય કીધો તેને વાસતે નહીં, ને જે
પર અનયાય થયો તેને વાસતે નહીં, પણ દેવની
આગલ તમારા ઉપર અમારી ચીંતા તમને પરગટ
કરવા વાસતે લખયું. એ કારણ માટે તમારા દીલાસા ૧૩
પરથી અમે દીલાસો પામયા; પણ વીશેશે તીતસ-
ના આનંદ પરથી અમે અધીક આનંદ પામયા;
કેમકે તેનો આતમા તમ સઘલાથી વીશામો પામયો.
એ માટે જો મેં તમારા વીશે તેની પાસે અભીમાન ૧૪
કરયો, તો હું શરમાતો નથી; પણ જેમ અમે તમ-
ને વાતો બધી સાચાઈથી કહી, તેમ અમારો અભી-

૧૫ માન પણ તીતસ આગલ સાચો ઠરયો. અને તેની
મમતા તમારા ઉપર પુશકલ છે, કારણ કે તમે સરવ
આગનાકાર કરીને કેવા ભયથી, તથા ધુજારીથી તેનો
૧૬ અંગીકાર કીધો તે તે સંભારેછે. એ માટે હું હરખાઉંછું,
કે સરવ પરકારે મને તમારો ભરોસો છે.

૮ જાઈઓ, માકેદાનચાની મંડલીઓ પર દેવની
જે કીરપા થઈ તે અમે તમને જણાવીએછઈએ કે,
૨ વીપતીની મોહોટી પરીકશામાં, તેઓના આનંદની
પુશકલતાથી તથા તેઓના ભારે દરીદરથી તેઓનાં
૩ ઉદારપણાનાં ધન ઘણાં થયાં. કાંજે હું સાહેદી
આપુંછું, કે સામરથ પરમાણે, હા સામરથ કરતાં
૪ વધારે, તેઓએ પોતાની મેલે તયાર થઈને, ઘણી
અરજીથી પવીતરોને સારૂ જે સેવા, તેની કીરપા તથા
૫ સાંગત લેવાની અમારી ઘણી વીનંતી કીધી. અને
જેમ અમે આશા રાખી હતી, એમ નહીં; પણ તેઓ
પરથમ પરભુને, ને દેવની ઈછા પરમાણે અમને
૬ પોતાની મેલે અપાયા. માટે અમે તીતસની વીનં-
તી કરી, કે જેમ તેણે કરવા માંડયું હતું, તેમ તે તમા-
૭ રે સારૂ આ કીરપા પણ સંપુરણ કરે. પણ જેમ
તમે સરવમાં, એટલે વીશવાસ, તથા વાત, તથા
ગનાન, તથા સરવ ઉદયોગમાં, તથા અમારા ઉપર
તમારા પરેમમાં વધયા, તેમજ આ કીરપામાં પણ
૮ વધો. હું આગનાથી નહીં, પણ બીજાઓના ઉદ-

યોગને લીધે, અને તમારી પરીતીનું ખરાપણું પાર-
ખવાને કહુંછું. કેમકે તમે આપણા પરભુ ઈશુ ૯
ખરીસતની કીરપા જાણોછો, કે તે ધનવાન છતાં,
આપણને લીધે દરીદરી થયો, એ સારૂ કે તમે તેના
દરીદરથી ધનવાન થઈ જાઓ. અને તેમાં હું સંમત ૧૦
આપુંછું, કેમકે તે તમને જોગ છે; કારણ કે એક
વરશ ઉપર કેવલ કરવાનો નહીં, પણ ઇછવાનો આ-
રંભ તમે અગાઉ કીધો હતો. એ માટે અમણા તે ૧૧
કામ પુરૂં કરો, કે જેમ તમારી ઈછાની તયારી હતી,
તેમ તમારી પાસે જે છે, તે પરમાણે કામ પુરૂં થાએ.
કેમકે જો ઈછા હોએ તો જે કોઈની પાસે નથી તે ૧૨
પરમાણે નહીં, પણ જે છે તે પરમાણે તે માનય
છે. બીજાઓને છુટકો, ને તમને સંકટ થાએ, ૧૩
એમ નહીં; પણ સમાનતાની રીતે, એટલે કે હવે ૧૪
આ કાલમાં, તમારી પુશકલતા તેઓની તંગીને
મટાડે, કે તેઓની પણ પુશકલતા તમારી તંગીને
મટાડે; એટલે સમાનતા થાએ; જેમ લખયું છે, ૧૫
કે "જેનું ઘણું તેનું વધયું નહીં; ને જેનું થોડું તેનું
ખુટયું નહીં."

પણ દેવની સતુની થાઓ, જેણે તીતસના રદય- ૧૬
માં, તમારે વાસતે એવી કાલજી ઘાલી; કેમકે તેણે ૧૭
વીનંતી માની લીધી, પણ ઘણી કાલજી રાખીને,
તે પોતાની મેલે તમારી પાસે ગયો. અને અમે ૧૮

તેની સાથે એક ભાઈ મોકલયો, જેની કીરતી સુવા-
૧૯ રતા વીશે સરવ મંડલીઓમાં છે. અને કેવલ એમ
નહીં, પણ મંડલીઓથી તે પસંદ કરાએલો છે, એ
સારૂ કે જે કીરપા પરભુના મહીમા તથા તમારા
ઉદારપણાને દેખાડવાને અમારાથી સેવાએલી, તે
૨૦ વીશે તે અમારી સાથે ચાલે. અમે સંભાલીએ-
છઈએ કે જે આ દરવય અમારાથી સેવાએલું છે, તેમાં
૨૧ કોઈ અમારા પર દોશ ન મુકે; કેવલ પરભુની આગ-
લ નહીં, પણ માણસોની આગલ, જે શારાં તેઓ-
૨૨ નો વીચાર કરીએછઈએ. ને તેઓની સાથે અમે
અમારા ભાઈને મોકલયો, તે ઉદયોગી છે, એવી
તેની પરીકશા અમે ઘણી વાત વીશે ઘણી વાર લીધી,
ને હવે તમારા પરના ઘણા ભરોસાથી તે વધારે
૨૩ ઉદયોગી છે. ને તીતસ વીશે, તે તો મારો સંગતી,
તથા તમારે સારૂ સહકારી; ને ભાઈઓ વીશે, તો,
તેઓ મંડલીઓનાં પરેરીતો, ખરીસતનો મહીમા
૨૪ છે. એ માટે તમારા પરેમના, તથા તમારા વીશે,
અમારા આનંદ લેવાના પરમાણો, તેઓને તથા
મંડલીઓની આગલ દેખાડો.

૯ પૂવીતરોને સારૂ જે સેવા તે વીશે, મારે તમને
૨ લખવાનું અગત નથી. કેમકે હું તમારી તયારી
જાણુંછું; તે પર મેં માકેદોનયાના લોક પાસે અભી-
માન કરયો, કે આખાયા એક વરશ ઉપર તયાર

હતો ; અને તમારી આસથાએ ઘણાઓને ચેતાવયા.
પણ મેં ભાઈઓને મોકલયા, એ સારૂ, કે આ સંબં- ૩
ધમાં તમારે વીશે અમારો અભીમાન અમથો ન
થાએ ; કે જેમ મેં કહયું, તેમ તમે તયાર થાઓ ;
રખે માકેદોનયાના માણસ મારી સાથે આવે, ને ૪
તમે તયાર નહીં એમ જુએ, તો અમને (કેમકે
અમે તમને નથી કેહેતા) આ અભીમાનના નીશ-
ચેથી શરમ લાગશે. માટે મને એ અગત જણાયું ૫
કે, ભાઈઓની વીનંતી કરવી કે તેઓએ પેહેલાં તમા-
રી પાસે જઇને, પેહેલાં કહેલું તમારૂ ઉદારપણાનું
દાન સીધ કરાવે, એ સારૂ કે તે જેમ લોભથી નહીં
પણ જેમ દાતારપણાથી તેમ તયાર થાએ. અને ૬
એવું પણ છે, કે જે કરપણતાએ વાવેછે, તે કરપણ-
તાએ લણશે ; અને જે ઉદારપણાએ વાવેછે, તે
ઉદારપણાએ લણશે. જેમ પરતીએકે પોતાના ૭
રદયમાં અગાઉ ઠરાવયું, તેમ આપવું ; ખેદથી નહીં,
ને અગતથી નહીં ; કેમકે સંતોશથી દેનાર પર દેવ
હેત રાખેછે. અને દેવ તમારા પર સરવ કીરપા ૮
વધારવાને સમરથ છે, કે તમને હર વખત સરવમાં
પુશકલતા છતાં, તમે સરવ શારાં કામમાં વધતા
જાઓ. જેમ લખયું છે કે, "તેણે વેરયું છે, તેણે ૯
દરીદરીઓને દીધું છે, તેનું નયાયીપણું સદા રેહેછે."
હવે જે વાવનારને સારૂ બી, તથા ખોરાકને સારૂ ૧૦

શેટલી આપેછે, તે તમને આપશે, ને તમારાં વાવે-
લાંને ઘણાં કરશે, ને તમારા નયાયીપણાની નીપજ
૧૧ વધારશે. કે તમે સરવ પરકારે ઉદારપણાને સારૂ
ધનવાન થાઓ, એ ઉપરથી અમારે આશરે દેવની
૧૨ સતુતી થાએછે. કાંજે એ સેવાનું કામ પવીતરોની
ગરજ પુરી પાડેછે, કેવલ એમ નહીં, પણ દેવની
૧૩ ઘણી સતુતીથી બહુ સફલ થાએછે; એટલે આ સેવા-
ના અનુભવથી, તેઓ, સુવારતા વીશે તમારા માન-
વાના આધીનપણાને સારૂ ને તેઓ વીશે તથા સરવ
વીશે તમારા દાનની પુશકલતાને સારૂ, દેવની
૧૪ સતુતી કરેછે. ને તેઓ, તમારે સારૂ, પોતાની પરા-
રથનામાં, તમારા પર દેવની ઘણી કીરપાને સારૂ,
૧૫ તમારા પર ઘણી પરીતી કરેછે. દેવના અનીરવા-
ચયદાનને સારૂ તેની સતુતી થાઓ.

૧૦ હું પાઉલ ખરીસતની નમરતા તથા કોમલ-
તાને આશરે, તમને બોધ કરૂંછું. હું હાજર છતાં,
તમારામાં દીન છું, પણ દુર છતાં, તમારી ભણી નીર-
૨ ભય છું; ને હું માગુંછું કે, જેઓ અમને દેહ પરમાણે
ચાલનારના જેવા ધારેછે, તેઓ પર જે નીશચેથી હું
હીમત કરવાનું ધારૂંછું; તેથી હું હાજર થઇને હીમ-
૩ તવાન ન થાઉં. કેમકે દેહમાં ચાલતાં, અમે દેહ
૪ પરમાણે લડાઈ કરતા નથી. (કેમકે અમારી લડાઈનાં
હથીઆર દૈહીક નથી, પણ દેવથી કીલાઓ ભાંજી

નાંખવાને સમરથ છે). કલપીત વાતોને તથા ૫
દેવના ગનાનને વીરૂધ જે કંઈ ઊંચું ચડેછે, તે ભાંજી
નાંખીએછઈએ, અને ખરીસતને માનવા સારૂ સરવ
વીચાર વશ કરીએછઈએ. અને જારે તમારો આગ- ૬
નાકાર સંપુરણ થશે, તારે સરવ આગનાભંગનો
બદલો લેવાને તયાર છઈએ.

શું તમે બાહારનું કેવલ જુઓછો? જો કોઈને ૭
પોતા વીશે ભરોસો છે કે હું ખરીસતનો છું, તો ફરી
પોતાથી વીચાર કરે, કે જેમ તે ખરીસતનો છે તેમ
અમે પણ ખરીસતના છઈએ. કેમકે જે અધીકાર ૮
પરભુએ તમારા નાશને સારૂ નહીં, પણ સુધારાને
સારૂ અમને આપયો, તેમાં જો હું અધીક અભી-
માન કરૂં, તો પણ હું શરમાઊં નહીં. એ સારૂ કે ૯
હું તમને પતરોને આશરે, બીહુવડાવનાર જેવો ન
દીસું. કાંજે તેઓ કેહેછે કે તેનાં પતરો ભારે તથા ૧૦
સબલ છે, પણ તેના શરીરનો દેખાવ અબલ અને
તેનું બોલવું તુછ છે. એવા માણસે સમજવું કે, ૧૧
અમે દુર છતાં વાતથી પતરોને આશરે જેવા છઈએ,
તેવા હાજર છતાં, કામથી પણ થઈશું.

કેટલાએક પોતાને વખાણેછે, તેઓની સાથે અમે ૧૨
પોતાને ગણવા અથવા સરખાવવાને ધાસ્તા નથી;
પણ તેઓ પોતામાં પોતાને માપીને, તથા પોતાને
પોતાની સાથે સરખાવીને અગનાની છે; પણ અમે ૧૩

મરીઆદા કરતાં વધારે અભીમાન નહીં કરીશું, પણ
જે નીયમનું પરીમાણ દેવે અમને વેંટી આપયું
છે, તે પરમાણે; તે માપ તમ સુધી પણ પોહોં-
૧૪ ચેછે. કેમકે અમે તમ સુધી પોહોંચયા નહીં, એવા
અમે પોતાને આગલ તાણતા નથી. કેમકે ખરી-
સતની સુવારતા પરગટ કરીને, અમે તમ સુધી પણ
૧૫ આવયા; અમે પોતાની મરીઆદાની બાહાર બી-
જાની મેહેનત પર અભીમાન કરતા નથી; પણ
અમને આશા છે કે, તમારો વીશવાસ વધયા પર
અમે પોતાના નીયમ પરમાણે તમારાથી બહુ
૧૬ વધીએ, એ સારૂ કે તમારા પેલીગમના પરાંતમાં
અમે સુવારતા પરગટ કરીએ; અને બીજાના
નીયમે તયાર થયલી વાત વીશે અભીમાન ન
૧૭ કરીએ. પણ જે અભીમાન કરેછે તે પરભુમાં અભી-
૧૮ માન કરો. કેમકે જે પોતાને વખાણેછે તે પસંદ
નથી, પણ જેને પરભુ વખાણેછે તે.

૧૧ તમારે મારૂં મુરખપણું થોડું સહેવું, એવી મારી
ઈછા છે; પણ તમે મારૂં સહન તો કરોછો ખરા.
૨ કેમકે દેવની આસથાથી, હું તમારા ઉપર આસથા
કરૂંછું; કેમકે તમને પવીતર કુઆરીના જેવા ખરી-
સતની આગળ સોંપવા સારૂ, એક વરની સાથે મેં
૩ તમારો વીવાહ કરયો. પણ મને ભય લાગેછે,
રખે જેમ સરપે પોતાની ચતુરાઈથી હવાને ભુલાવી,

તેમ તે ખરીસાતની ભણીના ભોલાપણા પાસેથી
કદાપી તમારાં મનોને બગાડે. કેમકે જે આવેછે; ૪
તે જો બીજા ઈશુને પરગટ કરે જેને અમે પરગટ
નથી કીધો; અથવા જો તમે બીજા આતમાને
પામોછો જેને તમે પામયા નોહોતા; અથવા બીજી
સુવારતા પામોછો જેનો અંગીકાર તમે કીધો નોહતો;
તો તમારે સહન કરવું જોગ છે. કેમકે મુખય પરે- ૫
રીતો કરતાં હું પોતાને કંઈજ ઓછો ગણતો નથી.
પણ જો વાતમાં અધમ હોઊં, તોપણ ગનાનમાં ૬
નહીં; પણ સરવ પરકારે અમે સરવમાં પરગટ છઈએ.
તમને ઊંચા કરવા માટે મેં પોતાને નીચો કીધો, ૭
એટલે તમને અમે દેવની સુવારતા મફત પરગટ
કીધી, એમાં મેં પાપ કીધું શું? તમારી સેવાને સારૂ ૮
બીજી મંડલીઓથી નેમણુક લઈને મેં તેઓને લુટી.
ને હું તમારી પાસે હતો તારે મને ખપ છતાં પણ ૯
મેં કોઈ પર ભાર ન નાંખયો; કેમકે માકેદોનયા-
માંથી જે ભાઈઓ આવયા, તેઓએ મારો ખપ
પુરો પાડયો; ને હું સરવ પરકારે તમારા પર ભાર
નાંખયા વીના પોતાને રાખતો હતો, ને રાખીશ.
ખરીસતનું ખરાપણું મારામાં છે, એ માટે આખાયા ૧૦
દેશમાં આ મારો આનંદ મારે સારૂ બંધ થશે નહીં.
શા માટે? શું એ માટે કે હું તમારા ઉપર પરેમ ૧૧
રાખતો નથી? દેવ જાણેછે. પણ જે હું કરૂંછું, તે કરીશ, ૧૨

કે જેઓ નીમીત શોધેછે, તેઓ પાસેથી હું નીમીત
કાપી નાંખું, કે જેમાં તેઓ અભીમાન કરેછે, તેમાં
૧૩ તેઓ અમારા જેવા જણાએ. કેમકે જે એવા તેઓ
ખોટા પરેરીતો, કપટ કરનારાઓ, ખરીસતના પરે-
૧૪ રીતોના વેશ ધરનારા છે. અને તે અચરત નથી,
કેમકે શેતાન પોતે અજવાલાના દુતનો વેશ ધરેછે;
૧૫ એ માટે જો તેના સેવકો નયાયીપણાના સેવકોનો
વેશ ધરેછે, તો તે મોટી વાત નથી; તેઓનાં કામ
૧૬ પરમાણે તેઓનો અંત થશે. હું ફરીથી કહુંછું, કે
કોઈ માણસે મને મુરખ ન ગણવો, પણ જો કોઈ
ગણે, તો મુરખના જેવો મારો અંગીકાર કરવો, એ
૧૭ માટે કે હું થોડો અભીમાન કરૂં. અભીમાનના
ભાવથી જે હું કહુંછું, તે પરભુ પરમાણે નથી કેહેતો;
૧૮ પણ જેમ મુરખપણાથી તેમ. દેહ પરમાણે ઘણા
અભીમાન કરેછે, માટે હું પણ અભીમાન કરીશ.
૧૯ તમે બુધીવાન છતાં, ખુશીથી મુરખોને વેઠોછો;
૨૦ કેમકે જો કોઈ તમને દાસ કરે, જો કોઈ ખાઈ જાએ,
જો કોઈ હરણ કરે, જો કોઈ પોતાને મોટો કરે, જો
૨૧ કોઈ તમને મુખ પર મારે, તો તમે વેઠોછો. જેમ
અમે અબલ છઈએ તેમ હું અપમાન વીશે બોલુંછું;
પણ જેમાં કોઈ હીમતવાન છે તેમાં હું પણ હીમ-
૨૨ તવાન છું; એ હું મુરખપણાથી બોલુંછું. શું તેઓ
હેબરી છે? હું પણ છું. શું ઈસરાએલી છે? હું

પણ છું. શું ઈબ્રાહીમના સંતાન છે? હું પણ
છું. શું તેઓ ખરીસતના સેવકો છે? (હું મુરખના ૨૩
જેવો બોલુંછું) વધારે કામોથી, અતીશે ફટકાઓથી, ૨૪
અતકાં કેદોથી, વારે વારે મરણોથી હું વધતો છું.
પાંચ વાર મેં યહુદીઓથી ઓગણચાલીશ ફટકા ૨૫
ખાધા, તરણ વાર મેં છડીનો માર ખાધો, એક વાર
પથરનો માર ખાધો, તરણ વાર મને વાહાણ ભાંગ
થયું, એક રાત દાહાડો હું ઊંડાણમાં હતો; ઘણી ૨૬
સફરોથી, નદીઓના ભયથી, લુટનારાઓના ભય-
થી, પોતાના લોકના ભયથી, વીદેશીઓના ભયથી,
શેહેરમાં ભયથી, રાનમાં ભયથી, સમુદરમાં ભયથી,
ખોટા ભાઇઓમાં ભયથી, મેહેનતથી તથા થાકથી, ૨૭
ભુખથી તથા તરશથી, ઘણી વાર ઉપવાસથી, ટાહા-
ડથી તથા નાગાપણાથી હું વધતો છું. બીજી વાતો ૨૮
ઉપરાંત, રોજ રોજ મારી પાસે ભીડ, ને સરવ મંડ-
લીઓની ચીંતા થાએછે. કોણ અબલ છે, ને હું ૨૯
અબલ નથી? કોણ ઠોકર ખાએછે, ને હું બલતો
નથી? જો અભીમાન કરવો જોઇએ, તો હું મારી ૩૦
અબલતાનો અભીમાન કરીશ. આપણા પરભુ ૩૧
ઈશુ ખરીસતનો દેવ તથા બાપ જે સરવકાલ સુધી
આશીરવાદીત છે, તે જાણેછે કે હું જાઠું કેહેતો નથી.
દમસકમાં આરેત રાજાના દેશાધીકારીએ મને પક- ૩૨
ડવા ચાહીને, દમસકીઓના શેહેરમાં ચોકી મુકી;

૩૩ પણ બારીમાંથી હું ટોપલીમાં કોટથી ઉતરાયો, ને
તેના હાથોથી બચયો.

૧૨ અભીમાન કરવો મને ઘટતો નથી ખરો;
પણ હું પરભુના દરશન તથા પરકટીકરણ પર
૨ આવીશ. ચૌદ વરશ ઉપર, મેં ખરીસતમાં એક
માણસને જાણયો (શરીરમાં હતો તે હું જાણતો
નથી, કે શરીર બાહાર હતો, તે પણ હું જાણતો નથી,
દેવ તો જાણેછે,) એવો માણસ તીજા આકાશમાં
૩ લઇજવાયો. ને એવા માણસને મેં જાણયો,(શરી-
રમાં હતો કે શરીર બાહાર હતો, હું જાણતો નથી,
૪ દેવ તો જાણેછે), કે તે પારાદૈસમાં લઈજવાયો, ને
જે માણસને બોલવા જોગ નથી, એવી નીરવાચય
૫ વાતો તેણે શાંભલી. એવાનો હું અભીમાન કરીશ;
પણ પોતાનો અભીમાન નહીં કરીશ; કેવલ મારી
૬ અબલતાનો કરીશ. કેમકે જો હું અભીમાન કરવા
ચાહીશ, તો હું મુરખ ન થઈશ; કેમકે સાચી વાત
બોલીશ; પણ હું તેને રેહેવા દઉંછું, રખે કોઈ માણ-
સ મને દેખે, કે મારૂં શાંભલે તે કરતાં મને કંઈ
મોટો ગણે.

૭ અને પરકટીકરણોની અધીકતાથી હું ન ફુલાઉં,
માટે દેહમાં મને કાંટો એટલે શેતાનનો દુત શીકશા
આપવા સારૂ, મને અપાયો, કે તેથી હું ન ફુલાઉં;
૮ એ વીશે મેં તરણ વાર પરભુની પરારથના કરી, કે તે

મારી પાસેથી દુર થાએ. પણ તેણે મને કહયું, કે ૯
તારે વાસતે મારી કીરપા પુરી છે; કેમકે મારો પરા-
કરમ અબલતામાં પુરો થાએછે. એ માટે વીશેશ
હું ખુશીથી મારી અબલતાનો અભીમાન કરીશ, કે
ખરીસતનો પરાકરમ મારા પર રેહે. એ માટે અબ- ૧૦
લતામાં, નીંદામાં, સંકટમાં, સતાવણીમાં, ખેદમાં,
ખરીસતને લીધે સંતુશટ રહુંછું; કેમકે જારે હું અ-
બલ છું, તારે બલવાન છું. હું અભીમાન કરીને ૧૧
મુરખ થયો, પણ તમે મને અગતય પાડયું; કેમકે
તમારે મારૂ વખાણ કરવું જોઈતું હતું, કારણ કે જો હું
કંઈ ન હોઉં, તોપણ હું શરેશટ પરેરીતો કરતાં કાંઈ
ઓછો નથી.

પરેરીતનાં ચીનહો બધી સહનતાએ કરીને, ચીન- ૧૨
હોથી તથા આશચરીય તથા પરાકરમી કામોથી
તમારામાં થયાંજ. કેમકે તમે બીજી મંડલીઓ કરતાં ૧૩
શામાં ઓછા હતા? શીવાએ એ, કે મેં તમારા પર
ભાર ન નાંખયો. મને આ અપરાધ માફ કરો.
જુઓ હું તીજી વાર તમારી પાસે આવવાને તયાર ૧૪
છું; ને તમારા પર ભાર ન નાંખીશ; કેમકે હું તમારૂં
નહીં, પણ તમને ચાહુંછું; કેમકે છોકરાંએ માબા-
પને સારૂ સંગરહ કરવો ઘટતો નથી; પણ માબાપે
છોકરાંને સારૂ. પણ હું તમારા જીવોને વાસતે ખુશી- ૧૫
થી ખરચીશ તથા પોતે ખરચાઈ જઇશ; જો તમારા

પર વધતો પરેમ રાખીને, હું ઓછો પરેમ પામું તો
૧૬ પણ એમ કરીશ. વારૂ એમ હોએ કે મેં તમારા પર
બોજ ન નાંખયો, પણ ચતુર છતાં, મેં તમને કપ-
૧૭ ટથી પકડયા. જેઓને મેં તમારી પાસે મોકલયા, શું
તેઓમાંના કોઈને આશરે મેં તમારાથી કંઈ સવારથ
૧૮ સાધયો? મેં તીતસને વીનંતી કીધી, ને તેની
સાથે એક ભાઈ મોકલયો. શું તીતસે તમારાથી
કંઈ સવારથ સાધયો? શું એકજ આતમામાં અમે
ચાલયા નથી? શું એકજ પગલાંમાં ચાલયા નથી?
૧૯ ફરી શું તમે ધારોછો, કે અમે તમારી પાસે તોડ
કાહાડીએ છઈએ? ખરીસતમાં દેવની આગલ
અમે બોલીએ છઇએ, પણ વાહાલાઓ સરવ તમારા
૨૦ સંસથાપનને વાસતે છે; કેમકે મને ભય લાગેછે,
રખે મારા આવયા પર જેવા હું ચાહું, એવા હું તમને
ન જોઉં, અને જેવો તમે ચાહાતા નથી, તેવો મને
જુઓ, ને રખે ભાંડણ, અદેખાઈ, રીસ, કજીઆ,
૨૧ ચુગલી, કચકચ, ગરવ, તથા ગડબાડો હશે; ને ફરી
આવયા પર, મારો દેવ મને નીચો કરે; અને જે
ઘણાએ અગાઉ પાપ કીધું હતું, ને જે અશુધતા તથા
વીભીચાર તથા કામાતુરપણું કીધું, તેનો પસતાવો
કરયો ન હોએ, એથી શોકાતુર થાઉં.

૧૩ આ તીજી વાર હું તમારી પાસે આવુંછું. બે
તરણ સાકશીઓના મોહોથી હરેક વાત સાબીત

થશે. મેં અગાઉ કહયું, ને બીજી વાર જેમ હાજર ૨
તેમ અગાઉ કહુંછું. અને દુર છતાં, અગાઉ પાપ
કરનારાઓને, તથા બીજા સરવને અમણા લખુંછું,
કે જો આવું, તો નહીં ખમીશ. કારણ કે ખરીસત ૩
મારામાં બોલેછે એનું પરમાણ તમે શોધોછો.
તે તમારે સારૂ અબલ નથી, પણ તમારામાં પરા-
કરમી છે. કેમકે જો તે અબલતાથી વધસથંભે જડા- ૪
યો, તો પણ તે દેવના પરાકરમથી જીવેછે; ને અમે
પણ તેમાં અબલ છઈએ, પણ તમારે સારૂ દેવના
પરાકરમથી તેની સાથે જીવીશું. તમે વીશવાસમાં ૫
છો કે નહીં, એ વીશે પોતાને પારખો; પોતાને
તપાસો. જો તમે નાકબુલ નથી તો ઈશુ ખરીસત
તમારામાં છે, એમ શું તમે પોતાને નથી જાણતા?
પણ તમે જાણશો કે અમે નાકબુલ નથી, એવી ૬
મને આશા છે. ને દેવની પાસે હું પરારથના ૭
કરૂંછું કે, તમે કંઈ ભુંડું ન કરો, અમે પસંદ જણાઈએ
એ માટે નહીં, પણ એ સારૂ કે જો અમે નાકબુલ
જેવા હોઈએ, તો પણ તમે ભલુંજ કરો. કેમકે ૮
સતને વીરૂધ અમે કાંઈ કરી શકતા નથી, પણ
સતને સારૂ. કેમકે જારે અમે અબલ છઈએ, પણ ૯
તમે સબલ છો, તારે અમે હરખ પામીએછઈએ, ને
તમારી સંપુરણતાને સારૂ પણ અમે પરારથના કર-
એછઈએ. એ માટે દુર છતાં હું આ વાતો લખુંછું, ૧૦

કે હાજર છતાં, જે અધીકાર પરભુએ હાનીને સારૂ
નહીં, પણ સંસથાપનને સારૂ આપયો, તે પરમાણે
હું કઠોરપણું ન કરૂં.
૧૧ છેલ્લું, ઓ ભાઇઓ, સુખી રેહો, સંપુરણ થાઓ,
દીલાસો ધરો, એક મત થાઓ, શાંત થાઓ, અને
૧૨ પરીતી તથા શાંતીનો દેવ તમારી સાથે થશે. પવી-
૧૩ તર ચુંબનથી એક બીજાને ખેમ કુશલ કોહો. સરવ
૧૪ પવીતરો તમને ખેમ કુશલ કેહેછે. પરભુ ઈશુ ખરી-
સતની કીરપા, તથા દેવની પરીતી, તથા પવીતર
આતમાની સંગત તમ સરવની સાથે થાઓ.
આમેન.



# ગલાતીઓને પાઉલ પરેરીતનું પતર.

પાઉલ પરેરીત, માણસોનો નહીં અને 1
માણસથી નહીં, પણ ઈશુ ખરીસતથી, તથા દેવ
બાપ જેણે તેને મુએલાંમાંથી ઉઠાડયો તેથી. તે હું, ૨
અને મારી સાથેના સધલા ભાઈઓ, ગલાતીની
મંડલીઓ પર લખીએછઈએ. કીરપા તથા શાંતી ૩
દેવ બાપથી તથા આપણા પરભુ ઈશુ ખરીસ-
તથી, તમને થાઓ, જેણે આપણાં પાપને સારૂ ૪
પોતાને આપયો, એ માટે કે દેવ આપણા બાપની
ઈછા પરમાણે, આ ભુંડા જગતથી તે આપણને
છોડાવે. તેને સરવકાલ સુધી મહીમા થાઓ. ૫
આમેન.

મને અચરત લાગેછે કે, જેણે તમને ખરીસતની ૬
કીરપામાં બોલાવયા, તેની પાસેથી તમે એટલા
વેહેલા બીજી સુવારતામાં ફરી ગયા છો. તે તો ૭
બીજી નથી, પણ જેઓ તમને ગભરાવેછે, ને ખરી-
સતની સુવારતા ઉલટાવી નાંખવા ચાહેછે, એવા
કેટલાએક છે. પણ જે સુવારતા અમે તમને પર- ૮
ગટ કરી, તે વીના બીજી જો અમે અથવા આકાશ-
નો કોઈ દુત પણ તમને પરગટ કરે, તો તે શાપપા-

૯ તર થાઓ. જેમ અમે અગાઉથી કહયું, તેમ અમ-
ણાં હું ફરી પણ કહુંછું, કે જે તમે પામી લીધી, તે
વીના બીજી સુવારતા જો કોઈ તમને પરગટ કરે,
૧૦ તો તે શાપપાતર થાઓ. તો અમણા હું માણસોને
પરસન કરૂંછું કે દેવને? અથવા માણસોને સંતુશટ
કરવા ચાહુંછું? જો હજી સુધી મેં માણસોને સંતુશટ
કરયા હોત, તો હું ખરીસતનો સેવક ન થાત.
૧૧ પણ ભાઈઓ, હું તમને જણાવુંછું કે જે સુવારતા
૧૨ મેં પરગટ કરી, તે માણસ પરમાણે નહીં. કેમકે હું
માણસથી તે પામયો કે શીખયો નથી, પણ ઈશુ
૧૩ ખરીસતના પરગટ કીધાથી. હું યહુદી ધરમમાં હતો,
તારે જે મારી ચાલ હતી તે તો તમે શાંભલી, કે હું
દેવની મંડલીને અતીશે સતાવતો અને વીખેરી નાં-
૧૪ ખતો. ને મારા પીતરૂઓના સંપરદાય વીશે હું બહુ
હોંસીલો થઈને, મારા દેશીના ઘણા સંગાતીઓ કરતાં
૧૫ યહુદી ધરમમાં વધારે પરવીણ થયો. પણ દેવ
જેણે મને મારી માના પેટથી જુદો કીધો, તથા
પોતાની કીરપામાં મને બોલાવયો, તેને જારે એ
૧૬ પરસન પડયું, કે પોતાનો દીકરો તે મારામાં પરગટ
કરે; એ માટે કે હું તેની સુવારતા વીદેશીઓમાં પર-
ગટ કરૂં, તારે મેં માંસ તથા લોહીની સલાહ લીધી
૧૭ નહીં; અને મારાથી અગાઉ જે પરેરીતો હતા તેઓ-
ની પાસે હું યરૂશાલેમ ગયો નહીં, પણ અરબસ-

થાનમાં ગયો, ને ફરીથી દમશકમાં પાછો આવયો.
ને તરણ વરશ પછી પીતરની ઓલખાણ કરવાને ૧૮
હું યરૂશાલેમ ગયો, ને તેની સાથે પંદર દીવસ રહયો.
પણ પરભુના ભાઈ યાકુબ વગર પરેરીતોમાંના ૧૯
બીજાને મેં દીઠા નહીં. હું તમને જે લખુંછું, જુઓ ૨૦
તેમાં દેવની આગલ હું જાંઠું કેહેતો નથી. પછી હું ૨૧
સુરીઆના તથા કીલકીઆના દેશોમાં આવયો.
ને ખરીસતમાંની જે યહુદાની મંડલીઓ, તેઓને ૨૨
હું મોહોડે ઓલખાયો ન હતો. તેઓ એટલુંજ ૨૩
શાંભલતા હતા કે જે પેહેલાં અમને સતાવતો હતો,
તે, જે વીશવાસનો નાશ અગાઉ કરતો હતો, તેની
સુવારતા અમણા પરગટ કરેછે. ને મારે લીધે ૨૪
તેઓએ દેવને મ્હીમા આપયો.

ફરી ચોદ વરશ પછી હું બારનાબાની સાથે ૨
પાછો યરૂશાલેમ ગયો, અને તીતસને પણ સાથે
લીધો. અને હું પરકટીકરણ પરમાણે ગયો, ને જે ૨
સુવારતા વીદેશીઓમાં પરગટ કરૂંછું, તે તેઓને કહી
દેખાડી, પણ જે પરસીધ હતા તેઓને ગુપતરીતે,
રખે હું અમથો દોડું અથવા દોડયો હોઉં. પણ ૩
તીતસ જે મારી સાથે હતો, તે હેલેની છતાં પણ
સુંનત લેવાનું તેને કંઈ અગત ઠરાવેલું ન હતું. ગુપ- ૪
તરીતે માંહે આવેલા ભાઈઓને લીધે એમ થયું;
જેઓ આપણને દાસપણામાં લાવવા સારૂ, ખરીસત

ઈશુમાં જે આપણું છુટકાપણું છે, તે શોધી જોવાને
૫ છાના માંહે આવયા હતા. તેઓને અમે એક ધડીભર
પણ વશ થઈને માનયા નહીં, એ માટે કે સુવારતાની
૬ સાચાઈ તમારામાં રહે. ને જે પરસીધ જેવા દેખાયા,
તેઓ કેહેવા પણ હો, તેથી મને કંઈ ફેર પડતો નથી, દેવ
કોઈ માણસના મોહોડાને અંગીકાર કરતો નથી; કેમકે
જે પરસીધ દેખાયા, તેઓએ મને કંઈ વધારે આપયું
૭ નહીં; પણ ઉલટું જારે તેઓએ જોયું કે જેમ સુંનતી-
ઓને સારૂ સુવારતા પીતરને, તેમ અસુંનતીઓને
૮ સારૂ તે મને સોંપેલી છે; કેમકે સુંનતીઓની ગમના
પરેરીતપણાને સારૂ જેણે પીતરને પરેરણા કરી, તેણે
૯ વીદેશીઓને સારૂ મને પણ પરેરણા કરી. ને મને
પરાપત થયલો અંનુગરહ જારે તેઓએ જાણયો,
તારે યાકુબ તથા કેફા તથા યોહાન, જે થંભ જેવા
દેખાયા, તેઓએ મને તથા બારનાબાને મીલાપનો
જમણો હાથ આપયો, એ માટે કે અમે વીદેશીઓની
પાસે જઈએ, ને તેઓ સુંનતીઓની પાસે જાએ.
૧૦ તેઓએ એટલુંજ માગયું કે દરીદરીઓને સંભારવા;
૧૧ અને તે તો કરવાને હું તયાર હતો. પણ જારે પીત-
ર અંતીઓખમાં આવયો, તારે હું તેની સામા તેને
૧૨ ઉલટો થયો, કેમકે તે દોશીત હતો; કારણ કે યાકુબ-
ની પાસેથી કેટલાએક આવયા પેહેલાં, તે વીદેશી-
ઓની સાથે ખાતો હતો, પણ તેઓ આવયા પછી,

સુંનતીઓથી બીહીને, તે ખસી ગયો ને જુદો રહયો.
ને બીજા યહુદીઓએ પણ તેની સાથે ઢોંગ કીધો, ૧૩
એવો કે બારનાબા પણ તેઓના ઢોંગથી ખેંચાઈ
ગયો. પણ તેઓ સુવારતાની સાચાઈ પરમાણે ૧૪
પાધરા ચાલતા નથી, એ જારે મેં દીઠું, તારે મેં
સહુની આગલ પીતરને કહયું, કે જો તું યહુદી છતાં
યહુદીઓની રીતે નહીં, પણ વીદેશીઓની રીતે ચા-
લેછે, તો વીદેશીઓને યહુદીઓની રીતે વરતવાનું તું
અગત કેમ પાડેછે? અમે મુલસથીતીએ યહુદી ૧૫
છતાં, ને વીદેશીઓમાંના પાપી ન છતાં; એ જાણી- ૧૬
ને કે માણસ નીયમની કરણીઓથી નયાચી ઠરાવાતું
નથી, પણ ઈશુ ખરીસત પરના વીશવાસથી, અમે
પણ ઈશુ ખરીસત પર વીશવાસ કીધો, કે અમે
નીયમની કરણીઓથી નહીં; પણ ખરીસત પરના
વીશવાસથી નયાચી ઠરાવાઈએ, કેમકે નીયમની
કરણીઓથી કોઈ માણસ નયાચી ઠરાવાશે નહીં.
પણ ખરીસતમાં નયાચી ઠરવાની ઈછા રાખતાં, ૧૭
જો અમે પોતે પાપી માલુમ પડીએ, તો શું ખરી-
સત પાપનો સેવક છે? એમ હોએ નહીં. કેમકે જે મેં ૧૮
પાડી નાંખયાં, તે જો ફરી બાંધું, તો હું પોતે ઉલંધન
કરનાર છું એવું ઠરાવું. કેમકે હું દેવને સારૂ જીવવાને, ૧૯
નીયમથી નીયમ સંબંધી મુઓ છું. હું ખરીસતની ૨૦
સાથે વધસથંભ પર જડાયો છું, પરંતુ હું જીવુંછું, તો

પણ હું નહીં, પણ મારામાં ખરીસત જીવેછે; ને
હવે દેહમાં જે મારૂ જીવવું છે, તે દેવના દીકરા પર-
ના વીશવાસથી છે; તેણે મારા પર પરેમ કીધો,
૨૧ ને મારે સારૂ પોતાને આપયો. હું દેવનો અનુગ-
રહ નીશફલ કરતો નથી, કેમકે જો નયાયીપણું
નીયમથી હોએ તો ખરીસત અમથો મુઓ.

૩ ઓ અણસમજુ ગલાતીઓ, જેઓની આંખો
આગલ ઈશુ ખરીસત વધસથંભે જડાએલો, એવો
તમારામાં પરગટ દેખાડેલો હતો, તમને સત ન
૨ માનવાને કોણે મોહીત કીધા? તમારી પાસેથી
હું એટલુંજ જાણવા ચાહુંછું, કે તમે નીયમની
કરણીઓથી આતમા પામયા, અથવા વીશવાસનું
૩ શાંભલવાથી પામયા? શું તમે એવા અણસમજુ
છો? આતમામાં આરંભ કરીને શું અમણા
૪ દેહમાં સંપુરણ થાઓછો? શું તમે એટલાં બધાં
અવરથા સહયાં? જો કદાપી અવરથા હોએ તો.
૫ જે તમને આતમા આપેછે, ને તમારામાં ચમતકા-
રો કરેછે, તે શું નીયમની કરણીઓથી કરેછે, કે વીશ-
૬ વાસનું શાંભલવાથી કરેછે? એ પરમાણે ઈબરાહી-
મે દેવ પર વીશવાસ કીધો, ને નયાયીપણાને અરથે
૭ તે તેને ગણાયો. માટે તમે જાણો કે જેઓ વીશ-
૮ વાસના છે, તેઓ ઈબરાહીમના દીકરા છે. ને દેવ
વીશવાસથી વીદેશીઓને નયાયી ઠરાવશે, પવીતર-

લેખે એ આગલથી જોઈને, ઈબરાહીમને સુવારતા
પરગટ કરી કે, "તારામાં સઘલાં કુલો આશીરવાદ
પામશે." એ માટે જે વીશવાસના, તેઓ વીશવા- ૯
સી ઈબરાહીમની સાથે આશીરવાદ પામેછે. કેમકે ૧૦
નીચમશાસતરની કરણીના જેટલા છે તેટલા શાપને
આધીન છે, કાંજે એમ લખયું છે કે, "નીચમશાસ-
તરના પુસતકમાં જે લખેલાં છે તે બધાં કરવામાં
જે કોઈ ટકતો નથી, તે શાપીત છે." તો નીચમથી ૧૧
દેવની આગલ કોઈ પણ નયાયી ઠરતું નથી, એ
સાફ જાણાએછે, કેમકે "નયાયી વીશવાસથી જીવશે."
પણ નીચમશાસતર વીશવાસનું નથી, પણ એવું કે, ૧૨
"જે કોઈ એ કરશે તેઓથી તે જીવશે." ખરીસતે ૧૩
આપણી વતી શાપીત થઈને, નીચમશાસતરના
શાપથી આપણને છોડાવી લીધા, કેમકે લખયું છે
કે, "જે કોઈ થંભ પર ટાંગેલો તે શાપીત છે." એ ૧૪
માટે કે ઈબરાહીમ પરનો આશીરવાદ ઈશુ ખરીસ-
તમાં વીદેશીઓને મલે, એ સારૂ કે અમે આતમા
વીશેનું વચન વીશવાસથી પામીએ.

ભાઈઓ હું માણસની રીત પરમાણે કહુંછું કે, ૧૫
માણસના નીશચે કરેલા કરારને કોઈ રદ કરતો અ-
થવા વધારતો નથી. હવે ઈબરાહીમને તથા તેના ૧૬
સંતાનને વચનો કહયાં હતાં, "ને સંતાનોને"
એમ ઘણા વીશે દેવ કેહેતો નથી; પણ "તારા સં-

૧૭ તાનને," એમ એક વીશે, ને તે ખરીસત છે. ને
આ હું કહુંછું કે, જે કરાર દેવે ખરીસત વીશે અગાઉ
નીશચે કીધો, તેને, ચારશો તીશ વરશ પછીનું
થએલું નીયમશાસતર રદ કરતું નથી, એવો કે તેથી
૧૮ વચન અવરથા કરાએ. કેમકે જો વારસો નીયમ-
શાસતરથી છે, તો વચનથી નહીં; પણ દેવે વચ-
૧૯ નથીજ ઈબરાહીમને તે આપયો. તો નીયમશા-
સતર શા માટે છે? તે ઉલંઘનોને લીધે આપેલું
હતું; જે સંતાનને વચન અપાયું તે આવે તાંહાં
લગણ તે આપેલું હતું; ને તે મધયસથને હાથે,
૨૦ દુતોને આશરે સથાપન કરાએલું હતું. મધયસથ
૨૧ તો એકનો નથી, પણ દેવ એક છે. તારે શું નીય-
મશાસતર દેવનાં વચનોથી ઉલટું છે? એમ હોએ
નહીં, કેમકે જે જીવાડી શકે એવો નીયમ જો આ-
પયો હોત, તો નીશચે નીયમથી નયાયીપણું થાત.
૨૨ પણ પવીતરલેખે બધાઓને પાપમાં બંધ કરયા,
એ માટે કે ઈશુ ખરીસત પરના વીશવાસથી જે
૨૩ વચન, તે વીશવાસ કરનારાઓને અપાએ. પણ
વીશવાસ આવયા પેહેલાં, આપણે નીયમ તલે
રખાઇને, જે વીશવાસ પરગટ થનાર હતો, તેને
૨૪ સારૂ બંધ કરાએલા હતા. એ રીતે આપણને ખરી-
સતની ભણી પેહોંચાડવા સારૂ નીયમશાસતર
આપણો બાલશીકશક હતો, એ માટે કે આપણે

વીશવાસથી નયાયી ઠરીએ. પણ વીશવાસ આવ- ૨૫
યા પર, આપણે ફરી બાલશીકશકને આધીન નથી.
કેમકે તમેબધા ખરીસત ઈશુ પરના વીશવાસથી દેવ- ૨૬
ના દીકરા છો; કેમકે જેટલા તમે ખરીસતમાં બાપતી- ૨૭
સમા પામયા તેટલાએ ખરીસતને પેહેરયો. કોઈ ૨૮
યહુદી નથી ને હેલેની નથી, કોઈ દાસ નથી ને
સવતંતર નથી, કોઈ પુરૂશ નથી ને બાયડી નથી,
કેમકે તમે બધા ખરીસતમાં એક છો. ને જો તમે ૨૯
ખરીસતના છો, તો તમે ઈબરાહીમના સંતાન, ને
વચન પરમાણે વારસ છો.

ને હું કહુંછું કે વારસ જાંહાં સુધી બાલક છે, ૪
તાંહાં સુધી સઘલાનો ધણી છતાં પણ દાસ તથા
તેમાં કંઈ ફેર નથી; પણ બાપના વાએદા સુધી ૨
સાચવનારાઓ તથા કારભારીઓને આધીન છે.
એ પરમણે આપણે પણ જારે બાલક હતા, તારે ૩
જગતના તતવને આધીન છતાં દાસપણામાં હતા.
પણ સમયની સંપુરણતા આવી, તારે દેવે પોતાનો ૪
દીકરો બાયડીથી થએલો, ને નીયમશાસતરને આ-
ધીન થએલો, એવો મોકલયો, કે નીયમશાસતરને ૫
આધીન જેઓ હતા, તેઓને તે છોડાવી લે, એ
માટે કે આપણે દતપુતરપણું પામીએ. ને તમે ૬
દીકરા છો, એ માટે દેવે તમારા રદયમાં પોતાના
દીકરાનો આતમા મોકલયો છે, જે આબા, બાપ,

૭ એમ હાંક મારેછે. એ સારૂ અમણાથી તું દાસ નથી
પણ દીકરો, ને જો તું દીકરો, તો ખરીસતને આશરે
૮ તું દેવનો વારસ પણ છે. પણ જારે તમે દેવને
જાણતા નોહતા, તારે સવભાવે જે દેવો નહીં,
૯ તેઓની સેવા તમે કીધી, પણ અમણા તમે દેવને
જાણીને, અથવા તેથી વીશેશ દેવથી જાણેલા થઈ-
ને, આ નબલા તથા દરીદરી તતવનું દાસપણું પેહે-
લાની પઠે ચાહીને, તેઓની ભણી બીજીવાર શા
૧૦ માટે ફરોછો? તમે દાહાડાઓ, તથા મહીનાઓ,
૧૧ તથા સમયો, તથા વરશોને પાલોછો. તમારા
વીશે મને ભય લાગેછે, રખે કદાપી તમારા પર મેં
અમથો શરમ કીધો હોએ.
૧૨ ઓ ભાઈઓ, હું તમારી વીનંતી કરૂંછું કે, તમે
મારા સરખા થાઓ, કેમકે હું તમારા સરખો છું;
૧૩ તમે મારો કાંઈ અનયાય કીધો નથી. ને તમે
જાણોછો કે પેહેલાં મેં દેહના નબલાપણાથી તમ-
૧૪ ને સુવારતા પરગટ કીધી. ને મારા શરીરમાં જે
વીકાર, તેની નીંદા તથા ધીકાર તમે કીધો નહીં,
પણ જેમ દેવના દુતને, હા જેમ ખરીસત ઈશુને
૧૫ તેમ મારો અંગીકાર કીધો. તો તમને કેવું ધનય હતું!
કેમકે હું તમારા વીશે શાહેદી આપુંછું કે જો થઈ શક-
ત, તો તમે તમારી આંખો કાહાડીને મને આપત.
૧૬ તારે શું સાચું બોલવાથી હું તમારો વૈરી થયો?

તેઓ તમારા વીશે આસથા કરેછે, શારી રીતે તો ૧૭
નહીં; પણ તેઓ તમને જુદા કરવા ચાહેછે, એ
માટે કે તમે તેઓ વીશે આસથા કરો. પણ શારા ૧૮
કામમાં હરવખત આસથા કરવી, એ શારૂં છે, અને
હું તમારી સાથે હાજર છું કેવલ એટલામાંજ નહીં.
ઓ મારાં નાહાનાં છોકરાં, ઈશુ ખરીસતની પરતી- ૧૯
મા તમારામાં ઉતપન થાએ, તાંહાં સુધી તમારે સારૂ
જાણવાનું કશટ મને ફરીથી થાએછે. ને અમણા ૨૦
તમારી પાસે થવાની, ને મારી વાણી બદલવાની
મારી ઈછા છે, કેમકે તમારા વીશે મને સંદેહ છે.

નીયમને આધીન થવાને ચાહાનારાઓ, તમે ૨૧
શું નીયમશાસતરનું શાંભલતા નથી, તે મને
કોહો? કેમકે એમ લખયું છે કે, ઈબરાહીમને બે ૨૨
દીકરા હતા, એક દાશીનો, ને બીજો સવતંતરણી-
નો. પણ જે દાસીનો તે દેહ પરમાણે જનમેલો, ૨૩
ને જે સવતંતરણીનો તે વચન પરમાણે. તેઓ ૨૪
ઉપમાંરૂપ છે; કેમકે તેઓ બે કરાર છે, એક તો
સીનાઈ પાહાડથી, તે દાસપણાને સારૂ જનમાવેછે,
એજ હાગાર છે. કેમકે હાગાર અરબસથાનમાંનો ૨૫
સીનાઈ પાહાડ છે, ને તે હાલના યરૂશાલેમને
અનુરૂપ છે, તે પોતાના છોકરાં સુધાં દાસપણામાં
છે. પણ ઉપરની યરૂશાલેમ સવતંતર છે, તે ૨૬
આપણ સધલાની મા છે; કેમકે એમ લખયું છે કે,

૨૭ “ઓ વાંઝણી જે જાણતી નથી, તે તું આનંદ કર; જે
જણવાની પીડા પામતી નથી, તે તું હાંક મારીને
બુમ પાડ, કેમકે જેને વર છે તેનાં કરતાં છડીનાં
૨૮ છોકરાં વધારે છે.” ને ઓ ભાઈઓ, આપણે ઈસ-
૨૯ હાકની પઠે વચનનાં છોકરાં છઈએ. પણ તે વખ-
ત દેહ પરમાણે જે જનમેલો, તેણે જેમ આતમા
પરમાણે જનમેલાને સતાવયો, તેમ અમણા પણ
૩૦ છે. પણ પવીતરલેખ શું કેહેછે? “દાસીને તથા
તેના દીકરાને કાઢી મુક, કેમકે દાસીનો દીકરો સવ-
તંતરણીના દીકરાની સાથે વારસો નહીં પામશે.
૩૧ માટે ભાઈઓ, આપણે દાસીના છોકરા નથી, પણ
સવતંતરણીના છઈએ.

૫ માટે જે મોકલાપણું ખરીસતે આપણને
આપયું છે, તેમાં ટકો; અને ફરીથી દાસપણાની
૨ જુંહુસરી તલે ન જોડાઓ. જુઓ હું પાઉલ
તમને કહુંછું કે જો તમે સુંનત લેઓછો, તો
૩ તમને ખરીસત કંઈ ગુણકારી નથી. ને હરેક સુંન-
તી થએલા માણસને હું ફરીથી શાહેદી આપુંછું કે,
તે આખું નીયમશાસતર પાલવાને દેવાદાર છે.
૪ તમે જેટલા નીયમથી નયાયી ઠરોછો તેટલા તમે
ખરીસતથી અલગા થયા, તમે કીરપાથી પડી ગયા
૫ છો. કેમકે અમે વીશવાસથી નયાયીપણાની આ-
૬ શાની રાહા આતમાએ જોઈએછઈએ. કેમકે ખરીસ-

ત ઈશુમાં સુંનત ઉપયોગી નથી, ને બેસુંનતી પણ
નથી, પણ પરેમને આશરે પરેરણા કરનાર વીશવા-
સ તે ઉપયોગી છે. તમે શારી રીતે દોડયા હતા, ૭
તમને કોણે રોકયા કે તમે સત ન માનો? એ ૮
મનાવવું તમારા બોલાવનારથી નથી. થોડું ખમીર ૯
આખા લોંદાને ખમીરી કરેછે. તમારા પર પરભુથી ૧૦
મને ભરોસો છે, કે તમે બીજો ભાવ નહીં કરશો;
ને તમને ગભરાવનાર જે કોઈ હશે, તે દંડ ભોગ-
વશે. ને ભાઈઓ, જો હું હજી સુધી સુંનતનું પર- ૧૧
ગટ કરૂછું, તો હજી સુધી મને સતાવણી કેમ થાએ-
છે? તારે વધસથંભની ઠોકર મટી ગઈ છે. મારી ૧૨
ઈછા એવી છે કે જેઓ તમને ઉલટાવેછે, તેઓ
[મંડલીમાંથી] કપાઈજાએ.

કેમકે ભાઈઓ, તમે મોકલાપણું પામવાને બો- ૧૩
લાવેલા છો, તે મોકલાપણું દેહના નીમીતને સારૂ
ન વાપરો, પણ પરેમથી એક બીજાની સેવા કરો.
કેમકે આખું નીયમશાસતર એક વાતમાં પુરૂં થા- ૧૪
એછે, એટલે, "તું જેમ પોતા પર, તેમ તારા પડો-
સી પર પરેમ કર." પણ જો તમે એક બીજાને ક- ૧૫
રડો તથા ખાઈજાઓ, તો સાવધાન થાઓ, રખે
કદાપી તમે એક બીજાથી નાશ પામો.

અને હું તમને કહુંછું કે આતમાએ ચાલો, ને ૧૬
તમે દેહના વીશય પુરા નહીં કરશો. કેમકે દેહ આત- ૧૭

માથી ઉલટી ઇછા કરેછે, ને આતમા દેહથી ઉલટી,
ને તેઓ પરસપર વીરૂધ છે, એવાં કે જે તમે ચાહો
१८ તે તમે કરતા નથી. પણ જો તમે આતમાએ
ચલાવેલા છો, તો તમે નીયમશાસતરને આધીન
१९ નથી. દેહનાં કામ તો પરગટ છે, એટલે છીનાલું,
२० વીભીચાર, અશુધતા, કમીાતુરપણું, મુરતીભકતી,
માયાકરીયા, વૈર, કજીઆ, ઈરશા, કરોધ, તંટાઓ,
२१ ફાટફુટો, તડ, અદેખાઈ, હતયા, છાકટાઈ, વીલાસ,
તથા એઓનાં સરખાં જે કામો તે, તેઓ વીશે
જેમ પેહેલાં મેં કહયું તેમ અમણા તમને ચેતાવુંછું,
કે જેઓ એવાં કામ કરેછે તેઓ દેવના રાજનો વાર-
२२ સો પામનાર નથી. પણ આતમાનું ફલ એ છે,
२३ પરેમ, આનંદ, શાંતી, સહનતા, ભલાઈ. પરોપ-
કાર, વીશવાસ, નમરતા, સવદમન, એવાંઓને
२४ ઉલટો કાંઈ નીયમ નથી. ને જે ખરીસતના છે,
તેઓએ દેહને તેના વીશય તથા ઈછાઓ સુધાં વધ-
२५ સથંભે દીધો છે. જો આપણે આતમાએ જીવીએ,
२६ તો આતમાએ પણ ચાલીએ. આપણે એક બીજા-
ને ખીજવતાં, તથા એક બીજા પર અદેખાઈ રાખ-
તાં, અમથી આબરૂ ન શોધીએ.

૬ ભાઈઓ, જો કોઈ માણસ કંઈ અપરાધમાં
આવી પડે, તો તમે જે આતમીક તે તમે એવાને
નમરતાના આતમાથી યથાસથીત કરો; તું પોતા

સંબંધી ચીંતા રાખ, રખે તું પણ પરીકશામાં
પડે. તમે એક બીજાના ભારો ઊંચકો, ને એમ ૨
ખરીસતનો નીચમ પુરો કરો. કેમકે કોઈ કંઈ ન છતાં, ૩
હું કંઈ છું, એમ જો ધારેછે, તો તે પોતાને ભુલાવેછે.
પણ હરેક માણસ પોતાનું કામ તપાસે, તારે બી- ૪
જામાં નહીં, પણ કેવલ પોતામાં તેને આનંદનું
કારણ થશે; કેમકે હરેક પોત પોતાનો ભાર ઊંચ- ૫
કશે. વાત વીશે જે શીખેલો તેણે શીખાવનારને ૬
સઘલાં શારાં વાનામાંથી હીસો આપવો. ભુલો ૭
મા, દેવની ઠઠા કરાતી નથી; જે કંઈ કોઈ માણસ
વાવે તેજ તે લણશે; કેમકે પોતાના દેહને સારૂ ૮
જે વાવે, તે દેહથી વીનાશ લણશે; પણ આતમા-
ને સારૂ જે વાવે, તે આતમાથી અનંત જીવન લ-
ણશે. તો શારૂં કરતાં આપણે થાકવું નહીં; કેમકે ૯
જો કાએર ન થઈએ, તો ઠીક વખતમાં લણીશું.
એ માટે આપણને જેમ પરસંગ મલે તેમ બધા- ૧૦
ઓનું શારૂં કરીએ, પણ વીશેશે કરીને વીશવાસના
કુટુંબનાં જે છે તેઓનું. તમે જાુઓછો કે મેં મારે ૧૧
પોતાને હાથે કેવડા અકશરોથી તમને લખચું છે.
દેહ વીશે જેટલા શારૂં નામ ચાહેછે, તેટલા તમારી ૧૨
સુંનતનું અગત ઠરાવેછે, પણ કેવલ એ માટે કે તેઓ
ખરીસતના વધસથંભને લીધે સતાવણી ન પામે.
કેમકે જે સુંનતી થએલા તેઓ પોતે નીચમને ૧૩

પાલતા નથી; પણ તમારા દેહમાં તેઓ અભી-
માન કરે, એ માટે તેઓ તમારી સુંનત થવાને
૧૪ ચાહેછે. પણ એમ ન થાઓ કે આપણા પરભુ
ઈશુ ખરીસતના વધસથંભ શીવાય હું કાંઈ બીજા-
માં અભીમાન કરૂં, તેથી મારા સંબંધી જગત વધ-
૧૫ સથંભે દીધેલું છે, ને જગત સંબંધી હું. કેમકે
ખરીસત ઈશુમાં સુંનત કંઈ નથી, ને બેસુંનતી
૧૬ પણ નથી; પણ નવી ઉતપતી છે. જેટલા આ
નીયમ પરમાણે ચાલેછે, તેટલા પર તથા દેવના
૧૭ ઈશરાએલ પર શાંતી તથાં દયા થાઓ. હવેથી
કોઈ મને તસદી ન દે, કેમકે હું પરભુ ઈશુનાં ચીનહ
૧૮ મારા શરીરમાં ઉંચકુંછું. ભાઈઓ, આપણા પરભુ
ઈશુ ખરીસતની કીરપા તમારા આતમાની સાથે
થાઓ. આમેન.



# એફેસીઓને પાઉલ પરેરીતનું પતર.

એફેસસમાં જે પવીતરો તથા ખરીસત ઈશુ 1
પર વીશવાસ કરનારા છે તેઓને, પાઉલ દેવની ઈ-
છાથી ઈશુ ખરીસતનો પરેરીત લખેછે. દેવ આપણા 2
બાપ તથા પરભુ ઈશુ ખરીસતથી તમને કીરપા
તથાં શાંતી થાઓ.

આપણા પરભુ ઈશુ ખરીસતનો દેવ તથા બાપ 3
સતુતીવાન થાઓ; તેણે આકાશીઓમાં પરતીએક
આતમીક આશીરવાદથી આપણને ખરીસતમાં આ-
શીરવાદીત કીધા છે; જેમ તેણે જગતના મંડાણની 4
અગાઉ આપણને એમાં પસંદ કરયા છે, એ સારૂ કે,
આપણે તેની આગલ પરીતીમાં પવીતર તથા નીરદો-
શી થઈએ. તેણે પોતાની ઈછાની પરસનતા પરમાણે, 5
પોતાને સારૂ, આપણને ઈશુ ખરીસતમાં દતપુતર-
પણું પામવાને અગાઉ ઠરાવયા, કે તેની કીરપા- 6
ના મહીમાની સતુતી થાએ; તે કીરપાથી તેણે
વાહાલામાં આપણને કીરપાપાતર કીધા. એમાં, 7
એના લોહીને આશરે તેની કીરપાની સંપત પરમા-
ણે, આપણને ઉધાર એટલે પાપની માફી છે. એ 8
કીરપા તેણે સરવ ગનાને તથા વીવેકે અમારા પર

૮ બહુ વધારી છે. તેણે, પોતામાં અગાઉ ઠરાવેલી
પોતાની પરસંનતા પરમાણે, પોતાની ઈછાનો ભેદ
૧૦ અમને જણાવયો, કે સમયોની સંપુરણતાના
કારભારમાં, આકાશમાંનાં તથા પરથવી પરનાં સઘ-
૧૧ ળાંને, ખરીસતમાં તે એકઠાં કરે, એમાં આપણે
પણ વતન પામયા; જે પોતાની ઈછાના ઈરાદા
પરમાણે સરવ કરાવેછે, તેના ઠરાવ પરમાણે, આપ-
૧૨ ણે પેહેલાં ઠરાવેલા હતા; એ સારૂ કે, ખરીસત
પર પેહેલાં આશા રાખનારા અમે તેના મહીમાની
૧૩ સતુતીને સારૂ થઈએ. તે પર તમે પણ, સતનું વચન
એટલે તમારા તારણની સુવારતા શાંભળયા પછી
૧૪ તે પરજ વીશવાસ લાવીને, ખરીદેલા ઉધારને સારૂ
પરભુના મહીમાને અરથે વચનના પવીતરઆત-
માથી મુદરીત થયા; એ આપણા વતનનું બેઆનું છે.
૧૫ એ માટે હું પણ પરભુ ઈશુ પર તમારા વીશવાસ,
તથા સઘળા પવીતરો પર તમારા પરેમ વીશે શાં-
૧૬ ભળીને, તમારે વાસતે ઉપકાર માનવાનું મુકતો નથી;
મારી પરારથનાઓમાં તમારૂં સમરણ કરીને માગું-
૧૭ છું કે, આપણા પરભુ ઈશુ ખરીસતનો દેવ મહીમા-
નો બાપ, પોતાની ઓળખના ગનાનને સારૂ
બુધીનો તથા પરકટીકરણનો આતમા તમને આપે;
૧૮ અને તમારા મનની આંખો એ સારૂ પરકાશીત
થાએ, કે તેનાં નોહોતરાંની આશા શી છે, ને પવી-

તરેમાં તેના વતનના મહીમાની સંપતી શી, ને ૧૯
તેની બલવાન શકતીના પરાકરમ પરમાણે હમ
વીશવાસીઓમાં તેની શકતીનું મોટાપણું શું, તે
તમે જાણો. તેણે તે પરાકરમ ખરીસતમાં કરીને, ૨૦
તેને મુએલાંમાંથી ઉઠાડયો, અને સધલી સતા, તથા ૨૧
અધીકાર, તથા પરાકરમ, તથા ધણીપણું, તથા પર-
તીએક નામ જે કેવલ આ કાલમાં નહીં, પણ ભવી-
શ કાલમાં કહેલું તેમના ઉપર, પોતાની જમણી ગમ
આકાશીઓમાં તેને બેસાડયો. ને સધલાં તેના ૨૨
પગોતલે નાંખયાં, ને તેને સરવ પર મંડલીનું શીર
કરીને ઠેરવયો; તે તેનું શરીર – જે સાધલાએ સધ- ૨૩
લાંને ભરેછે તેની સંપુરણતા છે.

અને તમે અપરાધોમાં તથા પાપોમાં મુએલા ૨
છતાં, [તેણે તમને જીવતા કીધા]; તેમાં તમે આ ૨
જગતના ધોરણ પરમાણે, અંતરીકશની સતાના
અધીકારી એટલે જે આતમા આગનાભંજનના
દીકરામાં જોર કરેછે, તે પરમાણે પેહેલા ચાલતા;
તેઓમાં આપણ સધલા આપણા દેહની ઈછા- ૩
ઓથી પેહેલાં ચાલતા હતા, અને દેહની તથા
મનની વાશનાઓ પરમાણે કરતા હતા, તથા મુલ-
સથીતીએ બીજાઓનાં જેવાં કોપનાં છોકરાં હતાં.
પણ દેવ જે દયાથી ભરપુર છે તેણે, જે પરીતી આ- ૪
પણા પર કીધી, તે પોતાની ઘણી પરીતીને લીધે,

૫ આપણ પાપમાં મુએલાઓને ખરીસતની સાથે
જીવતા કીધા છે, (કીરપાથી તમે તરાએલા છો);
૬ ને સાથે ઉઠાડયા, ને ખરીસત ઈશુથી આકાશીઓ-
૭ માં સાથે બેસાડયા છે; એ સારૂ કે ખરીસત ઈશુ-
થી તેની અમારા પર જે દયા તેના જોગે આવતા
કાલોમાં તે પોતાની કીરપાની ઘણી સંપત દેખાડે.
૮ કેમકે તમે કીરપાએ વીશવાસને આશરે તરાએલા
૯ છો, ને એ તમારાથી નથી, દેવનું દાન છે; કરણી-
૧૦ ઓથી નહીં, રખે કોઈ અભીમાન કરે; કેમકે આપ-
ણે શારી કરણીઓ કરવાને ખરીસત ઈશુમાં ઉતપન
કીધેલા તેનું કરતય છઈએ; તે વીશે દેવે અગાઉ
એમ ઠરાવચું કે, આપણે તેઓમાં ચાલીએ.
૧૧ એ માટે સંભારો કે, દેહ સંબંધી હાથના કરેલા
સુંનતી કેહેવાએલાઓથી, જેઓ બેસુંનત કેહેવા-
૧૨ એછે એવા તમે પેહેલાં વીદેશી હતા; અને તે
સમયે તમે ખરીસતરહીત, ઈસરાઈલના પરજા-
પણાથી નોખા, તથા વચનના કરારથી પારકા,
આશારહીત, તથા દેવહીન એવા જગતમાં હતા.
૧૩ પણ જે પેહેલાં દુર હતા તે તમે અમણા ખરીસતના
૧૪ લોહીથી ખરીસત ઈશુમાં પાસે થયા છો. કેમકે તે
આપણું શાંતીઆસપદ છે, તેણે બેનું એક કીધું, ને
૧૫ વચલી આડી ભીંત પાડીનાંખી છે; તેણે પોતાના દે-
હથી વેર એટલે વીધીઓમાંની આગનાઓનો નીયમ

નીવારયો, એ સારૂ કે સલાહ કરીને પોતામાં તે બેનું
એક નવું માણસ સરજાવે; અને કે વધસથંભે વેર ૧૬
મારીનાંખીને એને આશરે તે એક શરીરમાં દેવની
સાથે બેહુનો મેલાપ કરાવે. અને તેણે આવીને તમ ૧૭
વેગલાઓને તથા જે પાસે તેઓને સુવારતા પર-
ગટ કીધી; કેમકે તેને આશરે એક આતમાથી આપ- ૧૮
ણ બેહુને બાપની પાસે પરવેશ છે. એ માટે તમે ૧૯
હવે પારકા તથા વીદેશી નથી, પણ પવીતરોની
સાથેના એક નગરના તથા દેવના ઘરના છો. પરેરીતો ૨૦
તથા ભવીશવાદીઓના પાયા પર બાંધેલા છો;
ઈશુ ખરીસત પોતે તો ખુણાનું મથાલું છે; એમાં ૨૧
આખી બાંધણી જોડાએલી છતાં પરભુમાં પવીતર
મંદીર એમ વધેછે; તેમાં તમે પણ દેવનો રેહેવાસ ૨૨
થવા સારૂ આતમાએ સાથે બાંધેલા છો.

એ કારણ માટે, હું પાઉલ તમ વીદેશીઓને ૩
વાસતે ખરીસત ઈશુનો બંદીવાન; દેવની જે કીર- ૨
પા, તમારે સારૂ મને અપાએલી છે, તેના કારભાર
વીશે તમે શાંભલયું હશે કે, પરકટીકરણથી તેણે ૩
મને મરમ જણાવયો; તે પરમાણે મેં અગાઉ
થોડામાં લખયું; તેથી તમે વાંચીને ખરીસતના ૪
મરમ વીશેની મારી સમજણ જાણી શકશો. તે ૫
જેમ અમણા તેના પવીતર પરેરીતોને તથા ભવી-
શવાદીઓને પવીતર આતમાથી પરગટ થએલો

છે, તેમ બીજી પેઢીઓમાં માણસના દીકરાને તે
૬ જણાએલો ન હતો, કે વીદેશીઓ ખરીસતમાં સુવા-
રતાને આશરે, સવતની તથા એક શરીરના, તથા
૭ તેના વચનના સહભાગીઓ થાએ. દેવના સામર-
થના પરાકરમે કરીને, તેની કીરપાના આપેલા દાન
૮ પરમાણે, હું આ સુવારતાનો સેવક થયલો છું. હું
પવીતરોમાંના નાહાનાઓમાંનો નાહાનો છતાં આ
કીરપા મને આપેલી છે કે, હું વીદેશીઓમાં ખરીસતની
૯ અશોધ સંપતની સુવારતા પરગટ કરૂં; ને દેવ જેણે
ખરીસતને આશરે બધાં સરજાવયાં, તેમાં કાલોથી
ગુપત રહેલા મરમનો કારભાર શો છે તે સઘલાને
૧૦ જણાવું. એ સારૂ કે જે સનાતન કાલનો ઈશદો
૧૧ તેણે આપણા પરભુ ખરીસત ઈશુમાં કીધો, તે પર-
માણે, આકાશીઓમાં અધીપતીઓને તથા અધી-
કારીઓને દેવનું બહુ પરકારનું ગનાન મંડલીને આ-
૧૨ શરે જણાએ. તેમાં તે પરના વીશવસથી આપ-
૧૩ ણને હીંમત તથા ભરોશાથી પરવેશ છે. એ માટે હું
માગુંછું કે, તમારે સારૂ જે મારી વીપતી તેથી તમે
૧૪ નીરગત ન થાઓ, તે તમારો મહીમા છે. એ કાર-
ણ માટે આપણા પરભુ ઈશુ ખરીસતનો બાપ,
૧૫ જેથી આકાશમાં તથા પરથવી પર સરવ કુટુંબ
૧૬ કેહેવાએછે, તેની આગલ હું ઘુંટણ ટેકવુંછું, કે તે
પોતાંના મહીમાની સંપત પરમાણે તમને એવું

આપે, કે તમે તેના આતમાને આશરે માંહેના
માણસપણામાં સામરથથી બલવાન થાઓ; ને ૧૭
વીશવાસથી તમારા રદયોમાં ખરીસત વશે; ને
તમે પરીતીમાં જડ તથા પાયા પામીને, સરવ ૧૮
પવીતરોની સાથે સમજી શકો, કે ખરીસતની પરી-
તી જે જાણયા કરતાં અધીક છે, તેની ચોડાઈ તથા
લંબાઈ તથા ઊંડાણ તથા ઊંચાણ કેટલાં, ને તેને તમે
જાણો; ને તમે દેવના સરવ ભરપુરપણામાં ભર- ૧૯
પુર થાઓ. હવે આપણે માગીએ કે વીચારીએ તે ૨૦
કરતાં, જે, આપણામાં કરેલા સામરથ પરમાણે
આપણને ઘણું પુશકલ કરી શકેછે, તેને ખરીસત ૨૧
ઈશુમાં મંડલીથી સરવકાલ સુધી પેહેડી દરપેહેડી
મહીમા થાઓ. આમેન.

એ માટે હું પરભુને સારૂ બંધીવાન, તમારી ૪
વીનંતી કરૂંછું, કે જે તેડાથી તમે તેડાયાછો, તેને
લાએક ચાલો; સરવ લીનતા તથા નમણતાઈ, ૨
તથા સહનશીલપણું રાખીને, પરેમથી એક બીજાને
ખમો; સલાહના બંધને આતમાની એકતા રાખ- ૩
વાનું જતન કરો. એક શરીર તથા એક આતમા છે, ૪
જેમ તમે તમારા તેડાની એક આશામાં તેડાએલા
છો; એક પરભુ, એક વીશવાસ, એક બાપતીસમા, ૫
એક દેવ એટલે સરવનો બાપ, તે સરવ પર તથા ૬
સરવવીઆપક, તથા તમ સરવમાં છે. આપણામાં- ૭

ના હરેકને ખરીસતના દાનના પરીમાણ પરમાણે
૮ કીરપા અપાએલી છે. એ માટે તે કેહેછે કે "ઊંચા-
ણમાં ચહડીને, તે બંધીવાનોને બંધ કરીને લઈગ-
૯ યો, તથા તેણે માણસોને દાન આપયાં." તે ચહ-
ડયો, એ શું છે? શું એ નહીં, કે પરથમ તે પરથ-
૧૦ વીના નીચા ભાગોમાં ઉતરયો? જે ઉતરયો તે એ
છે, કે જે સરવ આકાશો પર ચહડયો, કે તે સરવને
૧૧ ભરપુર કરે. ને પવીતરોની સંપુરણતા કરવાને
અરથે, સેવાના કામને સારૂ, ખરીસતના શરીરનું
૧૨ સંસથાપન કરવા સારૂ, તેણે કેટલાએક પરેરીતો,
કેટલાએક ભવીશવાદીઓ, કેટલાએક સુવારતીકો, ને
૧૩ કેટલાએક પાલકો તથા ઉપદેશકો આપયા; તાંહાં
સુધી કે આપણે સહુ વીશવાસની તથા દેવના દીક-
રાને જાણયાની એકતામાં સંપુરણ પુરૂશપણાને,
એટલે ખરીસતની સંપુરણતાના કદના પરીમાણને
૧૪ પોહોંચીએ; એ સારૂ કે હવેથી આપણે માણસોની
ઠગાઈથી, ભુલાવવાની જુગતીના કપટથી હલવાએ-
૧૫ લા તથા ફેરવાએલા બાલકો ન હોઈએ. પણ પરે-
મથી સત રાખીને, ખરીસત જે શીર, તેમાં સરવ
૧૬ પરકારે વધીએ; એથી આખું શરીર, હરેક સાં-
ધાને આશરે રચાએલું તથા જોડાએલું, પરીમા-
ણથી પરતીએક અંગની શકતી પરમાણે, પરેમમાં
પોતાના સંસથાપનને સારૂ શરીરનો વધારો કરેછે.

એ માટે હું કહુંછું, તથા પરભુથી શાહેદી આપુંછું ૧૭
કે, જેમ બીજા વીદેશીઓ પોતાના મનના અવરથા-
પણામાં ચાલેછે, તેમ હવેથી તમે ન ચાલો;
તેઓ બુધી વીશે અંધરાએલા છતાં, તેઓના રદ- ૧૮
યના કઠણપણાથી પોતામાં જે અગનાન છે, તેણે
કરીને દેવના જીવનથી વેગળા છે. એઓએ જડ ૧૯
થઈને લોભથી સરવ અશુધતાની કરણીને સારૂ,
પોતાને કામાતુરપણાને સોંપયા. પણ તમે એ પર- ૨૦
માણે ખરીસતને શીખયા નથી, જો એમ હોએ કે ૨૧
તમે તેનું શાંભલયું તથા ઈશુમાં જે સત છે તે પર-
માણે તમે તે વીશેની શીખામણ પામયા, કે તમા- ૨૨
રે પેહેલાના વરતણુકનું જાુનું માણસપણું, જે કપ-
ટના વીશયો પરમાણે ભરશટ છે તે ઉતારવું; ને ૨૩
તમારા મનના આતમામાં નવાપણું પામવું; ને ૨૪
નવું માણસપણું જે દેવ પરમાણે નયાયીપણામાં
તથા સતની શુધતામાં સરજાએલું તે પેહેરવું.

એ માટે જાુઠાપણું દુર કરીને, પરતીએક પોતાના ૨૫
પડોસીની સાથે સત બોલો; કેમકે આપણે એક-
બીજાના અવયવો છઈએ. ધુસે થાઓ, પણ પાપ ૨૬
ન કરો; તમારા ધુસા પર સુરજને આથમવા ન
દેઓ; ને સેતાનને જગા ન આપો. જે ચોર, ૨૭
તેણે હવેથી ચોરી ન કરવી; પણ તે કરતાં હાથોથી ૨૮
સારૂં કરીને ઉદયોગ કરવો, એ સારૂ કે જેને ગરજ

૨૯ છે તેને આપવાનું પોતાની પાસે હોએ. તમારા
મુખમાંથી કંઈ મલીન વાત નહીં, પણ જે અગ-
તના સુધારાની હોએ તેજ નીકલે, કે શાંભલના-
૩૦ રાઓને તે કીરપા પરાપત કરે. ને દેવનો પવીતર
આતમા, જેણે તમને મુકતીના દાહાડાને સારૂ મુદ-
રીત કીધા, તેને ખેદીત ન કરો.
૩૧ સરવ કડવાસ, તથા કરોધ, તથા કોપ, તથા ગડ-
બડ, તથા નીંદા સરવ ભુંડાઈ સુધાં, તમારાથી દુર
૩૨ કરો. પણ તમે એક બીજા પર ઉપકારીક, કરૂણા-
રૂપ થાઓ, અને એક બીજાને માફ કરો, જેમ
ખરીસતમાં દેવે પણ તમને માફ કીધા તેમ.
૫ એ માટે તમે પરીય બાલકોના જેવા દેવનું
૨ અનુકરણ કરનારા થાઓ; અને પરેમમાં ચાલો,
જેમ ખરીસતે પણ આપણા પર પરીતી કીધી, અને
દેવની આગલ સુગંધના વાસને અરથે, આપણે
વાસતે અરપણ તથા જગન થવાને પોતાને આપ-
૩ યો. પણ જેમ પવીતરોને શોભેછે, તેમ વીભીચાર,
તથા સરવ અશુધતા, અથવા દરવીઅલોભ એઓનાં
૪ નામ તમારે કદી ન લેવાં; અને નીરલજ તથા મુરખ
વાત, અથવા થઠા જેઓ ઘટતાં નથી, તેઓ ન થાએ;
૫ પણ તે કરતાં ઉપકારસતુતી. કેમકે તમે જાણોછો કે
વીભીચારી, અથવા અશુધ, અથવા દરવીઅલોભી
જે મુરતીભગત, એઓને ખરીસતના તથા દેવના

રાજમાં વતન નથી. તમે કોઈની અવરથા વાતોથી ૬
ભુલ ન ખાઓ, કેમકે તે કામોથી દેવનો કોપ
આગનાભંજનના દીકરા પર આવેછે. એ માટે તમે ૭
તેઓની સાથે ભાગીઆ ન થાઓ. કેમકે તમે પે- ૮
હેલાં અંધકાર હતા, પણ હવે પરભુમાં અજવાલું
છો, અજવાલાના દીકરા જેવા ચાલો. કેમકે આત- ૯
માનું ફલ સરવ શારાપણામાં તથા નયાચીપણા-
માં તથા ખરાપણામાં છે. પરભુને સંતોશકારક શું ૧૦
છે, તે પારખી લો. અને અંધકારના નીશફલ કર- ૧૧
મોના સંગતીઓ ન થાઓ; પણ તે કરતાં તેઓને
વખોડો. કેમકે તેઓનાં ગુપતમાં કરેલાં જે કામો, તે ૧૨
કેહેતાં પણ લાજ લાગેછે. જે સરવ વખોડાએલું, ૧૩
તે અજવાલાથી પરગટ થાએછે; કેમકે જે પરગટ
કરાએલું, તે અજવાલું છે. માટે તે કેહેછે, કે "ઉંઘ- ૧૪
નાર જાગ, ને મુએલામાંથી ઉઠ, એટલે ખરીસત
તમને પરકાશ આપશે." તો સંભાલો કે તમે ચોક- ૧૫
સાઈથી નીરબુધના જેવા નહીં, પણ બુધીવંતોના
જેવા ચાલો; સમય ખંડી લો, કાંજે દાહાડા ભુંડા ૧૬
છે. એ માટે તમે અણસમજાુક ન થાઓ, પણ ૧૭
દેવની ઈછા શી છે તે સમજો. દરાખશારસથી મસત ૧૮
ન થાઓ, એમાં કુચાલ છે; પણ આતમાથી સંપુ-
રણ થાઓ. ગીતોએ, સતોતરોએ, તથા આતમીક ૧૯
ગાનોએ એક બીજાને બોલતાં, તમારાં રદયોમાં

૨૦ પરભુને ગાયનો તથા ગીતો ગાઓ; આપણા
પરભુ ઈશુ ખરીસતને નામે, દેવ બાપની ઉપકાર-
૨૧ સતુની સધલાને સારૂ નીત કરજો. દેવના ભયે
એક બીજાને આધીન થાઓ.
૨૨ વહુઓ, જેમ પરભુને તેમ પોતાના વરોને,
૨૩ તમે આધીન થાઓ; કેમકે વર વહુનું શીર છે, જેમ
ખરીસત મંડલીનું શીર છે; ને તે શરીરનો તરાતા
૨૪ છે. જેમ મંડલી ખરીસતને આધીન છે, તેમ વહુ-
૨૫ ઓએ સરવમાં પોતાના વરોને થવું. વરો તમે પો-
તાની વહુઓ પર પરેમ કરો, જેમ ખરીસતે પણ
મંડલી પર પરીતી કીધી, ને તેને વાસતે પોતાને સોં-
૨૬ પયો, એ સારૂ કે વાતથી પાણીને સનાને શુધ કરીને,
૨૭ તે એને પવીતર કરે, એ સારૂ કે તેને પોતાની પાસે
મહીમાવંતી રાખે, એટલે જેને ડાઘ કે કરચલી કે
એવું કંઈ ન હોએ, એવી મંડલી; પણ તે પવીતર
૨૮ તથા નીરદોશી હોએ. એમજ વરોએ જેમ પોતાનાં
શરીરો પર તેમ પોતાની વહુઓ પર પરેમ કરવો;
જે પોતાની વહુ પર પરેમ કરેછે, તે પોતા પર પરેમ
૨૯ કરેછે; કેમકે કોઈ માણસે પોતાના દેહનો દવેશ કદી
કીધો નહીં; પણ તેનું પાલણ તથા પોશણ કરેછે.
૩૦ જેમ પરભુ પણ મંડલીનું; કેમકે આપણે તેના
શરીરના અવયવો, તેના માંસના તથા હાડકાઓના
૩૧ છઈએ. એ માટે માણસ પોતાનાં માબાપને મુકશે

ને પોતાની વહુની સાથે જોડાશે, ને તે બંને એક
દેહ થશે. આ મોટો ભેદ છે; પણ હું ખરીસત તથા ૩૨
મંડલી સંબંધી બોલુંછું. તો પણ તમે પણ એમ ૩૩
કરો કે, હરેક જેમ પોતા પર તેમ પોતાની વહુ
પર પરેમ કરે; ને વહુ પોતાના વરની મરીઆદા
રાખે.

છોકરાં, પરભુમાં તમારાં માબાપને માનો, ૬
કેમકે એ યથાનયાય છે. તારા બાપ તથા માનું ૨
સનમાન કર, તે વચન સહીત પેહેલી આગના છે;
એ સારૂ કે તારૂં ભલું થાએ, ને પરથવી પર તારૂં ૩
આયુશ લાંબું થાએ. અને બાપો તમારાં છોક- ૪
રાંને ન ચીહડવો, પણ પરભુની શીકશા તથા
બોધથી તેઓને પાલો.

ચાકરો બીહીકથી તથા ધાકથી જેમ ખરીસતને, ૫
તેમ રદયનાં ભોલાપણાથી, દેહ પરમાણે જે ધ-
ણીઓ તેઓને માનો; માણસોને પરશન કરનારા ૬
જેવા, આંખ આગલની ચાકરી પરમાણે નહીં, પણ
ખરીસતના દાસોના જેવા, જીવથી દેવની ઈછા
કરો; જેમકે માણસોની નહીં પણ પરભુની તેમ ચા- ૭
કરી સંતોશથી કરો, એવું જાણીને કે જે કંઈ શારૂં કોઈ ૮
કરે, તે દાસ છતાં કે મોકલો છતાં પણ પરભુથી
તે પામશે. અને શેઠો તમે તેઓ વીશે એમજ ૯
કરો, ધમકી છોડો, ને જાણો કે તમારો પણ શેઠ

આકાશમાં છે, ને તેની પાસે પકશપાત નથી.
૧૦ છેલ્લું, મારા ભાઈઓ, પરભુમાં તથા તેના સામ-
૧૧ રથના બલમાં શકતીવાન થાઓ. શેતાનની ચુકતી-
ઓની સામણે, તમે સથીર રહી શકો, માટે દેવનાં
૧૨ સરવ હથીઆરો સજો. કેમકે રકત તથા માંસની
સામણે આપણું મલજાુધ નથી, પણ અધીપતીઓ-
ની સામણે, અધીકારીઓની સામણે, જગતમાંના
આ અંધકારના સતાધારીની સામણે, આકાશીઓ-
૧૩ માં ભુંડાઈના આતમીક [લશકરો]ની સામણે છે. એ
માટે દેવનાં સરવ હથીઆરો લો, કે તમે ભુંડે દાહા-
ડે અટકાવી શકો, ને સરવ કરીને ઉભા રહી શકો.
૧૪ એ માટે સતથી તમારી કમર બાંધીને, તથા નયા-
૧૫ ચીપણાનું બખતર પેહેરીને, તથા શાંતીની સુવાર-
૧૬ તાની તયારી પગોમાં પેહેરીને, ઉભા રોહો. સ-
રવ ઉપરાંત વીશવાસની ઢાલ લો, જેથી ભુંડાના
૧૭ બલતા ભાલાઓ હોલાવી શકશો. ને તારણનો
ટોપ, તથા આતમાની તલવાર જે દેવની વાત છે,
૧૮ તે લો. આતમામાં સરવ પરારથના તથા વીનંતી
હરવખત કરો, અને તેજ માટે સઘલા પવીતરો
વીશે સરવ હઠેઠથી તથા વીનંતીથી જાગતા રોહો,
૧૯ અને મારા વીશે પણ, કે જે સુવારતાને સારૂ હું
સાંકલોમાં સંદેશીઓ છું, તેનો ભેદ જણાવવાને
મને મારૂં મોહો ઉઘાડીને બોલવાનું અપાએ.

અને કે તેમાં જેમ બોલવું ઘટારથ છે, તેમ હું હીમત- ૨૦
વાન થાઊં.
વળી મારા વીશેની વાતો ને હું શું કરૂંછું, તે ત- ૨૧
મને પણ જાણાએ, માટે તીખીક જે પરીય ભાઈ,
તથા પરભુમાં વીશવાસુ સેવક તે તમને સરવ
જાણાવશે. તેને મેં તમારી પાસે એજ માટે મોક- ૨૨
લયો, કે તમે અમારી અવસથા જાણો, ને તે ત-
મારાં રદયોને દીલાસો દે. દેવ બાપથી તથા પરભુ ૨૩
ઈશુ ખરીસતથી, ભાઈઓને શાંતી, તથા વીશવાસ-
સહીત પરીતી થાઓ. જેઓ આપણા પરભુ ઈશુ ૨૪
ખરીસત પર નીશકપટ પરીતી રાખેછે તેઓ સરવ-
ની સાથે કીરપા થાઓ. આમેન.



# ફીલીપીઓને પાઉલ પરેરીતનું પતર.



1 ફીલીપી મધે ઈશુ ખરીસતમાં સહુ પવીતરો,
અધયકશો તથા સહાયકારીઓ સુધાં, એઓની
પરતયે પાઉલ તથા તીમોથી ઈશુ ખરીસતના દાસો
૨ લખેછે. દેવ આપણા બાપથી તથા પરભુ ઈશુ
ખરીસતથી તમને કીરપા તથા શાંતી થાઓ.
૩ તમારા સરવ સમરણ પર, નીત આનંદથી મારી
સરવ પરારથનામાં તમ સરવને સારૂ વીનંતી કરી-
૪ ને, પેહેલા દાહાડાથી આજ સુધી સુવારતામાં ત-
૫ મારા ભાગીઆપણાને સારૂ, હું આપણા દેવનો
૬ ઉપકાર માનુંછું. મને ભારોસો છે કે, જેણે તમારા-
માં શારા કામનો આરંભ કીધો તે, ઈશુ ખરીસત-
૭ ના દાહાડા સુધી, સંપુરણ કરશે. એમજ તમ
સરવ વીશે એ માનવું મને જોગ છે; કારણ કે તમે
સરવ મારી કીરપાના ભાગીઆ છતાં, હું મારાં
બંધનોમાં તથા પરતીઉતર આપવામાં, તથા સુવા-
રતા સાબીત કરવામાં, તમને રદયમાં રાખું છું.
૮ કેમકે દેવ મારો સાકશી છે, કે હું ઈશુ ખરીસતની
૯ કરૂણામાં તમ સરવને કેટલા ચાહુંછું. ને હું એવી

પરારથના કરૂંછું કે, ગનાનથી તથા સરવ સમજથી
તમારી પરીતી વધારે ને વધારે થતી જાએ. એ ૧૦
સારૂ કે જે ઉતમ તે તમે પારખી લો, કે તમે ખરી-
સતના દાહાડા સુધી નીશકપટ તથા નીરદોશ
થાઓ; ને દેવની સતુતી તથા મહીમા થવા સારૂ ૧૧
ઈશુ ખરીસતથી નયાયીપણાનાં જે ફલ તેઓથી
ભરાએલા થાઓ.

ભાઈઓ, હું ચાહુંછું કે તમે જાણો કે, જે મારા ૧૨
વીશે થયાં, તે સુવારતાની વધારે વરૂધીના કામમાં
આવયાં, એવાં કે ખરીસતને સારૂ મારાં બંધનો, ૧૩
આખા રાજદરબારમાં, તથા બીજાં સરવ ઠેકાણાં-
માં પરગટ થયાં; તથા પરભુમાંના ઘણા ભાઈઓ- ૧૪
એ મારાં બંધનોથી ભરોસો પામીને, ભય વીના
વાત બોલવાની વધતી હીમત રાખી. કેટલાએક ૧૫
તો અદેખાઈ તથા વીરોધથી, ને કેટલાએક સુબુધી-
થી ખરીસતની વાત પરગટ કરેછે. પેહેલા તો મારાં ૧૬
બંધનો પર સંકટ આણવા ચાહીને, શુધ મનથી
નહીં પણ વીરોધથી ખરીસતની વાત પરગટ કરે-
છે; પણ બીજા, સુવારતા વીશે પરતીઉતર આપ- ૧૭
વા સારૂ હું ઠરાવાયો છું, એવું જાણીને પરેમથી કરે-
છે. તો શું? હરેક રીતે, ઢોંગથી કે ખરાપણાથી ૧૮
ખરીસતની વાત કરાએછે, એથી હું આનંદ કરૂંછું,
ને કરીશ. કેમકે હું જાણુંછું કે, તમારી વીનંતી તથા ૧૯

ખરીસતના આતમાના સહાયથી,આ મારા તાર-
૨૦ ણને સારૂ ફાવશે. એ પરમાણે મારી અપેકશા
તથા આશા છે કે, હું કશામાં શરમાઈશ નહીં; પણ
સરવ હીમતથી, જેમ સદા તેમ અમણા પણ,
મારા શરીરમાં જીવનથી હોએ કે મરણથી હોએ
ખરીસત મોટો મનાશે.
૨૧ કેમકે મને જીવવું તે ખરીસત, ને મરવું તે
૨૨ લાભ છે. પણ જો હું દેહમાં જીવું, તો એ મારા કા-
મનું ફલ છે; અને હું શું પસંદ કરૂં, તે હું જાણતો
૨૩ નથી; કેમકે આ બે વીશે હું તંગીમાં છું; નીકલવું
તથા ખરીસતની સાથે થલું એવી મારી ઈછા છે, કેમકે
૨૪ તે બહુ વતું શારૂં છે; પણ દેહમાં રેહેવાનું તમારે
૨૫ લીધે વધારે અગત છે; અને એ ભરોસો રાખીને, હું
જાણુંછું કે હું રેહેવાનો, ને તમારા વીશવાસની વરૂધી
તથા આનંદને સારૂ હું તમ સરવની સાથે રહીશ;
૨૬ એ સારૂ કે ફરી તમારી પાસે મારા આવવાથી,
મારા વીશે તમારો જે આનંદ, તે ખરીસતમાં
૨૭ ઘણો થાએ. કેવલ ખરીસતની સુવારતાને જોગ
આચરણ કરો, એ સારૂ કે હું આવીને જોઉં, કે વે-
ગલો છતાં તમારા વીશે શાંભલું કે, તમે એક
આતમામાં સથીર રહીને એક જીવથી સુવારતાના
૨૮ વીશવાસને સારૂ પરયતન કરોછો, અને અટકાવ-
નારાથી બીહીતા નથી; એ તેઓને વીનાશની,

પણ તમને તારણની નીશાણી છે, ને તે દેવથી છે.
કેમકે ખરીસતને વાસતે તમને આ કીરપા અપાએ- ૨૯
લી છે, કે તે પર વીશવાસ કરવો કેવલ એમ નહીં,
પણ તે વાસતે દુખ પણ સેહેવું; જેવું કશટ તમે ૩૦
મારામાં જોયું છે, ને મારામાં છે એવું હવે શાંભલો
છો, તે તમને પણ છે.

એ માટે જો ખરીસતમાં કંઈ દીલાસો, જો ૨
પરેમનું કંઈ સમાધાન, જો આતમાની કંઈ સંગત,
જો કંઈ દયા તથા કીરપા, તો મારો આનંદ સંપુરણ ૨
કરો, એવો કે તમે એકજ મનના થાઓ, એકજ
પરેમ રાખો, એક જીવના તથા એક મનના થાઓ.
ભાંડણ કે વીઅરથ અભીમાનથી કંઈ ન કરો, પણ ૩
હરેક નમરભાવથી પોતા કરતાં બીજાઓને ઉતમ
ગણવા. તમે હરેક જે પોતાનાં તે પરજ નહીં, પણ ૪
જે બીજાઓનાં તે પર પણ લકશ રાખો. ખરીસત ૫
ઈશુનું જે મન હતું, તે તમે પણ રાખો; તે દેવના ૬
રૂપમાં છતાં, દેવને સમાન થવું ચોરી ગણતો ન
હતો; તો પણ તેણે પોતાને ખાલી કરયો, ને ૭
દાસનું રૂપ લઈને માણસોની પરતીમાંમાં થયો,
તથા માણસનાં સરખા આકારમાં પરગટ થઈને, ૮
અને મરણ એટલે વધસથંભના મરણ સુધી આ-
ધીન થઈને, પોતાને લીન કરયો. એને લીધે, દેવે ૯
તેને ઘણો ઊંચો કીધો, તથા સરવ નામો કરતાં તેને

૧૦ મોટું નામ આપયું; એવું કે આકાશમાંનાં તથા
ભુમી પરનાં તથા ભુમી તલેનાં સરવ ઈશુને નામે
૧૧ ઘુંટણ ટેકવે; તથા દેવ બાપના મહીમાને સારૂ, પર-
તીએક જીભ કબુલ કરે, કે ઈશુ ખરીસત પરભુ છે.
૧૨ તો માંરા વાહાલાઓ, જેમ તમે હમેશાં માનયા, હું
હાજર હતો કેવલ એટલામાં નહીં, પણ હવે એ
કરતાં વીશેશ મારી ગેરહાજરીમાં, ભય તથા ધુજારી-
૧૩ સહીત પોતાના તારણનું સાધન કરો. કેમકે જે
પોતાની ખરસનતાને લીધે તમારામાં ઈછવાની
૧૪ તથા કરવાની પરેરણા કરેછે, તે દેવ છે. કચકચ તથા
૧૫ વીવાદ વીના બધાં કરો, કે તમે નીરદોશ તથા સા-
લસ, દેવના નીશકલંક છોકરા, એવા આ વાંકી તથા
અડીએલ પેડીમાં થાઓ, જેમાં તમે જીવનનું વચ-
ન પરગટ કરીને જોતો સરખા જગતમાં પરકાશ
૧૬ કરોછો; એ સારૂ કે હું અમથોજ દોડયો નહીં તથા
મેં અમથી મેહેનત કીધી નહીં, એવો ખરીસતના
દીવસમાં મને આનંદ થાએ.

૧૭ પણ જો હું તમારા વીશવાસના અરપણ તથા
સેવા પર રેડાઊં, તો હું આનંદ કરૂંછું, ને તમ સરવ-
૧૮ ની સાથે પણ હરખાઊંછું. એમજ તમે આનંદ
કરીને મારી સાથે પણ હરખાઓ.

૧૯ હું પરભુ ઈશુમાં આશા રાખુંછું, કે હું વેહેલો ત-
મારી પાસે તીમોથી મોકલીશ, એ સારૂ કે હું તમારી

ખબર જાણીને છાતી રાખું; કેમકે જે તમારી ૨૦
ચીંતા ખરી રીતે રાખશે, એવો સમાનશીલ કોઈ
મારી પાસે નથી. કેમકે ખરીસત ઈશુની વાત નહીં, ૨૧
પણ પોતાનીજ વાત સઘલા શોધેછે. પણ તમે ૨૨
તેને પરખીને જાણોછો, કે જેમ દીકરો બાપની
સાથે, તેમ તેણે મારી સાથે સુવારતાને સારૂ, સેવા
કીધી. એ માટે હું આશા રાખુંછું કે, જારે હું પોતા ૨૩
વીશેની વાત જાણું, તારેજ હું તેને મોકલીશ; અને ૨૪
પરભુમાં ભરોસો રાખુંછું, કે હું પોતે પણ વેહેલો
આવીશ. તો પણ એપાફરોદીત મારો ભાઈ તથા ૨૫
સાથે કામ કરનાર, અને સહયોધો, અને તમારો
મોકલેલો, તથા મારો ખપ પુરો પાડનાર, તેને
તમારી પાસે મોકલવાનું મને અગત જાણાયું; કાર- ૨૬
ણ કે તે તમ સરવને બહુ ચાહાતો હતો, તથા
ઉદાસ હતો, કેમકે તમે શાંભલયું કે તે માંદો હતો;
કેમકે તે મરવા જેવો માંદો હતો ખરો, પણ દેવે ૨૭
તેના પર દયા કીધી, ને કેવલ તેના પર નહીં, પણ
મારા પર પણ, કે મને શોક પર શોક ન થાએ. એ ૨૮
માટે મેં વધતી ઉતાવલે તેને મોકલયો, કે તમે તેને
જોઇને ફરીથી હરખાઓ, નેં મારો ખેદ ઓછો થાએ.
એ માટે તમે સરવ આનંદ સહીત પરભુમાં તેનો ૨૯
અંગીકાર કરો; ને એવાઓને માન જોગ ગણો;
કેમકે ખરીસતના કામને સારૂ, તે મરણની પાસે ૩૦

થયો, ને મારે અરથે તમારી સેવામાં જે ઓછું તે
સંપુરણ કરવાને, પોતાના જીવની ચીંતા ન રાખી.
૩ છેલું, મારા ભાઈઓ, પરભુમાં હરખાઓ.
એજ વાતો તમને લખવી મને ભારે નથી; પણ
૨ તમારી કુશલતાને વાસતે છે. કુતરાઓથી સંભા-
લો, ભુંડાઈ કરનારાઓથી સંભાલો, વીચરથ સુંન-
૩ તીઓથી સંભાલો. કેમકે અમે આતમાએ દેવની
સેવા કરનારા, તથા ખરીસત ઈશુમાં આનંદ કરના-
રા, તથા દેહ પર ભરોસો ન રાખનારા, સુંનતી છઈ-
૪ એ. તો પણ દેહ પર ભરોસો રાખવાનું મારી પાસે
પણ છે; જો બીજો કોઈ વીચારે કે તેને દેહ પર
૫ ભરોસો રાખવાનું હોએ, તો મને વધતું; આઠમે
દાહાડે સુંનત પામેલો, ઈસરાએલના સંતાનનો,
બનયામીનના કુલનો, હેબરીઓનો હેબરી, નીય-
૬ મ પરમાણે ફરોશી, આસથા પરમાણે મંડલીને
સતાવતો, નીયમના નયાયીપણા પરમાણે નીર-
૭ દોશી. પણ જે મને લાભના જેવાં હતાં, તે મેં
૮ ખરીસતને લીધે તોટા જેવાં ગણયાં. અને વલી
ખરીસત ઈશુ મારા પરભુના ગનાનની ઉતમતાને
લીધે, હું બધાને તોટો ગણું છું; એને લીધે મેં સ-
ઘલાનો તોટો સહયો, ને તેઓને કચરૂંજ ગણુંછું, કે
૯ ખરીસતને મેલવું, ને તેનામાં મલું, અને નીયમ-
થી મારૂં જે નયાયીપણું તે નહીં, પણ ખરીસતના

વીશવાસને આશરે દેવથી જે નયાયીપણું વીશવાસ
પર છે, તે મારૂં થાએ; એ સારૂ કે તેના મરણને ૧૦
સમાનરૂપ થઈને, તેને તથા તેના ઉતથાનના પરા-
કરમને, તથા તેનાં દુખોના ભાગીઆપણાને હું
જાણું; એટલે હું કોઈ રીતે મુએલાઓના ઉતથાનને ૧૧
પોહોંચું. એટલામાં હું પોહોંચેલો, કે એટલામાં હું ૧૨
સંપુરણ થયો, એમ નહીં; પણ હું પછવાડે લાગુંછું,
કે જેને સારૂ હું ખરીસત ઈશુથી પકડી લેવાયો; તેને
હું પકડી લઊં. ભાઈઓ, મેં પકડી લીધું છે એમ હું ૧૩
ગણતો નથી, પણ એક કામ હું કરૂંછું, જે પછવાડી
તેને વીશરીને, ને જે અગાડી તેની ભણી ધાઇને,
ખરીસત ઈશુમાં દેવના ઉપલા તેડાના ઈનામને ૧૪
વાસતે, નીશાનની ભણી પછવાડે લાગુંછું. માટે ૧૫
આપણે જેટલા પુરણ, તેટલાએ એજ ભાવ રાખ-
વો; ને જો કોઈ વાત વીશે તમે બીજો ભાવ
રાખો, તો દેવ એ પણ તમને પરગટ કરશે. તો ૧૬
પણ આપણે પોહોંચયા તાંહાં સુધી એકજ નીયમ-
થી ચાલવું, એકજ ભાવ રાખવો.

ભાઈઓ, મને અનુસરો, ને જેમ અમે તમને ૧૭
નમુનારૂપ છઈએ, તેમ જે ચાલનારા તેઓને ધારી
જુઓ. કેમકે ઘણા એમ ચાલેછે, જેઓ વીશે મેં ૧૮
તમને ઘણી વાર કહયું, ને અમણા રડતો પણ
તમને કહુંછું, કે તેઓ ખરીસતના વધસથંભના

૧૯ શતરૂઓ છે; વીનાશ તેઓનો અંત, પેટ તેઓનો
દેવ, લાજમાં તેઓનો અભીમાન છે, તેઓ સંસારી
૨૦ ચીત રાખેછે. પણ આપણું પરજાપણું આકાશમાં
છે, તાંહાંથી પણ આપણે તારનાર એટલે પરભુ
૨૧ ઈશુ ખરીસતની રાહા જોઈએછઈએ. તે, જે સામ-
રથથી સઘળાં પોતાને આધીન કરી શકે છે, તે પર-
માણે આપણા નીચપણાના શરીરને બદલશે, કે
તે પોતાના મહીમાના શરીર સરખું થાએ.
૪ એ માટે મારા પરીચ તથા બહુ વાહાલા
ભાઈઓ, મારા આનંદ તથા મુગુટ, પરીયો, પરભુમાં
૨ તેમજ સથીર રેહો. એવોદીયાને વીનંતી કરૂંછું,
તથા સીનતીખેને વીનંતી કરૂંછું કે, તેઓ પરભુમાં
૩ એક ચીતના થાઓ. ન ખરા સોબતી, હું તમારી
પાસે માગુંછું કે, જેણીઓએ મારી સાથે, તથા
કલેમેંટની સાથે, તથા બીજા મારા સહાયકારીઓ
જેઓનાં નામ જીવનના પુસતકમાં છે તેઓની
૪ સાથે મેહેનત કીધી, તેઓની સહાયતા કર. પર-
ભુમાં સદા આનંદ કરો; હું ફરી કહુંછું, કે આનંદ
૫ કરો. તમારો વીનય સરવ માણસોને જણાઓ;
૬ પરભુ પાસે છે. કશાની ચીંતા ન કરો; પણ સરવ
વીશે પરારથના તથા વીનંતીઓ ઉપકારસતુતી
૭ સાથે, તમારી અરજીઓ દેવને જણાઓ. ને દેવની
શાંતી જે સરવ સમજણ કરતાં મોટી, તે ખરીસત

ઈશુમાં તમારાં રહયોને તથા મનોને સંભાલશે.
છેલું, ભાઈઓ, જે કાંઈ ખરાં, જે કાંઈ શોભાવંત, ૮
જે કાંઈ યથાનયાય, જે કાંઈ શુધ, જે કાંઈ મીતર-
રૂપ, જે કાંઈ સુકીરતીમાન છે, જો કોઈ સદગુણ ને
જો કોઈ વખાણ, તો તેઓનો વીચાર કરો. જે તમે ૯
શીખયા તથા માનયાં તથા શાંભલયાં તથા મા-
રામાં જોયાં તે કરો; અને શાંતીનો દેવ તમારી
સાથે થશે.
મેં પરભુમાં ઘણો આનંદ કીધો, કે મારા વીશે ૧૦
ચીંતા કરવામાં તમે અમણા પરફુલીત થયા; તેમાં
તમે ચીંતા કરતા હતા, પણ તમને પરસંગ ન મ-
લયો. હું કમતીને લીધે બોલું છું એમ નહીં, કેમકે ૧૧
જે અવસથામાં હું છું, તેમાં સંતોશી રેહેવાને શીખે-
લો છું. ગરીબ થવું હું જાણું છું, તથા પુશકલ પામવું ૧૨
હું જાણું છું; હરપરકારે તથા સરવમાં તરૂપત તથા
ભુખયા થવાને, પુશકલ તથા થોડું પામવાને હું શી-
ખેલો છું. ખરીસતનો પરાકરમ મને મલયાથી, ૧૩
હું બધાં કરી શકુંછું. તો પણ તમે મારા સંકટમાં ૧૪
મારી મદદ કીધી તે શારૂં કીધું. અને ઓ ફીલીપી- ૧૫
ઓ તમે જાણો છો કે, સુવારતાના આરંભમાં,
જારે હું માકેદોનીઆમાંથી નીકલયો, તારે દેવા લે-
વાની વાતમાં એકલા તમારા વીના બીજી કોઈ
મંડલી મારી ભાગીદાર ન હતી. કેમકે થેસાલોની- ૧૬

કેમાં પણ તમે એકવાર ને બીજીવાર પણ મારા
૧૭ ખપને સારૂ મોકલયું. હું કાંઈ દાન સોધું છું, એમ
નહીં, પણ જે ફલ તમારાં લેખામાં ઘણું થાએ એ
૧૮ શોધું છું. મારી પાસે સઘલાં ને પુશકલ પણ છે;
તમારાં દાન એપાફરોદીતથી પામીને હું ભરપુર છું;
તે સુગંધનો વાસ, પસંદ અરપાણ, દેવને ગમતું છે.
૧૯ અને મારો દેવ પોતાની સંપત પરમાણે મહીમામાં
તમારી સરવ ગરજ ખરીસત ઈશુમાં પુરી પાડશે.
૨૦ આપણા દેવ તથા બાપને સરવ કાલ સુધી મહીમા
થાઓ. આમેન.
૨૧ ખરીસત ઈશુમાં સરવ પવીતરોને ખેમ કુશલ
કેહો. મારી સાથે જે ભાઈઓ તેઓ તમને ખેમ
૨૨ કુશલ કેહેછે. સરવ પવીતરો, વીશેશે જે કાયસાર-
નાં ઘરમાંનાં, તેઓ તમને ખેમ કુશલ કેહેછે.
૨૩ આપણા પરભુ ઈશુ ખરીસતની કીરપા તમ સરવ-
ની સાથે થાઓ. આમેન.



# કલસીઓને પાઉલ પરેરીતનું પતર.

કલસે મધે ખરીસતમાં પવીતર તથા વીશવાસી 1
ભાઈઓને, પાઉલ, દેવની ઈછાથી ઈશુ ખરીસતનો
પરેરીત, તથા ભાઈ તીમોથી લખેછે. દેવ આપણા 2
બાપથી તથા પરભુ ઈશુ ખરીસતથી કીરપા તથા
શાંતી તમને થાઓ.
અમે, ખરીસત ઈશુમાં તમારા વીશવાસ વીશે 3
અને સરવ પવીતરો પર તમારા પરેમ વીશે શાંભ-
ળયું, તારથી તમારે સારૂ હમેશાં પરારથના કરીને, 4
જે આશા તમારે સારૂ આકાશમાં રાખેલી છે તેને
લીધે આપણા પરભુ ઈશુ ખરીસતના દેવ તથા
બાપની ઉપકારસતુતી કરીએ છઈએ; તે વીશે 5
તમે સુવારતાના ખરાપણાની વાતમાં અગાઉ શાં-
ભળયું; તે તમારી પાસે આવી છે, જેમ આખા 6
જગતમાં પણ છે અને ફલ આપે છે ને વધે છે;
જે દાહાડાથી તમે ખરાપણામાં દેવની કીરપા શાં-
ભળી તથા જાણી તે દાહાડાથી તમારામાં પણ
એમજ છે. એમજ અપાફરા અમારા સાંથી સેવ- 7
કની પાસેથી તમે શીખયા, તે તમારે સારૂ ખરીસ-
તનો વીશવાસુ સેવક છે; તેણે પણ આતમામાં 8

૯ તમારો પરેમ અમને જણાવયો. એ માટે અમે
શાંભલયું તે દાહાડાથી તમારે સારૂ પરારથના
તથા અરજ કરવાને ચુકતા નથી, કે તમે સરવ બુધી
તથા આતમીક સમજણથી દેવની ઈછાના ગનાનથી
૧૦ ભરપુર થાઓ; એવા કે તમે સરવ રીતે પરસન-
તાને સારૂ પરભુને જોગ ચાલો, અને સરવ શારાં
કામમાં ફલ લાવો, ને દેવની ઓલખાણમાં વધતા
૧૧ જાઓ; અને આનંદ સાહીત સરવ ધીરજ તથા સહ-
નતાને સારૂ, તેના મહીમાના પરાકરમ પરમાણે
૧૨ સરવ શકતીથી શકતીવાન થાઓ; અને જે બાપે
આપણને અજવાલામાં પવીતરોના વારસાના ભા-
ગને સારૂ જોગ કીધા છે, તેની ઉપકારસતુતી કરો.
૧૩ તેણે અંધકારના અધીકારમાંથી આપણને છોડાવ-
યા, તથા પોતાના પરીય પુતરના રાજમાં પાર પા-
૧૪ ડયા. તેમાં તેના રકતને આશરે, ઉધાર એટલે પા-
૧૫ પોની માફી છે. તે અદરૂશય દેવની પરતીમા, સરવ
૧૬ સરશટીનો પરથમજ છે; કેમકે તેથી બધાં ઉતપન
થયાં, જે આકાશમાં તથા જે પરથવી પર, જે દરૂ-
શય તથા જે અદરૂશય, રાજયાસનો, કે ધણીપણા,
કે અધીપતીઓ, કે અધીકારો, સરવ તેથી તથા તેને
૧૭ સારૂ ઉતપન થયાં; ને તે સરવ કરતાં પરથમ છે;
૧૮ ને તેથી સરવની સથીતી થાએ છે. ને તે શરીર
એટલે મંડલીનું શીર છે; તે આરંભ એટલે મુએલા-

માંથી પરથમજ, કે સધલાંમાં તે ઉતમ થાએ.
કેમકે [બાપને] પસંદ લાગયું, કે તેમાં સરવ સંપુર- ૧૯
ણતા રેહે; ને તેથી, તેના વધસથંભના લોહીથી, ૨૦
શાંતી કરાવીને, જે સધલાં પરથવી પર છે કે આકા-
શમાં છે, તે સધલાંનો મેલાપ પોતાની સાથે તેથી
કરાવે. ને તમને પણ જેઓ પેહેલાં વેગલા, અને ૨૧
ભુડાં કામોથી તમારા મનમાં વેરી હતા, તેણે પો-
તાના માંસના શરીરના મરણથી મેલાપ કરાવયો
છે, એ સારૂ કે તમને પવીતર તથા નીરદોશ તથા ૨૨
પસંદ પોતાની આગલ મુકે; જો તમે વીશવાસમાં ૨૩
બાંધેલા તથા દરઢ રેહો; ને જે સુવારતા તમે શાં-
ભલી છે; ને જે આકાશ તલેના સરવ પરાણીને
પરગટ થઈ છે; ને જેનો હું પાઉલ સેવક થયો છું,
તેની આશાથી જો તમે ન ખસેડાઓ તો. તમારે ૨૪
સારૂ જે મારાં દુખો તેમાં હું અમણા હરખાઊં છું;
અને ખરીસતના સંકટોનું ઓછાપણું, તેના શરીર
એટલે મંડલીને સારૂ હું મારા દેહમાં પુરૂ કરૂ છું; દેવ- ૨૫
ની વાત સંપુરણ કરવાને, દેવનો જે કારભાર મને
તમારે સારૂ આપેલો તે પરમાણે હું તેનો સેવક
થયો છું; તે કાલોથી તથા પેઢીઓથી ગુપત રાખેલો ૨૬
મરમ હતો, પણ હવે તે તેના પવીતરોને પરગટ
થયો છે. તેઓને દેવે એ જણાવવા ચાહાયું કે, ૨૭
વીદેશીઓમાં તે મરમના મહીમાની સંપત શી છે,

તે એ છે કે, તમારામાં ખરીસત મહીમાની આશા.
૨૮ તેની વાત અમે પરગટ કરીએછઈએ, ને પરતીએક
માણુસને બોધ કરીએછઈએ, તથા સરવ ગનાનથી
પરતીએક માણુસને શીખાવીએછઈએ, એ સારૂ કે
પરતીએક માણુસને સંપુરણ કરીને હાજર કરીએ.
૨૯ એને સારૂ હું પણ, તેની પરેરણા જે બલથી મારામાં
પરેરણા કરેછે, તે પરમાણે કશટ કરીને મેહેનત કરૂંછું.
૨ હું ચાહુંછું કે તમે એ જાણો, કે તમારા વીશે,
તથા જેઓ લાઓદીકીઆમાં છે તેઓ વીશે, તથા
જેટલાઓએ દેહમાં મારૂં મોહો જોયું નથી તેઓ
૨ વીશે મને કેટલી ચીંતા છે, કે તેઓનાં રદયો સમા-
ધાન પામે, અને દેવનો એટલે બાપનો તથા ખરી-
સતનો મરમ જાણુવાને ગનાનની સંપુરણતાની
સંપત પરાપત કરવા સારૂ, તે પરીતીથી જોડાએલા
૩ થાએ. તેમાં ગનાન તથા બુધીનો સરવ સંગરહ
૪ ગુપત રહેલો છે. અને કોઈ માણુસ મનોહર વાતો-
૫ થી તમને ન ભુલાવે માટે હું એ કહુંછું. કેમકે દેહમાં
હું વેગલો છું, તો પણ આતમામાં તમારી પાસે છું;
અને તમારી શારી રીત, તથા ખરીસત પરના તમા-
૬ રા વીશવાસની સથીરતા જોઈને આનંદ કરૂં છું. એ
માટે જેમ તમે ખરીસત ઈશુ પરભુને માની લીધો
૭ છે, તેમ તેમાં ચાલો. તેમાં જડ ઘાલેલા, તથા
બાંધેલા, તથા જેમ શીખામણ પામયા તેમ વીશ-

વાસમાં સથીર રહો, ને ઉપકારસતુતી સાથે તેમાં
વધતા જાઓ.
સાવધાન રેહો, એવું ન થાઓ કે જે ગનાન ૮
તથા ખાલી કપટ ખરીસત પરમાણે નહીં, પણ મા-
ણસોના સંપરદાય પરમાણે અને જગતનાં તતવો
પરમાણે, તેથી કોઈ તમને ફસાવે. કેમકે ખરીસત- ૯
માં દેવપણાની સરવ સંપુરણતા શરીરરૂપે વસે છે.
અને તમે તેમાં સંપુરણ થયા છો; તે સરવ ધણી- ૧૦
પણું તથા અધીકારનું શીર છે; અને જે સુંનત હાથે ૧૧
કરેલી નથી તેથી તમે તેમાં સુંનતી થયા, એટલે
ખરીસતની સુંનતને આશરે દેહના પાપી અંગને
ઉતારવાથી. તેની સાથે તમે બાપતીસમામાં દટા- ૧૨
યા, અને તેમાં તેની સાથે ઉઠડાયા, એટલે દેવે
તેને મુએલામાંથી ઉઠાડયો, તેના તે સામરથના
વીશવાસથી. ને તમે તમારા અપરાધોમાં તથા ત- ૧૩
મારા દેહની બેસુંનતીમાં મુએલા છતાં, તેણે તમા-
રા સરવ અપરાધો માફ કરીને, તમને તેની સાથે
જીવાડયા. અને આપણા પર જે વીધીમાંનો હસત- ૧૪
લેખ આપણને વીરૂધ હતો, તેને ભુંસીને તથા
વધસથંભે તેને ખીલા મારીને વચમાંથી કાહાડયો.
અને ધણીપણાં તથા અધીકારો પાડીને, તેમાં તેઓ ૧૫
વીશે જયજયકાર કરીને તેઓને પરગટ દેખાડયા.
એ માટે ખાવામાં, કે પીવામાં, કે પરવ, કે ચાંદ- ૧૬

શત, કે વીશરામો વીશે, કોઇ તમારો નયાય ન કરે.
૧૭ તેઓ થનાર વાતનો ઓલો, પણ શરીર ખરીસત-
૧૮ નું છે. નમણતાઈ તથા દુતોની સેવા પર ભાવ
રાખીને, કોઈ તમને ન ફસાવે, તેણે જે જોયાં નથી
૧૯ તેમાં તે પેસેછે, ને પોતાના દૈહીક મનથી અમથો
ફુલેછે, ને શીરને નથી રાખતો, કે જેથી આખું શરી-
ર, સાંધાઓ તથા રગોને આશરે, પોશણ પામીને
૨૦ તથા જડાઈને દેવની વરૂધીથી વધે છે. એમાટે જો
તમે ખરીસતની સાથે જગતનાં તતવોથી મુઆ
છો, તો જગતમાં જીવનારાના જેવા માણસોની
આગનાઓ તથા શીખામણ પરમાણે, ઠરાવોને
૨૧ કેમ માનો છો; [જેવા કે] અડકવું નહીં, ચાખવું
૨૨ નહીં, હાથમાં લેવું નહીં; એ સઘળાં વાપરવાથી
૨૩ નાશને સારૂ છે. એઓમાં ગનાનનો દેખાવ તો છે,
એટલે સવેછીત સેવામાં, તથા નમણતાઈમાં, તથા
શરીર વીશે નીશચીંતપણામાં, પણ તેના કંઈ માન-
માં નહીં—કેવલ દેહ તરૂપત કરવાને સારૂ છે.

૩ એ માટે જો તમે ખરીસતની સાથે ઉઠડાએલા,
તો ઉપરની વાતો જાંહાં ખરીસત દેવને જમણે
૨ બેઠેલો તેઓને શોધો. ઉપરની વાતો પર ચીત
૩ લગાડો, પરથવી પરની વાતો પર નહીં; કેમકે
તમે મુઆ છો, ને તમારૂં જીવન ખરીસતની સાથે
૪ દેવમાં ગુપત છે. જારે ખરીસત આપણું જીવન

પરગટ થશે, તારે તમે પણ તેની સાથે મહીમામાં
પરગટ થશો.
એ માટે પરથવી પરના તમારા અવયવો, એ- ૫
ટલે વીભીચાર, અશુધપણું, કામાતુરપણું, ભુંડી
ઈછા, તથા દરવીઅલોભ જે મુરતીભકતી છે, તેઓ-
ને મારીનાંખો. એ કામોને લીધે આગનાભંજન- ૬
ના દીકરા પર દેવનો કોપ આવે છે. અને જારે તમે ૭
અગાઉ તેઓમાં જીવતા હતા, તારે તેઓમાં ચાલ-
યા. પણ અમણા રીસ, કરોધ, ભુંડાઈ, દુરભાશણ, ૮
તમારા મુખમાંથી લજામણી વાત, એ સધલાં દુર
કરો. એક બીજાની સાથે જાુઠું ન બોલો, કેમકે ૯
તમે જાુના માણસપણાને તેની કરણીઓ શુધાં
ઉતારયું છે; ને જે નવું માણસપણું તેના ઉતપન ૧૦
કરનારની પરતીમા પરમાણે ગનાનમાં નવું કરેલું
છે, તે તમે પેહેરયું છે. હીંઆં નથી હેલેની કે યહુદી, ૧૧
નથી સુંનત કે બેસુંનતી, નથી બરબરી કે સકુથી,
નથી દાસ કે સવતંતર; પણ ખરીસત સરવ તથા
સરવમાં છે. એ માટે દેવના પસંદ કરેલા, પવીતર ૧૨
તથા વાહાલાના જેવા, દયાલુ મન, ઉપકારીપણું,
નમણતાઈ, ભલમનસાઈ, સહનતા પેહેરો. એક ૧૩
બીજાનું સહન કરો, ને જો કાઈને કોઈ સાથે કજી-
યો હોએ તો માફ કરો, જેમ ખરીસતે તમને માફ
કીધાં તેમ તમે પણ કરો. ને એ સધલાં પર પરીતી ૧૪

૧૫ જે સંપુરણતાનું બંધન છે તે પેહેરો. અને દેવની
જે શાંતીને સારૂ તમે એક શરીરમાં તેડાએલા છો,
તે તમારાં રદયોમાં ધણીપણું કરે; ને ઉપકારસતુ-
૧૬ તી કરો. ખરીસતની વાત તમારામાં પુશકલતાથી
રેહે, સરવ ગનાનમાં એક બીજાને શીખાવો તથા
બોધ કરો; ગીતો, સતોતરો તથા આતીમીક પર-
બંધથી કીરપાએ તમારા મનમાં પરભુને ગાઓ.
૧૭ અને વાતથી કે કામથી જે સરવ તમે કરો છો, તે
સરવ પરભુ ઈશુને નામે કરો, ને તેથી દેવ એટલે
બાપની ઉપકારસતુતી કરો.
૧૮ વહુઓ, તમે જેમ પરભુમાં ઘટમાન છે તેમ પો-
૧૯ તાના વરોને આધીન થાઓ. વરો તમે પોતાની
વહુઓ પર પરેમ કરો, અને તેઓની સાથે કડવા
૨૦ ન થાઓ. બાલકો, તમે સરવ વાત વીશે તમારા
૨૧ માબાપને માનો, કેમકે તે પરભુને ગમેછે. બાપો,
તમે તમારાં બાલકોને ન ચીહીડવો, રખે તેઓ ઉ-
૨૨ દાસ થાએ. દાસો, તમે ખુશામતીઆની પઠે આંખ
આગલની સેવાથી નહીં, પણ મનના ભોલા-
પણાથી અને પરભુથી બીહીને, જે દેહ સંબંધી ત-
૨૩ મારા ધણી તેઓને સરવ વાત વીશે માનો. અને જે
કંઈ તમે કરો, તે સઘલું જીવથી કરો, જેમકે માણ-
૨૪ સોને સારૂ નહીં પણ પરભુને સારૂ. કેમકે તમે
જાણોછો કે, પરભુ પાસેથી વતનનો બદલો પા-

મશો; કારણ કે તમે પરભુ ખરીસતની સેવા કરો
છો. પણ જે ભુંડું કરેછે તેણે જે ભુંડું કરયું તેનું ફલ ૨૫
તે પામશે, અને પકશપાત નથી.

ધણીઓ, જે વાજબી તથા બરાબર તે તમારા ૪
દાસોને આપો, એવું જાણીને કે તમારો પણ ધણી
આકાશમાં છે.

પરારથનામાં ટકો, અને તેમાં ઉપકારસતુતી સાથે ૨
જાગતા રેહો. અને અમારે સારૂ પણ પરારથના ૩
કરો કે, ખરીસતના જે મરમને સારૂ હું બંધાએલો
છું, તેને કેહેવાને દેવ અમારે સારૂ બોલવાનો દરવા-
જો ઉઘાડે, કે જેમ મારે બોલવું જોઈએ, તેમ હું તેને ૪
પરગટ કરૂં. જેઓ બાહાર છે, તેઓની સાથે ડાહા- ૫
પણમાં ચાલો; સમય ખંડીલો. તમારી વાત ૬
મીઠાથી સલુણી કરેલી હમેશાં કીરપા સહીત થાએ,
કે પરતીએકને કેવું ઉતર આપવું, એ તમે જાણો.

તીખીક, જે વાહાલો ભાઈ, તથા પરભુમાં વીશ- ૭
વાસુ સેવક, તથા સાથી દાસ, તે મારા વીશેની સ-
ઘલી વાત તમને જણાવશે; તેને મેં તમારી પાસે ૮
એજ સારૂ મોકલયો કે, તે તમારા વીશેની વાત
જાણે, ને તમારા રદયનું સમાધાન કરે; તેની સાથે ૯
અનેસીમ, વીશવાસુ તથા વાહાલો ભાઈ, જે તમા-
રામાંનો છે, તેને પણ મોકલયો; તેઓ હીઆંની
સરવ વાત તમને જણાવશે. મારો સાથી બંદીવાન ૧૦

આરીસતારખ તથા બારનાબાનો ભાણેજ મારક,
(જે વીશે તમને આગના મલી, જો તે તમારી પાસે
૧૧ આવે તો તેને અંગીકાર કરો,) તથા ઈશુ જે યુસત
કેહેવાએ છે, તેઓ સુંનતીઓમાંના છે, તેઓ તમને
ખેમ કુશલ કેહે છે. એકલા તેઓ દેવના રાજને
સારૂ સાથે કામ કરનારા છે; તેઓ મને દીલાસો
૧૨ દેનારા થયા છે. તમારામાંનો એપાફરા, ખરીસતનો
દાસ, તમને ખેમ કુશલ કેહે છે, તે હમેશાં તમારે
સારૂ પરારથનામાં પરયતન કરે છે, કે દેવની સરવ
૧૩ ઇછામાં તમે સંપુરણ તથા ભરપુર રેહો. કેમકે તે
વીશે હું સાહેદી આપું છું કે, તમારે સારૂ તથા જેઓ
લાઓદીકીઆમાં તથા હીયરાપોલીમાં તેઓને સારૂ
૧૪ તે બહુ આસથા રાખેછે. વાહાલા વૈદ લુક તથા
૧૫ દેમા તમને ખેમ કુશલ કેહેછે. લાઓદીકીઆમાંના
ભાઈઓ, તથા નીમફા તથા તેના ઘરમાં જે મંડલી,
૧૬ તેઓને ખેમ કુશલ કોહો. ને આ પતર તમારી
પાસે વંચાયા પછી, લાઓદીકીઆની મંડલીમાં પણ
વંચાવજો, ને લાઓદીકીઆથી જે પતર તે તમે પણ
૧૭ વાંચજો. અને આરખીપાને કોહો કે, પરભુથી જે
૧૮ સેવા તને મલી, તે પુરી કરવાને સાવધાન રેહેવું. હું
પાઊલનું આ મારા હાથથી ખેમ કુશલ. મારાં બં-
ધનને સંભારો. તમારા પર કીરપા થાઓ. આમેન.



# થેસસાલોનીકીઓને પાઉલ પરેરીતનું

## પેહેલું પતર.



દેવ બાપમાં તથા પરભુ ઈશુ ખરીસતમાં થેસ- 1
સાલોનીકીઓની મંડળીને પાઉલ તથા સીલવાન
તથા તીમોથી લખે છે. દેવ આપણા બાપથી, તથા
પરભુ ઈશુ ખરીસતથી, તમને કીરપા તથા શાંતી
થાઓ.
અમારી પરારથનાઓમાં તમારૂં સમરણ કરીને, ૨
અમે સદા તમ સરવ વીશે દેવની ઉપકારસતુતી
કરીએછઈએ; કેમકે દેવ આપણા બાપની આગલ ૩
તમારા વીશવાસનું કામ તથા પરેમની મેહેનત,
તથા આપણા પરભુ ઈશુ ખરીસત પરની આશા-
ની સહનતા, અમે નીરંતર સંભારીએ છીએ; ઓ ૪
ભાઈઓ, દેવથી પરેમ પામેલા, તમે પસંદ કરાએ-
લા એ અમે જાણીએ છઈએ; કેમકે અમારી સુવા- ૫
રતા કેવલ વાતથી નહીં, પણ પરાકરમથી તથા
પવીતર આતમાથી, તથા ઘણી ખાતરીથી પણ ત-
મારી પાસે આવી; તે પરમાણે અમે તમારે લીધે
તમારામાં કેવા થયા એ તમે જાણોછો. અને તમે ૬
ઘણી વીપતીમાં પવીતર આતમાના આનંદ સાહીત

વાત માનીને અમારા તથા પરભુના અનુસરનારા
૭ થયા. એવા કે તમે માકેદોનીઆ તથા અખાયા-
૮ માંના સરવ વીશવાસીઓને નમુનારૂપ થયા. કેમકે
માકેદોનીઆ તથા અખાયામાં તમારાથી પરભુની
વાત ફેલી કેવલ એમ નહીં, પણ સરવ જગાઓમાં
દેવ પરનો તમારો વીશવાસ પરગટ થયો, એ માટે
૯ અમારે કંઈ કેહેવાનું અગત નથી. કેમકે તમારામાં
અમારો પરવેશ કહી રીતે થયો, તે અમારા વીશેની
વાત, ને તમે જીવતા તથા ખરા દેવની સેવા કરવા-
૧૦ ને, અને તેનો પુતર એટલે આવનાર કોપથી બ-
ચાવનાર ઈશુ જેને તેણે મુએલામાંથી ઉઠાડયો,
તેની આકાશથી આવવાની વાટ જોવાને, તમે મુર-
તીઓથી દેવની ભણી શી રીતે ફરયા, એ સરવ
તેઓ પોતે કેહેછે.

૨ કેમકે ઓ ભાઈઓ, તમારામાં અમારા પરવેશ
વીશે તમે જાણો છો કે, તે અમથો નથી થયો;
૨ પણ જેમ તમે જાણો છો તેમ અમે પેહેલાં ફીલી-
પીમાં દુખ તથા અપમાન સહયાં, તો પણ ઘણા
કશટથી તમારી પાસે દેવની સુવારતા કેહેવાને, આ-
૩ પણા દેવમાં હીમતવાન થયા. કેમકે અમારો બોધ,
છલથી, કે અશુધપણાથી, કે કપટમાં નોહોતો;
૪ પણ જેમ દેવે સુવારતાનો કારભાર ચલાવવાને
અમને પસંદ કીધા, તેમ અમે માણસોને પરસન

કરનારા જેવા નહીં, પણ અમારા હૃદયોના પાર-
ખનાર દેવને પસંદ કરવાને બોલીએ છઈએ. કેમકે ૫
તમે જાણો છો કે, અમે કદી ખુશામતની વાતમાં
નોહોતા, તથા દરવીઅલોભના ઢોંગમાં નોહોતા;
દેવ શાખશી છે. અને અમે ખરીસતના પરેરીત ૬
છતાં ભાર મુકવાને અધીકારી હતા, તો પણ માણ-
સોથી, તમારાથી કે બીજાથી અમે મહીમા શોધ-
તા નોહોતા; પણ જેમ ધાવ મા પોતાનાં બાલકો- ૭
ને પાલે છે, તેમ અમે તમારામાં લીન હતા. તેમજ ૮
અમે તમારી બહુ મમતા કરીને, તમને કેવલ દેવ-
ની સુવારતા નહીં, પણ પોતાના જીવો આપવાને
રાજી હતા, કારણ કે તમે અમને વાહાલા હતા.
કેમકે ભાઈઓ, અમારી મેહેનત તથા જતન તમે ૯
સંભારો છો, કેમકે તમારામાંના કોઈ પર ભાર ન
મુકીએ માટે રાત દાહાડો કામ કરતાં તમને દેવ-
ની સુવારતા પરગટ કીધી. તમે તથા દેવ પણ ૧૦
સાહેદ છો, કે તમ બીશવાસીઓમાં અમે કેવા પવી-
તરાઈથી તથા નીતીથી તથા નીરદોશપણાથી હતા.
તે પરમાણે તમે જાણો છો, કે જેમ બાપ પોતા- ૧૧
નાં છોકરાંને, તેમ અમે તમારામાંના પરતીએકને
બોધ તથા દીલાંસો આપતા હતા, અને પરમાણ ૧૨
આપીને કેહેતા હતા કે દેવ જેણે તમને પોતાનાં
રાજ તથા મહીમામાં તેડયા, તેને જોગ તમે ચાલો.

૧૩ ને એ કારણ માટે અમે દેવની ઉપકારસતુતી નીરંતર
કરીએ છઈએ કે, તમે જારે અમારી પાસેથી દેવની
વાત શાંભળીને માની લીધી, તારે તેને માણસોની
વાતના જેવી નહીં, પણ જેમ તે ખરીજ દેવની વાત
છે તેમ તમે તેને માની; તેજ તમ વીશવાસીઓમાં
૧૪ પરેરણા કરેછે. કેમકે ભાઈઓ, ખરીસત ઈશુમાંની
દેવની જે મંડલીઓ યહુદામાં છે તેઓના અનુસર-
નારા તમે થયા; કેમકે જેમ તેઓએ યહુદીઓથી
દુખ સહયાં તેમ તમે પણ પોતાના દેશના લોકો-
૧૫ થી તેવાં દુખ સહુયાં છે. તેઓએ પરભુ ઈશુને
તથા પોતાના ભવીશવાદીઓને પણ મારીનાંખયા,
ને અમારી સતાવણી કીધી; તેઓ દેવને સંતોશ
૧૬ પમાડતા નથી, ને સઘલા લોકને ઉલટા છે; વીદે-
શીઓને તેઓના તારણને અરથે વાત કેહેવાને,
તેઓ અમને વારે છે; તેથી તેઓ પોતાના પાપ
પુરાં કરે છે અને કોપ સમાપતી સુધી તેઓ પર
આવયો છે.
૧૭ પણ ભાઈઓ, અમે મનથી નહીં, પણ દેહથીજ
તમારી પાસેથી ઘડીભર વેગલા થઇને, ઘણી ઈછાથી
૧૮ તમારૂં મોહોડું જોવાને ઘણી મેહેનત કીધી. એ માટે
અમે એટલે મેં પાઉલે, એકવાર ને બીજીવાર પણ
તમારી પાસે આવવાને ચાહાયું, પણ શેતાને અમને
૧૯ અટકાવયા. કેમકે આપણા પરભુ ઈશુ ખરીસતના

આવવામાં તેની આગલ અમારી આશા, કે આનંદ,
કે ઉલાસનો મુગટ શું છે? તમેજ શું એ નથી? હા, ૨૦
તમે અમારો મહીમા તથા આનંદ છો.

માટે જારે અમારાથી વધારે સેહેવાતું નોહોતું ૩
તારે અમે આથેનાયમાં એકલા રહીએ, એવું અમે
ઠરાવયું. અને તીમોથી જે અમારો ભાઈ તથા દેવ- ૨
નો સેવક, ને ખરીસતની સુવારતામાં અમારી
સાથે કામ કરનાર, તેને તમને સથીર કરવાને અને
તમારા વીશવાસ સંબંધી તમને દીલાસો આપવા-
ને અમે મોકલયો, એ સારૂ કે આ વીપતીથી કોઈ ૩
ન હલાવાએ, કારણ કે તમે પોતે જાણો છો કે તે
સારૂ અમે ઠરાવાયા છઈએ. એ માટે જારે અમે ૪
તમારી પાસે હતા તારે અમે તમને અગાઉ કહુયું
કે, અમને વીપતી થનાર છે, તે પરમાણે થયું, જેમ
તમે પણ જાણો છો. એ કારણને લીધે જારે મા- ૫
રાથી વધારે સેહેવાતું નોહોતું તારે મેં તમારો વીશ-
વાસ જાણવા સારૂ મોકલયું; રખે પરીકશકે કોઈ રીતે
તમારૂં પરીકશાણ કરયું હોએ ને અમારી મેહેનત
અમથી થાએ. પણ હવે તીમોથી તમારે તાંહાંથી ૬
અમારી પાસે આવયો, ને તમારા વીશવાસ તથા
પરેમની શારી ખબર અમને આપી, ને કહયું કે
જેમ અમે તમને તેમ તમે પણ અમને જોવાની
ઘણી ઈછા રાખો છો, ને સદા અમારૂં સમરણ કરો

૭ છે: એ માટે ભાઈઓ, અમારાં સરવ સંકટ તથા
વીપતીમાં તમારા વીશવાસથી તમારા વીશે અમે
૮ દીલાસો પામયા. કેમકે હવે જો તમે પરભુમાં
૯ સથીર રહો તો અમે જીવીએ. કેમકે જે આનંદથી
અમે અમારા દેવની આગલ તમારે લીધે આનંદ
કરીએ છઈએ, તે સઘલાંને સારૂ અમે તમારા વીશે
૧૦ દેવની શી ઉપકારસતુતી કરી શકીએ? અમે રાત
દાહાડો અતીશે પરારથના કરીએ છઈએ કે, અમે
તમારાં મોહો જોઈએ, તથા તમારા વીશવાસનું
૧૧ ઓછાપણું સંપુરણ કરીએ. હવે દેવ આપણો બાપ
પોતે તથા આપણો પરભુ ઈશુ ખરીસત તમારી
૧૨ ભણી અમારો રસતો ખાધરો કરો. અને જેમ
અમારો પરેમ તમારા પર, તેમ પરભુ તમારો પણ
એક બીજા ઉપર તથા સરવ ઉપર વધારો ને પુશક-
૧૩ લ કરો; એ સારૂ કે જારે આપણો પરભુ ઈશુ ખરી-
સત પોતાના સરવ પવીતરો શુધાં આવશે, તારે દેવ
આપણા બાપની આગલ, તે આપણા રદયોને
પવીતરાઈમાં નીરદોશ એવાં સથીર કરે.

૪ તો ભાઈઓ, છેલું પરભુ ઈશુથી તમને વીનંતી
ને સુબોધ કરીએ છઈએ કે, તમારે કઈ રીતે ચાલવું
ને દેવને ખરસન કરવો, એ અમાસથી શાંભલયું તે
૨ પરમાણે વધતું કરો. કેમકે અમે પરભુ ઈશુથી ત-
મને કઈ કઈ આગનાઓ આપી તે તમે જાણો છો.

કારણ કે દેવની ઈછા એવી છે કે, તમારૂં પવીત- ૩
રીકરણ થાએ અને છીનાળાથી તમે દુર થાઓ;
અને તમારામાંનો હરેક, દેવને ન જાણનારા વીદે- ૪
શીઓની પઠે વીશયની ઈછામાં નહીં, પણ પવીત- ૫
રાઈમાં તથા માનમાં પોતાનું પાતર રાખી જાણે;
અને વેહેવારમાં કોઈ ઉલ્લંઘન કરીને પોતાના ૬
ભાઈને કોઈ વાતમાં છેતરે નહીં, કારણ કે પરભુ
એવા સધલાંનો બદલો લેનાર છે, જેમકે અમે
અગાઉ પણ તમને કહયું અને પરમાણ આપયું.
કેમકે દેવે આપણને અશુધપણાને સારૂ નહીં, ૭
પણ પવીતરાઈમાં તેડયા છે. એ માટે જે તુછ કરે ૮
છે તે માણસને નહીં, પણ દેવ જે પોતાનો પવીતર
આતમા આપણને આપે છે, તેને તુછ કરે છે.
પણ ભાઈ પરની પરીતી વીશે અમે તમને ૯
લખીએ, એની તમને કંઈ ગરજ નથી, કેમકે તમે
પોતે એક બીજા પર પરેમ રાખવાનું દેવથી શીખ-
વાએલા છો. અને સરવ માકેદોનીઆના સધલા ૧૦
ભાઈઓને તમે એજ કરો છો; પણ ભાઈઓ,
અમે તમને વીનંતી કરીએ છઈએ કે, તમે વધારે ને
વધારે કરો; ને જેમ અમે તમને આગના આપી, ૧૧
તેમ શાંત રેહેવાને તથા પોત પોતાનાજ કામ કર-
વાને તથા પોતાને હાથે ઉદયોગ કરવાને તમે જ-
તન કરો; એ સારૂ કે બાહારનાઓની આગલ તમે ૧૨

શારી રીતે ચાલો, ને તમને કશાનું અગત ન રેહે.
૧૩ ભાઈઓ ઉંઘી ગએલા વીશે તમે અજાણ્યા
રેહો એવી અમારી ઇછા નથી, કે બીજા જેઓને
૧૪ આશા નથી તેઓના જેવા તમે ખેદ ન કરો. કેમકે
જો અમે વીશવાસ કરીએ છઈએ કે, ઈશુ મરણ પા-
મયો ને પાછો ઉઠયો, તો તેમજ ઈશુમાં જેઓ ઉં-
૧૫ ઘીગયા તેઓને પણ દેવ તેની સાથે લાવશે. કેમકે
પરભુની વાતથી અમે તમને કહીએ છઈએ, કે પર-
ભુના આવવા સુધી આપણે જે જીવતા રહીશું તે
૧૬ ઊંઘેલાઓની આગલ થનાર નથી. કેમકે સાદથી,
પરમુખ દુતની વાણીથી, તથા દેવના રણશીંગડાથી
પરભુ પોતે આકાશથી ઉતરશે; ને ખ઼રીસતમાં જે
૧૭ મુએલા તેઓ પેહેલા ઉઠશે. પછી આપણ જીવતા
રેહેનારા, ગગનમાં પરભુને મલવા સારૂ તેઓની
સાથે વાદલોમાં તણાઈ જઈશું, ને તેમજ સદા
૧૮ પરભુની સાથે થઈશું. તો એ વાતોથી એક બીજા-
ને સુબોધ કરો.
૫ પણ ભાઈઓ, વખતોં તથા સમયો વીશે ત-
૨ મને લખવું એનું કંઈ તમને અગત નથી. કેમકે
તમે પોતે સારી પઠે જાણો છો કે, જેમ રાતમાં
૩ ચોર તેમ પરભુનો દીવસ આવે છે. કેમકે જારે
તેઓ કેહેશે કે, શાંતી તથા કુશલતા છે તારે જેમ
ગરભવતીનું દુખ તેમ તેઓ પર અકસમાત નાશ

આવશે, ને તેઓ બચશે નહીં. પણ ભાઈઓ તમે ૪
અંધારામાં નથી, કે તે દીવસ ચોરની પઠે તમારા
પર આવે. તમે સઘલા અજવાલાના દીકરા તથા ૫
દાહાડના દીકરા છો; આપણે રાતના તથા અંધકાર-
ના નથી. એ માટે બીજાઓના જેવા આપણે ઉં- ૬
ઘીએ નહીં, પણ જાગીએ તથા સાવધાન રહીએ.
કેમકે ઉંઘનાર રાતમાં ઉંઘે છે, ને છાકટા રાતમાં ૭
છાકટા થાએ છે. પણ આપણે દાહાડાના છઈએ, માટે ૮
બીશવાસનું તથા પરેમનું બખતર, અને તારણની
આશાનો ટોપ પેહેરીને સાવધાન રહીએ. કેમકે ૯
દેવે આપણને કોપને સારૂ નહીં, પણ આપણા
પરભુ ઈશુ ખરીસતથી તારણની પરાપતીને સારૂ
ઠરાવયા છે; તે આપણને સારૂ મરણ પામયો, એ ૧૦
સારૂ કે આપણે જાગીએ કે ઉંઘીએ તો તેની સંગા-
થે જીવીએ. માટે જેમ તમે કરો છો તેમજ અરસ- ૧૧
પરસ સુબોધ કરો, તથા એકબીજાને સથીર કરો.

અને ભાઈઓ, અમે તમારી વીનંતી કરીએ છઈ- ૧૨
એ કે, જેઓ તમારામાં મેહેનત કરે છે, તથા પરભુ-
માં તમારા આગેવાન છે, તથા તમને બોધ કરે છે
તેઓને તમે જાણો; અને તેઓના કામને સારૂ ૧૩
પરેમમાં તેઓને બહુ માન આપો; તમે માહો-
માંહે શાંતીમાં રેહો. અને ભાઈઓ, અમે તમારી ૧૪
વીનંતી કરીએ છઈએ કે, તમે અડીએલોને બોધ

કરો, ઉદાસીઓનું સમાધાન કરો, અબલોને આધાર
૧૫ થાઓ, સઘલાની સાથે સહનશીલ થાઓ. જુઓ
કે કોઈ કોઇને ભુંડાઇને બદલે ભુંડાઈ ન વાલે; પણ
સદા એક બીજાનું તથા સઘલાનું શારૂં કરવાને
૧૬ ૧૭ જતન કરો. સદા હરખાઓ. જાથુ પરારથના
૧૮ કરો. સરવમાં ઉપકારસતુતી કરો, કેમકે તમારા
૧૯ વીશે ખરીસત ઈશુમાં દેવની ઈછા એવીજ છે. આ-
૨૦ તમાને ન હોલાવો. ભવીશવાદોને તુછ ન કરો.
૨૧ ૨૨ સઘલાંને પારખો, જે શારૂં તે રાખો. હરેક પરકારની
૨૩ ભુંડાઈથી દુર થાઓ. અને શાંતીનો દેવ પોતે તમ-
ને પુરા પવીતર કરો. અને આપણા પરભુ ઈશુ
ખરીસતના આવવા સુધી તમારો સંપુરણ આતમા
૨૪ તથા પરાણ તથા શરીર નીરદોશ રખાઓ. તમારો
તેડનાર વીશવાસુ, તે કરશે.

૨૫ ૨૬ ભાઈઓ, અમારા વીશે પરારથના કરો. પવીતર
૨૭ ચુંબંનથી સરવ ભાઈઓને ખેમ કુશલ કોહો. હું
તમને પરભુના શમ ઘાલું છું કે, આ પતર સઘલા
૨૮ પવીતર ભાઈઓને વંચાએ. આપણા પરભુ ઈશુ
ખરીસતની કીરપા તમારા પર થાઓ. આમેન.



# થેસસાલોનીકીઓને પાઉલ પરેરીતનું

## બીજું પતર.



દેવ આપણા બાપ તથા પરભુ ઈશુ ખરીસતમાં ૧
થેસસાલોનીકીઓની મંડલીને, પાઉલ તથા સીલ-
વાન તથા તીમોથી લખે છે. દેવ આપણા બાપ ૨
તથા પરભુ ઈશુ ખરીસતથી તમને કીરપા તથા
શાંતી થાઓ.

ભાઈઓ, અમારે તમારા વીશે દેવની ઉપકાર- ૩
સતુતી સદા કરવી જોઈએ, અને તે લાએક છે;
કેમકે તમારો વીશવાસ બહુ વધે છે, અને તમ
સરવમાં હરેકનો પરેમ એક બીજા ઉપર ઘણો થાએ
છે. માટે તમારી સઘલી સતાવણી તથા જે વીપતી ૪
તમે વેઠો છો, તેઓમાં તમારી સહનતા તથા વી-
શવાસને લીધે અમે પોતે દેવની મંડલીઓમાં
તમારૂં વખાણ કરીએ છઈએ. આ તો દેવના ૫
વાજબી નયાયનું પરમાણ છે, કે દેવના જે રાજને
સારૂ તમે દુખ વેઠો છો, તેને તમે જોગ ગણાઓ.
કેમકે દેવની પાસે એ નયાયી છે, કે તમારા દુખ ૬
દેનારને તે દુખ વાલી આપે, અને તમ દુખ પામે- ૭
લાઓને અમારી સાથે વીશામો આપે, જારે પરભુ

ઈશુ આકાશથી તેના પરાકરમના દુતો સાથે બલ-
૮ તી આગમાં પરગટ થશે તારે. તે વેલા જેઓ દેવ-
ને નથી જાણતા, અને જેઓ આપણા પરભુ ઈશુ
ખરીસતની સુવારતા નથી માનતા, તેઓ પર દંડ
૯ ઠરાવાશે. તેઓ પરભુની આગલથી તથા તેના સા-
મરથના મહીમાથી અનંત કાલના નાશની સજા
૧૦ ભોગવશે. જારે પોતાના પવીતરોથી મહીમા પા-
મવાને, અને જેઓએ વીશવાસ કીધો તેઓથી
આશચરીઅવાન મનાવાને તે આવશે તે દાહાડે
[એમ થશે]; તમે તો અમારી શાહેદી પર વીશ-
૧૧ વાસ રાખયો. એ સારૂ અમે સદા તમારા વીશે
પરારથના કરીએ છઈએ કે, આપણો દેવ તમને
આ તેડાને જોગ ગણે, અને શારાપણાની સઘલી
પરસનતા, તથા વીશવાસનું કામ સામરથથી પુરાં
૧૨ કરે; એ માટે કે આપણા દેવ તથા પરભુ ઈશુ
ખરીસતની કીરપા પરમાણે, આપણા પરભુ ઈશુ
ખરીસતનું નામ તમારામાં મહીમાવાન થાએ ને
તમે તેમાં.

૨ અને ભાઈઓ, આપણા પરભુ ઈશુ ખરીસત-
ના આવવા, તથા તેની પાસે આપણે એકઠા થવા
૨ વીશે, અમે તમારી વીનંતી કરીએ છઈએ કે, પરભુ-
નો દાહાડો જાણે અમણાજ આવયો તેમ તમે
એકાએક મનમાં ન ધુજો, ને ધભરાઓ ના; આ-

તમાથી નહીં, વાતથી નહીં, અને અમારા સરખા
પતરથી નહીં. કોઈ પરકારે કોઈ તમને ન ભુલાવે, ૩
કેમકે તેથી પેહેલાં ફરી જવું થશે, તથા પાપનું
માણસ જે વીનાશનો દીકરો, તે પરગટ થશે. તે ૪
અટકાવીને જે સરવ દેવ અથવા ભજનીય કેહેવા-
એ છે તેઓ પર પોતાને ઊંચો કરે છે, એવો કે પોતે
દેવ છે એમ પોતાને દેખડાવતાં દેવના મંદીરમાં
દેવ સરખો બેસે છે. શું તમને યાદ નથી કે, હું ૫
તમારી સાથે હતો, તારે મેં એ તમને કહયાં? અને ૬
તેને પોતાના વખતમાં પરગટ થવા સારૂ હવે શો
અટકાવ છે તે તમે જાણોછો. કેમકે અધરમનો મ- ૭
રમ અમણા અસર કરે છે, પણ જે અમણા અટકા-
વનાર છે તે વચમાંથી કહડાએ તાંહાં સુધી [અટકા-
વશે]; અને તારે તે અધરમી પરગટ થશે, જેને ૮
પરભુ પોતાના મુખના સવાસથી ખય કરશે, તથા
પોતાના આવવાના પરકાશથી નાશ કરશે; એટલે ૯
તેનો નાશ જેનું આવવું સેતાનના કરાવયા પરમા-
ણે જાુઠાઈનાં સરવ પરાકરમ તથા ચીનહો તથા
ચમતકારો સાથે છે; અને જેઓ નાશ પામે છે ૧૦
તેઓને સારૂ અનયાયની સરવ ઠગાઈથી છે; કેમકે
તેઓએ પોતાના તારણને અરથે સતની પરીતી
પામીલીધી નહીં. અને તે માટે દેવ તેઓમાં ૧૧
મોહોટી ભુલ મોકલે છે કે, તેઓ તે જાુઠાઈ માને;

૧૨ એ સારૂ કે જેઓએ સત પર વીશવાસ કીધો નથી,
પણ અનયાયમાં સંતોશી હતા, તે સધલા પર દંડ
ઠરાવાએ.
૧૩ અને ભાઈઓ, પરભુથી પરીતી પામેલા, તમારા
વીશે સદા દેવની સતુતી કરવાને અમે બંધાએલા
છઈએ, કેમકે આતમાના પવીતરીકરણથી તથા સ-
તના વીશવાસથી તારણને અરથે દેવે તમને આરં-
૧૪ ભથી પસંદ કીધા છે. એને સારૂ તેણે તમને આ-
પણા પરભુ ઈશુ ખરીસતનો મહીમા પામવાને
૧૫ અરથે અમારી સુવારતાથી તેડયા છે. માટે ભાઈ-
ઓ, સથીર રેહો, અને જે સંપરદાય તમે વાતથી
૧૬ કે અમારા પતરથી શીખયા, તે પકડી રાખો. હવે
આપણો પરભુ ઈશુ ખરીસત પોતે અને દેવ એટલે
આપણો બાપ, જેણે આપણા પર પરેમ કીધો,
અને સરવ કાલનો દીલાસો અને સારી આશા કીર-
૧૭ પાથી અમને આપયાં, તે તમારા રદયને દીલાસો
આપો, અને સરવ શારી વાતમાં તથા કામમાં ત-
મને સથીર કરો.

૩ છેલું ભાઈઓ, અમારા વીશે પરારથના કરો કે
પરભુની વાત વેગે ચાલે, અને જેમ તમારામાં
૨ તેમ મહીમા પામે; અને કે અમે અડીએલ તથા
દુશટ માણસોથી છોડવાઈએ; કેમકે સધલાંને વીશ-
૩ વાસ નથી. પણ પરભુ વીશવાસુ છે, તે તમને

સથીર કરશે ને ભુંડાથી બચાવશે. અને તમારા ૪
વીશે અમે પરભુમાં ભરોસો રાખીએ છઈએ કે, જે
આગના અમે કરીએ છઈએ તે તમે પાલોછો તથા
પાલશો. અને દેવના પરેમમાં તથા ખરીસતની ૫
ધીરજમાં પરભુ તમારાં રદયોને લાવો. અને ભાઈ- ૬
ઓ, આપણા પરભુ ઈશુ ખરીસતને નામે અમે
તમને આગના કરીએછઈએ કે, જે હરેક ભાઈ આડો
ચાલેછે, ને અમારાથી પામેલા સંપરદાય પરમાણે
નહીં, તેથી તમે જુદા થાઓ. કેમકે અમને કઈ ૭
રીતે અનુસરવા જોઈએ એ તમે પોતે જાણોછો;
કેમકે અમે તમારામાં આડા ચાલયા નોહોતા;
અને કોઈ માણસનું અંન અમે અમથું ખાધું નો- ૮
હોતું; પણ કોઈ પર ભાર ન મુકીએ, માટે રાત
દાહાડો મેહેનત તથા કશટથી કામ કીધું; અમને ૯
અધીકાર નથી એમ નહીં, પણ તમે અમને અનુ-
સરો માટે અમે તમને નમુનારૂપ થઈએ. અને ૧૦
જારે અમે તમારી પાસે હતા તારે પણ આ આગ-
ના કીધી કે, જો કોઈ માણસ કામ ન કરે તો તે
ખાએ પણ નહીં. કેમકે અમે શાંભલીએ છઈએ ૧૧
કે, કેટલાએક તમારામાં આડાપણાથી ચાલે છે,
તેઓ કામ કરતા નથી પણ પરાઈ ચરચા કરેછે.
પણ એવાઓને આપણા પરભુ ઈશુ ખરીસતથી ૧૨
આગના કરીએછઈએ તથા બોધ કરીએછઈએ કે,

તેઓ શાંતી સહીત કામ કરીને પોતાનું અંન ખાએ.
૧૩ પણ ભાઈઓ, તમે સારૂં કરતાં થાકશો ના. ને જો
૧૪ કોઈ અમારી આ પતરમાંની વાત ન માને, તો તેને
ધારી રાખો, ને તે સરમાએ માટે તેની સાથે મલ-
૧૫ તા ન જાઓ; તો પણ તેને શતરૂના જેવો ન
૧૬ ગણો, પણ ભાઈના જેવો તેને બોધ કરો. અને
શાંતીનો પરભુ પોતે સદા સરવ પરકારે તમને
શાંતી આપો. પરભુ તમ સરવની સાથે થાઓ.
૧૭ હું પાઉલનું પોતાને હાથે એમ કુશલ, એ સરવ
૧૮ પતરમાં નીશાની છે; એમ હું લખું છું. આપણા
પરભુ ઈશુ ખરીસતની કીરપા તમ સરવ પર
થાઓ. આમેન.



# તીમોથીને પાઉલ પરેરીતનું
## પેહેલું પતર.



દેવ આપણા તારનારથી તથા પરભુ ઈશુ ખરી- ૧
સત આપણા આશાસપદથી, નીમેલો ઈશુ ખરીસ-
તનો પરેરીત પાઉલ, વીશવાસમાંના પોતાના દીકરા ૨
તીમોથીને લખે છે; દેવ આપણા બાપથી તથા
ખરીસત ઈશુ આપણા પરભુથી કીરપા, દયા, ને
શાંતી થાઓ.
માકેદોનીઆમાં જતાં મેં તારી વીનંતી કીધી કે, તું ૩
એફેસસમાં રહીને કેટલાએકને કેહે કે, તેઓ બીજો
ઉપદેશ ન કરે; અને કાહાણીઓ તથા અપાર વંશા- ૪
વલીઓ પર ચીત ન રાખે; એવી વાતો તો તકરાર
ઉપજાવે છે, પણ દેવનો જે કારભાર વીશવાસમાં
છે તેને અનુકુલ નથી. આગનાનો પરીણામ તો, ૫
શુધ રદયથી તથા શારા અંતસકરણથી તથા નીર-
મલ વીશવાસથી પરીતી છે. તેથી કેટલાએક ચુ- ૬
કીને અવરથા વાત બોલવાની ભણી ફરી ગયા
છે; તેઓ નીચમશાસતરના ઉપદેશક થવા ચાહેછે, ૭
પણ પોતે શું શું કેહેછે અથવા કઈ વાતોનું પરતી-
પાદન કરે છે તે તેઓ જાણતા નથી. પણ અમને ૮

માલમ છે કે નીયમશાસતર શારૂં છે, જો કોઈ તેનો
૮ વહીવટ જોગ રીતે કરે તો. કેમકે એ જાણીએ છઈ-
એ કે, નીયમશાસતર નચાયીને સારૂ નથી, પણ
અનીતીવંતો તથા સવછંદીઓને સારૂ, અભકત
તથા પાપીઓને સારૂ, અશુધ તથા અમંગલોને
૧૦ સારૂ, બાપ મારનારા તથા મા મારનારાઓને
સારૂ, મનુશઘાતકોને, વીભીચારીઓને, પુંમૈથુની-
ઓને, માણસને ચોરનારાઓને, જુઠાઓને, તથા
જુઠા શમ ખાનારાઓને સારૂ; અને શુધ ઉપદેશ-
ને જો કંઈ બીજું ઉલટું હોએ તો તેને સારૂ પણ
૧૧ છે; સતુતીવાન દેવના મહીમાની સુવારતા જે મને
૧૨ સોંપેલી છે તે પરમાણે. અને મને સામરથ આપ-
નાર આપણા પરભુ ખરીસત ઈશુનો ઉપકાર હું
માનુંછું, કેમકે તેણે મને વીશવાસુ ગણીને સેવામાં
૧૩ રાખયો; હું પેહેલાં દુરભાશણ કરનાર તથા સતાવ-
નાર તથા નીંદક હતો, તો પણ હું દયા પામયો,
કારણ કે મેં ન જાણીને અવીશવાસમાં તે કીધું.
૧૪ અને ખરીસત ઈશુ પરના વીશવાસ તથા પરેમ
સુધાં આપણા પરભુની કીરપા અતી ઘણી થઈ છે.
૧૫ એ વાત વીશવાસુ તથા સંપુરણ અંગીકાર કરવા-
ને જોગ છે કે, ખરીસત ઈશુ પાપીઓને તારવાને
૧૬ જગતમાં આવયો, તેઓમાં હું મુખય છું. તો પણ
હું તે સારૂ દયા પામયો કે, ઈશુ ખરીસત પરથમ

મારામાં પુરી સહનશીલતા દેખાડે, એવી કે અનંત
જીવનને સારૂ તે પર જેઓ વીશવાસ કરનારા
તેઓને હું નમુનો થાઉં. જે સનાતન કાલનો ૧૭
રાજા, અવીનાશી, અદરૂશય, તથા એકલો ગનાની
દેવ, તેને સદા સરવકાલ સુધી માન તથા મહીમા
થાઓ. આમેન.
ઓ તીમોથી દીકરા, તારા વીશે અગાઉ થએલા ૧૮
ભવીશવાદો પરમાણે, આ આગના હું તને આપું-
છું, કે તેઓથી તું શારી લડાઈ લડે; ને વીશવાસ ૧૯
તથા શારૂં અંતસકરણ રાખે, જેને કેટલાએક મુકી-
દઈને વીશવાસ વીશેનું વાહાણ ભાંગીનાંખયું છે.
તેઓમાંના હુમનાય તથા અલેકશાંદર છે; તેઓને ૨૦
મેં સેતાનને એ સારૂ સોંપયા છે કે, તેઓ દુરભાશ-
ણ ન કરવાનું શીખે.
હવે સહુથી પેહેલાં હું આ બોધ કરૂંછું કે, વીનં- ૨
તીઓ, પરારથનાઓ, અરજીઓ તથા ઉપકારસતુ-
તીઓ, સધલાં માણસોને સારૂ કરાએ. રાજાઓ- ૨
ને સારૂ તથા જેઓ અધીકારમાં છે તેઓ સરવને
સારૂ, એ માટે કે આપણે પુરી સુભકતીથી તથા
ગંભીરપણાથી, શાંતીમાં તથા આરામમાં જીવન
કાહાડીએ. કેમકે દેવ આપણા તારનારની આગલ એ ૩
શારૂં તથા લાએક છે. તે ઈછે છે કે સધલાં માણસ ૪
તારણ પામે, ને સતના ગનાનમાં આવે. કેમકે ૫

એક દેવ છે, અને દેવનો તથા માણસોનો એક
૬ મધયસથ એટલે માણસ ખરીસત ઈશુ છે. તેણે
સઘલાના છુટકાને સારૂ પોતાને આપયો કે તેની
૭ શાહેદી ઠીક વખતે અપાએ. એને સારૂ હું પરગટ
કરનાર તથા પરેરીત, અને વીશવાસમાં તથા સત-
માં વીદેશીઓનો શીખવનાર ઠરાવાયો છું; ખરીસ-
૮ તમાં હું સાચું બોલુંછું, જુઠું બોલતો નથી. એ
માટે મારી ઈછા છે કે, માણસો સરવ જગાઓમાં
રીશ તથા વીવાદ વીના શુધ હાથો ઉઠાવીને પરાર-
૯ થના કરે. તે પરમાણે અસતરીઓ પણ શોભતાં
વસતરથી લાજ તથા સુબુધી સુધાં પોતાને શો-
૧૦ ભાવે; ગુંથેલા બાલ, કે સુંનું, કે મોતી, કે મુલવાન
વસતરથી નહીં, પણ દેવની ભકતી કબુલ કરનારી
અસતરીને જે શોભેછે તેથી એટલે શારાં કામથી.
૧૧ અસતરીએ પુરા આધીનપણાથી છાની રહીને શી-
૧૨ ખવું. પણ ઉપદેશ કરવાની, કે પુરૂશપર અધીકાર
ચલાવવાની હું અસતરીને રજા આપતો નથી,
૧૩ તેણે છાનાપણામાં રેહેવું. કેમકે આદમ પેહેલાં
૧૪ ઉતપન થયો, પછી હવા. અને આદમ છેતરાયો
૧૫ નહીં, પણ અસતરી છેતરાઇને ઉલંઘનમાં પડી. તો
પણ જો તેઓ સુબુધી સુધાં વીશવાસ તથા પરેમ
તથા પવીતરાઈમાં રેહે, તો તે જણવાથી તરશે.

૩ આ વીશવાસુ બાત છે કે, જો કોઈ અધયક્ષ-

નું કામ ચાહેછે, તો તે શારા કામની ઈછા કરેછે.
અધયકશ નીરદોશ, એક અસતરીનો વર, સાવધા- ૨
ન, બુધીવાન, મરયાદાશીલ, આતીથય કરનાર,
ઉપદેશ કરી શકે એવો, મદયપી નહીં, મારનાર નહીં, ૩
દરવીઅલોભી નહીં, પણ સહનશીલ, કજીઆ કર-
નાર નહીં, નીરલોભ, પોતાના ઘરનાને શારી રીતે ૪
ચલાવનાર, પોતાનાં છોકરાંને સરવ ગંભીરપણાથી
આધીન રાખનાર, એવો હોવો જોઈએ. કેમકે જો ૫
કોઈ પોતાના ઘરનાને ચલાવી જાણતો નથી, તો
તે દેવની મંડલીની સંભાલના કઈ રીતે કરશે? નવો ૬
શીશ નહીં, રખે તે ફુલીને સેતાનના દંડમાં પડે.
એવું પણ જોઈએ કે, બાહારનાઓથી તે વીશે ૭
શારી સાહેદી હોએ, એ સારૂ કે તે અપમાનમાં તથા
સેતાનના ફાંદામાં ન પડે. એ પરમાણે સહાયકા- ૮
રીઓ પણ, ગંભીર, બેવચની નહીં, ઘણા મદયપી
નહીં, દરવીઅલોભી નહીં, વીશવાસનો મરમ શુધ ૯
અંતસકરણથી રાખનાર એવા હોવા જોઈએ. તેઓ ૧૦
પેહેલાં પરખાએલા થાએ, પછી જો નીરદોશ હોએ
તો સહાયકારીનું કામ કરે. એ પરમાણે તેઓની ૧૧
અસતરી ગંભીર, નીંદાખોર નહીં, સાવધાન, સર-
વ વાતમાં વીશવાસુ એવી હોવી જોઈએ. હરેક ૧૨
સહાયકારી એક અસતરીનો વર, પોતાનાં છોકરાં
તથા ઘરનાને શારી રીતે ચલાવનાર એવો જોઈએ.

૧૩ કેમકે જેઓએ સહાયકારીનું કામ શારી રીતે કીધું,
તેઓ પોતાને સારૂ શારી પદવી તથા ખરીસત ઈશુ
૧૪ પરના વીશવાસમાં મોહોટી હીમત મેળવેછે. હું
તારી પાસે વેહેલો આવવાની આશા રાખીને
૧૫ તને એ વાતો લખુંછું; એ સારૂ કે જો મને વાર
લાગે, તો તારે દેવના ઘરમાં કહી રીતે વરતવું, એ
તને જણાએ; એ ઘર જીવતા દેવની મંડલી, સતનો
૧૬ થંભ તથા આધાર છે. અને સુભકતીનો મરમ
ખચીત મોહોટો છે, દેવ દેહમાં પરગટ થયો, આત-
મામાં નયાયી ઠરાવાયો, દુતોના દીઠામાં આવયો,
વીદેશીઓમાં તેની વાત પરગટ થઈ, જગતમાં તે
પર વીશવાસ થયો, મહીમામાં તે ઉપર લેવાયો.

૪ આતમા સાફ કેહેછે કે, પાછલા કાલોમાં કેટલા-
એક વીશવાસથી ફરીજશે, તેઓ ભુલાવનાર આત-
માઓ પર, તથા ભુતોના ઉપદેશ પર લકશ રાખશે;
૨ જેઓ ઢોંગથી જુઠી વાત બોલશે, જેઓનું અંતસ-
૩ કરણ ડામેલું, જેઓ પરણવાને મના કરશે, ને જે
ખોરાક વીશવાસીઓને તથા સત જાણનારાઓને
ઉપકારસતુતી કરીને લેવા સારૂ દેવે ઉતપન કીધા,
૪ તેઓથી દુર રેહેવાનું કેહેશે. કેમકે દેવનું સરવ ઉતપન
કરેલું શારૂં છે, કંઈ નાંખીદેવા સારૂ નથી, પણ ઉપકાર-
૫ સતુંતીની સાથે લેવાસારૂ છે; કેમકે દેવની વાતથી
૬ તથા પરારથનાથી તે શુધ કરાએછે. એ વાતો ભાઈ-

ઓને જાણાવીને, તું જે વીશવાસની તથા શારા ઉપ-
દેશની વાતો પરમાણે ચાલેછ, તેથી પાલેલો ઈશુ
ખરીસતનો શારો સેવક થઈશ. પણ અધરમી તથા ૭
વીઅરથ કાહાણીઓને ટાલ, ને સુભકતીને સારૂ
પોતાની કસરત કર. કેમકે શરીરની કસરત થોડીજ ૮
ઉપયોગી છે, પણ સુભકતી સઘલાંને સારૂ ઉપયો-
ગી છે, તેને અમણાનું તથા આવતા કાલનું પણ
વચન છે. આ વાત વીશવાસું તથા પુરી માનવા ૯
જોગ છે. કેમકે આપણે એ સારૂ મેહેનત કરીએ- ૧૦
છઈએ, તથા નીંદા પામીએછઈએ, કેમકે સરવ માણ-
સોનો ને વીશેશે કરીને વીશવાસીઓનો જે તાર-
નાર છે, તે જીવતા દેવ પર આપણે આશા રાખેલી
છે. આ વાતો ફરમાવ તથા શીખાવ. કોઈ પણ ૧૧ ૧૨
તારા જુવાનપણાને ધીકારે નહીં; પણ વાતમાં,
ચાલમાં, પરીતીમાં, આતમામાં, વીશવાસમાં, પ-
વીતરાઈમાં વીશવાસીઓનો નમુનો થા. હું આવું ૧૩
તાંહાં સુધી વાંચવામાં, બોધ કરવામાં, ઉપદેશ કર-
વામાં તતપર રેહે. જે કીરપાદાન તારામાં છે, જે ૧૪
ભવીશવાદને આશરે વડીલ સભાના હાથો મુકવા-
થી, તને અપાએલું, તે વીશે તમે નીશચીંત ન
થાઓ. એ વાતોની ચીંતા રાખ, એઓમાં તતપર ૧૫
રેહે, કે તારૂં પરવીણપણું સઘલામાં પરગટ થાએ.
પોતા વીશે તથા ઉપદેશ વીશે સાવધાન થા. આ ૧૬

વાતોમાં ટકી રેહે, કેમકે આ કીધાથી તું પોતાને તથા
તારા શાંભળનારાઓને પણ તારીશ.
૫ ઘરડાને ન ધમકાવ, પણ જેમ બાપને તેમ
તેને બોધ કર; ને જેમ ભાઈઓને તેમ જુવાનોને;
૨ ને જેમ માઓને તેમ ઘરડીઓને; ને જેમ બેહેનો-
૩ ને તેમ પુરી પવીતરાઈથી જુવાન બાયડીઓને. જે
૪ વીધવા ખરેખરી વીધવા તેઓને માન આપ. પણ
જો કોઈ વીધવાને છોકરાં કે છોકરાંનાં છોકરાં હોએ,
તો તેઓ પેહેલાં પોતાના ઘરમાં સુભકતી કરવાને
તથા પોતાનાં માબાપોને પરતીદાન આપવાને
શીખે, કેમકે દેવની આગલ આ શારૂં તથા પસંદ
૫ છે. જે ખરેખરી વીધવા તથા એકલી થએલી, તેણે
દેવ પર આશા રાખી છે, ને રાત દાહાડો તે વીનંતી
૬ તથા પરારથના કરવામાં રેહેછે. પણ જે વીલાશી
૭ તે જીવતીજ મુએલી છે. આ વાતો આધરહથી કેહે કે
૮ તેઓ નીરદોશ થાએ. જે કોઈ પોતાની ને વીશેશે
કરીને પોતાના ઘરનાની ખબર રાખતો નથી, તો
તેણે વીશવાસ નકારયો છે તથા તે અવીશવાસી
૯ કરતાં ભુંડો છે. સાઠ વરશની અંદરની નહીં એવી
જે વીધવા, એક વરની વહુ, તે ગણતરીમાં લેવાએ;
૧૦ શારાં કામ વીશે વખાણાએલી, જો તેણીએ છોકરાનું
પરતીપાલન કીધું, જો પરોણાની ચાકરી કીધી, જો
પવીતરોના પગ ધોયા, જો દુખીઓની સહાયતા

કીધી, જો તે હરેક શારા કામની પાછલ લાગી હોએ.
પણ જુવાન વીધવાઓને ગણતરીમાં લેવી નહીં, ૧૧
કેમકે જારે તેઓ ખરીસતની ઉલટી ઉનમત થશે તારે
પરણવા ચાહાશે. તેઓને દંડાગના છે, કેમકે તેઓ- ૧૨
એ પેહેલા વીશવાસને છોડી દીધો છે. અને તે ઉ- ૧૩
પરાંત ઘેરઘેર ફરતાં તેઓ આલશુ થવા શીખેછે,
અને કેવલ આલશુ નહીં, પણ જે ઘટતી નથી તે
બોલીને ગપી તથા પરાઈ ચરચા કરનારી થાએછે.
માટે હું ઈછુંછું કે જુવાન વીધવા પરણે, બાલકો ૧૪
જણે, ઘર ચલાવે, અટકાવનારને નીંદા કરવાનું
નીમીત ન આપે. કેમકે કેટલીએક અમણા સેતાન- ૧૫
ની પાછલ ફરીગઈ છે. ને જો કોઈ વીશવાસી કે વી- ૧૬
શવાશેણની પાસે વીધવાઓ હોએ, તો તે તેઓનું
પુરૂ પાડે, અને મંડલી ઉપર ભાર ન નાંખે, એ
સારૂ કે તેથી ખરી વીધવાઓનું પુરૂ પડે.

જે વડીલો શારી રીતે અધીકાર કરેછે, ને વીશેશે ૧૭
કરીને જેઓ વાત તથા ઉપદેશ વીશે મેહેનત કરેછે;
તેઓને બમણા માન જોગ ગણવા. કેમકે શાસતર ૧૮
કેહેછે કે મલાણી કરનાર બલદના મોહો પર જાલી
ન બાંધ, અને, કામ કરનાર પોતાની મજુરીને
જોગ છે. બે કે તરણ સાહેદ વગર વડીલ પરનું ૧૯
તોહોમત ન શાંભલો. પાપ કરનારાઓને સઘલાં- ૨૦
ની આગલ ધમકાવ, એ સારૂ કે બીજાને પણ

૨૧ બીહીક લાગે. દેવ તથા પરભુ ઈશુ ખરીસત, તથા
પસંદ કીધેલા દુતો આગલ હું તને આગના કરૂંછું
કે, સવમત પરમાણે કંઈ ન કરતાં પકશપાત વીના
૨૨ આ વાતો પાલ. એકાએક કોઈ પર હાથ ન મુક,
અને બીજાઓનાં પાપમાં ભાગીઓ ન થા, પોતા-
૨૩ ને શુધ રાખ. હવેથી પાણીજ ન પી, પણ તારા
કોઠાને લીધે તથા તારી વારંવારની નબલાઈને
૨૪ લીધે, થોડો દરાખરસ પી. કેટલાએક માણસનાં
પાપ બહુ પરગટ છતાં નયાયમાં આગલ જાએછે,
૨૫ અને કેટલાએકનાં પાછલ જાએછે. અને તે પર-
માણે કેટલાએકનાં શારાં કામ પણ પરગટ છે, ને
જેઓ જુદી રીતના તેઓ છાના રહી શકતા નથી.

૬ જેટલા દાસ ઝુસરી તલે છે તેટલાએ પોતાના
ધણીઓને પુરા માન જોગ ગણવા, એ સારૂ કે દેવ-
૨ ના નામની તથા ઉપદેશની નીંદા ન થાએ. અને
જેઓને વીશવાસી ધણીઓ છે તેઓએ, એ ભાઈ
છે, માટે તેમને ન વખોડવા, પણ જેઓ ઉપકાર
પામે છે તેઓ વીશવાસી તથા પરીય છે, માટે તે-
મની બીશેશ ચાકરી કરવી; એ વાતો શીખવ ને
૩ બોધ કર. જો કોઈ બીજો ઉપદેશ કરે, અને આપ-
ણા પરભુ ઈશુ ખરીસતની જે ખરી વાત, તથા
૪ ભકતી પરમાણે જે ઉપદેશ તેને માનતો નથી, તો
તે ગરવથી ફુલેલો છે, ને કંઈ જાણતો નથી, પણ

વાદો તથા ખાલી તકરાર વીશે મોહીત છે, કે જેઓ-
થી અદેખાઈ, વડવાડ, દુરભાશણો, ભુંડી કલપના-
ઓ, તથા જે માણસ મન વીશે ભરશટ થએલા, ૫
સત વગરના, લાભનેજ સુભકતી જાણનારા છે
તેઓમાં કજીઆ થાએછે; એવાથી તું દુર થા. પણ ૬
સુભકતી સંતોશ સહીત મોહોટો લાભ છે; કેમકે ૭
આપણે આ જગતમાં કંઈ લાવયા નથી, અને સાફ
છે કે તેમાંથી કંઈ લઈજવાતું નથી. માટે અંન વસ- ૮
તર છતાં તેઓથી આપણે સંતોશી થવું. પણ જે ૯
દરવીઅવાન થવા ચાહેછે, તેઓ પરીકશણમાં તથા
ફાંદામાં તથા ઘણી મુરખ તથા નાશકારક ઈછાઓ-
માં પડેછે, જેઓ માણસોને નાશમાં તથા હાનીમાં
ડુબાડેછે. કેમકે દરવીઅનો લોભ સઘલી ભુંડાઈની ૧૦
જડ છે, તેની લાલચ કરીને કેટલાએક વીશવાસથી
ભટકી ગયા છે, અને ઘણાં દુખોથી તેઓએ પોતા-
ને વીંધયા છે. પણ ઓ દેવના માણસ, તેઓથી તું ૧૧
નાહાશ; અને નયાયીપણા, સુભકતી, વીશવાસ,
પરેમ, ધીરજ, તથા લીનતાની પાછલ ચાલ. વી- ૧૨
શવાસની શારી લડાઈ લડ, અનંતજીવન ધર, જેને
સારૂ તું તેડાએલો છે; અને તેં ઘણા સાહેદોની
આગલ શારો એકરાર કીધો. દેવ જે સઘલાને જી- ૧૩
વતા કરેછે તેની આગલ, તથા ઈશુ ખરીસત જેણે
પોંતીઅસ પીલાતની પાસે શારો એકરાર કીધો,

૧૪ તેની આગલ હું તને હુકંઠથી કહુંછું કે, આ આગના
ડાઘરહીત તથાં નીરદોશ એવી આપણા પરભુ ઈશુ
૧૫ ખરીસતના પરગટ થવા સુધી તું પાલ; તે પર-
ગટ થવું તે પોતાના સમઓમાં દેખાડશે, જે ધનય
તથા એકલો સવામી, જે રાજાઓનો રાજા તથા
૧૬ પરભુઓનો પરભુ, જેને માતર અમરપણું, જે
અગમય અજવાલામાં રેહેછે, જેને માણસોમાંના
કોઈએ જોયો નથી, અને જોઈ શકતો નથી,—તેને
માન તથા સદાકાલનું પરાકરમ થાઓ. આમેન.
૧૭ આ કાલના દરવીઅવાનોને હુકંઠથી કેહે કે, તેઓ
અહંકાર ન કરે, અને અસથીર દરવીઅ પર નહીં,
પણ જે જીવતો દેવ આપણને ઉપભોગને સારૂ
દરવીઅરૂપ સરવ આપેછે તે પર આશા રાખે;
૧૮ તેઓ સારૂં કરે, ઉતમ કામો વીશે દરવીઅવાન થાએ,
૧૯ ઉદાર અને પરોપકારી થાએ; આવતા કાલને સારૂ
શારા પાયાની પુંજી કરે, એ સારૂ કે તેઓ અનંત-
જીવન પામે.
૨૦ ઓ તીમોથી જે તને સોંપેલું તે સંભાલ, અને
અધરમી અમથી વાતોથી તથા ખોટા ગનાનની
૨૧ વીરૂધ વાતોથી દુર થા; જેને કેટલાએક માનીને
વીશવાસ વીશે ભુલયા. તારા પર કીરપા થાઓ.
આમેન.



# તીમોથીને પાઉલ પરેરીતનું

## બીજું પતર.



ખરીસત ઈશુમાંના જીવનના વચન પરમાણે 1
દેવની ઈછાથી ઈશુ ખરીસતનો પરેરીત પાઉલ,
વાહાલા દીકરા તીમોથીને લખેછે. દેવ બાપથી 2
તથા ખરીસત ઈશુ આપણા પરભુથી કીરપા, દયા,
શાંતી તને થાઓ. જે દેવને હું મારા બાપ દાદા- 3
ઓથી શુધ ભાવે ભજુંછું, તેની ઉપકારસતુતી કરૂં-
છું કે, રાત દાહાડો મારી પરારથનામાં હું તારૂં સમ-
રણ જાથુ રાખુંછું. તારાં આંશુ સંભારીને હું તને 4
જોવાને ઘણો ચાહુંછું કે આનંદથી ભરપુર થાઉં;
કેમકે તારામાં જે નીશકપટ વીશવાસ, જે તારી વ- 5
ડીઆઈ લુઈસ, ને તારી મા યુનીકેમાં રહયો, અને
મને ભરોસો છે કે તારામાં પણ છે, તે હું સંભારૂંછું.
માટે હું તને સંભરાવુંછું કે, જે કીરપાદાન મારા હાથ 6
મુકવાથી તને મલયું તેને તારે જગાડવું; કેમકે દેવે 7
આપણને બીહીકનો આતમા નહીં, પણ સામરથ-
નો તથા પરેમનો તથા સાવધ બુધીનો આપયો
છે. માટે આપણા દેવની સાહેદી વીશે, અને હું 8
તેના બંદીવાન વીશે તું ન સરમા, પણ સુવારતા-

ને લીધે દેવના સામરથ પરમાણે મારી સાથે દુખ
૯ ભાગવ; તેણે આપણને તારયા તથા પવીતર
તેડાથી આપણને તેડયા, આપણાં કામ પરમાણે
નહીં, પણ તેનાજ ઈશાદા તથા કીરપા પરમાણે;
તે કીરપા જગત થયા પેહેલાં ખરીસત ઈશુમાં
૧૦ આપણને આપેલી હતી; પણ આપણા તારનાર
ઈશુ ખરીસતના પરગટ થયાથી અમણા પરસીધ
થઈ છે; તેણે મરણને નીરરથક કીધું, અને સુવાર-
તાથી જીવન તથા અમરપણું પરકાશીત કીધું છે;
૧૧ તે વીશે હું પરગટ કરનાર તથા પરેરીત તથા વીદેશી-
૧૨ ઓનો શીખાવનાર ઠરાવાયો છું. તે કારણ માટે હું
એ દુખો સહુંછું, તો પણ હું શરમાતો નથી, કેમકે
જે પર મેં વીશવાસ કીધો તેને હું જાણુંછું, ને મને
ભરોસો છે કે, તેની પાસે મારૂં મુકેલું તે દાહાડા
૧૩ સુધી તે રાખી શકેછે. જે શુધ વાત ખરીસત ઈશુ
પરના વીશવાસ તથા પરેમથી તેં મારી પાસેથી ન-
૧૪ મુનારૂપ શાંભલી તે રાખ. આપણામાં રેહેનાર પ-
વીતર આતમાથી તે શારી અમાનત સંભાલી રાખ.
૧૫ તને માલમ છે કે, આશીઆમાંના સઘલા મારા-
થી ફરી ગયા, તેઓમાં ફુગેલસ તથા હેરમોગેનસ
૧૬ છે. પરભુ ઓનેસીફરસના ઘર પર દયા કરો, કેમકે
તેણે વારે વારે મને તાજો કીધો, ને મારા બંધન
૧૭ વીશે શરમાયો નોહોતો; પણ તે રૂમમાં હતો

તારે ઘણી મેહેનતથી તેણે મને શોધી કાહાડયો,
ને મલયો. પરભુ તેને એવું આપો કે, તે દાહાડે ૧૮
પરભુ પાસેથી તે દયા પામે; અને એફેસસમાં
તેણે કેટલી સેવા કીધી, એ તું શારી પઠે જાણેછ.

માટે મારા દીકરા, ખરીસત ઈશુમાં જે કીરપા, ૨
તેમાં તું સમરથ થા. અને જે વાતો ઘણા સાહેદો- ૨
ની આગલ તેં મારી પાસેથી શાંભલી તે, જે વીશ-
વાસુ માણસો બીજાઓને પણ શીખાવવા જોગ
થશે તેઓને સોંપી દે. માટે ઈશુ ખરીસતના શારા ૩
સૈનીકના જેવો તું દુખ સેહે. કોઈ લડનાર સંસારી ૪
કામકાજમાં ગુંથાતો નથી, એ માટે કે તે સેના-
પતીને સંતુશટ કરે. ને જો કોઈ પણ મલજુધ કરે, ૫
તો નીયમ પરમાણે મલજુધ કીધા વગર તે મુગુટ
પામતો નથી. મેહેનત કરનાર ખેડુતને પેહેલાં ફલ ૬
મલવાં જોઈએ. હું જે કહુંછું તેનો વીચાર કર; ૭
કેમકે સરવ વીશે પરભુ તને સમજાણ આપશે.
યાદ રાખ કે ઈશુ ખરીસત જે દાઉદના સંતાનનો ૮
છે, તે મારી સુવારતા પરમાણે મુએલામાંથી ઉઠ-
ડાયો છે. તેને સારૂ હું ભુંડું કરનારના જેવો બંધન ૯
સુધી દુખ વેઠુંછું; પણ દેવની વાત બંધ થઈ નથી.
તે માટે હું પસંદ કરેલાઓને સારૂ સઘલાં સહુંછું, કે ૧૦
ખરીસત ઈશુમાં જે તારણ તે અનંત મહીમાની
સાથે તેઓ પામે. આ વીશવાસુ વાત છે—કેમકે જો ૧૧

૧૨ આપણે તેની સાથે મુઆ, તો સાથે જીવીશું; જો
સહીએ તો સાથે રાજ પણ કરીશું; જો તેને નકા-
૧૩ રીએ તો તે આપણને પણ નકારશે. જો આપણે
અવીશવાસી હોઈએ તોપણ તે વીશવાસુ રેહેછે, તે
પોતાને નકારી શકતો નથી.
૧૪ તું આ વાતો વીશે સંભારાવતાં પરભુ આગલ આ
હુકમ કર કે, શબદવાદ જે કશામાં ગુણકારી નથી,
પણ શાંભલનારાના બગાડને માટે છે, તે કોઈ ન
૧૫ કરે. લજાના કારણરહીત કામ કરનાર, સતની વાત
બરાબર વેંહેંચનાર, દેવ આગલ પસંદ થએલો,
૧૬ એવો થવાને મેહેનત કર. પણ અધરમી તથા અ-
મથી વાતોથી અલગ રેહે, કેમકે તેઓ અભકતી
૧૭ ઘણી વધારશે. અને તેઓની વાત ધારાની પઠે
ખાતી જશે, તેઓમાંના હુમનાય તથા ફીલેત છે.
૧૮ તેઓ સત વીશે ભુલી જઇને કેહેછે કે, પુનરૂતથાન
થઈગયું છે, અને કેટલાએકનો વીશવાસ ઉલટાવી
૧૯ નાંખેછે. પણ દેવે કીધેલો પાયો સથીર રેહેછે, તેને આ
મોહોર છે કે, પરભુ પોતાના જે છે તેઓને જાણેછે,
અને, જે કોઈ ખરીસતનું નામ લેછે તેણે ભુંડાઈથી
૨૦ દુર થવું. પણ મોહોટા ઘરમાં કેવલ સુંના તથા
રૂપાનાં નહીં, પણ લાકડાનાં તથા માટીનાં પાતરો
પણ છે, ને કોઈ માનને સારૂ અને કોઈ અપમાન-
૨૧ ને સારૂ. એ માટે જો કોઈએ તેઓથી પોતાને શુધ

કીધો, તો માનને સારૂ પવીતર કરેલું, સવામીને ઉ-
પયોગી, તથા સરવ શારા કામને સારૂ સીધ કરેલું
તે પાતર થશે. વલી જુવાનીના વીશયોથી નાહા- ૨૨
શ, પણ શુધ રદયથી પરભુનું નામ લેનારાઓની
સાથે નયાયીપણું, વીશવાસ, પરેમ, શાંતીની પા-
છલ લાગ. મુરખ તથા અગનાન વાદોને ટાલ; ૨૩
એ જાણીને કે તેઓ વડવાડ ઉપજાવેછે. પણ ૨૪
પરભુના દાસે લડાઈ કરવી નહીં, પણ સધલાની
સાથે નમર, ઉપદેશ કરવાને તયાર, સહનશીલ, અ- ૨૫
ટકાવનારાઓને નમરતાથી શીખાવનાર થવું જોઈ-
એ, કે કદાસ સત જાણવા સારૂ દેવ તેઓને પસ-
તાવો [કરવાનું મન] આપે; ને સેતાનથી તેની ૨૬
ઈછા પરમાણે જે જીવતા પકડાયા તેઓ તેના ફાં-
દામાંથી જાગરૂત થઈને છુટે.

અને આ જાણ કે છેલા દાહાડાઓમાં સંકટના ૩
વખતો આવશે. કેમકે માણસો સવારથી, દરવીઅ- ૨
લોભી, આપવખાણીઆ, ગરવીશટ, નીંદક, મા-
બાપને ન માનનારા, અનુપકારી, અશુધ, અપરે- ૩
મી, કરૂર, ચાડીઆ, સવદમન ન કરનારા, નીરદય,
સુજનદવેશી, વીશવાસધાતી, અસથીર, ગરવથી ફુ- ૪
લેલા, દેવ પર નહીં પણ વીલાસ ઉપર પરીતી
રાખનારા, સુભકતીનું રૂપ દેખાડીને તેના પરાકર- ૫
મના નકાર કરનારા એવા થશે; તેઓથી તું ફરીજા.

૬ કેમકે એઓમાંના એવા છે કે જેઓ ઘરમાં પેસીને
જે અણસમજી અસતરીઓ, પાપથી લાદેલી, ઘણા
૭ પરકારની ઈછાથી ચલાવાએલી, હમેશાં શીખતી
છતાં પણ સતનું ગનાન પામી શકતી નથી, તેઓ-
૮ ને વશ કરી લેછે. ને જેમ જાનસે તથા જામબરસે
મુસાને અટકાવયો, તેમ એ પણ સતને અટકાવે-
છે; એઓ મનમાં બગડેલા, વીશવાસ સંબંધી
૯ પતીત માણસ છે. પણ એઓ બહુ આગલ ચાલ-
વાના નથી; કેમકે જેમ તેઓનું મુરખપણું પરગટ
થયું, તેમ એઓનું પણ સઘલાની આગલ પરગટ
૧૦ થશે. પણ મારો ઉપદેશ, આચરણ, ઠરાવ, વીશ-
વાસ, સહનશીલપણું, પરેમ, ધીરજ, સતાવણી,
૧૧ અને જે દુખો અંતયોખમાં, ઈકોનીમાં, લુસતરામાં
મને થયાં; અને કેટલી સતાવણી મેં વેઠી એ તમે
સારી પઠે જાણોછો; પણ આ સઘલાં દુખોમાંથી
૧૨ પરભુએ મને છોડાવયો. અને જેઓ ખરીસત
ઈશુમાં સુભકતીથી ચાલવા ઈછેછે, તેઓ સઘલા
૧૩ સતાવણી પામશે. પણ ભુંડા માણસ તથા ધુતા-
રાઓ ભુલવીને, તથા ભુલીને ભુંડાઈમાં વધતા
૧૪ જાએછે. પણ તું જે વાતો શીખયો ને જે પર તેં
વીશવાસ કીધો તેઓમાં રેહે; કેમકે કોણથી શીખ-
૧૫ યો એ તને માલમ છે; અને એ પણ કે બાલપ-
ણાથી પવીતરશાસતર તું જાણેછે, તે ઈશુ ખરીસત

પરના વીશવાસથી તારણને સારૂ ગનાન આપી
શકે છે. સંપુરણ સતશાસતર દેવની પરેરણાથી ૧૬
અપાએલું છે, અને ઉપદેશ, નીશેધ, સુધારા, ન-
યાયીપણાના બોધને સારૂ ઉપયોગી છે; એ માટે ૧૭
કે દેવનું માણસ સંપુરણ તથા સરવ શારાં કામને
સારૂ તયાર થાએ.

માટે દેવની આગલ, તથા પરભુ ઈશુ ખરીસત ૪
જે જીવંતા તથા મુએલાઓનો નયાય કરવાનો છે
તેની આગલ, તથા તેના પરગટ થવાના તથા રા-
જના (વીચારથી) હું તને હઠેઠથી કહુંછું કે, તું વાત ૨
પરગટ કર, સુકાલમાં અકાલમાં તતપર રેહે, સરવ
સહનશીલપણાથી તથા ઉપદેશથી ઠપકો દે, ધમકાવ
તથા બોધ કર. કેમકે એવો વખત આવશે કે ૩
જેમાં તેઓ શુધ ઉપદેશને નહીં ખમશે; પણ
ખજવાલીઆ કાન રાખીને પોતાની ઈછાઓ પર-
માણે પોતાને સારૂ ઉપદેશકો એકઠા કરશે. અને ૪
તેઓ સત પાસેથી કાન ફેરવશે, અને કાહાણીઓ
ભણી ફરશે. તું સરવમાં સાવધાન થા, દુખ સેહે, ૫
સુવારતીકનું કામ કર, તારી સેવા પુરણ કર. કેમકે ૬
હું અરપણ કરાઉંછું, ને મારો નીકલવાનો વખત
પાસે આવયો છે. મેં શારૂં કશટ કીધું છે, દોડવું પુરૂં ૭
કીધું છે, વીશવાસ રાખયો છે. ને હવે મારે સારૂ ૮
નયાયીપણાનો મુગટ મુકેલો છે, તે તે દાહાડે

ઈનસાફી નયાયાધીશ પરભુ મને આપશે; ને
કેવલ મને નહીં પણ જે સધલા તેનું પરગટ થવું
ઇછછે તેઓને પણ આપશે.
૯ મારી પાસે વેહેલો આવવાનું તું જતન કર.
૧૦ કેમકે દેમાસ આ જગત પર પરેમ કરીને મને મુકી
ગયો, અને થેસાલોનીકીમાં ગયો છે; કરેસકેનસ
૧૧ ગલાતયામાં, તીતસ દલમાતયામાં ગયો. એકલો
લુક મારી સાથે છે. મારકને તારી સાથે લઈ આવ,
૧૨ કેમકે સેવાને સારૂ તે મને ઉપયોગી છે. તીખીક-
૧૩ ને મેં એફેસસમાં મોકલયો. જે જામો મેં તરો-
આસમાં કારપા પાસે મુકયો તે, અને પુસતકો,
પણ વીશેશે કરીને ચરમપતરો આવતી વેલા સાથે
૧૪ લઈ આવ. આલેકશાંદર કંસારાએ મારી સાથે ઘણું
દુશટપણું કીધું, પરભુ તેનાં કામ પરમાણે તેને
૧૫ બદલો આપે; તે વીશે તું પણ સંભાલ, કેમકે તેણે
૧૬ અમારી વાતોને બહુ અટકાવી. મારા પેહેલા પર-
તીઉતરની વખતે મારી પાસે કોઈ પણ રહયું નહીં,
પણ સધલા મને મુકી ગયા; એ તેઓના લેખામાં
૧૭ ન ગણાએ. તો પણ પરભુ મારી સાથે રહયો
અને તેણે મને બલ આપયું, એ સારૂ કે મારાથી
વાત પુરી રીતે પરગટ થાએ, અને સધલા વીદેશી-
ઓ શાંભલે; અને હું સીંહના મોહોડામાંથી છો-
૧૮ ડાવાયો. અને પરભુ સરવ ભુંડાં કામથી મને

છોડાવશે, અને પોતાના આકાશી રાજને સારૂ મને
બચાવી રાખશે; તેને સરવકાલ સુધી મહીમા
થાઓ. આમેન.
પરીસકા તથા અકુલા તથા અનેસીફરસના ઘર- ૧૯
નાને ખેમ કુશલ કેહે. એરાસતસ કરીંથમાં રહયો; ૨૦
અને તરોફીમસને મેં મીલેતસમાં માંદા મુકયો.
શીઆલા પેહેલાં આવવાને જતન કર. યુબુલસ, ૨૧
તથા પુદેનશ, તથા લીનસ, તથા કલાદીઆ, તથા
સરવ ભાઈઓ તને ખેમ કુશલ કેહેછે. પરભુ ઈશુ ૨૨
ખરીસત તારા આતમાની સાથે થાઓ. કીરપા
તારા પર થાઓ. આમેન.



# તીતસને પાઉલ પરેરીતનું પતર.



૧ પાઉલ દેવનો દાસ, તથા દેવના પસંદ કરેલાના
વીશવાસને વાસતે અને અનંત જીવનની આશા-
એ જે સુભકતી છે તે પરમાણે સતના પુરા ગના-
નને વાસતે ઈશુ ખરીસતનો પરેરીત, સાધારણ
૨ વીશવાસમાં ખરા પુતર તીતસને [લખેછે]. જાુઠું ન
બોલનાર દેવે આ (અનંત જીવન)નું વચન અના-
૩ દી કાલથી આપચું, અને તેના જોગ સમયોમાં
પોતાની વાત જણાવી, જેનું પરગટ કરવું આપણા
તારનાર દેવની આગના પરમાણે મને સોંપેલું છે.
૪ દેવ બાપથી તથા આપણા તારનાર પરભુ ઈશુ
ખરીસતથી, તને કીરપા, દયા, તથા શાંતી થાઓ.
૫ મેં એ કારણ માટે તને કરેતેમાં મુકયો, કે જે
અધુરાં છે તે તું યથાસથીત કરે, અને જેમ મેં તને
હુકમ કીધો, તેમ નગર નગરમાં તું વડીલો ઠરાવે.
૬ જો કોઈ નીરદોશ હોએ, એક વહુનો વર, જેના
છોકરાં વીશવાસુ, ઉડાઉપણાના તોહોમતમાં નથી,
૭ અથવા આડા નથી, [તો તેને ઠરાવો.] કેમકે અ-
ધયકશે દેવના કારભારીના જેવો નીરદોશ થવું

જોઈએ; સવછંદી, કે કરોધી, કે મદયપી, કે મારનાર,
કે લોભીશટ નહીં. પણ પરોણા રાખનાર, શારાંનો ૮
પરેમી, બુધીવાન, નયાયી, શુધ, તથા સવદમન
કરનાર, ઉપદેશ પરમાણે વીશવાસુ વાતને દરઢ- ૯
તાથી રાખનાર એવો જોઈએ, એ સારૂ કે ખરા
ઉપદેશથી બોધ કરવાને, તથા અટકાવનારાઓને
મનાવવાને તે શકતીવાન હોએ. કેમકે આડા અ- ૧૦
મથા બોલનારા તથા ઠગનારા ઘણા છે, વીશેશે
કરીને તેઓ સુંનતમાંના છે. તેઓનાં મોહો બંધ ૧૧
કરવાં જોઈએ; તેઓ જે ઘટતું નથી તે લજામણા
લાભને સારૂ શીખવીને આખાં બરનાંને ઉલટાવી
નાંખેછે. તેઓમાંના એકે એટલે તેઓના એક ૧૨
કવીએ કહયું કે, કરેતીઓ સદા જુઠા, ભુંડા પશુ,
આલશુ પેટભરૂઓ છે. આ શાહેદી ખરી છે, તે ૧૩
કારણ માટે તેઓને કઠણ રીતે ધમકાવ, કે તેઓ ૧૪
યહુદીઓની કાહાણીઓ પર, તથા સતથી ફરનાર
માણસના હુકમ પર ચીત ન રાખીને વીશવાસમાં
ખરા થાએ. શુધોને સઘલાં શુધ છે; પણ ભરશટ ૧૫
તથા અવીશવાસીઓને કંઈ શુધ નથી, પણ તેઓ-
નાં મન તથા અંતસકરણ ભરશટ થએલાં છે. અમે ૧૬
દેવને જાણીએછઈએ એવું તેઓ કબુલ કરેછે, પણ
કરણીઓથી તેને નકારેછે; તેઓ અમંગલ, આગ-
નાભંગી, ને સરવ શારાં કામ વીશે ધીકારેલા છે.

૨ પણ ખરા ઉપદેશને જે શોભેછે તે વાત તું
૨ બોલ, એવી કે ઘરડાઓએ સાવધાન, ગંભીર, બુ-
ધીવાન, અને વીશવાસમાં પરેમમાં તથા ધીરજ-
૩ માં ખરા થવું જોઈએ; અને એવી કે ઘરડીઓએ
આચરણમાં ધરમશોભીત, ચાડી કરનારી નહીં,
ઘણો દરાખરસ પીનારી નહીં, શારી વાતોને શી-
૪ ખાવનારી થવું જોઈએ, એ સારૂ કે તેઓ જુવાન
બાયડીઓને પોતાના વરેનો પરેમ કરવાને, બા-
૫ લકોનો પરેમ કરવાને, અને બુધીવાન, પવીતર,
ઘરને સંભાલનારી, શારી, તથા પોતાના વરને
આધીન થવાને સમજાવે, એ માટે કે પરભુની
૬ વાત પર નીંદા ન થાએ. તે પરમાણે જુવાન મા-
૭ ણસોને બુધીવાન થવાને બોધ કર. સરવ વીશે
શારી કરણીનો નમુનો એવો પોતાને દેખાડ, ઉપદે-
૮ શમાં શુધપણું, ગંભીરપણું, સાચાપણું, અને જે
પર દોશ નહીં મુકાએ એવી ખરી વાત દેખાડ; એ
સારૂ કે જે ઉલટો તે તમારા વીશે કંઈ ભુંડું બોલ-
૯ વાનું ન પામીને શરમાઈ જાએ. દાસોને પોતાના
ધણીઓને આધીન થવાને, સરવ વીશે પરસન
૧૦ કરનારા થવાને, આડા ન બોલવાને, ચોરી ન
કરવાને, પણ સરવમાં વીશવાસુપણું દેખાડવાને
બોધ કર; એ સારૂ કે તેઓ સરવ વીશે આપણા
૧૧ તારનાર દેવના ઉપદેશને શોભાવે—કેમકે દેવની

તારક કીરપા સઘલાં માણસોને પરગટ થઈ છે; તે ૧૨
આપણને શીખાવેછે કે, અભકતી તથા જગતના
વીશયોને નકારવા, અને બુધીથી, નયાચીપણાથી
તથા ભકતીથી હાલના જગતમાં વરતવું. અને ૧૩
ધનય આશાપરશપતીની, એટલે મોહોટા દેવ તથા
આપણા તારનાર ઈશુ ખરીસતના મહીમાના પર-
ગટ થવાની વાટ જોવી; તેણે પોતાને આપણને ૧૪
સારૂ એ માટે આપયો કે, સરવ અનયાયથી આપ-
ણને છોડાવી લે, અને પોતાને સારૂ ઉતમ લોક
તથા સરવ શારાં કામ વીશે આસથીત એવા શુધ
કરે. આ વાતો તું બોલ, બોધ કર, અને પુરા ૧૫
અધીકારથી ઠપકો દે; કોઈ તને તુછ ન કરે.

તેઓને સંભરાવ કે તેઓ સતા તથા અધીકાર- ૩
ને આધીન થાએ, હાકેમોને માને, સરવ શારા
કામને સારૂ તયાર થાએ; કોઈની નીંદા ન કરે, ૨
કજીઆખોર નહીં, પણ નમર, સરવ માણસોને
પુરી લીનતા દેખાડનારા થાએ. કેમકે આપણે પણ ૩
અગાઉ અગનાની, ન માનનારા, ભુલવેલા જુદા
જુદા વીશય તથા વીલાસના દાસો, ભુંડાઈ તથા
અદેખાઈમાં ચાલનારા, દવેશપાતર તથા એક બી-
જાનો દવેશ કરનારા હતા. પણ દેવ આપણા ૪
તારનારની દયા તથા માણસ પરની પરીતી પરગટ ૫
થઈ, તારે નયાચીપણામાંનાં આપણાં કરેલાં કામો-

થી નહીં, પણ પોતાની દયા પરમાણે પુનરજનમ-
ના સનાનથી તથા પવીતરઆતમાથી જે નવીન-
૬ કરણ તેથી તેણે આપણને તારયા. જેને તેણે
૭ આપણા પરભુ ઈશુ ખરીસતથી આપણા પર બહુ
રેડયો છે; એ સારૂ કે આપણે તેની કીરપાથી નયા-
યી ઠરીને અનંતજીવનની આશા પરમાણે વારસ
૮ થઈએ; આ વાત વીશવાસુ છે; અને મારી ઈછા છે
કે આ વાતો વીશે તું કહયા કરે, એ સારૂ કે જેઓએ
દેવનો વીશવાસ કીધો તેઓ શારાં કામ કરવાને
ચીત રાખે. આ વાતો માણસોને શારી તથા ઉપ-
૯ યોગી છે. પણ મુરખાઈના વીવાદો તથા વંશા-
વલીઓ તથા કજીઆ તથા નીયમ શાસતર વીશે
વઢવાઢોથી અલગ રેહે; કેમકે તેઓ નીરૂપયોગી
૧૦ તથા અમથાં છે. પેહેલો તથા બીજો બોધ કરયા
૧૧ પછી પાખંડી માણસને કાહાડી મુક; એમ જાણી-
ને કે એવો માણસ ફરીગએલો છે, અને પોતાથી
દોશીત ઠરીને પાપ કરેછે.

૧૨ જારે હું તારી પાસે આરતેમા કે તીખીકને મોક-
લું, તારે નીકોપોલીમાં મારી પાસે આવવાને જત-
ન કર; કેમકે તાંહાં શીઆલો કાહાડવાનું મેં ઠરાવ-
૧૩ યું છે. જેના શાસતરીને તથા અપોલાને એવી
સંભાલથી પોહોંચાડ કે તેમને કંઈ ઓછું ન પડે.
૧૪ વલી આપણા લોકોએ અગતની ગરજને સારૂ

શારાં કામો કરવાને શીખવું, એ સારૂ કે નીશફલ ન
થાએ. મારી સાથેના સઘલા તને ખેમ કુશલ કેહે- ૧૫
છે; વીશવાસમાંના જેઓ આપણા પર પરેમ કરેછે
તેમને ખેમ કુશલ કેહે; તમ સરવ પર કીરપા
થાઓ. આમેન.



# ફીલેમોનને પાઉલ પરેરીતનું પતર.



૧ વાહાલા તથા અમારી સાથે કામ કરનાર
ફીલેમોનને, તથા વાહાલી આપફીઆને, તથા
૨ મારા સાથીસૈનીક આરખીપાને, તથા તારા ઘરમાં-
ની મંડલીને, ખરીસત ઈશુનો બંદીવાન પાઉલ તથા
૩ ભાઈ તીમોથી લખેછે. દેવ આપણા બાપ તથા
પરભુ ઈશુ ખરીસતથી તમને કીરપા તથા શાંતી
થાઓ.
૪ તારો જે પરેમ તથાં વીશવાસ પરભુ ઈશુ પર
૫ તથા સરવ પવીતરો પર છે, તે વીશે શાંભલવાથી
મારી પરારથનાઓમાં તારૂં સમરણ કરીને સર્‌
૬ વદા હું મારા દેવની ઉપકારસતુતી કરૂંછું. એ માંટે કે
તમારામાં જે સરવ શારૂં છે તેની ઓલખથી, તારા
વીશવાસનું ભાગીઆપણું ખરીસત ઈશુને સારૂ
૭ સફલ થાએ. કારણ કે તારા પરેમથી અમને ઘણો
લાભ તથા દીલાસો છે; કેમકે ઓ ભાઈ તારાથી પ-
૮ વીતરોની આંતરડીઓ ટાહાડી થાએછે. માટે જે જોગ
છે તે તને હુકમરૂપે કેહેવાને મને ખરીસતથી છુટ
૯ છે; પણ પાઉલ ઘરડો તથા હવે ખરીસત ઈશુનો

બંદીવાન એવો છતાં બીજી રીતે પરેમથી તારી
વીનંતી કરૂંછું. ઓનેસીમ મારો દીકરો જેને મેં ૧૦
મારા બંધનમાં જનમાવયો તે વીશે હું તમારી
વીનંતી કરૂંછું. તે અગાઉ તને નીરૂપયોગી હતો, ૧૧
પણ હવે તને તથા મને પણ ઉપયોગી છે; તેને ૧૨
મેં પાછો મોકલયો માટે તેને એટલે મારા રૂદયને
અંગીકાર કર. તેને હું મારી પાસે રાખવાને ચાહા- ૧૩
તો હતો, કે તારે ઠેકાણે સુવારતાના બંધનો વીશે
મારી સેવા કરે. પણ તારી મરજી વીના કંઈ કરવાની ૧૪
મારી ઈછા નોહોતી, એ સારૂ કે તારો ઉપકાર પરા-
ણે થએલા સરખો નહીં, પણ ખુશીથી થએલો
એવો થાએ. કેમકે તે કદાસ એજ માટે થોડી વાર ૧૫
સુધી વેગલો થયો, કે તું સરવકાલ સુધી તેને
પામે; હવે તો દાસના જેવો નહીં; પણ દાસથી ૧૬
અધીક, એટલે વાહાલા ભાઈના જેવો, તે તો મને
એવો વીશેશ છે, પણ દેહ વીશે તથા પરભુ વીશે
તને કેટલો વધતો! માટે જો તું મને ભાગીઓ ૧૭
ગણે, તો જેમ મને તેમ તેને અંગીકાર કર. અને ૧૮
તેણે તારો કંઈ અનયાય કીધો કે તારો કરજદાર
હોએ તો તે મારા હીસાબમાં માંડ. મેં પાઊલે મારે ૧૯
હાથે લખયું છે, ને હું વાલીશ; તો પણ હું તને નથી
કેહેતો કે તું પોતા વીશે પણ મારો કરજદાર છે. હા ૨૦
ભાઈ, તારાથી પરભુમાં મને આનંદ થાઓ; પરભુ-

૨૧ માં મારી આંતરડીઓ ટાહાડી કર. તારા માનવા-
નો ભરોસો રાખીને તને મેં લખયું છે, કેમકે હું
જાણુંછુ કે, જે હું કહું તે કરતાં પણ તું વધારે કરીશ.
૨૨ વલી મારે સારૂ ઉતારો તયાર કર, કેમકે હું આશા
રાખુંછું કે, તારી પરારથનાઓથી હું તને અપાઈશ.
૨૩ એપાફરા ખરીસત ઈશુમાં મારો સાથીબંદીવાન,
૨૪ મારક, આરીસતારખ, દેમા, લુક, મારા સાથીકામ
૨૫ કરનારા તને ખેમ કુશલ કેહેછે. આપણા પરભુ
ઈશુ ખરીસતની કીરપા તમારા આતમાની સાથે
થાઓ. આમેન.



# હેબરીઓને પતર.



દેવ ભવીશવાદીઓને આશરે પેહેલાં બાપદા- 1
દાઓને વારેવારે તથા બહુ પરકારે બોલચા પર;
આ છેલા દાહાડાઓમાં પુતરથી આપણને બોલ- 2
યો, જેને સઘલાંનો વારસ ઠરાવયો, ને જેથી જગ-
તોને પણ ઉતપન કીધાં. તે તેના ગૌરવનું તેજ, 3
તથા અસાથીતવની પરતીમા છે, ને પોતાના પરા-
કરમના શબદથી સઘલાં થાંભી રાખેછે; તે પોતે
આપણાં પાપો વીશે શુધીકરણ કરીને મહતવની
જમણી ગમ ઉંચામાં બેઠો છે. તે દુતો કરતાં જેટ- 4
લું ઉતમ નામ વતનથી પામયો, તેટલો તેઓ કર-
તાં તે ઉતમ છે. કેમકે તેણે દુતોમાંના કહયાને કદી 5
એમ કહયું કે, "તું મારો પુતર છે, આજ મેં તને
જનમાવયો છે?" ને વલી, "હું તેનો બાપ થઈશ,
ને તે મારો પુતર થશે?" ને ફરી, તે જારે પરથમ- 6
જનીતને જગતમાં લાવેછે તારે કેહેછે કે, "દેવના
સઘલા દુત તેનું ભજન કરો." અને દુતો સંબંધી 7
તે એમ કેહેછે કે, "તે પોતાના દુતોને વાયુ જેવા
તથા પોતાના સેવકોને અગનીની ઝાલ જેવા કરેછે."

૮ પણ પુતરને [કેહેછે], "ઓ દેવ તારૂં રાજયાસન
સદા સરવકાલ છે, તારો રાજયદંડ નયાયીપણાનો
૯ દંડ છે. તેં નયાયીપણા પર પરીતી કીધી, ને અ-
નયાય પર દવેશ કીધો, એ માટે દેવે, એટલે તારા
દેવે, તારા સાથીઓ કરતાં અધીક તને હરખરૂપ
૧૦ તેલે અભીશેક કીધો છે." વલી, "ઓ પરભુ તેં
આરંભમાં પરથવી સથાપી, ને આકાશો તારા હા-
૧૧ થોનાં કામ છે. તેઓ નાશ પામશે, પણ તું સથીર
૧૨ રેહેછે; ને તેઓ સઘલાં વસતર સરખાં જુનાં થઈ-
જશે; ને તું વસતરની પઠે તેઓને લપેટીશ, અને
તેઓ બદલાશે, પણ તું તેવોજ છે, ને તારાં વરશ
૧૩ કદી ઓછાં નહીં થશે." ને તેણે દુતોમાંના કહયાને
કદી એમ કહયું કે, "જાંહાં સુધી તારા વૈરીઓને હું
તારા પગનું આસન કરીશ, તાંહાં સુધી તું મારી
૧૪ જમણી ગમ બેશ?" તેઓ સઘલા સેવા કરનાર
આતમા, તારણનાં વતન પામનારાઓને લીધે
સેવા કરવા સારૂ બાહાર મોકલાએલા નથી શું?
૨ એ માટે જે વાતો આપણે શાંભલી, તેથી આ-
પણે કદી ન ફેરવાઈએ, માટે તે પર બહુજ ચીત
૨ રાખવું જોઈએ. કેમકે દુતોને આશરે કહેલું વચન
જો સથીર રહયું, ને હરેક ઉલંઘન પર તથા આગ-
૩ નાભંગ પર જોગ સજા થઈ; તો આપણે એટલા
મોહોટા તારણને પડતું મુકીએ તો શી રીતે બચી-

શું? તે તારણની વાત પેહેલાં પરભુથી થવા લાગી,
પછી શાંભલનારાઓએ તે અમને નીશચે કરી
દેખાડી. ચીનહોથી, તથા અદભુત કામોથી, તથા ૪
બહુ પરકારના ચમતકારથી, તથા પોતાની ઈછા
પરમાણે પવીતર આતમાના દાન વેહેંચવાથી દેવ
પણ પરમાણ આપતો હતો.

કેમકે જે આવનાર યુગ સાંબંધી આપણે કહીએ- ૫
એછઈએ, તે તેણે દુતોને સવાધીન મુકયું નહીં.
પણ એકે એક જગે એવી સાહેદી આપતાં કહયું કે, ૬
“માણસ શું છે, કે તું તેને સાંભારેછે? અથવા
માણસનો પુતર શું કે તું તેને જોએછે? થોડી વાર ૭
સુધી તેં તેને દુતો કરતાં ઓછો કીધો; તેં તે પર
માનનો તથા મહીમાનો મુગુટ મુકયો, ને તારા
હાથનાં કામ પર તેને ઠરાવયો. તેં તેના પગ તલે ૮
સઘલાં મુકયાં છે;” તો સઘલાં તેને સવાધીન મુક-
વાથી તેને સવાધીન ન કીધેલું એવું કંઈ રેહેવા દીધું
નહીં; તો પણ સઘલાં તેને સવાધીન મુકેલાં, એમ
આજ સુધી આપણે જોતા નથી. પણ દુતો કરતાં ૯
જે થોડી વાર સુધી ઓછો કરાયો એટલે ઈશુ, તે પર
મરણ સેહેવાને સારૂ મહીમા તથા માનનો મુગુટ
મુકાએલો જોઈએછઈએ, તે એ માટે કે દેવની કીર-
પાથી હરેક માણસને સારૂ તે મરણ ભોગવે; કેમકે ૧૦
જેને સારૂ સઘલાં, તથા જેથી સઘલાં છે, તેને એ

જોગ હતું કે, ઘણા દીકરાઓને ગૌરવમાં લાવનારને,
એટલે તેઓના તારણના અધીકારીને, દુખ ભો-
૧૧ ગવયાથી તે પરીપુરણ કરે. કેમકે જે પવીતર
કરેછે, ને જે પવીતર કરાએછે, તે સઘલાં એકથીજ
છે, એ માટે તે તેઓને ભાઈ કેહેવાને ન લાજતાં
૧૨ કેહેછે કે, "હું તારા નામનું વરણન મારા ભાઈઓની
પાસે કરીશ, મંડલીમાં ગીત ગાતાં હું તારી સતુતી
૧૩ કરીશ." ને ફરી, "હું તે પર ભરોસો રાખીશ;" ને
ફરી, "જાુઓ, હું તથા જે બાલકો દેવે મને આપ-
૧૪ યાં છે તેઓ." તો બાલકો માંસ તથા લોહીનાં છે,
માટે તે પણ તેજ રીતે તેઓનો એ માટે ભાગીયો
થયો કે, પોતે મરણ પામીને મરણના પરાકરમ
૧૫ રાખનારનો એટલે સેતાનનો નાશ કરે. ને મર-
ણની બીહીકથી જે પોતાનાં આખાં આયુશભર
૧૬ દાસપણામાં હતા તેઓને છોડાવે. કેમકે ખચીત
તે દુતોની સહાયતા નથી કરતો, પણ ઈબરાહીમ-
૧૭ ના સંતાનની કરેછે. એ સારૂ તેને સઘલાં સંબંધી
પોતાના ભાઈઓના જેવા થવું જોઈતું હતું, એ માટે
કે લોકોનાં પાપનું પરાયશચીત આપવાને દેવનાં
વાનાં સંબંધી તે દયાલુ તથા વીશવાસુ પરમુખ-
૧૮ યાજક થાએ. કેમકે તેનું પરીકશણ થયાથી જે
દુખ તેણે ભોગવયાં, તેથી જેઓનું પરીકશણ થા-
એછે, તેઓની સહાય કરવાને તે શકતીવાન છે.

એ માટે ઓ પવીતર ભાઈઓ, આકાશ પરનું ૩
તેડું પામેલા, આપણે જે સવીકારેલું તેના પરેરીત,
તથા પરમુખ યાજક ખરીસત ઈશુનું ધયાન તમે
કરો. જેમ મુસા પોતાના આખા ઘરમાં વીશવાસુ ૨
હતો, તેમ એ પણ પોતાના ઠરાવનારની આગલ
વીશવાસુ હતો. કેમકે જે પરમાણે ઘર કરતાં ઘર ૩
બાંધનારને વધતું માન છે, તે પરમાણે મુસા કરતાં
વધતા માન જોગ એ ગણાએછે. કાંજે હરેક ઘર ૪
કોઈએ રચેલું છે, પણ જેણે સઘલી વસતુઓ રચી
તે દેવ છે. મુસા તો કેહેવાની વાતોનું પરમાણ કરવા ૫
સારૂ પોતાના આખા ઘરમાં સેવકની પઠે વીશવાસુ
હતો ખરો. પણ ખરીસત તો જેવો પુતર તેવો ૬
પોતાના ઘર પર હતો; જેનું ઘર આપણે છઈએ,
જો આશાના ભરોસાને તથા આનંદને અંત સુધી
સથીર રાખીએ તો. એ માટે (જેમ પવીતર આતમા ૭
કેહેછે તેમ, "તમે આજ તેની વાણી શાંભલો, તો ૮
જેમ કરોધકાલે એટલે રાનમાંના પરીકશણના
દાહાડામાં, તેમ તમે પોતાનાં રદય કઠણ ન કરો.
તાંહાં તમારા બાપદાદાઓએ મારૂં પરીકશણ કીધું, ૯
મને પારખયો, ને યાલીશ વરશ સુધી મારાં કામ
જોયાં. એ માટે તે પેહેડી પર હું નારાજી થયો, ને ૧૦
બોલયો કે, તેઓ રદયથી સદા કુમારગે જાએછે, ને
તેઓએ મારા મારગ જાણયા નહીં, એ માટે મેં ૧૧

મારા કરોધથી શમ ખાધા કે તેઓ મારા વીસરમા-
૧૨ માં નહીં પેસસે.”) ઓ ભાઈઓ, તમે સાવધાન
થાઓ કે તમારામાંના કોઇને અવીશવાસનું ભુંડું
૧૩ રદય ન થાએ, કે જીવતા દેવથી તે દુર જાએ. પણ
જાંહાં સુધી આજ કેહેવાએછે, તાંહાં સુધી તમે
હરેક દાહાડે એક બીજાને સુબોધ કરો; એ માટે કે
પાપના કપટથી તમારામાંનો કોઈ કઠણ ન થાએ.
૧૪ કેમકે જો આપણે પોતાના આરંભનો ભરોસો અંત
સુધી સથીર પકડીએ, તો આપણે ખરીસતમાંના
૧૫ ભાગીઆ છઈએ. કેમકે કહયું છે કે જો તમે તેની
વાણી શાંભલો, તો જેમ કરોધકાલે તેમ તમારાં
૧૬ રદય કઠણ ન કરો. કેમકે કેટલાએકે શાંભલીને સં-
તાપ પમાડયો, પણ મુસા વડે મીસરમાંથી નીકલ-
૧૭ યા તે સઘલાએ નહીં. ને ચાલીશ વરશ સુધી તે
કોહોના પર નારાજી થયો? શું જેઓએ પાપ કીધાં,
જેઓનાં મુડદાં અરણયમાં પડયાં, તેઓ પર નહીં?
૧૮ ને જેઓએ વીશવાસ કીધો નહીં તેઓ વગર કોણ
વીશે તેણે શમ ખાઇને કહયું કે તેઓ મારા વીસા-
૧૯ મામાં નહીં પેસશે? તો આપણે જોઈએછઈએ કે
અવીશવાસના કારણે તેઓથી પેસાયું નહીં.

૪ એ માટે આપણે બીહીતું જોઈએ, રખે તેના
વીશરામમાં જવાનું વચન રહયા છતાં, તમારામાં-
૨ નો કોઈ કદી ઓછો થયલો દેખાએ. કેમકે જેમ

તેઓને તેમ આપણને પણ સુવારતા કહેલી છે;
પણ શાંભલેલી વાત પર શાંભલનારાઓએ વીશ-
વાસ ન કીધો, તેથી તે તેઓને લાભકારક થઈ નહીં.
આપણે વીશવાસ કરનારા વીશરામમાં જઈએછઈએ, ૩
જેમ તેણે કહયું કે, "મેં પોતાના કરોધથી શમ
ખાધા છે કે, તેઓ મારા વીશરામમાં પેસનારજ
નહીં," તેમ; તો પણ કામો તો જગતના આરંભ-
થી થએલાં હતાં. કેમકે સાતમા દાહાડા વીશે એક ૪
ઠેકાણે તેણે એમ કહેલુંછે કે, "સાતમે દાહાડે દેવે પોતા-
નાં સરવ કામથી વીશરામ લીધો." પણ એ જગે- ૫
માં તે ફરી કેહેછે કે, "તેઓ મારા વીશરામમાં પેસ-
નાર નહીં." તો રહયું છે કે, કેટલાએક તેમાં પેસ- ૬
વું, અને જેઓને પેહેલાં સુવારતા કેહેવાઈ હતી,
તેઓ અવીશવાસના કારણથી પેઠાજ નહીં, ફરી એ- ૭
કજ દાહાડો ઠરાવીને દાઉદથી તે કેહેછે કે, "આજ,
એટલી વાર પછી, કહેલાં પરમાણે આજ, તમે તેની
વાણી શાંભલો, તો તમે પોતાનાં રદય કઠણ ન
કરો." કેમકે જો યહોશુઆએ તેઓને તે વીશ- ૮
રામ આપયો હોત, તો તે પછી બીજા દાહાડા સં-
બાંધી દેવે કહયું ન હોત. એ માટે દેવના લોકોને સારૂ ૯
વીશરામ રહેલો છે. કેમકે તેના વીશરામમાં જે પેઠો ૧૦
છે તેણે પણ પોતાનાં કામથી વીશરામ લીધો છે,
જેમ દેવે પોતાનાંથી તેમ. એ માટે આપણે તે વીશ- ૧૧

શરમમાં પેસવાને યતન કરવો, રખે અવીશવાસના
૧૨ તે ઉદાહરણ પરમાણે કોઈ પડે. કેમકે દેવનું વચન
જીવતું તથા સમરથ તથા બેધારી તલવાર કરતાં
પણ ધારવાલું છે, ને જીવ તથા આતમા, તથા સાંધા
તથા મજા જુદાં કરે એટલું આરપાર પેસનારૂં છે;
ને રૂદયના વીચારનું તથા ભાવનાનું જોઈ લેનારૂં છે.
૧૩ ને તેની આગલ કંઈ ઉતપંન કરેલું અણદીઠ નથી;
પણ જેની સાથે આપણને કામ છે, તેની દરશટી-
માં સઘલાં નાગાં તથા ઉધાડાં છે.
૧૪ તો દેવનો પુતર ઈશુ આકાશમાં પાર ગએલો,
એવો મોટો પરમુખ યાજક આપણને છે, માટે
આપણે જે માની લીધેલું તે જોરથી પકડી રાખીએ.
૧૫ કેમકે આપણાં અબલપણા પર જેને દયા આવી
શકતી નથી એવો પરમુખ યાજક આપણને નથી,
પણ પાપ વગર તે સરવ પરકારે સમાન રીતે પરી-
૧૬ કશણ પામેલો થયો. એ માટે આપણને દયા
મલવાને તથા ખપની વેલા સહાયને સારૂ કીરપા
પામવાને, આપણે હીમતથી કીરપાસનની પાસે
આવીએ.

૫ તો માણસોમાંથી લીધેલો હરેક પરમુખ યા-
જક દેવની ગમના સંબંધી માણસોને સારૂ એ
માટે ઠરાવેલો છે, કે તે પાપોને સારૂ દાનો તથા જં-
૨ ગન કરે; ને તેથી અગનાનીઓની તથા ચુકનાર-

ઓની કંઈ સહનતા કરાએ, કેમકે તે પોતે પણ અ-
શકતાપણાથી ઘેરેલો છે. ને એજ માટે તેને જેમ ૩
લોકોને સારૂ તેમ પોતાને સારૂ પણ પાપોને લીધે
અરપણ કરવું જોઈએ. ને હારૂનની પઠે દેવથી જે ૪
બોલાવાયો તે વગર કોઈ પોતાને સારૂ આ માન
લેતો નથી. એજ રીતે ખરીસતે પણ પરમુખયાજક ૫
થવાનું માન પોતે લીધું નહીં, પણ જેણે તેને કહયું
કે, "તું મારો પુતર છે, આજ મેં તને જનમાવયો
છે," તેણે [તેને માન દીધું]. તે પરમાણે પણ બીજે ૬
ઠેકાણે કેહેછે કે, "મેલકીસેદેકના ધારા પરમાણે, તું
સદા યાજક છે." તેણે પોતાના દેહધારીપણામાંના ૭
દાહાડાઓમાં પોતાને મરણથી છોડાવવાને જે
શકતીવાન, તેની પાસે મોટે ઘાંટે તથા આંસુ સુધાં
પરારથના તથા કાલાવાલા કીધા, અને તેણે જોગ
બીહીક રાખી, માટે તેનું સંભલાયું. તે પુતર છતાં, ૮
પણ પોતે જે જે સહયાં તેથી આગનાપાલન શી-
ખયો. ને સીધ થઈને પોતાના સઘલા માનનારા- ૯
ઓને સારૂ અનંત તારણનું કારણ થયો. મેલકી- ૧૦
સેદેકના ધારા પરમાણે દેવથી કેહેવાએલો એવો
પરમુખ યાજક થયો.

આ [મેલકીસેદેક] વીશે અમારે બહુ વાત કેહેવા- ૧૧
ની છે, પણ તે સમજવી કઠણ છે; કેમકે તમે શાં-
ભલવા વીશે મંદ થયા છો. ને જેવારે તમારે ઉપ- ૧૨

દેશકો થવું જોઈતું હતું, તેવારે દેવનાં વચનનાં મુલ-
તતવ શાં છે, એ કોઈ તમને ફરી શીખાવે એનું
અગત છે; ને તમે એવા થયા કે તમને દુધનું
૧૩ અગત છે, પણ પાકા અંનનું નથી. કેમકે જે હરેક
દુધ લેછે તે નયાયીપણાની વાત સંબંધી અપરવી-
૧૪ ણ છે, કાંજે તે બાલક છે. પણ જે પુરા છે, એટલે
જેઓના અવયવો ભલું ભુંડું પારખવાને વપરાએ-
લા છે, તેઓને સારૂ પાકું અંન છે.

૬ એ માટે, ખરીસત વીશેનો આરંભનો ઉપદેશ
મુકીને આપણે સંપુરણતા સુધી વધવું; અને
નીરજીવ કામ સંબંધીના પસતાવાનો, તથા દેવ
૨ પરના વીશવાસનો, તથા બાપતીસમાઓ સંબંધી-
ના ઉપદેશનો, તથા હાથ મુકવાનો, તથા મરીગએ-
લાઓના પુનરૂતથાનનો, તથા અનંત કાલના
૩ નયાયકરણનો પાયો ફરી ન નાંખીએ. ને જો દેવ
૪ કરવા દે તો એ આપણે કરીશું. કેમકે જેઓ એક
વાર પરકાશીત થયા, જેઓએ આકાશમાંના દાન-
નો અનુભવ લીધો, જેઓ પવીતર આતમાના
૫ ભાગીઆ પણ થયા, અને જેઓએ દેવની ઉતમ
વાત તથા આવનાર જગતમાંના પરાકરમનો અનુ-
૬ ભવ લીધો, તેઓ જો પછી પડેલા થયા, તો તેઓ-
ને પસતાવાને સારૂ ફરી નવા કરવા એ થઈ શકતું
નથી, કાંજે તેઓ પોતાનામાં દેવના પુતરને ફરી વ-

ધસથંભે જડેછે, ને પરગટરૂપે તેનું અપમાન કરેછે.
કેમકે જે ભુમી પોતા પર વારે વારે વરસેલા વરસાદ- ૭
ને પીએછે, ને જેઓને માટે ખેડાએછે તેઓને સારૂ
ગુણકારી શાક ઉપજાવે છે, તે દેવથી આશીરવાદ પા-
મેછે. પણ જે કંટાલા તથા ઉંટકટારી ઉપજાવેછે, તે ૮
નાપસંદ કરેલી તથા શાપીત થવાની પાસે છે; અંતે
તે બલવાની છે. પણ ઓ પરીય, જો અમે એવું ક- ૯
હીએછઈએ તો પણ તમો સંબંધી એ કરતાં જે શારી
તથા તારણની વાતો છે, એવી વાતોનો ભરોસો
અમને છે. કેમકે દેવ અનયાયી નથી, કે તે તમારાં ૧૦
કામને તથા પરીતી લીધેના કશટને વીસરે; એટલે
જે [પરીતી] તેના નામને સારૂ તમે કરી દેખાડી છે
તે; કેમકે તમે પવીતરોની સેવા કીધી છે, ને કરોછો.
ને અમે બહુ ચાહીએછઈએ, કે તમારામાંનો હરેક ૧૧
આશાનું નીશચેપણું થવા સારૂ એવોજ ઉદયોગ
અંત સુધી કરી દેખાડે. એટલે તમે આલસુ ન ૧૨
થાઓ, પણ જેઓ વીશવાસ તથા સહનતાથી, વ-
ચનોના વારસ છે, તેઓના અનુસરનારા થાઓ.
કેમકે દેવે ઈબરાહીમને વચન આપયા પર પોતે ૧૩
જેના શમ ખાએ એવો કોઈ વતો મોટો ન હતો,
માટે તેણે પોતાનાજ શમ ખાઇને કહયું, કે "હું તને ૧૪
આશીરવાદ દઈશાજ દઈશ, ને તને વધારીશજ વધા-
રીશ." પછી સહનતા રાખયા પર વચનનું ફલ તે ૧૫

૧૬ એવુંજ પામયો. તે પરમાણે માણસો તો મોટાના
શમ ખાએછે, ને નીશચે કરવાને સારૂ શમ તેઓ-
૧૭ માં સઘળા વીવાદનો અંત છે. તેથી દેવે પોતાના
ઠરાવનું ઘણું સથીરપણું વચનના વતનદારોને દે-
ખાડવા ચાહીને તે સંબંધી શમરૂપ બંધારણ કીધું.
૧૮ એ માટે જેમાં દેવથી જુઠું કેહેવાતું નથી, એવી અ-
ચંચલ બે વાતોથી આપણને એટલે આગલ મુકે-
લી આશા પકડવા સારૂ દોડનારને ઘણો દીલાશો
૧૯ થાએ. તે આશા આપણા આતમાને લંગર સરખી
છે, સથીર તથા અચલ, ને પડદામાંહેની જગેમાં
૨૦ પણ પેસનારી છે. તાંહાં અગરસર ઈશુ આપણે
સારૂ પેઠો છે, ને મેલકીસેદેકના ધારા પરમાણે સદા
પરમુખ ચાજક થયો છે.

૭ કેમકે આ મેલકીસેદેક, સાલેમનો રાજા અને
પરાતપર દેવનો ચાજક, જેણે રાજાઓના ઘાતથી
પાછા આવનાર ઈબરાહીમને મલીને આશીરવાદ
૨ દીધો; અને જેને ઈબરાહીમે સહુનો દશમો ભાગ
આપયો, તે તો પેહેલાં (નામના) અરથ પરમાણે
નચાચીપણાનો રાજા, ને પછી શાલેમનો રાજા,
૩ એટલે શાંતીનો રાજા છે. તે બાપ વગર, મા વગર,
વંશાવલી વગરનો, જેના દાહાડાનો આરંભ તથા
આચુશનો અંત ન હતો, પણ દેવના પુતરના જેવો-
૪ જ થઈને સદા તે ચાજક રેહેછે. તો જેને આદી-

પીતા ઈબરાહીમે લુટમાંનો દશમો ભાગ આપયો,
તે કેવો મોટો હતો એ વીચારો. ને લેવીના સંતાન- ૫
માંના જે યાજકપદું પામેછે, તેઓને લોકોની પાસે-
થી, એટલે ઈબરાહીમની કંમરથી ઉતપંન થએલા
પોતાના ભાઈઓની પાસેથી, નીયમશાસતર પર-
માણે દશમો ભાગ લેવાનો હુકમ છે ખરો. પણ ૬
જેની વંશાવલી તેઓથી ગણેલી નથી, તેણે ઈબ-
રાહીમની પાસેથી દશમો ભાગ લીધો, ને જેને
વચનો થયાં હતાં તેને આશીરવાદ દીધો. હવે, ૭
બધા વાદ વીના નાહાનો મોટાથી આશીરવાદ તો
પામેછે. ને હીઆં મરનારા માણસ દશમો ભાગ ૮
લેછે; પણ તાંહાં જે સંબંધી સાહેદી આપેલી છે, કે
તે જીવતો છે, તે લેછે. ને એમ કેહેવું પડેછે કે, જે ૯
લેવી દશમો ભાગ લેછે, તેણે પણ ઈબરાહીમની
મારફત દશમો ભાગ આપયો; કેમકે જારે મેલકી- ૧૦
સેદેક તેના બાપને મલયો, તારે તે પોતાના બાપ-
ની કંમરમાં હતો. એ માટે જો લેવીના યાજકપણાથી ૧૧
પરીપુરણતા થઈ હોત (કાંજે તેથકી લોકોને શાસ-
તર મલચું હતું) તો હારોનના ધારા પરમાણે કેહે-
વાએલો નહીં, પણ મેલકીસેદેકના ધારા પરમાણે
બીજા યાજકને ઉતપંન થવાનું શું અગત હતું?
કાંજે યાજકપણું બદલાયા છતાં નીયમશાસતરનું ૧૨
પણ બદલાવવું અગતથી થાએછે. કેમકે જે સંબંધી ૧૩

એ વાતો કેહેવાઈ છે, તે બીજા કુલનો છે, જેમાંના
૧૪ કોઈએ વેદીની સેવા કીધી નથી. કેમકે એ પરગટ છે,
કે યહુદાથી આપણો પરભુ નીકલયો, ને તે કુલમાં-
૧૫ ના યાજકપણા સંબંધી મુસાએ કંઈ કહયું નથી. ને
તે કરતાં એ વધતું પરગટ છે, કેમકે મેલકીસેદેકની ઉ-
૧૬ પમા પરમાણે બીજો યાજક ઉતપંન થાએછે; એટલે
જે દેહીક આગના પરમાણે થયો નથી, પણ સરવ-
૧૭ કાલના જીવનના સામરથ પરમાણે થયો છે. કેમકે
તે સાહેદી આપેછે કે, "તું મેલકીસેદેકના ધારા પર-
૧૮ માણે સદા યાજક છે." કેમકે આગલી આગના
અશકત તથા નીરૂપયોગી હતી તે માટે તે નીશચે
૧૯ કાહાડી નાંખવાની છે. કાંજે નીયમશાસતરે કશું
પરીપુરણ કીધું નથી, પણ જેથી આપણે દેવની
પાસે જઈએછઈએ, એવી વધતી શારી આશાનો પર-
૨૦ વેશ થયો. અને તેઓ શમ વગર યાજક થાએછે,
૨૧ પણ આ શમથી, એટલે જેણે તેને કહયું કે "પરભુ-
એ શમ ખાધા અને તે પસતાવો કરનાર નથી કે
મેલકીસેદેકના ધારા પરમાણે તું સદાકાલ યાજક
૨૨ છે," તેથી યાજક થયો. તો જેટલાથી ઈશુ શમ
વગર થયો નહીં, તેટલાથી તે વધતા શારા કરારનો
૨૩ જામીન થયો. ને જે યાજક થયા તેઓ ઘણા
હતા ખરા, કેમકે મરણને લીધે તેઓથી ટકાયું નહીં.
૨૪ પણ એ સદા રેહેછે, માટે એને અવીકાર યાજકપણું

છે. એ માટે જેઓ એથી દેવની પાસે આવેછે, તે- ૨૫
ઓને તારવાને એ પુરો સમરથ છે; કેમકે એ તે-
ઓને સારૂ મધયસથી કરવાને સદા જીવતો રેહેછે.
તો એવો પરમુખ ચાજક આપણને શોભતો હતો, ૨૬
કે જે પવીતર, નીરદોશ, નીશકલંક, પાપીઓથી પુરો
વેગલો, ને આકાશ કરતાં વધતો ઉંચો કીધેલો છે.
પરમુખ ચાજકોની પઠે પેહેલાં તે પોતાનાં પાપોને ૨૭
સારૂ, ને પછી લોકોનાંને સારૂ નીતે જગન કરે,
એવું તેને અગત નથી; કેમકે તેણે પોતે અરપણ
થયાથી એ કામ એકજ વાર કીધું. કેમકે નીયમ- ૨૮
શાસતર નબલાઈએ ભરેલાં માણસોને પરમુખ-
ચાજકો ઠરાવેછે; પણ નીયમશાસતર પછી જે શમ-
ની વાત છે તે સંપુરણ કરેલા પુતરને સદા ઠરાવે છે.

હવે જે જે અમે કહયાં છે, તેનો સાર એ છે, ૮
કે આપણને એવો પરમુખ ચાજક છે, કે જે આકા-
શમાં અતી મોટાના રાજયાસનની જમણી ગમ
બેઠેલો છે. પવીતર સથાનનો તથા જે ખરો માંડ- ૨
વો માણસોએ નહીં, પણ પરભુએ ઉભો કીધેલો,
તેનો સેવક તે છે. કેમકે હરેક પરમુખ ચાજક દાનો ૩
તથા જગનપશુઓ અરપણ કરવાને ઠરાવેલો છે;
એ માટે તેની પાસે પણ અરપણ કરવાનું કંઈ હોએ
એવું અગત હતું. વલી જો તે પરથવી પર હોત, ૪
તો ચાજક ન થાત; કેમકે નીયમશાસતર પરમાણે

५ दान अरपण करनारा याजक तो छेज; के जेओ
आकाशमांनी वातोनी उपमा तथा परतीछायानी
सेवा करेछे, जेमके मुसा जारे मांडवो सीध करवानो
हतो, तारे देव पासेथी बोध पामयो; केमके तेणे क-
हयुं के "जे उपमा पाहाड पर तने देखडावी हती,
६ ते परमाणे सधलां करवा माटे तुं सावध रेहे." पण
हवे जेम ते वधता शारां वचनोथी ठरावेला वधता
शारा करारनो मधयसथ छे, तेम ते वधतो शारो
७ कारभार पामयो छे. केमके जो ते पेहेलो करार नीर-
८ दोश होत, तो बीजाने सारू ठाम न शोधात. पण
दोश काहाडतां [देव] तेओने केहेछे, के "जुओ, परभु
एम केहेछे, के एवा दाहाडा आवेछे, के जेमां हुं
ईसराएलनां घरनांनी साथे तथा यहुदानां घरनां-
९ नी साथे नवो करार करीश; तेओना धरडाओने
मीशर देशमांथी बाहार काहाडवा सारू जे दाहाडे
में तेओना हाथ पकडया तेमां तेओनी साथे जे
करार में कीधो, ते परमाणे नहीं, कारण के ते मारा
करारमां तेओ रहया नहीं, ने में तेओ संबंधी
१० चींता कीधी नहीं, एवुं परभु केहेछे. कांजे परभु
केहेछे के ते दाहाडाओ पछी ईसराएलना घरनांनी
साथे जे करार हुं करीश, ते आ, हुं मारा नीय-
म तेओनी बुधीमां मुकीश, ने ते तेओनां हृदय
पर लखीश, ने हुं तेओनो देव थईश, ने तेओ

મારા લોક થશે. તારે હરેક પોતાના પડોશીને તથા ૧૧
હરેક પોતાના ભાઈને એ કેહેતાં શીખવશે નહીં, કે
પરભુને જાણ, કેમકે તેઓમાંના નાહાનાથી તે
મોટા સુધી સરવ મને ઓલખશે. કેમકે તેઓના ૧૨
અનયાય વીશે હું દયાવાન થઈશ, ને તેઓનાં પાપ
તથા તેઓના અનયાય હું ફરી સંભારીશ નહીં."
તેણે "નવો કરાર" એવું કેહેવાથી પેહેલાને જુનો ૧૩
કીધો છે. ને જે જુનું તથા જરજરીયું થયું તે ટલી-
-જવાને પાસેછે.

તો પેહેલા [કરારના] ભજનના નીયમ તથા ૯
જગીક પવીતર સથાન પણ હતું ખરૂં. કેમકે માંડવો ૨
તયાર કરેલો હતો,—જે આગલો પવીતર કેહેવાએ-
લો તેમાં દીવી તથા મેજ તથા અરપેલી રોટલી
હતી. ને બીજા પડદાની પેલી ગમ પરમ પવીતર ૩
કેહેવાએલો માંડવો હતો. તેમાં સુંનાનું ધુપપાતર, ૪
તથા ચારેમેર સુંને મહડેલી કરારની પેટી હતી,
જેમાં માણા ભરેલું સુંનાનું પાતર તથા હારોનની
પીલા ફુટેલી લાકડી તથા કરારની પાટીઓ હતી, ને
તેના પર મહીમાના કરૂબીમ હતા, જેઓની છાયા ૫
દયાસન પર પડતી; અમણાં એઓ સંબંધી વીગત-
વાર કેહેવાનું નથી. જારે એવાં સીધ થયાં હતાં, ૬
તારે યાજકો આગલા માંડવામાં સેવા કરવાને
જતા હતા. પણ બીજામાં હર વરશ એકવાર ૭

એકલો પરમુખ યાજક જતો હતો; પણ લોહી
વગર નહીં, જે લોહી તે પોતાની તથા લોકોની
૮ ચુકને સારૂ અરપણ કરતો હતો; પવીતર આતમા
તેથી એમ જણાવતો હતો કે પેહેલો માંડવો રેહેછે
તાંહાં સુધી પરમપવીતર સથાનનો મારગ પરગટ
૯ થયો નથી. તે વરતમાન કાલને સારૂ તે [માંડવો]
ઉપમારૂપ હતો, જે પરમાણે એવાં દાનો તથા જ-
ગનો કરાયાં હતાં, કે ભજન કરનારને વીવેક સંબં-
૧૦ ધી પરીપુરણ કરવાને સમરથ નોહોતાં. તે કેવલ
ખાવા તથા પીવા તથા અનેક નાહાવા તથા દેહ
સંબંધીના નીયમો વીશે [હતાં] જે સુધારો કરવાના
૧૧ કાલ સુધી ઠરાવેલાં હતાં. પણ જે અધીક મોટો
તથા અધીક સંપુરણ માંડવો, હાથોથી કીધેલો નહીં,
એટલે આ ઉતપતીનો નહીં, તેથી થનારાં શારાં
સંબંધીનો પરમુખ યાજક ખરીસત જારે આવયો,
૧૨ તારે બકરાના તથા વાછરડાના લોહીથી નહીં, પણ
પોતાનાજ લોહીથી તે પરમ પવીતર સથાનમાં
એકજ વાર ગયો અને સરવકાલીક ખંડણી મેલવી.
૧૩ કેમકે જો ગોધાઓનું તથા બકરાંનું લોહી, તથા
વાછરડીની રાખ, અપવીતરોને છાંટવાથી શરીરની
૧૪ શુધતા વીશે શુધ કરેછે; તો ખરીસત, જે સનાતન
આતમાથી પોતે દોશ વગર દેવને અરપણ થયો,
તેનું લોહી કેટલું વધતું તમારાં રદયને જીવતા

દેવને ભજવા સારૂ નીરજીવ કામોથી શુધ કરશે?
ને એજ માટે નવા કરારનો મધયસથ તે છે, કે ૧૫
પેહેલા કરારની વેલા જે ઉલંઘન હતાં, તેના છુટકાને
સારૂ પોતે મરવાથી જે તેડેલા તેઓ અનંત
વતનનું વચન પામે. કેમકે જાંહાં વસીયતનામું ૧૬
છે, તાંહાં વસીયતનામું કરનારનું મરણ થાએ એવું
અગત છે. કાંજે વસીયતનામું માણુસના મરણ ૧૭
પછી દરઢ થાએછે, એટલે કરનાર જીવેછે તાંહાં સુધી
કદી તે સબલ નથી. એ માટે પેહેલા કરારની ૧૮
પરતીશટા લોહી વીના ન થઈ. કેમકે મુસાએ નીયમ- ૧૯
શાસતર પરમાણે હરેક હુકમ સરવ લોકોને કહ્યા
પર, પાણી તથા કીરમજી રૂઆં તથા ઈજોબ શુધાં
વાછરડાનું તથા બકરાનું લોહી લીધું, ને પુસતક પર
તથા સરવ લોકો પર પણ છાંટીને કહ્યું કે, "જે ૨૦
કરાર દેવે તમને ઠરાવી આપયો તેનું લોહી એજ
છે." ને તેણે તેજ રીતે માંડવા પર તથા સેવાનાં ૨૧
સઘલાં પાતર પર પણ લોહી છાંટયું. ને નીયમ- ૨૨
શાસતર પરમાણે ઘણુંકરીને સઘલી વસતુ લોહીથી
શુધ કરાએ છે, ને લોહી વેહેવડાવયા વગર માફી
નથી થતી. તો અગત હતું કે આકાશમાંની વસતુ- ૨૩
ઓની ઉપમાઓ એવાંથી શુધ થાએ, પણ આકાશી
વસતુઓ તે કરતાં વધતા શારા જગનોથી થાએ.
કેમકે ખરીસત હાથથી બનાવેલાં પવીતર ઠેકાણાં જે ૨૪

ખરાની ઉપમા છે, તેમાં ગયો નથી, પણ આકાશ-
માંજ ગયો; એ માટે કે અમણા આપણે સારૂ દેવની
૨૫ આગલ હાજર થાએ. ને જેમ આગલ પરમુખ યા-
જક બીજાનું લોહી લઈને પરમપવીતર સથાને હર
વરશ પેસતો, તેમ એ વારે વારે પોતાને અરપણ
૨૬ કરે એમ નહીં; કેમકે જો એમ હોત, તો જગતના
મંડાણથી ઘણીવાર તેને સેહેવાનું અગત પડત: પણ
હવે છેલા કાલમાં તે એક વાર પરગટ થયો, કે પો-
૨૭ તાના જગનથી પાપને ટાલે. ને જેમ માણસોને
એકવાર મરવું, ને તાર પછી નયાયકરણ, એવું ઠરા-
૨૮ વેલું છે; તેમ ખરીસત ઘણાઓનાં પાપ માથે લેવા
સારૂ એકવાર અરપણ થયો, ને જે તેની વાટ જુએ-
છે તેઓના તારણને અરથે પાપ વગર તે બીજી-
વાર પરગટ થશે.

૧૦ કેમકે જે શારી વસતુઓ થવાની હતી તેની પર-
તીછાયા નીયમશાસતરમાં હતી ખરી, પણ વસતુ-
ઓનો આકારજ નોહોતો, માટે જે જગનો વરશો
વરશ અખંડ તેઓ કરતાં હતા તેથી તે આવનારા-
૨ ઓને પરીપુરણ કરવાને કદી સમરથ નોહોતું. જો
એમ હોત, તો અરપણ થવાં શું બંધ ન થાત?
કેમકે ભકતી કરનારા એકવાર પવીતર થયા પછી ફરી
૩ પાપોની કંઈ અંતરભાવના તેઓને નથી. પણ તે
[જગનોથી] વરશો વરશ પાપોનું સમરણ ફરી થાએ-

છે. કેમકે ગોધાઓનું તથા બકરાંઓનું લોહી પાપો ૪
કાહાડીનાંખવાને સમરથ નથી. એ માટે જગતમાં ૫
આવતાંજ તે કેહેછે, "તેં જગન તથા દાનો ચાહાયાં
નહીં, પણ મારે સારૂ તેં શરીર શીધ કીધું છે. હોમમાં ૬
તથા પાપ વીશેના [જગનમાં] તારી કંઈ પરસંનતા
નોહોતી; તારે મેં કહયું કે, ઓ દેવ, જો, પુસતકમાં ૭
મારા સંબંધી લખયું છે, તારી ઈછા પાલવાને હું આ-
વુંછુ." ઉપર જારે તેણે કહયું કે, "જગન, તથા દાન, ૮
તથા હોમ, તથા પાપ વીશે અરપણ જે નીયમશાસ-
તર પરમાણે કરાએછે તેઓની ઈછા તેં રાખી નહીં,
ને તેઓમાં તું રાજી નોહોતો," તારે તેણે કહયું કે, ૯
"ઓ દેવ, જો, તારી ઈછા પાલવાને હું આવુંછું;" બી-
જાને સથાપવા સારૂ પેહેલાને તે મટાડેછે. તે ઈછાએ ૧૦
ઈશુ ખરીસતનું શરીર એકજ વાર અરપણ થયાથી
આપણે પવીતર કરાએલા છઈએ. ને હરેક યાજક ૧૧
નીત સેવા કરતાં, તથા એનેએજ જગનો બહુ વાર
કરતાં ઉભો રેહેછે, જેઓ પાપો કાહાડવાને કદી પણ
સમરથ નથી. પણ એ, પાપોને કાજે એક જગન ૧૨
સદાકાલને સારૂ કરીને, દેવની જમણી ગમ બેઠેલો
છે. ને તારથી તેના વેરીઓ તેના પગનું આસન ૧૩
કરાએ તાંહાં સુધી તે વાટ જાુએછે. કેમકે જેઓ ૧૪
પવીતર થાએછે તેઓને તેણે એક અરપણથી સદા
પરીપુરણ કીધા છે. ને પવીતર આતમા પણ, જે ૧૫

અગાઉ કહયું હતું, તે પરથી આપણને સાહેદી આ-
૧૬ પેછે કે, "પરભુ કેહેછે કે, તે દાહાડાઓ પછી હું જે
કરાર તેઓની સાથે કરીશ, તે એજ છે કે, હું પો-
તાનો નીયમ તેઓનાં રદયમાં મુકીશ, ને તેઓ-
૧૭ નાં મન પર લખીશ. ને તેઓનાં પાપ તથા તે-
૧૮ ઓના અનયાય ફરી સંભારીશ નહીં." ને જાંહાં
એવાની માફી થઈ છે, તાંહાં ફરી પાપને સારૂ બીજું
૧૯ અરપણ જોઈતું નથી. હવે ઓ ભાઈઓ, પરમ
પવીતર જગેમાં ઈશુના લોહીથી પેસવાની આપ-
ણને નીરભયતા છે, એટલે એક નવા તથા જીવતા
૨૦ મારગથી, કે જે તેણે આપણે સારૂ પડદાથી, એટલે
૨૧ પોતાના શરીરથી ઉઘાડયો છે; ને વલી દેવના ઘર
૨૨ પર મોટો યાજક છે; એ માટે દુશટ અંતસકરણથી
છુટવા સારૂ રદય પર છંટકાવ પામીને, તથા નીરમલ
પાણીથી શરીર ધોઈને, આપણે ખરા રદયથી ને વી-
૨૩ શવાસના પુરા નીશચેપણામાં સંનીધ જઈએ. આપ-
ણે આશાનો ઈકરાર દરઢ પકડીરાખીએ, કેમકે જેણે
૨૪ વચન આપયું તે વીશવાસુ છે. ને પરીતી તથા શારાં
કામને સારૂ ચેતાવણી આપવાને આપણે એક બીજા
૨૫ વીશે વીચાર કરવો. એકઠા મલવાનું કેટલાએક મુકી
દેછે તેઓની રીત પરમાણે આપણે ન કરીએ, પણ
સુબોધ કરીએ, ને જેમ જેમ તમે તે દાહાડો પાસે
૨૬ આવતો દેખોછો તેમ તેમ વધતું કરો. કેમકે આપણે

સતની ઓાલખ પામયા પછી, જો ઈછાથી પાપ કરી-
એ, તો પાપોને સારૂ બીજો જગન રેહેતો નથી, પણ ૨૭
નયાય ઠરવાની તથા જે અગનીરૂપ કોપ વૈરીઓને
ખાઈ નાંખશે તેની બીહામણીજ વાટ જોવાનું છે.
જે કોઈએ મુસાના નીયમશાસતરનું અપમાન કીધું, ૨૮
તે દયા પામયા વગર બે કે તરણ સાહેદી પરથી મ-
રણ પામતો. તો જેણે દેવના પુતરને પગ તલે છુંદ- ૨૯
યો, ને જે કરારના લોહીથી પોતે પવીતર થયો હતો
તેને સાધારણ ગણયું, ને કીરપાના આતમાનું અ-
પમાન કીધું, તે કેટલી વધતી કઠણ સજા જોગ થશે,
તે વીશે તમને શું લાગેછે? કેમકે "પરભુ કેહેછે કે, ૩૦
બદલો વાલવો મારો છે, હું વાલી આપીશ," ને
ફરી, "પરભુ પોતાના લોકોનો નયાય કરશે," એવું
જેણે કહયું તેને આપણે જાણીએછઈએ. જીવતા ૩૧
દેવના હાથમાં પડવું એ બીહામણું છે. પણ પુરવ- ૩૨
ના દીવસ ફરી સંભારો, જેમાં તમે પરકાશીત થયા
પછી દુખોનું મોહોટું કશટ સહયું. પેહેલાં તો નીંદા- ૩૩
ઓથી તથા સંકટથી તમે તમાશા જેવા થયા, ને
પછી તો જેઓ પર એમ થતું હતું તેઓના સંગતી
તમે થયા. કેમકે તમે મારા બંધનમાં દુખના સાથી ૩૪
થયા, ને પોતાના માલની હાની આનંદથી અંગી-
કાર કીધી, કાંજે તમે એ જાણતા હતા, કે પોતાને
સારૂ આકાશમાં વધતું શારૂં તથા અકશય ધન છે.

૩૫ એ માટે તમારો ભરોસો જેનું મોટું ફલ છે, તેને
૩૬ નાંખી ન દો. કેમકે તમને સહનતાનું અગત છે,
એ માટે કે તમે દેવની ઈછા પાલયા પછી વચનનું
૩૭ ફલ પામો. કેમકે જે આવવાનો છે, તે છેક થોડી
૩૮ વારમાં આવશેજ, ને વીલંબ નહીં કરશે. ને નયા-
ચી વીશવાસથી જીવશે; પણ જો કોઈ પાછો હટે,
૩૯ તો તે સંબંધી મારો જીવ સંતુશટ નહીં થશે. તો
પણ આપણે નાશમાં પાછા હટનારા નથી, પણ
જીવના બચાવને અરથે વીશવાસ કરનારા છઈએ.
૧૧ વીશવાસ તો આશામાંની વસતુઓનો ભરો-
૨ સો, ને અણદીઠ વસતુઓની સાહેદી છે. કેમકે તેથી
૩ વડીલો સાહેદી પામેલા થયા. વીશવાસથી આપણે
જાણીએછઈએ, કે દેવના શબદથકી જગતો ઉતપંન
થયાં, એવાં કે જે જે દેખાએછે, તે તે દેખાએલાં
૪ વાનાંથી નથી થયાં. વીશવાસથી હાબેલે કાઈનં ક-
રતાં દેવને વધતો શારો જગન અરપણ કીધો, તેથી
તે નયાયી છે, એમ તે સંબંધી સાહેદી અપાઈ, કેમકે
દેવે તેનાં દાનો સંબંધી સાહેદી આપી; ને તેથી તે
૫ મુઆ છતાં પણ બોલેછે. વીશવાસથી હનોખ પર-
લોકમાં લઈજવાયો કે તે મરણ ન જુએ, ને તે જ-
ડયો નહીં, કેમકે દેવ તેને લઈગયો, કાંજે તેના પર-
લોકમાં લઈજવાયા પેહેલાં તે સંબંધી એ સાહેદી
૬ થઈ કે તેણે દેવને પરસંન કીધો. પણ વીશવાસ વગર

માટે જેઓ દેવની ઈછા પરમાણે સેહેછે, તેઓ શારૂં
કરતાં વીશવાસુ ઉતપંન કરતા એટલે દેવને પોતાના
જીવ સોંપીદે.

૫ તમારામાં જે વડીલો તેઓને હું સાથીવડીલ,
તથા ખરીસતનાં દુખોનો સાકશી, તથા પરગટ થનાર
મહીમાનો ભાગીઓ છતાં વીનંતી કરૂંછું કે, દેવનું જે
૨ ટોલું તમારામાં છે તેનું પરતીપાલન કરો, અધ-
ચકશનું કામ અગતને લીધે નહીં, પણ ખુશીથી કરો,
લજામણા લોભને સારૂ નહીં, પણ ભાવથી કરો.
૩ અને વતન પર ધણીપણું કરવાની પઠે નહીં, પણ
૪ તમે ટોલાના નમુના થાઓ. ને મુખચગેટાંપાલક
પરગટ થશે તારે મહીમાનો ન ચીમલાનાર મુગટ
તમે પામશો.

૫ એજ પરમાણે જુવાનો, તમે પણ વડીલોને આ-
ધીન થાઓ; ને તમે સઘલા એક બીજાને આધીન
થઇને નમણતાઈ પેહેરેલા થાઓ, કેમકે દેવ ગરવી-
શટોનો વીરોધ કરેછે, પણ નમરો પર કીરપાદાન
૬ કરેછે. એ માટે દેવના સમરથ હાથ નીચે તમે પો-
તાને નમાવો કે, તે તમને ઠીક પરસંગે ઉંચા કરે.
૭ તમારી સરવ ચીંતા તેના પર નાંખો, કેમકે તે તમા-
રા વીશે ચીંતા કરેછે.

૮ સાવધ થાઓ, જાગતા રેહો, કેમકે તમારો વૈરી
શેતાન ગાજનાર સીંહની પઠે કોઇને ગલી જાએ

એમ શોધતો ફરેછે. તમે વીશવાસમાં સથીર થઈને ૯
તેની સામા થાઓ, કેમકે તમે જાણોછો કે, જગત-
માં તમારા ભાઈઓ પર તેજ દુખ પુરણ થાએછે.
હવે સધલી કીરપાનો દેવ જેણે ખરીસત ઈશુમાં ૧૦
આપણને પોતાના સરવકાલના મહીમાને સારૂ
બોલાવયા છે, તે પોતે, તમે થોડીવાર સહયા પછી,
તમને પુરણ કરે, સથીર કરે, બલવંત કરે, ને સથા-
પીત કરે. તેને મહીમા તથા સતા સરવકાલ હોજો. ૧૧
આમેન.
સીલવાનસ, જે મારી ધારણા પરમાણે તમરામાંનો ૧૨
વીશવાસુ ભાઈ છે, તેની હસતક મેં તમને ટુંકામાં
લખયું છે, ને વીનંતી કરી છે, ને સાકશી આપી છે
કે, જે કીરપામાં તમે ઉભા રહોછો, તે દેવની ખરી
કીરપા છે. બાબેલોનમાંની તમારી સાથે પસંદ ૧૩
કરેલી મંડલી, તથા મારો દીકરો મારક તમને સલામ
કેહેછે. તમે માહોમાં પરીતીના ચુંબનથી સલામ ૧૪
કરો. ખરીસત ઈશુમાંના તમ સરવને શાંતી થાઓ.
આમેન.



# પીતરનું બીજું પતર.



૧ આપણા દેવ તથા તારનાર ઈશુ ખરીસતના
નયાયીપણાથી અમારા સરખો મુલવાન વીશવાસ
જે પામયા છે, તેઓને ઈશુ ખરીસતનો સેવક તથા
૨ પરેરીત સીમોન પીતર લખેછે. દેવની તથા આ-
પણા પરભુ ઈશુની ઓલખથી તમારા પર કીરપા
તથા શાંતી પુશકલ થાઓ.
૩ જેણે મહીમાથી તથા સાતવીકપણાથી આપણને
બોલાવયા, એની ઓલખને આશરે તેના ઈશવરી
સામરથે આપણને જીવન વીશેનાં, તથા સુભકતી
૪ વીશેનાં સઘલાં આપયાં છે. તેથી આપણને બહુ
મોહોટાં તથા મુલવાન વચન અપાએલાં છે, એ
સારૂ કે તેઓને આશરે જગતમાંની જે દુશટાઈ કુ-
ઈછાથી છે, તેથી છુટીને દેવના સવભાવના ભાગીદાર
૫ તમે થાઓ. એજ કારણ માટે તમે પોતાના વીશ-
૬ વાસ સાથે સાતવીકપણું, ને સાતવીકપણા સાથે
ગનાન, ને ગનાન સાથે સવદમન, ને સવદમન
સાથે ધીરજ, ને ધીરજ સાથે સુભકતી, ને સુભકતી
૭ સાથે બંધુમૈતરી. ને બંધુમૈતરી સાથે પરીતી

જોડી લો. કેમકે એ સધલાં તમારામાં થયાંથી, ૮
તથા વધયાંથી, આપણા પરભુ ઈશુ ખરીસતના
ગનાન વીશે તમને આલસુ તથા નીશફલ નહીં
થવા દેશે. પણ જેની પાસે એઓ નથી તે આંધલો ૯
છે, તેની આંખો મીચેલી છે, ને પોતાનાં પેહેલાં
પાપોથી શુધ થયો હતો એ તે વીસરી ગયો છે. એ ૧૦
માટે ભાઈઓ, તમારૂં તેડાવવું તથા પસંદ આવવું,
નીશચય કરવા સારૂ વીશેશ જતન કરો, કેમકે જો
તમે એવું કરો તો કદી પડશો નહીં. કારણ કે એમ ૧૧
આપણા પરભુ તથા તારનાર ઈશુ ખરીસતના સરવ-
કાલના રાજયમાં તમે અતીશયપણાથી પરવેશ
પામશો.

એ માટે જો કે તમે એ વાતો જાણોછો, ને હાલ- ૧૨
ના સતમાં સથીર થયા છો, તો પણ તમને એઓ
નીત સંભારાવવાને હું ચુકીશ નહીં. અને જાંહાં ૧૩
સુધી હું આ માંડવામાં છું, તાંહાં સુધી તમને સં-
ભરાવીને સાવધ કરવા મને જોગ લાગેછે. કેમકે ૧૪
મને માલુમ છે કે, આપણા પરભુ ઇશુ ખરીસતના
દેખાડયા પરમાણે મારો માંડવો જલદી પડવાનો
છે. અને હું જતન કરીશ કે, મારા મરણ પછી ત- ૧૫
મને આ વાતોનું સમરણ નીત થાએ.

કેમકે જારે અમે આપણા પરભુ ઈશુ ખરીસતનો ૧૬
પરાકરમ તથા આવવા વીશેનું પારગટ કીધું, તારે

અમે ચતુરાઈથી કલપેલી કાહાણીઓને અનુસરતા
નોહોતા; પણ તેના મોહોટાપણાના પરતચકશ
૧૭ જોનારા હતા. કેમકે જારે બહુ તેજસવી મહીમાથી
તે સંબંધી એવી વાણી થઈ કે, એ મારો વાહાલો
પુતર છે, એના પર હું બહુ સંતુશટ છું, તારે દેવ બા-
૧૮ પથી તે માન તથા મહીમા પામયો. ને અમે તેની
સાથે પવીતર પાહાડ પર હતા તારે આકાશથી થ-
૧૯ એલી તે વાણી અમે શાંભલી. ને અમારી પાસે
એથી વધારે નીશચે વાત એટલે ભવીશવાત છે,
તેને અંધારા ઠેકાણામાં પરકાશ કરનાર દીવાના જેવી
જાણીને તેના પર જાંહાં સુધી પોહો ફાટે, ને સવા-
રનો તારો તમારાં અંતસકરણોમાં ઉગે, તાંહાં સુધી
૨૦ ચીત લગાડવાથી તમે શારૂં કરશો. પરથમ તમારે
એ જાણવું કે, પવીતર લેખમાંની કોઈ ભવીશવાત
૨૧ મનુશયોકતજ નથી. કેમકે ભવીશવાત માણસની
ઈછા પરમાણે કદી નથી થઈ, પણ દેવનાં પવીતર
માણસો પવીતર આતમાની પરેરણાથી બોલયાં.
૨ પણ જેમ તે લોકોમાં ખોટા ભવીશવાદીઓ
હતા, તેમ તમારામાં પણ ખોટા ઉપદેશકો થશે,
એવા કે નાશકારક પાખંડમતો ગુપતરૂપે ચલાવશે,
ને જે પરભુએ તેઓને વેચાતા લીધા તેનો નકાર
૨ કરીને પોતાપર ઉતાવલે નાશ લાવશે. અને
તેઓના ભરશટાચારમાં ઘણાઓ ચાલશે; ને તે-

ઓને લીધે સતના મારગની નીંદા થશે, ને દરવ- ૩
લોભે તેઓ કપટી વાતોથી તમને વેચાઉ કરશે;
તેઓનો દંડ જે અગાઉ ઠરાવાયો તે અસુર કરતો
નથી; ને તેઓનો નાશ ઢીલ લગાડતો નથી. કેમકે ૪
જે દુતોએ પાપ કીધું તેઓને દેવે છોડયા નહીં, પણ
નરકમાં નાંખીને નયાયકરણ સુધી અંધકારની શાંક-
લોમાં રાખયા; ને જુના જગતને છોડયું નહીં, ૫
પણ અભકતના જગત પર જલપરલય લાવીને
આઠમો માણસ નુહ, જે નયાયીપણાનો ઉપદેશક
હતો, તેને બચાવયો; ને થનાર અભકતોને ઉદાહ- ૬
રણ આપવા સારૂ સદોમ, તથા ગમોરા શેહેરોને
ભસમ કીધાં, ને પુરાં ઉજડ કરીને તેઓનો દંડ કીધો;
ને નયાયી લોત તે અધરમીઓની અશુધ ચાલથી ૭
દુખી હતો તેને છોડાવયો; (કેમકે તે નયાયી તે- ૮
ઓમાં વસયા છતાં, તેઓનાં ભુંડાં કામ જોયાથી
તથા શાંભલયાથી પોતાના નયાયી જીવમાં નીત
દુખી થતો હતો). તો સુભકતોને પરીકશણમાંથી ૯
છોડાવવા, તથા અનયાયીઓને નયાયકાલ સુધી
શીકશાને સારૂ રાખવાનું પરભુ જાણેછે. અને વી- ૧૦
શેશે કરીને જેઓ મલીનપણાના વીશયોથી દેહ
પરમાણે ચાલેછે, ને ધણીપણાને તુછ કરેછે તેઓને;
તેઓ ધરૂશટ, ને સવછંદી, તથા મહીમાવાલાઓની
નીંદા કરતાં બીહીતા નથી. તો પણ દુતો જેઓ બલ ૧૧

તથા પરાકરમમાં વધારે મોટા છે, તેઓ પરભુની
૧૨ આગલ તેઓ પર નીંદાનો દોશ મુક્તા નથી. પણ
એઓ, જે વીશે જાણતા નથી, તે વીશે નીંદા કરેછે,
અને જે સવભાવે નીરબુધ પશુ, પકડાવા તથા
નાશ પામવાને જનમયા, તેઓના સરખા પોતાની
૧૩ દુશટાઈમાં નાશ પામશે. તેઓ અનયાયનું ફલ
પામશે; એક દીવસના સુખભોગમાં તેઓ આનંદ
ગણેછે; તેઓ ડાઘ તથા એબ છે; ને પોતાની
ભુલમાં મસત છતાં તમારી સાથે ભોજન કરેછે.
૧૪ તેઓની આંખો વીભીચારથી ભરેલી છે, અને પાપ
કરવાથી બંધ નથી પડતી; તેઓ અસથીર પરા-
ણોને મોહેછે; તેઓનાં અંતસકરણો દરવલોભમાં
અભયાસી થયલાં છે, તેઓ શરાપનાં છોકરાં છે.
૧૫ પાધરો મારગ મુકીને તેઓ ભટકતા થયા; ને બ-
સોરનો બલામ, જેણે અનયાયનાં ફલનો પરેમ
૧૬ કીધો તેના મારગ પર ચાલનારા થયા. પણ તે
પોતાના અધરમને લીધે ધમકાવાયો; મુંગા પશુએ
માણસની વાણી કાહાડીને ભવીશવાદીની ઘેલાઈને
૧૭ વારી. તેઓ પાણી વગરના કુઆ, તથા પવનથી
દોડતાં વાદલાં છે, તેઓને સારૂ સદા સરવકાલ સુધી
૧૮ અંધકારની કાલક રાખેલી છે. કેમકે ભુલમાં ચાલ-
નારાઓમાંથી જેઓ પુરા બચી નીકલેલા હતા તે-
ઓને વયરથપણાની બહુ ફુલેલી વાતો બોલીને

દેહીક વીશયોથી, તથા ભરશટાચારથી મોહેછે. તે- ૧૯
ઓને તેઓ સવતંતરપણાનું વચન આપતાં પોતે
દુશટાઈના દાસ છે, કેમકે જેથી કોઈ ઝીંતાએછે, તેથી
તે દાસપણામાં અણાએછે. કેમકે પરભુ તથા તા- ૨૦
રનાર ઈશુ ખરીસતની ઓલખથી જો તેઓ જગ-
તના મલીનપણાથી છુટીને, પાછા તેમાં ગુંથાઈને
ઝીંતાયા, તો તેઓની છેલ્લી દશા પેહેલી કરતાં ભુંડી
છે; કારણ કે નયાચીપણાનો મારગ જાણ્યા પછી ૨૧
તેઓને જે પવીતર આગના અપાઈ તેથી ફરવા કરતાં
જાણ ન થઈ હોત તો શારૂં થાત. પણ આ ખરી ૨૨
કેહેવત પરમાણે તેઓને થયું કે, કુતરૂં પોતાની ઓ-
કની ગમ, ને ધોએલી ભુંડણ કાદવમાં આલોટવાને
ફરયાં છે.

વાહાલાઓ, હવે આ બીજું પતર હું તમને ૩
લખુંછુ, એઓથી તમારાં નીરમલ મનોને ચેતાવતાં
સાવધ કરૂંછું કે, પવીતર ભવીશવાદીઓથી જે વાતો ૨
અગાઉ કેહેવાઈ હતી તેનું, ને પરભુના તથા તારના-
રના હમ પરેરીતોની આગનાનું, તમે સમરણ રાખો.
પરથમ એમ જાણો કે છેલ્લા દીવસોમાં થટાખોરો ૩
આવશે. જેઓ પોતાની કુઈછા પરમાણે ચાલશે, ૪
ને કેહેશે કે, તેના આવવાનું વચન કાંહાં છે? કેમકે
પીતરૂઓ ઊંધીગયા છે તારથી ઉતપતીના આરંભમાં
જેવાં સઘલાં હતાં તેવાંજ રેહેછે. કેમકે તેઓ જાણી ૫

જોઈને આ વીસરેછે કે, દેવના શબદે કરીને આકાશો
પેહેલાંથી હતાં, ને પરથવી પાણીની બાહાર તથા
૬ પાણીમાં રેહેતી હતી. તેથી તે વેલાનું જગત પા-
૭ ણીમાં ડુબીને નાશ પામયું. પણ હમણાનાં આ-
કાશ તથા પરથવી તેજ શબદથી નયાયકાલ તથા
અભકત માણસોના નાશના દીવસ સુધી રાખેલાં
૮ છતાં બાલવા સારૂ સીધ મુકાએલાં છે. વાહાલા-
ઓ, આ એક વાતથી તમે અજાણયા ન રેહો, કે
પરભુની પાસે એક દીવસ હજાર વરશોના સરખો,
૯ ને હજાર વરશો એક દીવસના સરખાં છે. કેટલા-
એક જેમ અસુર કરવું ગણેછે, તેમ પરભુ પોતાનાં
વચન સંબંધી અસુર કરતો નથી, પણ આપણા
વીશે ધીરજ રાખેછે, કેમકે કોઈનો નાશ થાએ એવું
તે ઈછતો નથી, પણ એવું કે સઘલા પશચાતાપ કરે.
૧૦ પણ જેમ ચોર રાતરે આવેછે, તેમ પરભુનો દીવસ
આવશે, તે વેલાએ આકાશો મોટા આવાજથી ટલી
જશે, ને તતવો ઝાલથી વીધરાઈ જશે, ને પરથવી
૧૧ તથા તે પરનાં કામો બાલી નંખાશે. તો એ સરવ
વીધરાઈ જનાર માટે પવીતર ચાલ તથા સુભક-
૧૨ તીમાં તમારે કેવા થવું જોઈએ. દેવના જે દીવસમાં
આકાશો સલગીને વીધરાઈ જશે, તથા તતવો બ-
લીને ગલાઈ જશે, તેના આવવાની વાટ જોતાં ઉતા-
૧૩ વલ કરવી. તો પણ આપણે તેના વચન પરમાણે

નવાં આકાશ તથા નવી પરથવી જેમાં નચાચીપણું
વસેછે, તેની વાટ જોઈએછઈએ. એ માટે વાહાલા- ૧૪
ઓ, એઓની વાટ તમે જુઓછો, માટે જતન કરો
કે, તમે શાંતીમાં નીશકલંક તથા નીરદોશ તેની આ-
ગલ થાઓ. ને આપણા પરભુનું ધીરચ તારણને ૧૫
સારૂ છે એમ ગણો; તેમ આપણા વાહાલા ભાઈ
પાઉલે પણ તેને આપેલી બુધી પરમાણે તમને
લખચું છે. ને તેમ તેના સધલાં પતરોમાં આ વાતો ૧૬
વીશે કહ્યું છે, તેઓમાં કેટલીએક વાત સમજવાને
અધરી છે, તે વાતો બીજા લેખો પરમાણે અંગનાની
તથા અસથીર માણસ પોતાના નાશને સારૂ વીપરીત
કરેછે. માટે વાહાલાઓ, તમે અગાઉથી જાણીને ૧૭
સાવધ થાઓ કે અધરમીઓની ભુલથી ખેંચાએલા
થઈને પોતાનાં સથીરપણાથી ન પડો. પણ કીર- ૧૮
પામાં, ને આપણા પરભુ તથા તારનાર ઈશુ ખરી-
સતના ગનાનમાં તમે વધચા કરો; તેને આમણા
તથા સરવકાલ સુધી મહીમા થાઓ. આમેન.



# યોહાંનનું પેહેલું પતર.



૧ જીવનના શબદ સંબંધીનું, જે આરંભથી હતું,
જેને અમે શાંભલયુંછે, જેને અમે પોતાની આંખો-
એ દીઠુંછે, જેના પર અમે જોયું, ને જેને અમે પો-
૨ તાના હાથોથી અડકયા. (અને જીવન પરગટ થયું,
ને અમે જોયું છે, ને સાકશી પુરીએ છઈએ, ને જે
અનંત જીવન બાપની સાથે હતું, ને અમને પરગટ
૩ થયું, તે તમને કહી દેખાડીએછઈએ.) જે અમે દીઠું
તથા શાંભલયુંછે, તે તમને કહી દેખાડીએછઈએ કે,
તમને પણ અમારી સાથે સંગત થાએ; ને અમારી
સંગત બાપની સાથે, તથા તેના પુતર ઈશુ ખરીસત-
૪ ની સાથે છે. અને તમારો આનંદ સંપુરણ થાએ,
૫ માટે એ વાતો તમને લખીએછઈએ. અને જે સં-
દેશો અમે તેનાથી શાંભલયો ને તમને જણાવીએ-
છઈએ, તે એ છે કે, દેવ અજવાલું છે, અને તેમાં કંઈજ
૬ અંધારૂં નથી. જો આપણે કહીએ, કે તેની સાથે
આપણી સંગત છે, અને અંધારામાં ચાલીએ, તો
૭ જુઠું બોલીએછઈએ, અને સત કરતા નથી. પણ જેમ
તે અજવાલામાં છે, તેમ જો આપણે અજવાલામાં

ચાલીએ, તો આપણને એક બીજાની સાથે સંગત
છે, અને તેના પુતર ઈશુ ખરીસતનું લોહી આપણને
સઘલાં પાપથી શુધ કરેછે. જો આપણે કહીએ કે, ૮
આપણને પાપ નથી, તો આપણે પોતાને ભુલાવી-
એછઈએ, અને આપણામાં સત નથી. જો આપ- ૯
ણે આપણાં પાપ કબુલ કરીએ, તો આપણાં પાપ
માફ કરવા તથા આપણને સરવ અનયાયથી શુધ
કરવાને તે વીશવાસુ તથા નયાયી છે. જો આપણે ૧૦
કહીએ, કે આપણે પાપ કીધું નથી, તો આપણે તેને
જુઠો પાડીએછઈએ, અને તેનું વચન આપણામાં
નથી.

મારાં છોકરાં, તમે પાપ ન કરો, માટે હું તમને ૨
એવું લખુંછું, ને જો કોઈ પાપ કરે તો ઈશુ ખરીસત
જે નયાયી, તે બાપની પાસે આપણો વીનંતી કર-
નાર છે. ને તે આપણાં પાપો વીશે, પરાયશચીત ૨
છે, અને કેવલ આપણાં વીશે નહીં, પણ આખા
જગત વીશે. અને જો આપણે તેની આગનાઓ ૩
પાલીએ, તો તેથી આપણને માલમ છે, કે આપણે
તેને ઓલખયો છે. જો કોઈ કેહે કે હું તેને ઓલખું- ૪
છું, પણ તેની આગના પાલતો નથી, તો તે જુઠો
છે, ને તેમાં સત નથી. પણ જે કોઈ તેનું વચન ૫
પાલેછે તેમાં દેવ પરનો પરેમ ખરેખરો સંપુરણ
થયોછે, એથી આપણે જાણીએછઈએ, કે આપણે

૬ તેમાં છઈએ. જે કેહેછે કે, હું તેમાં રહુંછું, તેણે જેમ
૭ તે ચાલયો તેમજ ચાલવું જોઈએ. ભાઈઓ, નવી
આગના નહીં, પણ જુની આગના જે તમને આરં-
ભથી હતી, તે હું તમને લખુંછું. જે વચન તમે
આરંભથી શાંભળ્યું છે, તેજ જુની આગના છે.
૮ વળી નવી આગના જે તેમાં તથા તમારામાં સત
છે, તે હું તમને લખુંછું. કેમકે અંધારૂ જતું રેહેછે,
૯ અને ખરૂ અજવાળું અમણાં પરકાશેછે. જે કેહેછે
કે, હું અજવાળામાં છું, અને પોતાના ભાઇનો દવેશ
૧૦ કરેછે, તે હજી સુધી અંધારામાંછે. જે પોતાના ભાઈ
પર પરેમ કરેછે, તે અજવાળામાં રેહેછે, અને તેમાં
૧૧ ઠોકરનું કારણ નથી. પણ જે પોતાના ભાઈ પર દવેશ
કરેછે, તે અંધારામાં છે, અને અંધારામાં ચાલેછે, ને
પોતે કાંહાં જાએછે, તે જાણતો નથી, કેમકે અંધારાએ
૧૨ તેની આંખો આંધળી કીધી છે. છોકરાં, તેના નામ-
ને લીધે તમને પાપ માફ થયાંછે, માટે હું તમને
૧૩ લખુંછું. બાપો, જે આરંભથી છે, તેને તમે ઓળ-
ખયો છે, માટે હું તમને લખુંછું. જુઆનો તમે
ભુંડાને જીતયો છે, માટે હું તમને લખુંછું. બા-
ળકો, તમે બાપને ઓળખયો છે, માટે હું તમને
૧૪ લખુંછું. બાપો, જે આરંભથી હતો તેને તમે ઓ-
ળખયો છે, માટે મેં તમને લખયું છે. જુઆનો,
તમે બળવંત છો, ને દેવનું વચન તમારામાં રેહેછે,

અને તમે ભુંડાને જીતયો છે, માટે મેં તમને લખયું
છે. જગત પર, તથા જગતમાંના પર પરેમ ન કરો;- ૧૫
જો કોઈ જગત પર પરેમ કરે તો તેમાં બાપ પરનો
પરેમ નથી. કાંજે સરવ જે જગતમાં છે, એટલે દેહનો ૧૬
લોભ, તથા આંખોનો લોભ, ને જીવનનો અહુંકાર
તે બાપથી નથી, પણ જગતથી છે. જગત તથા ૧૭
તેનો લોભ, જતાં રેહેછે, પણ જે દેવની ઈછા પર-
માણે કરેછે, તે સદા રેહેછે. નાહાનાં છોકરાં, આ ૧૮
છેલો સમય છે, ને જેમ તમે શાંભલયું છે, કે ખરી-
સતવીરોધી આવેછે, તેમ અમણા ખરીસતવીરો-
ધી ધણા થયા છે, એથી આપણે જાણીએછઈ કે, આ
છેલો સમય છે. તેઓ આપણામાંથી નીકલી ગયા, ૧૯
પણ આપણામાંના નોહોતા, કાંજે જો તેઓ આ-
પણામાંના હોત, તો આપણી સાથે રેહેત, પણ
તેઓ સરવ આપણામાંના નથી એવા તેઓ પરગટ
થાએ માટે નીકલી ગયા. અને જે પવીતર તેથી ૨૦
તમને અભીશેક છે, અને તમે સધલાં જાણોછો.
તમે સતને જાણતા નથી, એ સારૂ નહીં, પણ તમે તેને ૨૧
જાણો છો, અને સતથી કંઈ જાુઠું નથી, એ સારૂ મેં
તમને લખયુંછે. જે ઈશુનો નકાર કરીને કેહેછે કે, તે ૨૨
ખરીસત નથી, તે વગર, જાુઠો કોણ છે? જે બાપ
તથા પુતરનો નકાર કરેછે તેજ ખરીસતવીરોધી
છે. હરેક જે પુતરનો નકાર કરેછે, તેને બાપ નથી. ૨૩

૨૪ માટે જે તમે પેહેલાંથી શાંભલયુંછે, તે તમારામાં
રેહેવા દો. પેહેલાંથી જે તમે શાંભલયું, તે જો તમા-
રામાં રેહે તો તમે પણ પુતરમાં, તથા બાપમાં રેહે-
૨૫ શો. ને જે વચન તેણે આપણને આપયું, તે એજ,
૨૬ એટલે સરવકાલનું જીવન. જેઓ તમને ભુલાવે-
૨૭ છે, તેઓ સંબંધી મેં તમને આ લખયાં છે. ને જે
અભીશેક તમે તેનાથી પામયા તે તમારામાં રેહેછે,
ને કોઈ તમને શીખાવે એવું કંઈ અગત નથી, પણ
જેમ અભીશેક પોતે તમને સરવ સંબંધી શીખાવે-
છે, ને તે સત છે, જુઠો નથી, ને જેમ તેણે તમને
૨૮ શીખાવયું, તેમ તમે તેમાં રેહેશો. અને હવે છોક-
રાં, તેમાં રેહો કે જારે તે પરગટ થાએ, તારે આ-
પણને હીમત થાએ, અને તેની રૂબરૂ આપણે ન
૨૯ શરમાઈએ. જો તમે જાણોછો, કે તે નયાયી છે, તો
જે નયાયીપણું કરેછે, તે તેથી જનમયો છે, તે તમે
જાણોછો.

૩ જુઓ, બાપે કેવી પરીતી આપણા પર કીધી
છે, કે આપણે દેવનાં છોકરાં કેહેવાઈએ, એ માટે જ-
ગત આપણને ઓલખતું નથી, કેમકે તેણે તેને
૨ ઓલખયો નથી. વાહાલાઓ, હવે આપણે દેવનાં
છોકરાં છઈએ, અને આપણે કેવા થઈશું, તે હજીસુધી
દેખાતું નથી, પણ આપણે જાણીએછઈએ, કે જારે
તે દેખાશે, તારે તેના જેવા આપણે થઈશું, કેમકે

જેવો તે છે, તેવો તેને આપણે દેખીશું. અને જે ૩
હરેકને તે પરની એ આશા છે, તે પોતાને શુધ કરે-
છે, જેમ તે શુધ છે તેમ. હરેક જે પાપ કરેછે, તે ૪
પણ નીયમભંગ કરેછે, ને નીયમભંગ એજ પાપ
છે. ને તમે જાણોછો કે આપણાં પાપ હરણ કરવા- ૫
ને તે પરગટ થયો, અને તેમાં પાપ નથી. હરેક જે ૬
તેનામાં રેહેછે, તે પાપ કરતો નથી, હરેક જે પાપ
કરેછે તેણે તેને દીઠો નથી, ને તેને ઓલખયો પણ
નથી. છોકરાં, કોઈ તમને ન ભુલાવે, જેમ તે નયા- ૭
યી છે, તેમ જે નયાયીપણું કરેછે તે પણ નયાયી
છે; જે પાપ કરેછે તે શેતાનનો છે, કાંજે શેતાન આ- ૮
રંભથી પાપ કરેછે; દેવનો પુતર એ સારૂ પરગટ
થયો કે તે શેતાનનાં કામોનો નાશ કરે. હરેક જે ૯
દેવથી જનમયો છે તે પાપ કરતો નથી, કાંજે
તેનું બીજ તેમાં રેહેછે, ને તેથી પાપ કરાતું નથી,
કેમકે તે દેવથી જનમયો છે. એથી દેવનાં છોકરાં ૧૦
તથા શેતાનનાં છોકરાં પરગટ છે; હરેક જે નયાયી-
પણું કરતો નથી, ને જે પોતાના ભાઈ પર પરેમ ક-
રતો નથી, તે દેવનો નથી. કાંજે જે સંદેશો તમે પેહે- ૧૧
લાંથી શાંભલયો છે તે એજ કે, આપણે એક બીજા
પર પરેમ રાખીએ. જેવો કાઇન ભુંડાનો હતો, અને ૧૨
પોતાના ભાઇને મારીનાંખયો, તેવા ન થવું; અને
શા માટે તેણે તેને મારીનાંખયો? એ માટે કે પોતાનાં

કામ ભુંડાં હતાં, અને પોતાના ભાઈનાં નયાથી
૧૩ હતાં. મારા ભાઈઓ, જો જગત તમારો દવેશ કરે
૧૪ તો તમે અચરત ન થાઓ. આપણે ભાઈઓ પર
પરીતી રાખીએછઈએ એથી આપણે જાણીએછઈએ
કે મરણમાંથી નીકલીને જીવનમાં આવયાછઈએ;
જે પોતાના ભાઈ પર પરેમ રાખતો નથી તે મરણ-
૧૫ માં રેહેછે. હરેક જે પોતાના ભાઈ પર દવેશ રાખેછે
તે મનુશધાતક છે. ને તમે જાણોછો કે કોઈ મનુશ-
૧૬ ધાતકમાં અનંત જીવન રેહેતું નથી. એથી આપણે
પરેમ જાણયો છે, કાંજે તેણે પોતાનો પરાણ આપ-
ણે સારૂ આપયો; એમજ આપણે ભાઈઓને સારૂ
૧૭ આપણા પરાણો આપવા જોઈએ. પણ જેની
પાસે આ જગતનો માલ હોએ, અને પોતાના
ભાઈને ગરજ છે એવું જોઇને તે પર પોતાની દયા
બંધ કરે, તો તેમાં દેવની પરીતી શી તરેહ રેહેછે!
૧૮ મારાં છોકરાં, આપણે શબદથી નહીં, ને જીભથી
૧૯ નહીં, પણ કામમાં તથા સતમાં પરીતી કરીએ. ને
એથી આપણે જાણીએછઈએ કે આપણે સતના
છઈએ, અને તેની આગલ આપણાં અંતસકરણની
૨૦ ખાતરી આપણે કરીશું. કેમકે જો આપણાં અંતસ-
કરણ આપણને દોશીત ઠેરવેછે, તે એ માટે કે આપણાં
અંતસકરણ કરતાં દેવ મોહોટો છે, અને સધલાં જાણે-
૨૧ છે. વાહાલાઓ, જો આપણું અંતસકરણ આપણને

દોશીત ઠરાવતું નથી, તો દેવની ગમ આપણને
ખાતરજમા છે. ને જે કંઈ આપણે માગીએ છઈએ, ૨૨
તે તેનાથી પામીએછઈએ, કેમકે તેની આગના આ-
પણે પાલીએછઈએ, ને તેની આગલ જે કામ ગમ-
તાં તે કરીએછઈએ. તેની આગના એ છે કે તેના ૨૩
પુતર ઈશુ ખરીસતના નામ પર આપણે વીશવાસ
રાખીએ, ને જેમ તેણે આપણજે આગના આપી,
તેમ એક બીજા પર પરીતી કરીએ. જે તેની આ- ૨૪
ગના પાલેછે, તેનામાં તે રેહેછે, અને એ તેમાં;
અને જે આતમા આપણને આપયો છે તેથી જા-
ણીએછઈએ કે એ આપણામાં રેહેછે.

વાહાલાઓ, હરેક આતમા પર વીશવાસ ન ૪
રાખો, પણ આતમાઓ દેવથી છે કે નહીં એ વીશે
તેઓને પારખો, કાંજે જુઠા ભવીશવાદીઓ જ-
ગતમાં ઘણા નીકલયા છે. ઈશુ ખરીસત દેહમાં ૨
આવયો છે, એવું જે હરેક આતમા કબુલ કરેછે તે દેવ-
નો છે, એથી તમે દેવનો આતમા જાણોછો. ઈશુ ૩
ખરીસત દેહમાં આવયો છે, એવું જે હરેક આતમા
કબુલ કરતો નથી તે દેવનો નથી; ને ખરીસત વીરો-
ધીનો આતમા જે વીશે તમે શાંભલયું કે આવેછે, અને
અમણા પણ જગતમાં છે, તે એજ છે. છોકરાં, ૪
તમે દેવનાં છો, અને તમે તેઓને જીતયા છે, કાંજે
જે જગતમાં તે કરતાં જે તમારામાં તે મોટો છે.

૫ તેઓ જગતના છે, એ માટે તેઓ જગત વીશે બો-
૬ લેછે, અને જગત તેઓનું શાંભલેછે. આપણે દે-
વના છઈએ; જે દેવને ઓલખેછે તે આપણું શાંભ-
લેછે, જે દેવનો નથી તે આપણું શાંભલતો નથી;
એથી આપણે સતનો આતમા, તથા ભુલનો આ-
તમા જાણીએછઈએ.
૭ ઓ વાહાલાઓ, આપણે એક બીજા પર પરીતી
રાખીએ, કાંજે પરીતી દેવથી છે, ને હરેક જે પરીતી
કરેછે તે દેવથી જનમેલો છે, અને દેવને ઓલખેછે.
૮ જે પરીતી કરતો નથી, તેણે દેવને ઓલખયો નથી;
૯ કાંજે દેવ પરીતી છે. એથી આપણા પરની દેવની
પરીતી પરગટ થઈ છે, એટલે દેવે પોતાના એકાકી-
જનીત પુતરને જગતમાં એ માટે મોકલયો, કે તે-
૧૦ નાથી આપણે જીવીએ. એમાં પરીતી છે, આપણે
દેવ પર પરેમ કીધો એમ નહીં, પણ તેણે આપણા
પર પરેમ કીધો અને પોતાના પુતરને આપણાં
૧૧ પાપનું પરાયશચીત થવા મોકલયો. વાહાલાઓ,
જો દેવે આપણા પર એવો પરેમ કીધો, તો આપણે
૧૨ પણ એક બીજા પર પરેમ રાખવો જોઈએ. કોઈએ
દેવને કદી દીઠો નથી; જો આપણે એક બીજા પર
પરેમ કરીએ તો દેવ આપણામાં રેહેછે, અને તેનો
૧૩ પરેમ આપણામાં સંપુરણ છે. આપણે તેનામાં
રહીએછઈએ, અને તે આપણામાં, એ આપણે એથી

જાણીએછઈએ કે તેણે પોતાના પવીતર આતમાનું
આપણને આપચું છે.
અને અમે જોયું ને સાકશી પુરીએછઈએ, કે બાપે ૧૪
પુતરને જગતનો તારનાર થવા મોકલયો છે. જે ૧૫
કોઈ કબુલ કરેછે કે ઈશુ દેવનો પુતર છે, દેવ તેમાં
તથા તે દેવમાં રેહેછે. અને દેવની જે પરીતી આ- ૧૬
પણા પર છે તે આપણે જાણી, ને તે પર વીશવાસ
કરયો. દેવ પરીતી છે, અને જે પરીતીમાં રેહેછે તે
દેવમાં અને દેવ તેમાં રેહેછે.
એથી આપણામાં પરીતી સંપુરણ થઈ છે, કે ન- ૧૭
ચાયકાલે આપણને નીરભયતા થાએ, કાંજે જેવો
તે છે, તેવા આપણે આ જગતમાં છઈએ. પરીતી- ૧૮
માં ભય નથી, પણ પુરી પરીતી ભયને બાહાર
કાહાડેછે, કેમકે ભયથી પીડા છે. જે ભયભીત છે
તેમાં પરીતી પુરી થઈ નથી. આપણે તેના પર ૧૯
પરીતી કરીએછઈએ, કેમકે પેહેલાં તેણે આપણા
પર પરીતી કરી. જો કોઈ કેહે કે હું દેવ પર પરીતી ૨૦
કરૂંછું, પણ પોતાના ભાઈ પર દવેશ કરે તો તે જુઠો
છે, કાંજે પોતાના ભાઇને તેણે દીઠો છે તે પર જો
પરીતી કરતો નથી, તો દેવ જેને તેણે દીઠો નથી તે
પર તે પરીતી કેમ કરી શકેછે? અને એ આગના ૨૧
તેનાથી આપણને છે કે જે દેવ પર પરીતી કરેછે,
તેણે પોતાના ભાઈ ઉપર પરીતી કરવી.

૫ હરેક જે વીશવાસ કરેછે કે ઇશુ એજ ખરીસત
છે તે દેવથી જનમેલો છે; ને હરેક જે જનમાવ-
નાર પર પરીતી કરેછે તે તેનાથી જનમેલા પર પણ
૨ પરીતી કરેછે. જારે આપણે દેવ પર પરીતી રાખી-
એ ને તેની આગનાઓ પાલીએ, તારે એથી આ-
પણે જાણીએછઈએ કે દેવનાં છોકરાં ઉપર પણ
૩ પરીતી રાખીએછઈએ. કેમકે દેવ પરની પરીતી આ
છે કે આપણે તેની આગનાઓ પાલીએ, અને તેની
૪ આગનાઓ ભારે નથી. કાંજે હરેક જે દેવથી જન-
મેલું છે તે જગતને જીંતેછે, ને જે જય જગતને જીં-
૫ તેછે તે આપણો વીશવાસ છે. જે વીશવાસ કરેછે
કે ઈશુ દેવનો પુતર છે તે વગર જગતને કોણ જીંતેછે.
૬ જે પાણીથી તથા લોહીથી આવયો, તેજ ઈશુ
ખરીસત છે, એકલા પાણીથી નહીં, પણ પાણી
તથા લોહીથી; અને જે સાકશી પુરેછે તે આતમા
૭ છે, કાંજે આતમા સત છે. કેમકે આકાશમાં સા-
કશી પુરનારા તરણ છે એટલે બાપ, શબદ, તથા
૮ પવીતર આતમા, અને એ તરણ એક છે. અને
પરથવી પર સાકશી પુરનારા તરણ છે એટલે આતમા,
ને પાણી, તથા લોહી, અને એ તરણ એકમાં મલેછે.
૯ જો આપણે માણસોની સાકશી માનીએછઈએ
તો એ કરતાં દેવની સાકશી મોટી છે, કાંજે દેવે પો-
તાના પુતર સંબંધી જે સાકશી આપી છે તે એજ છે.

જે દેવના પુતર પર વીશવાસ રાખેછે તેને પોતામાં ૧૦
સાકશી છે, જે દેવ પર વીશવાસ કરતો નથી તેણે
તેને જુઠો પાડયો છે. કેમકે દેવે પોતાના પુતર
વીશે જે સાકશી આપી છે, તે સાકશી પર તેણે વીશ-
વાસ કરયો નથી. અને આ સાકશી એવી છે કે ૧૧
દેવે આપણને અનંત જીવન આપયું છે, અને આ
જીવન તેના પુતરમાં છે. જેને [દેવનો] પુતર છે તેને ૧૨
જીવન છે. જેને દેવનો પુતર નથી, તેને જીવન નથી.
તમને અનંત જીવન છે એ તમે જાણો, અને ૧૩
દેવના પુતરના નામ પર વીશવાસ કરો, માટે દેવના
પુતરના નામ ઉપર તમ વીશવાસ કરનારાઓને
આ વાતો મેં લખી છે. અને તે પર જે આપણો ૧૪
ભરોસો તે એ છે કે જો આપણે તેની ઈછા પરમાણે
કંઈ માગીએ, તો તે આપણું શાંભલેછે. ને જે કંઈ ૧૫
માગીએ જો તે સંબંધી આપણે જાણીએ કે તે
આપણું શાંભલેછે, તો જે આપણે તેની પાસે મા-
ગયું છે તે આપણને મલેછે, એ પણ આપણે જા-
ણીએછઈએ. જો કોઈ પોતાના ભાઈને એવું પાપ ૧૬
કરતો જોએ કે તેથી મરણ નથી, તો તેણે માગવું,
અને જેથી મરણ નથી એવું પાપ કરનારાઓ સારૂ
[દેવ] તેને જીવન આપશે; જેથી મોત થાએછે એવું
પાપ છે, ને તે વીશે માગવું એવું હું કેહેતો નથી.
સરવ અનયાય પાપ છે, અને જેથી મરણ નથી ૧૭

૧૮ એવું પાપ છે. આપણે જાણીએછઈએ કે હરેક જે
દેવથી જનમેલો છે તે પાપ કરતો નથી, પણ જે
દેવથી જનમયો છે તે પોતાને સંભાલેછે, અને તે
૧૯ ભુંડો તેને અડકતો નથી. આપણે જાણીએછઈએ
કે આપણે દેવના છઈએ, અને આખું જગત તે ભું-
૨૦ ડામાં પડી રેહેછે. વલી આપણે જાણીએછઈએ કે
દેવનો પુતર આવયો છે, અને સતને ઓલખવા
સારૂ તેણે આપણને સમજણ આપી છે; ને તેનો
પુતર ઈશુ ખરીસત જે સત છે તેમાં આપણે
છઈએ; એજ ખરો દેવ, તથા અનંત જીવન છે.
૨૧ છોકરાં તમે પોતાને મુરતીઓથી બચાવી રાખો.
આમેન.

——oo●oo——

# યોહાનનું બીજું પતર.



પસંદ કરેલી બાઇને તથા તેનાં છોકરાંઓને 1
વડીલ લખેછે; જે સત આપણામાં રેહેછે, અને 2
સરવકાલ સુધી રેહેવાનું છે તેને લીધે હું સતમાં
તમારા પર પરેમ રાખુંછું; અને એકલો હું નહીં,
પણ જે સધલાએ સતને જાણયું તેઓ પણ રાખેછે.
દેવ બાપથી તથા બાપના પુતર પરભુ ઈશુ ખરીસત- 3
થી કીરપા તથા દયા તથા શાંતી તમને સત તથા
પરીતીમાં થાઓ.
જેમ આપણે બાપથી આગના પામયા, તેમ 4
તારાં કેટલાંએક છોકરાં સતમાં ચાલતાં મેં દીઠાં,
માટે હું ઘણો આનંદી થયો. ને હવે બાઈ, હું નવી 5
આગના લખુંછું એમ નહીં, પણ આરંભથી જે આ-
પણા પર થઈ તે પરમાણે તારી અરજ કરૂંછું કે આ-
પણે માહોમાંએ પરીતી કરીએ. અને આપણે 6
તેની આગનાઓ પરમાણે ચાલીએ તેજ પરીતી છે,
અને આગના એજ છે કે જેમ તમે આરંભથી શાં-
ભલયું તેમ તેમાં તમે ચાલો. કાંજે ઘણા ભુલા- 7
વનારા જગતમાં ગયા છે; અને ઇશુ ખરીસત દેહ-

માં આવયો છે એવું તેઓ કબુલ કરતા નથી, તેજ
૮ ભુલાવનાર તથા ખરીસતવીરોધી છે. તમે પોતા
વીશે સાવધાન રેહો, એ માટે કે જે અમે કરયું તે
૯ અમે ન ખોઈએ, પણ પુરૂં વેતન પામીએ. હરેક
જે ઉલંધન કરેછે, અને ખરીસતના ઉપદેશમાં
રેહેતો નથી, તેને દેવ નથી; જે ખરીસતના ઉપદે-
૧૦ શમાં રેહેછે, તેનેજ બાપ તથા પુતર પણ છે. જો
કોઈ તમારી પાસે આવે, અને એ ઉપદેશ ન લાવે,
તો તેને ઘરમાં ન લો, અને તેને કુશલતા ન કેહો.
૧૧ કેમકે જે તેને કુશલતા કેહેછે તે તેનાં ભુંડાં કામનો
ભાગીઓ થાએછે.
૧૨ મારે તમને લખવાનું ઘણું છે, પણ કાગલ તથા
સાહીથી એવી મારી ઇછા નથી, પણ આપણો આ-
નંદ સંપુરણ થાએ માટે તમારી પાસે આવીને મો-
૧૩ હોડા મોહોડ બોલવાની હું આશા રાખુંછું. તારી
પસંદ કરેલી બેહેનનાં છોકરાં તને કુશલતા કેહેછે.
આમેન.



# યોહાનનું તરીજું પતર.



જેના પર હું સતમાં પરીતી રાખુંછું, તે વાહા- 1
લા ગાયાને વડીલ લખેછે. વાહાલા, હું સરવ સંબં- 2
ધી પરારથના કરૂંછું કે જેમ તારો જીવ કુશલ છે તેમ
તું કુશલ તથા સાજો રેહે. કાંજે ભાઈઓએ આ- 3
વીને તારામાં જે સત છે તે વીશે સાકશી આપી કે
તું સતમાં ચાલેછે, માટે મને ઘણો આનંદ થયો.
મારાં છોકરાં સતમાં ચાલેછે એવું હું શાંભલુંછું, એ 4
કરતાં મને બીજો મોટો આનંદ નથી. વાહાલા, જે 5
કંઈ કામ તું ભાઈઓ તથા પારકાઓને સારૂ કરેછે તે
તું વીશવાસથી કરેછે. તેઓએ તારા પરેમ વીશે 6
મંડલીની આગલ સાકશી પુરીછે. તેઓને દેવને
જોગ રીતે આગલ પોહોંચાડશે તો તું શારૂં કરીશ.
કેમકે તેઓ વીદેશીઓ પાસેથી કંઈ ન લેતાં, તેના 7
નામને સારૂ બાહાર ગયા. માટે આપણે એવા- 8
ઓનો અંગીકાર કરવો જોઈએ, એ સારૂ કે આપણે
સત વીશે સંગાતે કામ કરનારા થઈએ. મેં મંડલીને 9
લખયુંછે, પણ દીઅતરાફે જે તેઓમાં મુખય થવા
ચાહેછે, તે અમારો અંગીકાર કરતો નથી. એ માટે 10

જો હું આવું તો તેનાં જે કામ તે કરેછે તેઓને હું સં-
ભારીશ, તે અમારી ઉલટી ભુંડી વાતથી બકેછે, ને
એથી તરૂપત ન થતાં પોતે ભાઈઓનો અંગીકાર
કરતો નથી; ને જેઓ ચાહેછે તેઓને તે વારેછે ને
૧૧ મંડલીમાંથી બાહાર કાહાડેછે. વાહાલા, ભુંડાને નહીં,
પણ શારાને અનુસરો. જે શારૂં કરેછે તે દેવનો છે,
૧૨ પણ જે ભુંડું કરેછે તેણે દેવને દીઠો નથી. દેમેત-
રીઆ વીશે સઘલાએ તથા સતે પોતે સાકશી પુરી,
ને અમે પણ સાકશી પુરીએછઈએ, ને તમે જાણોછો
કે અમારી સાકશી ખરી છે.
૧૩ મારે ઘણું લખવાનું હતું, પણ સાહી કલમથી હું
૧૪ તે લખવા ચાહાતો નથી. પણ હું તને વેહેલો જો-
વાની તથા મોહેડે મેહોડ બોલવાની આશા રાખુંછું.
તને શાંતી થાઓ, મીતરો તને કુશલતા કેહેછે, મી-
તરોને નામથી કુશલતા કેહે.



# યહુદાનું પતર.

દેવ બાપથી પવીતર કરાએલા, તથા ઈશુ 1
ખરીસતથી રખાએલા, તથા તેડાએલાઓને, ઈશુ
ખરીસતનો સેવક જે યાકુબનો ભાઈ યહુદા તે લ-
ખેછે; તમને દયા ને શાંતી તથા પરીતી સંપુરણ 2
થાઓ.

વાહાલાઓ, જારે સામાનચ તારણ વીશે હું ત- 3
મને લખવાને ઘણી ચીંતા કરતો હતો, તારે મને
અગત જણાચું કે લખીને તમને સુબોધ આપું કે
જે વીશવાસ પવીતરોને એક વેલા આપેલો હતો
તે વીશે તમારે ઘણું જતન કરવું. કેમકે કેટલાંએક 4
માણસો જે એજ દંડને માટે અગાઉ ઠરાવાયાં હતાં,
તેઓ ગુપત રીતે માંહે આવચાં છે, તેઓ અભકત
છે, ને આપણા દેવની કીરપાને કામાતુરપણામાં
ફેરવી નાંખેછે, અને દેવ જે એકલો સવામી છે, તેને
તથા આપણા પરભુ ઈશુ ખરીસતને નકારેછે. ને 5
તમે એ જાણોછો ખરા, તો પણ હું તમને સંભ-
રાવવા ચાહુંછું કે પરભુએ લોકોને મીસર દેશમાંથી
તારચા પછી ફરી અવીશવાસીઓનો નાશ કરચો.

૬ અને જે દુતો પોતાની મુલસથીનીમાં ન રહ્યા, ને
પોતાનો વાસો છાડીદીધો તેઓને મોહોટા દીવસના
નયાયકરણ સુધી તેણે અંધારા તલે સનાતન બં-
૭ ધનમાં રાખ્યા છે. તેમજ સદમ તથા ગમોરા ને
તેઓનાં ચારે ગમનાં શેહેરો, એવી રીતે વીભીચાર
કરીને, ને અનુચીત દેહોની પાછલ ચાલીને, નીરંતર
અગનીદંડ સેહેવાથી ઉદાહરણને સારૂ આગલ મુકા-
૮ એલા છે. એવી રીતે પણ આ સવપનીઓ દેહને
ભરશટ કરેછે, ને અધીકારને તુછ ગણેછે, તથા ગૌર-
૯ વોની નીંદા કરેછે. પણ મીખાએલ પરમુખય દુતે
જારે મુસાના શબ વીશે શેતાનની સાથે વીરોધ
કરતાં વીવાદ કરયો, તારે તેણે નીંદારૂપ તોહોમત
આણવાને હીમત ન પકડી, પણ એમ કહ્યુંકે પરભુ
૧૦ તને ધમકાવે. તો પણ એઓ જે જે જાણતા નથી
તે વીશે તેઓ નીંદા કરેછે, અને નીરબુધ પશુઓની
પઠે જે જે તેઓ સવભાવે સમજેછે તેમાં પોતાને
૧૧ બગાડેછે. તેઓને અફસોસ, કાંજે તેઓ કાઈનને
મારગે ચાલયા છે, ને બલામની ભુલમાં લાભને
માટે દોડીગયા છે, ને કોરાના પરતીવાદમાં નાશ
પામયા છે.

૧૨ તેઓ તમારી પરેમની ઉજાણીઓમાં કલંક છે;
સાથે ખાએછે તારે બીહીક વગર પોતાને પોશેછે;
તેઓ પવનોથી ફેરવાએલાં નીરજલ વાદલાં; પાન-

રહીત, ફલરહીત, બે વખત મરેલાં, તથા ઉખેડા-
એલાં જાહાડો છે; તેઓ સમુદરના વીકરાલ મોજા- ૧૩
ઓ, પોતાની લાજનું ફીણ કાહાડનારા; ભટકનારા
તારા છે; જેઓને સારૂ ઘોર અંધકાર સરવકાલ
સુધી રાખેલો છે. ને આદમથી સાતમો જે હનોખ ૧૪
તેણે તેઓ વીશે ભવીશવાત કહી કે, જુઓ સઘ- ૧૫
લાંનો નયાય કરવા, અને તેઓમાંના સઘલાં અ-
ભકતોએ જે બધાં અભકતીવંત કામો અભકત રીતે
કરયાં, તે વીશે, અને બધી કઠણ વાતો જે તેને
વીરૂધ અભકત પાપીઓએ કહી, તે વીશે પણ તેઓ
સઘલાંને અપરાધી ઠેરવવાને પરભુ પોતાના દશ-
હજાર પવીતરો સુધાં આવેછે.

તેઓ કચકચ કરનારા, અસંતોશી, પોતાની કુ- ૧૬
ઈછા પરમાણે ચાલનારા છે; અને તેઓના મુખ
ઘણી ફુલેલી વાત બોલેછે; તેઓ લાભને સારૂ ખુ-
શામત કરનારા છે. પણ વાહાલાઓ, આપણા ૧૭
પરભુ ઈશુ ખરીસતના પરેરીતોથી જે વાતો અગાઉ
કેહેવાએલી, તેઓને સંભારો કે તેઓએ તમને એમ
કહયું, કે છેલા કાલમાં નીંદાખોરો થશે, જે પોતાની ૧૮
અભકતીવાન કુઈછા પરમાણે ચાલશે.

એઓ પોતાને વેગલા કરનારા છે, દેહબુધીનાં, ૧૯
પણ તેઓમાં આતમા નથી. પણ વાહાલાઓ, ૨૦
તમારા પરમ પવીતર વીશવાસ પર પોતાને દરઢ

૨૧ કરીને, ને પવીતર આતમાથી પરારથના કરીને, તથા
અનંત જીવન સુધી આપણા પરભુ ઈશુ ખરીસતની
દયાની વાટ જોઈને, દેવની પરીતીમાં પોતાને
૨૨ રાખો. ને ભેદ કરીને કેટલાએક પર દયા રાખો.
૨૩ પણ બીજાઓને અગનીમાંથી ખેંચીને ભયથી
તેઓને તારો, ને દેહથી ડાઘ લાગેલા વસતર પર
પણ દવેશ રાખો.

૨૪ હવે જે તમને ઠોકર ખાવાથી બચાવી રાખવા,
ને પોતાના ગૌરવની સનમુખ તમને નીરદોશી તથા
૨૫ પરમાનંદમાં મુકવા સમરથ છે; એટલે એકલા
ગનાની દેવ આપણા તારનારને ગૌરવ તથા મોહો-
ટાઈ, પરાકરમ તથા અધીકાર અમણા તથા સરવ-
કાલ સુધી હોજો. આમેન.



# પરકટીકરણ.

## દેવગનાની યોહાનનું લખેલું.



ઈશુ ખરીસતનું પરકટીકરણ, જે, દેવે એને એ 1
માટે આપયું કે, જે વેહેલાં થવાનાં છે તે પોતાના
દાસોને દેખાડે, ને એણે પોતાનો દુત મોકલીને તેને
આશરે પોતાના દાસ યોહાનને દેખાડયું; જેણે દે- 2
વની વાત, તથા ઈશુ ખરીસતની સાકશી, તથા જે-
ટલાં પોતે દીઠાં તેઓની સાકશી આપી. આ ભ- 3
વીશની વાતો જે વાંચેછે, ને જેઓ શાંભલેછે, ને
એમાં જે લખીછે તે પાલેછે, તેઓને ધન છે, કેમકે
સમય પાસેછે.

જે સાત મંડલી આશીઆમાં છે તેઓને યોહાન 4
લખેછે. જે છે ને હતો ને થશે તેથી; તથા તેના 5
રાજયાઆસનની આગલ જે સાત આતમા છે તે-
ઓથી; તથા ઈશુ ખરીસત જે વીશવાસુ સાહેદ, ને
મરીગએલાંમાંથી પરથમજનીત, ને પરથવીના
રાજાઓનો અધીકારી તેથી, તમારા પર કીરપા તથા
શાંતી થાઓ. જેણે આપણા પર પરેમ કીધો, ને

૬ પોતાના લોહીથી આપણાં પાપ ધોયાં; ને દેવ
એટલે પોતાના બાપને સારૂ આપણને રાજાઓ
તથા યાજકો કીધા, તેને મહીમા તથા અધીકાર સદા
સરવકાલ સુધી થાઓ; આમેન.
૭ જુઓ તે વાદલાં સુધાં આવેછે, ને હરેક આંખ
તેને દેખશે, ને જેઓએ તેને વીંધયો તેઓ પણ;
ને પરથવી પરનાં સઘલાં કુલો તેને લીધે વીલાપ
૮ કરશે; હા, આમેન. પરભુ જે છે ને હતો ને થશે,
જે સરવસમરથ, તે એમ કેહેછે કે હું આલફા તથા
૯ ઓમેગા, આદી તથા અંત છું. હું યોહાન તમારો
ભાઈ, અને વીપતીમાં તથા ઈશુ ખરીસતના રાજ
તથા સહનતામાં ભાગીઓ, દેવની વાતને લીધે
તથા ઈશુ ખરીસતની સાકશીને લીધે, પાતમસ
૧૦ કેહેવાએલા બેટમાં હતો. પરભુના દાહાડામાં હું
આતમામાં હતો, ને મેં પોતાની પાછલ રણસીંગ-
ડાના શબ્દ સરખી મોટી વાણી એમ કેહેતી શાં-
૧૧ ભલી કે, હું આલફા તથા ઓમેગા, પરથમ તથા
છેલો છું, ને તું જે દેખેછે તે પુસતકમાં લખ, ને
આશીઆમાંની જે સાત મંડલી, એફેસસમાં, તથા
સમીરણામાં, તથા પેરગામમમાં, તથા થીયાતીરમાં,
તથા સારદીસમાં, તથા ફીલાદેલફીમાં, તથા લાઓ-
દીકીમાં છે, તેઓની પાસે મોકલ.
૧૨ અને જે વાણી મારી સાથે બોલી તે પર લકશ

દેવાને હું ફરયો; ને ફરયા પર સુંનાની સાત દીવી
મેં દીઠી. ને તે સાત દીવીની વચમાં માણસના ૧૩
પુતર સરખો મેં એકને દીઠો, તે પગ સુધી વસતર
પેહેરેલો, તથા છાતી પર સુંનાનો પટકો બાંધેલો
હતો; ને તેનું મસતક તથા કેશ શવેત ઉનના જેવા ૧૪
બરફ પરમાણે શવેત હતા; ને તેની આંખો અગ-
નીની જવાલા પરમાણે; ને તેના પગ ચોખા પીત- ૧૫
લના જેવા જેમ ભઠીમાં બળતા હોએ તેમ; ને
તેની વાણી ઘણાં પાણીના શબદ પરમાણે હતી;
ને તેના જમણા હાથમાં સાત તારા હતા; ને તેના ૧૬
મોહોમાંથી બેધારી પાણીદાર તલવાર નીકલતી
હતી; ને તેનું મોહોડું જેમ સુરજ પોતાના જોરથી
પરકાશ કરેછે તેમ હતું; ને જારે મેં તેને દીઠો તારે ૧૭
મુએલા સરખો હું તેના પગ પાસે પડી ગયો; પછી
તેણે પોતાનો જમણો હાથ મારા પર મુકીને મને
કહયું, કે બીહી મા, પરથમ તથા છેલો હું છું; ને જે ૧૮
જીવેછે તે હું છું, હું મુઓ પણ હતો ને જુઓ સરવ-
કાલ સુધી જીવતો છું આમેન; ને મરતલોકની
તથા મરણની કુંચીઓ મારી પાસે છે. તેં જે જે ૧૯
દીઠાં છે, ને જે જે છે, ને એ પછી જે જે થશે, તે તે
લખ; મારા જમણા હાથમાં જે સાત તારા તેં દીઠા, ૨૦
તથા પેલી સુંનાની સાત દીવી, એમનો મરમ એ
છે, કે સાત તારા સાત મંડલીઓના દુત છે, ને જે

સાત દીવી તેં દીઠી છે તેઓ સાત મંડલીઓ છે.
૨ એફેસસમાંની મંડલીના દુતને તું લખ કે, જે
પોતાના જમણા હાથમાં સાત તારા રાખેછે, જે
સુંનાની સાત દીવીની વચમાં ચાલેછે તે એ વાતો
૨ કેહેછે કે, તારાં કામ, તથા તારી મેહેનત, તથા તારી
ધીરજ હું જાણુંછું, ને એ પણ કે તું ભુંડાં માણસનું
સહી શકતો નથી, ને જેઓ અમે પરેરીત છઈએ એમ
કેહેછે અને એવા નથી, તેઓને તેં પરખી લીધા, ને
૩ તેઓ જુઠા છે એમ તને જણાયું, ને તેં ધીરજ રાખી,
ને સહયું છે, ને મારા નામને લીધે તેં મેહેનત
૪ કરી છે, ને તું થાકયો નહીં; તો પણ તારે ઉલટું મને
એ છે કે, તેં પોતાના પેહેલા પરેમનો તયાગ કીધો.
૫ એ માટે તું જાંહાંથી પડયો છે તે સંભાર ને પસતા-
વો કર, ને પેહેલાં કામ કર; નહીં તો હું વેહેલો
તારા પર આવીશ, ને જો તું પસતાવો નહીં કરે
૬ તો તારી દીવી તેની જગેથી હું ખસેડીશ. પણ તને
એટલું છે કે નીકોલાયોનાં કામ જેના પર હું પણ
૭ દવેશ કરૂંછું તેઓના પર તું દવેશ કરેછે. આતમા
મંડલીઓને શું કેહેછે તે જેને કાન છે તે શાંભલે;
જે જીતેછે તેને દેવના પારાદૈશની વચેના જીવનના
ઝાડ પરનું હું ખાવા દઈશ.
૮ અને સમીરણમાંની મંડલીના દુતને લખ કે,
જે પરથમ તથા છેલો, જે મુઓ હતો પણ જીવતો

છે, તે એ વાતો કેહેછે કે હું તારાં કામ તથા વીપતી ૯
તથા દરીદર જાણુંછું, તો પણ તું ધનવાન છે, ને જે
કેહેછે કે અમે યહુદી છઈએ અને એવા નથી પણ
શેતાનની સભા છે તેઓનું દુરભાશણ હું (જાણુંછું).
જે જે તું સહનાર છે તેઓમાંના એકથી પણ ન ૧૦
બીહી. જુઓ તમારૂં પરીકશણ થાએ માટે તમા-
રામાંના કેટલાએકને શેતાન બંદીખાનામાં નાંખશે,
ને તમને દશ દાહાડાની વીપતી થશે. તું મરણ
સુધી વીશવાસુ થઈ રેહે, ને હું તને જીવનનો મુગુટ
આપીશ. આતમા મંડલીઓને શું કેહેછે, તે જેને ૧૧
કાન છે તે શાંભલે; જે જીતેછે તેને બીજા મરણનું
દુ:ખ લાગશે નહીં.

અને પેરગામાંની મંડલીના દુતને લખ કે, જેને ૧૨
બેધારી પાણીદાર તલવાર છે તે એ વાતો કેહેછે કે,
હું તારાં કામ જાણુંછું ને એ પણ કે તું કાંહાં વસતી ૧૩
કરેછે, એટલે જાંહાં શેતાનનું આસન છે તાંહાં, ને
તું મારૂં નામ બલે રાખેછે, ને જારે મારો વીશવાસુ
સાકશી આંતીપા જે તમારામાં જાંહાં શેતાન વસતી
કરેછે તાંહાં મારીનંખાયો, તે દાહાડાઓમાં તેં મારા
પરના વીશવાસને નાકબુલ કીધો નહીં. તો પણ ૧૪
મને તારે ઉલટાં થોડાંએક છે, એટલે બલામનો
ઉપદેશ રાખનારા તારી પાસે તાંહાં છે, એણે બાલા-
કને ઈસરાએલના પુતરની આગલ ઠોકર નાંખવાને

શીખાવયું કે તેઓ મુરતીઓનાં નૈવેદ ખાએ ને
૧૫ વીભીચાર કરે; ને એમજ નીકોલાઓનો ઉપદેશ રાખ-
૧૬ નારા પણ છે તે પર હું દવેશ કરૂંછું; પસતાવો કર,
નહીં તો હું તારા પર વેહેલો આવીશ ને મારા મોહો-
૧૭ માંની તલવારથી તેઓની સાથે લડીશ; આતમા
મંડલીઓને શું કેહેછે તે જેને કાન છે તે શાંભલે, જે
ઝીતેછે તેને હું ગુપત મુકેલા માણામાંથી ખાવા દઈશ,
ને એક ઉજલો પથર હું તેને આપીશ, તે પથર પર
એક નવું નામ લખયું છે; તેને પામનાર જાણે, તે
વગર કોઈ જાણતું નથી.
૧૮ અને થીઆતીરમાંની મંડલીના દુતને લખ કે,
દેવનો પુતર જેની આંખો અગનીની જવાલાં પર-
માણે, તથા જેના પગ ચોખા પીતલના જેવા છે,
૧૯ તે એ વાતો કેહેછે; તારાં કામ, તથા પરેમ, તથા
સેવા, તથા વીશવાસ, તથા ધીરજ, હું જાણુંછું, અને
૨૦ તારાં છેલાં કામ પેહેલાંનાં કરતાં અધીક છે. તો
પણ મને તારે ઉલટાં થોડાંએક છે, એટલે ચીજેબેલ
જે પોતાને ભવીશવાદણ કેહેછે, તે બાઈડીને તું મારા
દાસોને એમ શીખાવવા તથા ભુલાવા દેછે કે, એઓ
૨૧ વીભીચાર કરે, ને મુરતીઓનાં નૈવેદ ખાએ. ને તે
પોતાના વીભીચારનો પસતાવો કરે, માટે મેં તેને
અવકાશ આપયો, પણ તેણે પસતાવો કીધો નહીં.
૨૨ જાુઓ હું તેને ખાટલે નાંખીશ, ને તેની સાથે જે

વીભીચાર કરેછે તેઓ જો પોતાનાં કામનો પસતાવો
કરે નહીં તો તેઓને મોટી વીપતીમાં નાંખીશ; ને ૨૩
મરકીથી તેનાં છોકરાંને મારીનાંખીશ, ને સરવ મંડ-
લીઓ જાણશે કે મનોને તથા અંતસકરણોને જે
પારખેછે તે હું છું, ને તમ હરેકને પોતાનાં કામ
પરમાણે આપીશ. પણ તમે તથા થીઆતીરમાંના ૨૪
બીજા જેટલા તે ઉપદેશ રાખતા નથી, ને જેઓએ
શેતાનના ઊંડાપણાં (જેમ તેઓ કેહેછે) જાણયા
નથી, તેઓને પણ હું એ કહુંછું કે, તમારા પર બીજો
ભાર નહીં મુકીશ; જે તમારી પાસે છે, તે હું આવું ૨૫
તાંહાં સુધી ઝાલી રાખો. ને જે જીતેછે ને અંત ૨૬
સુધી મારાં કામ પાલેછે, તેને વીદેશીઓ પર હું અધી-
કાર આપીશ; ને લોહોડાના દંડથી તે તેઓ પર ૨૭
ધણીપણું કરશે, માટીનાં પાતર જેવા તેઓ ચુરા
કરાશે, હું પણ પોતાના બાપથી એમજ પામયો;
ને હું સવારનો તારો તેને આપીશ. આતમા મંડ- ૨૮ ૨૯
લીઓને શું કેહેછે તે જેને કાન છે તે શાંભલે.

ને શારદીશમાંની મંડલીના દુતને લખ કે, ૩
જેને દેવના સાત આતમા તથા સાત તારા છે, તે
એ વાતો કેહેછે કે, તારાં કામ હું જાણુંછું કે નામમાં
તું જીવેછે પણ તું મુએલો છે. તું જાગરૂત થા, ને ૨
બાકીનાં જે મરવાને તયાર છે તેઓને સથીર કર;
કેમકે મેં તારાં કામ દેવની આગલ સંપુરણ કરેલાં

૩ જોયાં નથી. એ માટે શી તરેહ તું પામયો ને શાંભ-
ળયું છે, તે સંભાર, ને પાળ ને પસતાવો કર. કાંજે
જો તું જાગરૂત ન થશે તો હું ચોરની પઠે તારા પર
આવીશ, ને કહી ઘડીએ હું તારા પર આવીશ એ તું
૪ જાણશે નહીં. તો પણ શારદીસમાં, જેઓએ પો-
તાનાં વસતર અશુધ નથી કીધાં, એવાં કેટલાંએક
નામ તારી પાસે છે; ને તેઓ ઉજળાં વસતરમાં
૫ મારી સાથે ફરશે, કેમકે તેઓ લાએક છે. જે ઝીતે
છે તેજ ઉજળાં વસતર પેહેરેલો થશે; ને જીવનનાં
પુસતકમાંથી તેનું નામ હું ભુંસીશ નહીં, પણ મારા
બાપની સામા તથા એના દુતોની આગળ તેનું
૬ નામ હું કબુલ કરીશ. આતમા મંડળીઓને શું
કેહેછે, તે જેને કાન છે તે શાંભળે.
૭ અને ફીલાદેલફીમાંની મંડળીના દુતને લખ કે,
જે પવીતર, જે સત, જેને દાઉદની કુંચી છે, જે ઉઘા-
ડેછે ને કોઈ બંધ કરતો નથી, ને બંધ કરેછે ને કોઈ
૮ ઉઘાડતો નથી, તે એ વાતો કેહેછે; તારાં કામ હું
જાણુંછું, જુઓ તારી આગળ મેં ઉઘાડું બારણું રા-
ખયું છે, ને કોઈ તેને બંધ કરી શકતો નથી; કેમકે
તને થોડું પરાકરમ છે, ને તેં મારી વાત પાળી છે,
૯ ને મારા નામને નાકબુલ કીધું નથી. જુઓ જેઓ
કેહેછે કે અમે યહુદી છઈએ, તો પણ તેઓ એવા
નથી પણ જુઠું બોલેછે; જુઓ તેઓને હું એમ

કરીશ કે તેઓ આવશે, ને તારા પગ આગલ નમશે,
ને તેઓ જાણશે કે મેં તારા પર પરેમ કીધો છે. ને ૧૦
તેં મારી ધીરજની વાત રાખી છે, એ માટે પરથવી
પરના રેહેનારાઓનું પરીકશણ કરવા સારૂ પરીકશાનો
જે સમય આખા સંસાર પર આવનાર છે, તેથી હું
પણ તને રાખીશ. જુઓ હું વેહેલો આવુંછું, જે ૧૧
તારૂં છે તેને તું બલે રાખ કે કોઈ તારો મુગુટ ન લે.
જે જીંતેછે તેને હું મારા દેવના મંદીરમાં થંભ કરીશ, ૧૨
ને તેનાં પર મારા દેવનું નામ તથા મારા દેવનું જે
નવું યરૂશાલેમ શેહેર મારા દેવથી આકાશમાંથી ઉતરે
છે તેનું નામ તથા મારૂં નવું નામ લખીશ. આતમા ૧૩
મંડલીઓને શું કેહેછે તે જેને કાન છે તે શાંભલે.

અને લાઓદીકીમાંની મંડલીના દુતને લખ, કે ૧૪
જે આમેન, જે વીશવાસુ તથા ખરો સાકશી, જે
દેવની ઉતપતીનો અધીકારી છે, તે એ વાતો કેહેછે;
તારાં કામ હું જાણુંછું કે તું ટાહાડો નથી, ને ઉનો ૧૫
પણ નથી, તું ટાહાડો અથવા ઉનો થાએ એમ હું
ચાહુંછું; પણ તું હુંફાએલો છે, એટલે ટાહાડો નથી ૧૬
ને ઉનો પણ નથી, માટે હું પોતાનાં મોહોમાંથી
તને ઓકી કાહાડીશ. તું કેહેછે કે હું ધનવાન છું ને ૧૭
મેં સંપત મેલવી છે, ને મને કશાનું અગત નથી,
પણ જાણતો નથી, કે તું કલેશી, તથા કરૂણાપાતર,
તથા દરીદરી, તથા આંધલો, તથા નાગો છે; એ ૧૮

માટે હું તંને એવો સુબોધ કરૂંછું કે તું ધનવાન થાએ
માટે આગથી પરખેલું સાંનું મારી પાસેથી વેચાતું
લે; ને તું પેહેરલો થાએ ને તારા નાગાપણાની
લાજ પરગટ ન થાએ, માટે ઉજળાં વસતર લે; ને
તું દેખતો થાએ, માટે અંજન લઇને તારી આંખોને
૧૯ ચોપડ. હું જેટલા પર પરેમ કરૂંછું તેટલાને ઠપકો
તથા શીકશા આપુંછું, એ માટે તું આસથા રાખ ને
૨૦ પસતાવો કર. જુઓ હું બારણા આગલ ઉભો
રહુંછું, ને ઠોકુંછું, જો કોઈ મારી વાણી શાંભલે ને
બારણું ઉઘાડે, તો તેની પાસે હું માંહે આવીશ ને
૨૧ તેની સાથે જમીશ, ને તે મારી સાથે જમશે. જે
ઝીંતેછે તેને મારા રાજયાસન પર મારી પાસે બેસ-
વા દઈશ, જેમ હું પણ ઝીંતીને મારા બાપની પાસે
૨૨ તેના રાજયાસન પર બેઠેલો છું તેમ. આતમા મંડ-
લીઓને શું કેહેછે તે જેને કાન છે તે શાંભલે.
૪ એ પછી મેં જોયું, ને જુઓ, આકાશમાં એક
દવાર ઉઘડાયું હતું, ને જે પેહેલી વાણી મેં શાંભલી
તેણે રણશીંગડાંના શબદની પઠે મારી સાથે બોલતાં
કહયું કે, હીઆં ઉપર આવ, ને એ પછી જે જે
૨ થવાનાં છે તે તે હું તને દેખાડીશ. ને એકાએક હું
આતમામાં હતો; અને જુઓ આકાશમાં એક
રાજયાસન મુકાયું, ને રાજયાસન પર એક બેસ-
૩ નાર હતો; ને જે બેઠો તે જોવામાં યાસફ તથા

અકીકના પાશાણ સરખો હતો, ને રાજયાસનની
આસપાસ મેઘધનુશ જોવામાં પાના સરખું હતું.
ને રાજયાસનની આસપાસ ચોવીશ આસનો હતાં, ૪
ને તે આસનો પર ચોવીશ વડીલો બેઠેલા મેં દીઠા,
જેઓ ઉજલાં વસતર પેહેરેલા હતા, ને જેઓનાં
માથાંઓ પર સુંનાના મુગુટ હતા. ને રાજયાસન- ૫
માંથી વીજલીઓ તથા ગરજનાઓ તથા વાણીઓ
નીકલતાં હતાં; ને રાજયાસનની આગલ અગનીના
સાત દીવા બલતા હતા, તે દેવનાં સાત આતમા છે.
ને રાજયાસનની આગલ સફાટીકના જેવો કાચનો ૬
સમુદર હતો, ને રાજયાસનની મધે તથા રાજયાસ-
નની આસપાસ ચાર પરાણી હતા જે આગલ પાછલ
આંખે ભરેલા. ને પેહેલો પરાણી સીંહના જેવો, ૭
ને બીજો પરાણી વાછરડાના જેવો, ને તરીજા પરા-
ણીને માણસના સરખું મોહો હતું, ને ચોથો પરા-
ણી ઉડતા ગરૂડના સરખો હતો. ને તે ચાર પરા- ૮
ણીમાંના એક એકને છ છ પાંખ હતી, ને આસપાસ
તથા માંહેથી આંખે ભરેલા હતા, ને પવીતર પવી-
તર પવીતર પરભુ દેવ, સરવસમરથ, જે હતો, ને
છે, ને થશે, એમ કેહેતાં તેઓ રાત દાહાડો વીશામો
લેતા નથી. ને રાજયાસન પર જે બેઠેલો, જે સદા ૯
સરવકાલ સુધી જીવતો છે, તેનાં જારે તે પરાણીઓ
મહીમા તથા માન, તથા સતુતી કરેછે, તારે ચોવીસ ૧૦

વડીલો રાજયાસન પરના બેઠેલાની આગલ પડેછે,
ને જે સદા સરવકાલ સુધી જીવતો છે તેને ભજેછે,
ને પોતાના મુગુટ રાજયાસન આગલ નાંખીને કેહેછે
૧૧ કે, ઓ પરભુ, મહીમા, તથા માન, તથા પરાકરમ
પામવાને તું લાએક છે, કેમકે તેં સરવ ઉતપંન કીધાં,
ને તારી ઈછાથી તેઓ છે, ને ઉતપંન થયાં.

૫ અને રાજયાસન પર જે બેઠેલો તેના જમણા
હાથમાં મેં એક પુસતક જોયું, તે માંહે તથા બાહાર
૨ લખેલું, ને સાત મુદરાથી બંધ કરેલું હતું. અને મેં
એક બલવાન દુતને દીઠો જેણે મોટે શબ્દે હાંક મા-
રતાં કહયું કે, તે પુસતક ઉઘાડવાને અને તેની મુદરા
૩ ઉખેડવાને કોણ લાએક છે? ને આકાશમાં, અથવા
પરથવી પર, અથવા પરથવીની તલે, તે પુસતક ઉઘા-
ડવાને અથવા તે પર જોવાને કોઈ સમરથ ન હતો.
૪ ને હું બહુ રડયો, કારણ કે તે પુસતક ઉઘાડવાને તથા
વાંચવાને તથા તે પર જોવાને કોઈ લાએક મલયો
૫ નહીં. તારે વડીલોમાંથી એકે મને કહયું કે તું રડ
મા, જો, યહુદાના કુલમાંનો જે સીંહ છે, જે દાઉદનું
મુલ છે, તે પુસતક ઉઘાડવાને એટલે એની સાત
૬ મુદરા ઉખેડવાને જય પામયો. અને મેં જોયું,
ને જુઓ રાજયાસનની તથા ચાર પરાણીઓની
વચમાં, તથા વડીલોની વચમાં એક હલવાન ઉભો
રહયો, તે મારીનાંખેલા જેવો હતો; તેને સાત શીંગડાં

તથા સાત આંખ હતી; એ (આંખો) દેવના સાત
આતમા છે, જે આખી પરથવી પર મોકલેલા છે.
અને તેણે જઈને રાજયાસન પર બેઠેલાના જમ- ૭
ણા હાથમાંથી તે પુસતક લીધું. ને જારે તેણે તે ૮
પુસતક લીધું, તારે ચાર પરાણી તથા ચોવીશ વડીલો
હલવાનની આગલ પડયા; ને હરેકને વીણા તથા
સુંનાનાં પીઆલાં હતાં જેમાં ધુપની વસતુઓ
ભરેલી હતી, તે પવીતરેની પરારથનાઓ છે. ને ૯
તેઓએ નવું કીરતન ગાતાં કહયું કે તું પુસતક લેવા-
ને તથા તેની મુદરા ઉઘાડવાને લાએક છે, કેમકે તું
મારીનંખાયો ને તેં પોતાને લોહીએ, સરવ કુલો,
તથા ભાશા, તથા લોક, તથા દેશોથી અમને દેવને
સારૂ વેચાતા લીધા છે; ને અમારા દેવને સારૂં ૧૦
અમને રાજાઓ તથા યાજકો કીધા છે; ને અમે
પરથવી પર રાજ કરીશું. અને મેં જોયું, ને રાજયા- ૧૧
સન તથા પરાણીઓ તથા વડીલોની આસપાસ મેં
ઘણા દુતોની વાણી શાંભલી. ને તેઓની ગણતી દશ
હજારની દશ હજાર તથા હજારેની હજાર હતી. તે- ૧૨
ઓએ મોટે સાદે કહયું કે જે હલવાન મારીનંખાયો
હતો તે પરાકરમ, તથા સંપત, તથા ગનાન, તથા શ-
કતી, તથા માન, તથા મહીમા, તથા સતુતી પામવા
લાએક છે. ને હરેક ઉતપંન કરેલું જે આકાશમાં ૧૩
તથા પરથવીમાં તથા પરથવીની તલે છે ને સમુદર

પર જે છે, અને તેઓમાંનાં સઘલાંને મેં એમ કેહે-
તાં શાંભલયું કે રાજયાસન પર જે બેઠેલો તેને તથા
હલવાનને, સતુતી, તથા માન, તથા મહીમા, તથા
૧૪ બલ સદા સરવકાલ સુધી થાઓ. તારે ચાર પરા-
ણીએ કહયું, આમેન; ને ચોવીશ વડીલો પડયા,
ને જે સદા સરવકાલ સુધી જીવેછે તેનું ભજન કીધું.

૬ અને જારે હલવાને તે મુદરામાંની એકને
ઉઘાડી તારે મેં જોયું, ને ચાર પરાણીમાંના એકનું
મેં શાંભલયું, જેણે ગરજનાના શબદના જેવું કહયું
૨ કે આવ ને જો. ને મેં જોયું ને જુઓ, એક ધોલો
ઘોડો હતો ને તે પર જે બેઠેલો તેની પાસે ધનુશ હતું,
ને તેને મુગુટ અપાયો, ને તે જીંતતો તથા જીંતવા
સારૂ નીકલયો.

૩ અને તેણે બીજી મુદરા ઉગાડી, તારે મેં બીજા
પરાણીને એ કેહેતો શાંભલયો કે, આવ ને જો.
૪ તારે બીજો એક ઘોડો રાતો નીકલયો, ને તે પર જે
બેઠેલો તેને પરથવી પરથી શાંતી લેવાનું સામરથ
અપાયું હતું, ને એમ કે લોકો એક બીજાને મારી-
નાંખે, ને તેને મોટી તલવાર અપાઈ.

૫ અને જારે તેણે તરીજી મુદરા ઉઘાડી, તારે મેં
તરીજા પરાણીને કેહેતો શાંભલયો કે, આવ ને જો.
તારે મેં જોયું, ને જુઓ કાલો ઘોડો, ને તે પર જે
૬ બેઠેલો તેના હાથમાં તરાજવાં હતાં. ને ચાર પરા-

ણીઓની વચમાં મેં એક વાણી એમ કેહેતી શાંભ-
લી કે, પાવલે શેર ઘઉં, ને પાવલે તરણ શેર જવ;
પણ તેલ તથા દરાખરશ તું ન બીગાડ.
અને જારે તેણે ચોથી મુદરા ઉધાડી, તારે મેં ચોથા ૭
પરાણીની વાણી એમ કેહેતી શાંભલી કે, આવ ને
જો. ને મેં જોયું, ને જુઓ ફીકા રંગનો ઘોડો, ને ૮
તે પર જે બેઠેલો તેનું નામ મરણ, ને તેની સાથે
મરતયલોક પાછલ ચાલતા હતા; ને તલવારે, તથા
દુકાલે, તથા મરણે, તથા પરથવીના શવાપદોને
આશરે, જગતમાંના ચોથા હીસા પર મારીનાંખ-
વાનો અધીકાર તેને અપાયો.
ને જારે તેણે પાંચમી મુદરા ઉધાડી, તારે દેવની ૯
વાતને લીધે, તથા પોતે જે સાકશી રાખી હતી તેને
લીધે, મારીનંખાએલાના આતમા મેં વેદી તલે દીઠા.
ને તેઓએ મોટી વાણીએ હાંક મારતાં કહયું કે, ઓ ૧૦
સવામી પવીતર તથા સત, ઈનસાફ ઠરાવવાનું તથા
પરથવી પરના રેહેનારાઓથી અમારાં લોહીનો
બદલો લેવાનું કાંહાં સુધી નહીં કરીશ? ને તેઓ- ૧૧
માંના હરેકને ઉજલું વસતર અપાયું, ને તેઓને
એમ કેહેવાયું કે તમારા સાથી સેવકો તથા તમારા
ભાઈઓ જે તમારી પઠે મારયાજવાના છે, તેઓ
પુરા થાએ, તાંહાં સુધી હજુ થોડી વાર લગણ તંમે
વીશામો લો.

૧૨ અને જારે તેણે છઠી મુદરા ઉઘાડી, તારે મેં જોયું
ને જુઓ મોટો ધરતીકંપારો થયો, ને સુરજ નીમા-
લાના કામલા જેવો કાલો થયો, ને ચંદર લોહી
૧૩ જેવો થયો, ને જેમ મોટા પવનથી હલાવાએલી
અંજીરનાં અસમય ફલ પડેછે, તેમ આકાશમાંનાં
૧૪ તારાઓ પરથવી પર પડયા. ને આકાશ લપે-
ટેલા પતરના જેવું વેગલું કરાયું; ને હરેક પાહાડ,
૧૫ તથા બેટ, પોત પોતાને ઠામેથી ખસેડાયા; ને
જગતના રાજાઓ, તથા મોટા માણસો તથા ધન-
વંતો, તથા સેનાપતીઓ, તથા પરાકરમીઓ, તથા
હરેક બંધવો તથા હરેક છુટેલો, એઓ ખોહોમાં તથા
૧૬ પાહાડોના પથરોમાં સંતાઇ ગયા; ને એઓએ
પાહાડોને તથા પથરોને કહયું કે તમે અમ પર પડો,
ને રાજયાસસન પર બેઠેલાના મોહોથી તથા હલવા-
૧૭ નના કોપથી અમને સંતાડો; કેમકે તેના કોપનો
મોહોટો દાહાડો આવયો છે, ને કોણ ઉભા રહી
શકેછે?

૭ અને એ પછી, મેં ચાર દુતને પરથવીના ચાર
ખુણા પર ઉભા રહેલા દીઠા; ને તેઓએ પરથ-
વીના ચાર પવનને એમ પકડીરાખયા કે, પરથવી
પર તથા સમુદર પર તથા કોઈ ઝાડ પર પવન ન
૨ વાએ. ને મેં બીજા દુતને ઉગમણથી ચહડતો
દીઠો, ને તેની પાસે જીવતા દેવની મુદરા હ-તી, ને

પરથવીને તથા સમુદરને ઉપદરવ કરવાનું જે ચાર
દુતને અપાયું હતું, તેઓને તેણે મોટે ઘાંટે કહયું કે;
જાંહાં સુધી અમે અમારા દેવના દાસોને તેઓનાં ૩
કપાલ પર મુદરા કરીએ, તાંહાં સુધી તમે પરથવીને
તથા સમુદરને તથા ઝાડોને ઉપદરવ ન કરો. ને ૪
મુદરીત થયલાની ગણુતી મેં શાંભલી; ઈસરાએલના
પુતરમાંના સરવ કુલના એક લાખ ચુમાલીશ હજાર
મુદરીત થયા; યહુદાના કુલમાંના બાર હજાર મુદ-
રીત થયા; રૂબેનના કુલમાંના બાર હજાર મુદરીત ૫
થયા; ગાદના કુલમાંના બાર હજાર મુદરીત થયા;
આશેરના કુલમાંના બાર હજાર મુદરીત થયા; નફ- ૬
થાલીના કુલમાંના બાર હજાર મુદરીત થયા; મના-
શેહના કુલમાંના બાર હજાર મુદરીત થયા; સીમો-
નના કુલમાંના બાર હજાર મુદરીત થયા; લેવીના ૭
કુલમાંના બાર હજાર મુદરીત થયા; ઈસાકારના
કુલમાંના બાર હજાર મુદરીત થયા; જેબુલોનના
કુલમાંના બાર હજાર મુદરીત થયા; યુશફના કુલ- ૮
માંના બાર હજાર મુદરીત થયા; બનયામીનના
કુલમાંના બાર હજાર મુદરીત થયા.

એ પછી મેં જોયું ને જુઓ સરવ દેશ, તથા કુલ, ૯
તથા લોક, તથા ભાશામાંથી, મોટી સભા જે કોઈથી
ગણાએ નહીં; તેઓ રાજયાસનની આગલ તથા
હલવાનની આગલ ઉભા રહયા; તેઓ ઉજલાં

વસતર પેહેરેલા હતા, ને તેઓના હાથમાં ખજુ-
૧૦ રીની ડાલીઓ હતી; ને તેઓએ મોટી વાણીએ
કહયું કે, અમારે દેવ રાજયાસન પર જે બેઠેલો છે
૧૧ તેને, તથા હલવાનને તારણસતુતી (હો). અને
સઘલા દુતો રાજયાસનની તથા વડીલોની તથા
ચારે પરાણીઓની આસપાસ ઉભા રેહેતા હતા,
અને તેઓએ રાજયાસનની આગલ ઊંધા પડીને
૧૨ દેવનું ભજન કરતાં કહયું કે, આમેન, સતુતી, તથા
મહીમા, તથા ગનાન, તથા ઉપકારસતુતી, તથા
માન, તથા પરાકરમ, તથા સામરથ સદા સરવકાલ
૧૩ સુધી અમારા દેવને થાઓ; આમેન. અને તે વડી-
લોમાંથી એકે જવાબ દેતાં મને કહયું કે, જે ઉજલાં
વસતર પેહેરેલા તેઓ કોણ છે, ને કાંહાંથી આવયા?
૧૪ ને તેને મેં કહયું કે઼ ઓ સાહેબ તું જાણેછે. ને તેણે
મને કહયું, જેઓ મોટી વીપતીમાંથી આવયા તેઓ
એ છે; ને તેઓએ પોતાનાં વસતર ધોયાં, ને હલ-
૧૫ વાનના લોહીમાં ઉજલાં કીધાં. એ માટે તેઓ
દેવના રાજયાસનની આગલ છે, ને તેના મંદીરમાં
રાત દાહાડો તેની સેવા કરેછે; ને રાજયાસન પર
૧૬ જે બેઠેલો તે તેઓમાં રેહેશે. તેઓને ફરી ભુખ
નહીં લાગશે, ને ફરી તરસ પણ નહીં લાગશે, ને
સુરજના કીરણ અથવા કંઇ ગરમી તેઓના પર
૧૭ નહીં પડશે; કેમકે હલવાન રાજયાસનની મધે

છે, તે તેઓને ચરાવશે ને જીવતા પાણીના ઝરાઓ
પાસે તેઓને લઈ જશે; ને દેવ તેઓની આંખો
પરથી હરેક આંશુ લોહીનાંખશે.

અને જારે તેણે સાતમી મુદરા ઉઘાડી, તારે ૮
આશરે એક ઘડી સુધી આકાશમાં નીરશબદતા થઈ.
અને દેવની આગલ જે સાત દુત ઉભા રહયા તે- ૨
ઓને મેં દીઠા, ને તેઓને સાત રણશીંગડાં અપાયાં.
ને બીજો દુત આવીને વેદી પાસે ઉભો રહયો ને ૩
તેની પાસે સુંનાની ધુપદાની હતી, ને તેને પુશકલ
ધુપવસતુ અપાઈ એ માટે કે સરવ પવીતરોની પરા-
રથનાઓ સાથે રાજયાસનની સાંમી જે સુંનાની
વેદી તે પર અરપણ કરે. ને તે દુતના હાથથી ધુપનો ૪
ધુંઆડો પવીતરોની પરારથનાઓ સાથે દેવની આ-
ગલ ચહડયો. ને દુતે ધુપદાની લઈને તથા તેમાં ૫
વેદીની આગ ભરીને પરથવી પંર નાંખીદીધી; ને
વાણીઓ, તથા ગરજનાઓ, તથા વીજલીઓ, તથા
ધરતીકંપારો થયાં. ને જે સાત દુતની પાસે સાત ૬
રણશીંગડાં હતાં તેઓ વજાડવા સારૂ તયાર થયા.
પેહેલા દુતે વજાડયું, ને લોહી ભેલેલાં કરાં તથા ૭
આગ થયાં, ને પરથવી પર ફેંકાયાં; ને ઝાડોનો
તરીજો ભાગ બલી ગયો, ને હરેક લીલો રોપ પણ
બલી ગયો.

અને બીજા દુતે વજાડયું, તારે આગથી બલતા ૮

મોટા પાહાડના જેવું કંઈ સમુદરમાં ફેંકાયું, ને સમુ-
૯ દરનો તરીજો ભાગ લોહી થયો, ને સમુદરમાંના
ઉતપંન થએલા પરાણીનો તરીજો ભાગ મુઓ, ને
વાહાણોનો તરીજો ભાગ નાશ પામયો.
૧૦ અને તરીજા દુતે વજાડયું, ને દીવાના જેવો બ-
લતો એક મોટો તારો આકાશમાંથી પડયો, ને નદી-
ઓના તરીજા ભાગ પર તથા પાણીના ઝરાઓ પર
૧૧ પડયો. ને તે તારાનું નામ કડવાદૌના કેહેવાએછે,
ને પાણીનો તરીજો ભાગ કડવાદૌનારૂપ થયો, ને
પાણીથી ઘણાં માણસો મરીગયાં, કારણ કે તે કડ-
વાં થયાં હતાં.
૧૨ અને ચોથા દુતે વજાડયું, તારે સુરજનો તરીજો
ભાગ, તથા ચંદરનો તરીજો ભાગ, તથા તારાઓનો
તરીજો ભાગ મરાયો, એવો કે તેઓનો તરીજો
ભાગ અંધારૂં થાએ, ને દીવસનો તરીજો ભાગ
૧૩ અને એમજ રાતનો પણ પરકાશી ન થાએ. ને
મેં જોયું ને અંતરીકશમાં એક ઉડતા દુતને મોટી
વાણીએ એમ કેહેતો શાંભલયો કે, જે બીજાં તરણ
દુતો વજાડનારા છે, તેઓનાં રણશીંગડાંના બાકી
શબદોને લીધે પરથવી પરના રેહેનારાઓને અફ-
સોસ, અફસોસ, અફસોસ.
૯ અને પાંચમા દુતે વજાડયું, તારે મેં એક
તારો આકાશથી પરથવી પર પડેલો દીઠો; ને તેને

ઊંડાણના ખાડાની કુંચી અપાઈ. ને તેણે ઊંડા- ૨
ણના ખાડાને ઉઘાડયો, ને મોટી ભઠીના જેવો
ધુંઆડો ખાડામાંથી નીકલયો, ને ખાડાના ધુંઆ-
ડાથી સુરજ તથા વાતાવરણ અંધરાયાં. ને ધુંઆ- ૩
ડામાંથી ટીડ નીકલીને પરથવી પર આવયા, ને
જેમ પરથવી પરના વીછુઓને અધીકાર છે તેમ
તેઓને અધીકાર અપાયો; ને તેઓને એવું કહયું ૪
હતું કે, પરથવીના ઘાસને તથા કોઈ લીલોતરીને
તથા કોઈ ઝાડને ઉપદરવ ન કરે, પણ જે માણસોનાં
કપાલ પર દેવની મુદરા નથી એઓને માતર. ને ૫
એમ તેઓને અપાયું કે એઓને મારીનાંખે નહીં,
પણ પાંચ મહીના સુધી એઓ પીડા પામે; ને
વીછુ જારે માણસને ડંખ મારેછે તે વારની પીડા
પરમાણે એઓની પીડા હતી. ને તે દાહાડાઓમાં ૬
માણસો મરણ સોધશે પણ તેને પામશે નહીં, ને
તેઓ મરવા બહુ ચાહાશે પણ મરણ તેઓ પાસેથી
નાહાશશે. ને તે ટીડોના આકાર લડાઇને સારૂ તયાર ૭
કીધેલા ઘોડાઓના જેવા હતા, ને તેઓનાં માથાંઓ
પર સુંનાના જેવા મુગુટો હતા, ને તેઓનાં મોહોડાં
માણસોનાં મોહોડાં જેવાં હતાં; ને તેઓના નીમાલા ૮
બાયડીના નીમાલા જેવા, ને તેઓના દાંત સીંહના
દાંત જેવા હતા; ને તેઓને લોહોડાનાં બખતર સર- ૯
ખાં બખતર હતાં; ને તેઓની પાંખોનો સાદ લડા-

ઈમાં દોડતા ઘણા ઘોડાના રથોના સાદ સરખો હતો.
૧૦ ને વીછુઓની સરખી તેઓને પુછડી હતી, ને તેઓ-
ની પુછડીમાં ડંખ હતા, ને પાંચ મહીના સુધી મા-
ણસોને ઉપદરવ દેવાનો તેઓને અધીકાર હતો.
૧૧ ને ઊંડાણનો જે દુત તે તેઓ પર રાજા છે; તેનું
નામ હેબરી ભાશામાં આબાદોન, પણ હેલેની
ભાશામાં તેનું નામ આપલ્લોન [એટલે વીનાશક]
૧૨ છે. એક સંતાપ થઈ ગયો છે, જુઓ એ પછી
બીજા બે સંતાપ આવેછે.
૧૩ અને છઠા દુતે વજાડયું તારે દેવની સામાની
સુંનાની વેદીના ચાર શીંગડાંમાંથી મેં એક વાણી
૧૪ શાંભલી; તેણે જે છઠા દુતને રણશીંગડું હતું તેને
કહયું કે, મોટી નદી ફરાત પર જે ચાર દુત બાંધેલા
૧૫ છે તેઓને છોડ. અને તે ચાર દુત છોડાયા; તેઓ
એ માટે તયાર થએલા હતા કે ઘડી તથા દીવસ
તથા મહીનો તથા વરશ સુધી, માણસોના તરીજા
૧૬ ભાગને મારીનાંખે. ને સવારોની ફોજની ગણતી
વીશકરોડ હતી, ને તેઓની ગણતી મેં શાંભલી.
૧૭ ને એવી રીતે દરશનમાં મેં ઘોડાઓને તથા તેઓ-
પરના બેશનારાઓને દીઠા; તેઓનાં બખતર
અગનીરંગી તથા જાંબુરંગી તથા ગંધકરંગી હતાં;
ને ઘોડાઓનાં માથાં સીંહોનાં માથાં જેવાં હતાં,
ને તેઓનાં મોહોડામાંથી આગ તથા ધુંઆડો તથા

ગંધક નીકલયાં. એ તરણથી, એટલે આગ તથા ૧૮
ધુંઆડો તથા ગંધક જે તેઓનાં મોહોડામાંથી નીક-
લયાં, તેઓથી માણસોનો તરીજો ભાગ મારીનં-
ખાયો; કેમકે તેઓનાં મોહોમાં તથા તેઓનાં પુ- ૧૯
છડાંમાં તેઓનું સામરથ છે; કારણ કે તેઓનાં પુ-
છડાં સાપના જેવાં, ને તેઓને માથાં હોએછે જેથી
તેઓ ઉપદરવ કરેછે. ને બાકીનાં જે માણસો તે ૨૦
આફતોથી મારી નહીં નંખાયાં, તેઓએ પોતાના
હાથનાં કામો સંબંધી પસતાવો કીધો નંહીં, એ રીતે
કે તેઓ ભુતોને, તથા સુંનાની તથા રૂપાંની તથા
પીતલની તથા પથરની તથા લાકડાંની મુરતીઓ,
જેઓને જોવાની તથા શાંભલવાની તથા ચાલ-
વાની પણ શકતી નથી તેઓને પુજે નહીં. ને તે- ૨૧
ઓએ પોતાની હતયાઓ વીશે, તથા પોતાની મા-
યાકરીયા વીશે, તથા પોતાના વીભીચાર વીશે, તથા
પોતાની ચોરીઓ વીશે પસતાવો કીધો નહીં.

અને મેં એક બીજો બલવાન દુત આકાશથી ૧ ૦
ઉતરતો દીઠો, તે વાદલથી વેશટીત હતો, ને તેના માથા
પર મેઘધનુશ હતું, ને તેનું મોહો સુરજના જેવું તથા
તેના પગ અગનીના સતંભો જેવા હતા. ને તેના ૨
હાથમાં એક નાહાનું ઉઘાડેલું પુસતક હતું, ને તેણે
પોતાનો જમણો પગ સમુદર પર તથા ડાબો પરથવી
પર મુકયો; ને જેમ સીંહ ગરજેછે, તેમ તેણે મોટે ૩

શબ્દે હાંક મારી, ને જારે તેણે હાંક મારી તારે સાત
૪ ગરજનાએ પોતાની વાણી કાહાડી. ને જારે તે
સાત ગરજનાએ પોતાની વાણી કાહાડી હતી, તારે
હું લખવા માંડતો હતો, પણ મેં આકાશથી એક
વાણી એમ કેહેતી શાંભલી કે, સાત ગરજનાએ જે
જે વાત કહી, તેના પર તું મુદરા કર ને તેઓને ન
૫ લખ. ને જે દુતને સમુદર પર તથા પરથવી પર
મેં ઉભો રહેલો દીઠો તેણે પોતાનો હાથ આકાશની
૬ ભણી ઉંચો કીધો; ને જે સદા સરવકાલ સુધી જી
વે છે, જેણે આકાશ તથા તેમાંનાં, ને પરથવી તથા
તેમાંનાં, ને સમુદર તથા તેમાંનાં ઉતપંન કીધાં,
તેના સમ ખાઇને તેણે કહયું કે હવે વાર થશે નહીં;
૭ પણ સાતમા દુતની વાણીના દાહાડાઓમાં, એટલે
જારે તે વજાડવા લાગશે તારે દેવનો મરમ જેમ
તેણે પોતાના દાસ ભવીશવાદીઓને જણાવયો,
તેમ સંપુરણ થશે.
૮ અને આકાશથી જે વાણી મેં શાંભલી, તેણે ફરીથી
મારી સાથે બોલતાં કહયું કે, તું જા ને જે દુત સમુ-
દર પર તથા પરથવી પર ઉભો છે, તેના હાથમાંનું
૯ ઉઘાડેલું પુસતક લે; ને મેં દુત પાસે જઇને તેને
કહયું કે તે નાહાનું પુસતક મને આપ, ને તેણે મને
કહયું કે તે લે ને ખાઈ જા, ને તે તારા પેટને કડવું
કરશે પણ તારા મોહોમાં મધના જેવું ગલયું લાગશે.

તારે મેં દુતના હાથમાંથી નાહાનું પુસતક લીધું ને ૧૦
તેને ખાઈનાંખયું, ને મારા મોહોમાં મધના સરખું
તે ગલયું હતું, પણ તેને ખાધાપર મારૂં પેટ કડવું
થયું. ને તેણે મને કહયું કે તને ઘણા લોકો તથા ૧૧
દેશો તથા ભાશાઓ તથા રાજાઓ વીશે ભવીશ-
વાદ કેહેવો પડેછે.

અને લાકડી જેવું એક બરૂ મને અપાયું, ને ૧૧
દુતે ઉભા રહીને કહયું કે તું ઉઠ ને દેવનું મંદીર તથા
વેદી તથા તાંહાંના ભજનારાઓનું માપ લે; પણ ૨
મંદીર બાહાર જે આંગણું છે તેને મુકી દે, ને તેનું
માપ ન લે, કેમકે વીદેશીઓને તે આપેલું છે; તેઓ
બેંતાલીશ મહીના સુધી પવીતર નગરને ખુંદી નાં-
ખશે. ને મારા બે સાકશીને હું એવું આપીશ, કે ૩
તેઓ તાટ પેહેરેલા થઈને એક હજાર બશેં ને સાઠ
દીવસ સુધી ભવીશવાદ કેહેશે. જૈતુનનાં જે બે ૪
ઝાડ તથા જે બે દીવી પરથવીના દેવની આગલ
ઉભાં રેહેછે તેઓ એજ છે. ને જો કોઈ તેઓને ૫
ઉપદરવ કરવા ચાહે, તો તેઓનાં મોહોમાંથી આગ
નીકલેછે ને તેઓના શતરૂઓને ખાઈનાખેછે, ને
જો કોઈ તેઓને ઉપદરવ કરવા ચાહે તો તેમજ
તેને મારયા જવું પડેછે. તેઓને આકાશ બંધ ૬
કરવાનો અધીકાર છે, કે તેઓના ભવીશવાદના દી-
વસોમાં વરશાદ ન વરશે; ને પાણીઓ પર તેઓને

અધીકાર છે કે તેને લોહીરૂપે બદલીનાંખે; ને તેઓ
જેટલીવાર ચાહે તેટલીવાર પરથવીને હરેક આફતથી
૭ મારે. ને જારે તેઓ પોતાની સાકશી પુરી કરશે,
તારે જે શવાપદ ઊંડાણમાંથી નીકલેછે તે તેઓની
સાથે લડાઈ કરશે, ને તેઓને ઝીંતશે, તથા તેઓને
૮ મારીનાંખશે. ને જે મોટું નગર આતમીક રીતે સ-
દોમ તથા મીશર કેહેવાએછે, જાંહાં આપણો પરભુ
વધસથંભે દેવાયો, તે નગરના રસતામાં તેઓનાં
૯ મુડદાં[પડયાં રેહેશે]; ને લોકો તથા કુલો તથા ભા-
શાઓ તથા દેશોમાંથી કેટલાએક સાડાતરણ દાહાડા
સુધી તેઓનાં મુડદાં દેખશે, ને તેઓનાં મુડદાંને
૧૦ કબરમાં મેહેલવા નહીં દેશે. ને પરથવી પરનાં રેહે-
નારા એઓ પર આનંદ તથા હરખ કરશે, ને માહોમા
ભેટ મોકલશે, કેમકે તે બે ભવીશવાદીઓએ પરથવી
૧૧ પરનાં રેહેનારાઓને પીડા દીધી હતી. ને સાડાતરણ
દાહાડા પછી દેવથી જીવનનો આતમા તેઓમાં પેઠો,
ને તેઓ પોતાને પગે ઊભા રહયા; પછી તેઓના
૧૨ દેખનારાઓને મોટી બીહીક લાગી. ને તેઓએ
આકાશમાંથી મોટી વાણી પોતાને કેહેતાં શાંભલી
કે તમે હીયાં ચહડી આવો, અને તેઓ વાદલાંએ
આકાશમાં ચહડી ગયા, ને તેઓના શતરૂઓએ
૧૩ તેઓને દીઠા. ને તે સમયે મોટો ધરતીકંપારો થયો,
ને તે નગરનો દશમો ભાગ પડીગયો, ને ધરતીકંપા-

શથી માણુસોના સાત હજાર નામ મારીનંખાંયાં,
ને જે બાકી રહયાં તેઓ ગભરાયાં, ને આકાશના
દેવને મહીમા આપયો. બીજો સંતાપ થઈ ગયો ૧૪
છે; જુઓ, તરીજો સંતાપ વેહેલો આવેછે.

અને સાતમા દુતે વજાડયું, તારે આકાશમાં મો- ૧૫
ટી વાણીઓ થઈ તેઓએ કહયું કે, આ જગતના
રાજયો આપણા પરભુનાં તથા તેના ખરીસતનાં
થયાં છે, ને તે સદા સરવકાલ સુધી રાજ કરશે.
અને જે ચોવીશ વડીલો દેવની આગલ પોતાના ૧૬
આસન પર બેઠા હતા, તેઓ ઊંધા પડયા ને દેવને
ભજતાં કહયું કે; ઓ પરભુ દેવ, સરવ સમરથ, જે ૧૭
છે હતો ને થશે, તારી સતુતી અમે કરીએછઈએ કેમકે
તેં પોતાનું મોટું પરાકરમ લીધું ને રાજ કીધું છે.
ને દેશોંના ગુસે ભરાયા અને તારો કોપ આવયો ૧૮
છે; ને મુએલાંનો સમય છે કે, તેઓનો ઈનસાફ
થાએ, અને તારા સેવક એટલે ભવીશવાદીઓ તથા
પવીતરો તથા તારા નામથી બીહીનારા નાહાના
અને મોટા તેઓને વેતન અપાએ, તથા જેઓ
પરથવીનો નાશ કરનાર તેઓનો નાશ થાએ. અને ૧૯
આકાશમાં દેવનું મંદીર ઉઘડાયું, ને તેના મંદીરમાં
તેના કરારની પેટી દેખાઈ; ને વીજલીઓ, તથા
વાણીઓ, તથા ગરજનાઓ, તથા ધરતીકંપારો, તથા
કરાંની મોટી વરશટી થઇ.

૧૨ અને આકાશમાં મોટું ચીન દેખાયું, એટલે
એક બાયડી સુરજ પેહેરેલી, ને તેના પગ તલે
ચંદર, ને તેના માથા પર બાર તારાનો મુગુટ હતો.
૨ ને તેણે ગરભવતી છતાં જણવાનું કશટ ભોગવતાં
૩ તથા પીડા પામતાં બુમ પાડી. ને આકાશમાં
બીજું ચીન પણ દેખાયું; જુઓ અગનીરંગી મોટો
અજગર જેને સાત માથાં ને દશ શીંગડાં; ને તેના
૪ માથાંઓ પર સાત મુગુટ હતા; ને તેનાં પુછડાએ
આકાશના તારાઓનો તરીજો ભાગ ખેંચયો, ને
તેઓને પરથવી પર નાંખયા. ને જે બાયડી જ-
ણવાની હતી, તેની આગલ તે અજગર ઉભો રહયો,
એ માટે કે જારે તે જણે તારે તેના બાલકને ખાઈ-
૫ નાંખે. અને તે નરબાલક જણી જે સઘલા દેશ-
નાઓ પર લોહોડાના દંડથી ધણીપણું કરનાર છે,
ને તેનો બાલક દેવ પાસે તથા તેના રાજયાસન
૬ પાસે લઈ જવાયો. ને બાયડી અરણયમાં નાહાઠી
તાંહાં દેવે તેને સારૂ તયાર કીધેલું એવું ઠેકાણું છે,
જાંહાં તેઓ તેને બારસેં ને સાઠ દાહાડા સુધી પાલે.
૭ અને આકાશમાં લડાઈ હતી, મીખાએલ તથા
તેના દુતોં અજગરની સાંથે લડયા, ને અજગર તથા
૮ તેના દુતો લડયા; તો પણ તેઓ જીતયા નહીં, ને
૯ તેઓનું ઠેકાણું ફરી આકાશમાં મલયું નહીં; પણ તે
મોટો અજગર બાહાર નંખાયો, એટલે તે જુનો

સાપ જે બટો મુકનાર તથા સેતાન કેહેવાએછે, જે
આ જગતને ભુલાવેછે, તે પરથવી પર નંખાયો,
ને તે સુધાં તેના દુતો પણ નંખાયા. તારે આકા- ૧૦
શમાં મોટી વાણી એમ કેહેતી મેં શાંભલી કે, અમ-
ણા તારણ તથા પરાકરમ તથા અમારા દેવનું રાજ
તથા તેના ખરીસતનો અધીકાર છે; કેમકે અમારા
ભાઇઓનો અપવાદી, જેણે અમારા દેવની આગલ
રાત દાહાડો તેઓ પર તોહોમત મુકચું, તે નીચે ફેં-
કાયો છે; ને તેઓએ હલવાનના લોહીથી તથા પો- ૧૧
તાની સાકશીની વાતથી એને ઝીંતયો છે, ને મરણ
સુધી તેઓએ પોતાના જીવ પર પરેમ કીધો નહીં.
એ માટે ઓ આકાશો તથા તેઓમાં રેહેનારાઓ ૧૨
તમે આનંદ કરો, ઓ પરથવી પરના તથા સમુદર-
માંના રેહેનારાઓ તમને સંતાપ છે, કેમકે સેતાન
તમારી પાસે ઉતરયો, ને તે બહુ કરોધીત છે કાંજે
તે જાણેછે કે મારો વખત થોડો છે. ને પોતે પર- ૧૩
થવી પર ફેંકાયો એમ અજગરે જોઈને, જે બાયડી
પુરૂશને જાણી હતી તેને તેણે સતાવી. અને બાય- ૧૪
ડીને મોટા ગરૂડની બે પાંખ અપાઈ, એ માટે કે
સાપના સનમુખથી તે અરણ્યમાં પોતાને ઠેકાણે
ઉડી જાએ, તાંહાં સમય તથા સમયો તથા અડધો
સમય તેનું પરતીપાલન કરાએછે. અને સાપે ૧૫
પોતાના મોહોમાંથી નદીના જેવું બાયડીની પછવાડે

પાણી નાખચું, એ માટે કે તેથી તે તણાઈ જાએ.
૧૬ અને પરથવીએ તે બાયડીની સહાય કીધી, એટલે
પરથવી પોતાનું મોહો ઉઘાડીને જે નદી અજગરે
૧૭ પોતાના મોહોમાંથી નાંખી તેને પીગઈ. ને
અજગર બાયડી પર ગુસે થયો, ને તેના બાકી
સંતાન, એટલે જેઓ દેવની આગના પાલેછે, ને
જેઓની પાસે ઈશુ ખરીસતની સાકશી છે, તેઓની
સાથે લડવાને તે નીકલયો.

૧૩ અને હું સમુદરની રેતી પર ઉભો રહયો, ને
મેં એક શવાપદને સમુદરમાંથી નીકલતું દીઠું, જેને
સાત માથાં તથા દશ શીંગડાં; તથા તેનાં શીંગડાં-
ઓ પર દશ મુગુટ, તથા તેનાં માથાંઓ પર દુરભા-
૨ શણનાં નામો હતાં. ને જે શવાપદને મેં દીઠું, તે
ચીતાના જેવું, ને તેના પગ રીંછના પગ જેવા, ને
તેનું મોહો સીંહના મોહો જેવું હતું. ને અજગરે
પોતાનું પરાકરમ, તથા પોતાનું રાજયાસન, તથા
૩ મોટો અધીકાર તેને આપયો. ને તેનાં માથાંઓ-
માંના એકને મેં મરણ પામવા જેવું ઘાએલ દીઠું;
અને તેના મરણનો ઘા રૂઝાયો, ને આખા જગતે
૪ શવાપદની પછવાડે અચરત કીધું. ને જે અજગરે
શવાપદને અધીકાર આપયો, તેનું ભજન તેઓએ
કીધું, ને તેઓએ શવાપદનું પણ ભજન કીધું, ને
કહયું કે, શવાપદ સરખું કોણ? એની સાથે કોણ

લડી શકેછે? ને મોટી વાતો તથા દુરભાશણ બોલ- ૫
નાર મોહો તેને અપાચું, ને બેંહેતાલીસ મહીના
સુધી (લડાઈ) કરવાનો અધીકાર તેને અપાયો. ને ૬
તેણે દેવને વીરૂધ દુરભાશણને સારૂ પોતાનું મોહો
ઉઘાડચું, કે તેના નામનું તથા તેના સથાનનું
તથા આકાશમાં રેહેનારાઓનું દુરભાશણ તે કરે.
ને તેને અપાચું કે પવીતરોની સાથે લડે, ને તેઓને ૭
જીતે, ને સરવ કુલ તથા ભાશા તથા દેશ પર તેને
અધીકાર અપાયો. ને પરથવી પરના સરવ રેહે- ૮
નારા, જેનાં નામ સરશટીના મંડાણથી મારીનાંખે-
લા હલવાનના જીવનપુસતકમાં લખેલાં નથી,
તેઓ તેને ભજશે. જો કોઇને કાન છે તો તે શાં- ૯
ભલે. જો કોઈ દાસપણામાં લઈજાએછે, તો તે ૧૦
દાસપણામાં જશે; જો કોઈ તલવારથી મારીનાંખેછે,
તો તેને તલવારથી મારચા જવું પડેછે. હીઆં
પવીતરોની સહનતા તથા વીશવાસ છે.

અને મેં પરથવીમાંથી બીજા એક શવાપદને ૧૧
નીકલતું દીઠું; ને ગેટડાના જેવાં તેને બે શીગડાં
હતાં, અને અજગરની પઠે તે બોલચું. ને પેહેલા ૧૨
શવાપદનો સરવ અધીકાર તેની આગલ તે કરેછે, ને
જે પેહેલા શવાપદના મરણનો ઘા રૂઝાયો હતો,
તેનું ભજન પરથવીથી એટલે તે પરના રેહેનારા-
ઓથી કરાવેછે; ને તે મોટા ચમતકાર કરેછે, એવા ૧૩

ઈમાં દોડતા ઘણા ઘોડાના રથોના સાદ સરખો હતો.
૧૦ ને વીછુઓની સરખી તેઓને પુછડી હતી, ને તેઓ-
ની પુછડીમાં ડંખ હતા, ને પાંચ મહીના સુધી મા-
ણસોને ઉપદરવ દેવાનો તેઓને અધીકાર હતો.
૧૧ ને ઊંડાણનો જે દુત તે તેઓ પર રાજા છે; તેનું
નામ હેબરી ભાશામાં આબાદોન, પણ હેલેની
ભાશામાં તેનું નામ આપલોન [એટલે વીનાશક]
૧૨ છે. એક સંતાપ થઈ ગયો છે, જુઓ એ પછી
બીજા બે સંતાપ આવેછે.
૧૩ અને છઠા દુતે વજાડયું તારે દેવની સામાની
સુંનાની વેદીના ચાર શીંગડાંમાંથી મેં એક વાણી
૧૪ શાંભલી; તેણે જે છઠા દુતને રણશીંગડું હતું તેને
કહયું કે, મોટી નદી ફરાત પર જે ચાર દુત બાંધેલા
૧૫ છે તેઓને છોડ. અને તે ચાર દુત છોડાયા; તેઓ
એ માટે તયાર થએલા હતા કે ઘડી તથા દીવસ
તથા મહીનો તથા વરશ સુધી, માણસોના તરીજા
૧૬ ભાગને મારીનાંખે. ને સવારોની ફોજની ગણતી
વીશકરોડ હતી, ને તેઓની ગણતી મેં શાંભલી.
૧૭ ને એવી રીતે દરશનમાં મેં ઘોડાઓને તથા તેઓ-
પરના બેશનારાઓને દીઠા; તેઓનાં બખતર
અગનીરંગી તથા જાંબુરંગી તથા ગંધકરંગી હતાં;
ને ઘોડાઓનાં માથાં સીંહોનાં માથાં જેવાં હતાં,
ને તેઓનાં મોહોડામાંથી આગ તથા ધુંઆડો તથા

ગંધક નીકલયાં. એ તરણથી, એટલે આગ તથા ૧૮
ધુંઆડો તથા ગંધક જે તેઓનાં મોહોડામાંથી નીક-
લયાં, તેઓથી માણસોનો તરીજો ભાગ મારીનં-
ખાયો; કેમકે તેઓનાં મોહોમાં તથા તેઓનાં પુ- ૧૯
છડાંમાં તેઓનું સામરથ છે; કારણ કે તેઓનાં પુ-
છડાં સાપના જેવાં, ને તેઓને માથાં હોએછે જેથી
તેઓ ઉપદરવ કરેછે. ને બાકીનાં જે માણસો તે ૨૦
આફતોથી મારી નહીં નંખાયાં, તેઓએ પોતાના
હાથનાં કામો સંબંધી પસતાવો કીધો નહીં, એ રીતે
કે તેઓ ભુતોને, તથા સુંનાની તથા રૂપાંની તથા
પીતલની તથા પથરની તથા લાકડાંની મુરતીઓ,
જેઓને જોવાની તથા શાંભલવાની તથા ચાલ-
વાની પણ શકતી નથી તેઓને પુજે નહીં. ને તે- ૨૧
ઓએ પોતાની હતયાઓ વીશે, તથા પોતાની મા-
યાકરીયા વીશે, તથા પોતાના વીભીચાર વીશે, તથા
પોતાની ચોરીઓ વીશે પસતાવો કીધો નહીં.

અને મેં એક બીજો બલવાન દુત આકાશથી ૧૦
ઉતરતો દીઠો, તે વાદલથી વેશટીત હતો, ને તેના માથા
પર મેઘધનુશ હતું, ને તેનું મોહો સુરજના જેવું તથા
તેના પગ અગનીના સતંભો જેવા હતા. ને તેના ૨
હાથમાં એક નાહાનું ઉઘાડેલું પુસતક હતું, ને તેણે
પોતાનો જમણો પગ સમુદર પર તથા ડાબો પરથવી
પર મુકયો; ને જેમ સીંહ ગરજેછે, તેમ તેણે મોટે ૩

શબ્દે હાંક મારી, ને જારે તેણે હાંક મારી તારે સાત
૪ ગરજનાએ પોતાની વાણી કાહાડી. ને જારે તે
સાત ગરજનાએ પોતાની વાણી કાહાડી હતી, તારે
હું લખવા માંડનો હતો, પણ મેં આકાશથી એક
વાણી એમ કેહેતી શાંભલી કે, સાત ગરજનાએ જે
જે વાત કહી, તેના પર તું મુદરા કર ને તેઓને ન
૫ લખ. ને જે દુતને સમુદર પર તથા પરથવી પર
મેં ઉભો રહેલો દીઠો તેણે પોતાનો હાથ આકાશની
૬ ભણી ઊંચો કીધો; ને જે સદા સરવકાલ સુધી જી-
વે છે, જેણે આકાશ તથા તેમાંનાં, ને પરથવી તથા
તેમાંનાં, ને સમુદર તથા તેમાંનાં ઉતપંન કીધાં,
તેના સમ ખાઇને તેણે કહયું કે હવે વાર થશે નહીં;
૭ પણ સાતમા દુતની વાણીના દાહાડાઓમાં, એટલે
જારે તે વજાડવા લાગશે તારે દેવનો મરમ જેમ
તેણે પોતાના દાસ ભવીશવાદીઓને જણાવયો,
તેમ સંપુરણ થશે.
૮ અને આકાશથી જે વાણી મેં શાંભલી, તેણે ફરીથી
મારી સાથે બોલતાં કહયું કે, તું જા ને જે દુત સમુ-
દર પર તથા પરથવી પર ઉભો છે, તેના હાથમાંનું
૯ ઉઘાડેલું પુસતક લે; ને મેં દુત પાસે જઇને તેને
કહયું કે તે નાહાનું પુસતક મને આપ, ને તેણે મને
કહયું કે તે લે ને ખાઈ જા, ને તે તારા પેટને કડવું
કરશે પણ તારા મોહોમાં મધના જેવું ગલયું લાગશે.

તારે મેં દુતના હાથમાંથી નાહાનું પુસતક લીધું ને ૧૦
તેને ખાઈનાંખચું, ને મારા મોહોમાં મધના સરખું
તે ગલચું હતું, પણ તેને ખાધાપર મારૂં પેટ કડવું
થચું. ને તેણે મને કહચું કે તને ઘણા લોકો તથા ૧૧
દેશો તથા ભાશાઓ તથા રાજાઓ વીશે ભવીશ-
વાદ કેહેવો પડેછે.

ઞને લાકડી જેવું એક બરૂ મને અપાચું, ને ૧ ૧
દુતે ઉભા રહીને કહચું કે તું ઉઠ ને દેવનું મંદીર તથા
વેદી તથા તાંહાંના ભજનારાઓનું માપ લે; પણ ૨
મંદીર બાહાર જે આંગણું છે તેને મુકી દે, ને તેનું
માપ ન લે, કેમકે વીદેશીઓને તે આપેલું છે; તેઓ
બેંતાળીશ મહીના સુધી પવીતર નગરને ખુંદી નાં-
ખશે. ને મારા બે સાકશીને હું એવું આપીશ, કે ૩
તેઓ તાટ પેહેરેલા થઇને એક હજાર બશેં ને સાઠ
દીવસ સુધી ભવીશવાદ કેહેશે. જૈતુનનાં જે બે ૪
ઝાડ તથા જે બે દીવી પરથવીના દેવની આગલ
ઉભાં રેહેછે તેઓ એજ છે. ને જો કોઈ તેઓને ૫
ઉપદરવ કરવા ચાહે, તો તેઓનાં મોહોમાંથી આગ
નીકલેછે ને તેઓના શતરૂઓને ખાઈનાખેછે, ને
જો કોઈ તેઓને ઉપદરવ કરવા ચાહે તો તેમજ
તેને મારચા જવું પડેછે. તેઓને આકાશ બંધ ૬
કરવાનો અધીકાર છે, કે તેઓના ભવીશવાદના દી-
વસોમાં વરશાદ ન વરશે; ને પાણીઓ પર તેઓને

અધીકાર છે કે તેને લોહીરૂપે બદલીનાંખે; ને તેઓ
જેટલીવાર ચાહે તેટલીવાર પરથવીને હરેક આફતથી
૭ મારે. ને જારે તેઓ પોતાની સાકશી પુરી કરશે,
તારે જે શવાપદ ઊંડાણમાંથી નીકલેછે તે તેઓની
સાથે લડાઈ કરશે, ને તેઓને ઝીંતશે, તથા તેઓને
૮ મારીનાંખશે. ને જે મોટું નગર આતમીક રીતે સ-
દોમ તથા મીશર કેહેવાએછે, જાંહાં આપણો પરભુ
વધસથંભે દેવાયો, તે નગરના રસતામાં તેઓનાં
૯ મુડદાં[પડયાં રેહેશે]; ને લોકો તથા કુલો તથા ભા-
શાઓ તથા દેશોમાંથી કેટલાએક સાડાતરણ દાહાડા
સુધી તેઓનાં મુડદાં દેખશે, ને તેઓનાં મુડદાંને
૧૦ કબરમાં મેહેલવા નહીં દેશે. ને પરથવી પરનાં રેહે-
નારા એઓ પર આનંદ તથા હરખ કરશે, ને માહોમા
ભેટ મોકલશે, કેમકે તે બે ભવીશવાદીઓએ પરથવી
૧૧ પરનાં રેહેનારાઓને પીડા દીધી હતી. ને સાડાતરણ
દાહાડા પછી દેવથી જીવનનો આતમા તેઓમાં પેઠો,
ને તેઓ પોતાને પગે ઊભા રહયા; પછી તેઓના
૧૨ દેખનારાઓને મોટી બીહીક લાગી. ને તેઓએ
આકાશમાંથી મોટી વાણી પોતાને કેહેતાં શાંભલી
કે તમે હીયાં ચહડી આવો, અને તેઓ વાદલાંએ
આકાશમાં ચહડી ગયા, ને તેઓના શતરૂઓએ
૧૩ તેઓને દીઠા. ને તે સમયે મોટો ધરતીકંપારો થયો,
ને તે નગરનો દશમો ભાગ પડીગયો, ને ધરતીકંપા-

રાથી માણુસોના સાત હજાર નામ મારીનંખાંચાં,
ને જે બાકી રહયાં તેઓ ગભરાયાં, ને આકાશના
દેવને મહીમા આપયો. બીજો સંતાપ થઈ ગયો ૧૪
છે; જુઓ, તરીજો સંતાપ વેહેલો આવેછે.
અને સાતમા દુતે વજાડયું, તારે આકાશમાં મો- ૧૫
ટી વાણીઓ થઈ તેઓએ કહયું કે, આ જગતના
રાજયો આપણા પરભુનાં તથા તેના ખરીસતનાં
થયાં છે, ને તે સદા સરવકાલ સુધી રાજ કરશે.
અને જે ચોવીશ વડીલો દેવની આગલ પોતાના ૧૬
આસન પર બેઠા હતા, તેઓ ઊંધા પડયા ને દેવને
ભજતાં કહયું કે; ઓ પરભુ દેવ, સરવ સમરથ, જે ૧૭
છે હતો ને થશે, તારી સતુતી અમે કરીએછઈએ કેમકે
તેં પોતાનું મોટું પરાકરમ લીધું ને રાજ કીધું છે.
ને દેશોંના ગુસે ભરાયા અને તારો કોપ આવયો ૧૮
છે; ને મુએલાંનો સમય છે કે, તેઓનો ઈનસાફ
થાએ, અને તારા સેવક એટલે ભવીશવાદીઓ તથા
પવીતરો તથા તારા નામથી બીહીનારા નાહાના
અને મોટા તેઓને વેતન અપાએ, તથા જેઓ
પરથવીનો નાશ કરનાર તેઓનો નાશ થાએ. અને ૧૯
આકાશમાં દેવનું મંદીર ઉઘડાયું, ને તેના મંદીરમાં
તેના કરારની પેટી દેખાઈ; ને વીજલીઓ, તથા
વાણીઓ, તથા ગરજનાઓ, તથા ધરતીકંપારો, તથા
કરાંની મોટી વરશાટી થઈ.

૧૨ અને આકાશમાં મોટું ચીન દેખાયું, એટલે
એક બાયડી સુરજ પેહેરેલી, ને તેના પગ તલે
ચંદર, ને તેના માથા પર બાર તારાનો મુગુટ હતો.
૨ ને તેણે ગરભવતી છતાં જણવાનું કશટ ભોગવતાં
૩ તથા પીડા પામતાં બુમ પાડી. ને આકાશમાં
બીજું ચીન પણ દેખાયું; જુઓ અગનીરંગી મોટો
અજગર જેને સાત માથાં ને દશ શીંગડાં; ને તેના
૪ માથાંઓ પર સાત મુગુટ હતા; ને તેનાં પુછડાએ
આકાશના તારાઓનો તરીજો ભાગ ખેંચયો, ને
તેઓને પરથવી પર નાંખયા. ને જે બાયડી જ-
ણવાની હતી, તેની આગલ તે અજગર ઉભો રહયો,
એ માટે કે જારે તે જણે તારે તેના બાલકને ખાઈ-
૫ નાંખે. અને તે નરબાલક જણી જે સઘલા દેશ-
નાઓ પર લોહોડાના દંડથી ધણીપણું કરનાર છે,
ને તેનો બાલક દેવ પાસે તથા તેના રાજયાસન
૬ પાસે લઈ જવાયો. ને બાયડી અરણયમાં નાહાઠી
તાંહાં દેવે તેને સાંરૂ તયાર કીધેલું એવું ઠેકાણું છે,
જાંહાં તેઓ તેને બારસેં ને સાઠ દાહાડા સુધી પાલે.
૭ અને આકાશમાં લડાઈ હતી, મીખાએલ તથા
તેના દુતો અજગરની સાથે લડયા, ને અજગર તથા
૮ તેના દુતો લડયા; તો પણ તેઓ જીતયા નહીં, ને
૯ તેઓનું ઠેકાણું ફરી આકાશમાં મલયું નહીં; પણ તે
મોટો અજગર બાહાર નંખાયો, એટલે તે જુનો

સાપ જે બટો મુકનાર તથા સેતાન કેહેવાએછે, જે
આ જગતને ભુલાવેછે, તે પરથવી પર નંખાયો,
ને તે સુધાં તેના દુતો પણ નંખાયા. તારે આકા- ૧૦
શમાં મોટી વાણી એમ કેહેતી મેં શાંભલી કે, અમ-
ણા તારણ તથા પરાકરમ તથા અમારા દેવનું રાજ
તથા તેના ખરીસતનો અધીકાર છે; કેમકે અમારા
ભાઇઓનો અપવાદી, જેણે અમારા દેવની આગલ
રાત દાહાડો તેઓ પર તોહોમત મુકયું, તે નીચે ફું-
કાયો છે; ને તેઓએ હલવાનના લોહીથી તથા પો- ૧૧
તાની સાકશીની વાતથી એને ઝીંતયો છે, ને મરણ
સુધી તેઓએ પોતાના જીવ પર પરેમ કીધો નહીં.
એ માટે ઓ આકાશો તથા તેઓમાં રેહેનારાઓ ૧૨
તમે આનંદ કરો, ઓ પરથવી પરના તથા સમુદર-
માંના રેહેનારાઓ તમને સંતાપ છે, કેમકે સેતાન
તમારી પાસે ઉતરયો, ને તે બહુ કરોધીત છે કાંજે
તે જાણેછે કે મારો વખત થોડો છે. ને પોતે પર- ૧૩
થવી પર ફેંકાયો એમ અજગરે જોઈને, જે બાયડી
પુરૂશને જણી હતી તેને તેણે સતાવી. અને બાય- ૧૪
ડીને મોટા ગરૂડની બે પાંખ અપાઈ, એ માટે કે
સાપના સનમુખથી તે અરણયમાં પોતાને ઠેકાણે
ઉડી જાએ, તાંહાં સમય તથા સમયો તથા અડધો
સમય તેનું પરતીપાલન કરાએછે. અને સાપે ૧૫
પોતાના મોહોમાંથી નદીના જેવું બાયડીની પછવાડે

પાણી નાખયું, એ માટે કે તેથી તે તણાઈ જાએ.
૧૬ અને પરથવીએ તે બાયડીની સહાય કીધી, એટલે
પરથવી પોતાનું મોહો ઉઘાડીને જે નદી અજગરે
૧૭ પોતાના મોહોમાંથી નાંખી તેને પીગઈ. ને
અજગર બાયડી પર ગુસે થયો, ને તેના બાકી
સંતાન, એટલે જેઓ દેવની આગના પાલેછે, ને
જેઓની પાસે ઈશુ ખરીસતની સાકશી છે, તેઓની
સાથે લડવાને તે નીકલયો.

૧૩ અને હું સમુદરની રેતી પર ઉભો રહયો, ને
મેં એક શવાપદને સમુદરમાંથી નીકલતું દીઠું, જેને
સાત માથાં તથા દશ શીંગડાં; તથા તેનાં શીંગડાં-
ઓ પર દશ મુગુટ, તથા તેનાં માથાંઓ પર દુરભા-
૨ શણનાં નામો હતાં. ને જે શવાપદને મેં દીઠું, તે
ચીતાના જેવું, ને તેના પગ રીંછના પગ જેવા, ને
તેનું મોહો સીંહના મોહો જેવું હતું. ને અજગરે
પોતાનું પરાકરમ, તથા પોતાનું રાજયાસન, તથા
૩ મોટો અધીકાર તેને આપયો. ને તેનાં માથાંઓ-
માંના એકને મેં મરણ પામવા જેવું ધાએલ દીઠું;
અને તેના મરણનો ધા રૂઝાયો, ને આખા જગતે
૪ શવાપદની પછવાડે અચરત કીધું. ને જે અજગરે
શવાપદને અધીકાર આપયો, તેનું ભજન તેઓએ
કીધું, ને તેઓએ શવાપદનું પણ ભજન કીધું, ને
કહયું કે, શવાપદ સરખું કોણ? એની સાથે કોણ

લડી શકેછે? ને મોટી વાતો તથા દુરભાશણ બોલ- ૫
નાર મોહો તેને અપાચું, ને બેંહેતાલીસ મહીના
સુધી (લડાઈ) કરવાનો અધીકાર તેને અપાયો. ને ૬
તેણે દેવને વીરૂધ દુરભાશણને સારૂ પોતાનું મોહો
ઉઘાડચું, કે તેના નામનું તથા તેના સથાનનું
તથા આકાશમાં રેહેનારાઓનું દુરભાશણ તે કરે.
ને તેને અપાચું કે પવીતરોની સાથે લડે, ને તેઓને ૭
ઝીતે, ને સરવ કુલ તથા ભાશા તથા દેશ પર તેને
અધીકાર અપાયો. ને પરથવી પરના સરવ રેહે- ૮
નારા, જેનાં નામ સરશટીના મંડાણથી મારીનાંખે-
લા હલવાનના જીવનંપુસતકમાં લખેલાં નથી,
તેઓ તેને ભજશે. જો કોઇને કાન છે તો તે શાં- ૯
ભલે. જો કોઈ દાસપણામાં લઈજાએછે, તો તે ૧૦
દાસપણામાં જશે; જો કોઈ તલવારથી મારીનાંખેછે,
તો તેને તલવારથી મારચા જવું પડેછે. હીઆં
પવીતરોની સહનતા તથા વીશવાસ છે.

અને મેં પરથવીમાંથી બીજા એક શવાપદને ૧૧
નીકલતું દીઠું; ને ગેટડાના જેવાં તેને બે શીગડાં
હતાં, અને અજગરની પઠે તે બોલચું. ને પેહેલા ૧૨
શવાપદનો સરવ અધીકાર તેની આગલ તે કરેછે, ને
જે પેહેલા શવાપદના મરણનો ઘા રૂઝાયો હતો,
તેનું ભજન પરથવીથી એટલે તે પરના રેહેનારા-
ઓથી કરાવેછે; ને તે મોટા ચમતકાર કરેછે, એવા ૧૩

કે માણસોની આગળ આકાશથી પરથવી પર અગ-
૧૪ ની વરસાવેછે. ને જે ચમતકારો શવાપદની આ-
ગલ કરવાનું તેને અપાચું, તેઓને આશરે પરથવી
પરના રેહેનારાઓને તે ભુલાવેછે, ને પરથવી પરના
રેહેનારાઓને તે કેહેછે કે જે શવાપદ તલવારનો
ઘા પામેલો અને જીવતો રહયો, તેને સારૂ મુરતી
૧૫ કરો; ને શવાપદની મુરતીમાં આતમા ઘાલવાનું
એને અપાચું, એવું કે તે શવાપદની મુરતી બોલે,
ને જેટલા શવાપદની મુરતીને નહીં ભજે તેટલા
૧૬ મારીનંખાએ એવું પણ તે કરે. ને નાહાના તથા
મોટા, ધનવાન તથા દરીદરી, છુટેલા તથા દાસ
સરવને તે એમ કરાવેછે કે, તેઓ પોતાના જમણા
હાથ પર અથવા પોતાનાં કપાલ પર નીશાની
૧૭ લે. વલી જેને તે નીશાની અથવા શવાપદનું નામ
અથવા તેના નામની ગણતી છે, તે વગર બીજા
કોઈથી કંઈ વેચાએ લેવાએ નહીં, એમ પણ કરાવે-
૧૮ છે. હીઆં ગનાન છે; જેને બુધી છે તે શવાપદની
ગણતી ગણે કેમકે તે માણસની ગણતી છે, ને તેની
ગણતી છસેં છાસેટ છે.

૧૪ ઝને મેં જોચું, ને જુઓ શીઓન પાહાડ
પર હલવાન ઉભો રહયો, ને તેની સાથે એક લાખ
ચુમાલીસ હજાર હતા જેઓનાં કપાલ પર તેના
૨ બાપનું નામ લખચું હતું. ને ઘણાં પાણીના શબ-

દના જેવી તથા મોટી ગરજનાના શબ્દના જેવી
આકાશમાંથી વાણી મેં શાંભલી; ને વીણા વજા-
ડનારાઓની વાણી પોતાની વીણા વજાડતાં મેં
શાંભલી. અને રાજયાસનની તથા ચાર પરાણી- ૩
ઓની તથા વડીલોની આગલ નવું કીરતન તેઓ
ગાતા હતા; ને પરથવીથી જે એક લાખ ચુમાલીશ
હજાર ખરીદેલા, તેઓ વગર કોઈ તે કીરતન શીખી
ન શકયું. બાયડીઓની સાથે જેઓ અશુધ નથી ૪
થયા તેઓ એ છે; કેમકે તેઓ કુંઆરા છે, ને હલ-
વાન જાંહાં જાએછે તાંહાં તેની પાછલ જે ચાલેછે
તેઓ એ છે, તેંઓ દેવને તથા હલવાનને સારૂ પર-
થમ ફલ થવાને માણસમાંથી ખરીદેલા છે; ને તે- ૫
ઓનાં મોહોમાં કપટ મલચું નથી, કેમકે દેવના
રાજયાસનની આગલ તેઓ નીરદોશી છે.

અને મેં બીજા એક દુતને અંતરીકશમાં ઉડતો ૬
દીઠો, ને પરથવી પરના રેહેનારાઓમાં, એટલે
સરવ દેશમાં તથા કુલમાં તથા ભાશામાં તથા
લોકમાં સુવારતા પરગટ કરવાને, તેની પાસે અના-
દી સુવારતા હતી; ને તેણે મોટી વાણીએ કહયું કે, ૭
દેવથી બીહો ને તેને મહીમા આપો, કેમકે તેના
નયાયકરણનો સમય આવયો છે, ને જેણે આકા-
શ તથા પરથવી તથા સમુદર તથા પાણીના ઝરા-
ઓને ઉતપન કીધાં છે, તેને ભજો. ને તેની પા- ૮

છલ બીજો એક દુત આવીને એમ બોલતો હતો
કે, બાબલોન તે મોટું નગર પડયું છે, પડયું છે,
કેમકે તેણે પોતાના વીભીચારના કોપનો દરાખરસ
૯ સરવ દેશનાઓને પાયો છે. ને તરીજો દુત તેની
પાછલ આવીને મોટી વાણીએ બોલતો હતો કે, જો
કોઇ શવાપદને તથા તેની મુરતીને પુજે, ને નીશાની
પોતાના કપાલ પર અથવા પોતાના હાથ પર લે;
૧૦ તો તે પણ દેવના કોપનો દરાખરસ, એટલે જે તેના
કરોધના વાડકામાં નરો રેડેલો છે, તેમાંથી તે પીશે;
પવીતર દુતોની આગલ તથા હલવાનની આગલ
૧૧ આગમાં તથા ગંધકમાં તે પીડેલો થશે; ને તેઓની
પીડાનો ધુંઆડો સદા સરવકાલ સુધી ચહડેછે; ને
જેઓ શવાપદને તથા તેની મુરતીને ભજેછે, તથા
જે કોઈ તેના નામની નીશાણી લેછે, તેઓને રાત
૧૨ દાહાડો વીશામો નથી. હીઆં પવીતરોની સહનતા
છે, હીઆં દેવની આગનાના તથા ઇશુ ખરીસતના
૧૩ વીશવાસના પાલનારા છે. ને આકાશથી એક વાણી
મેં શાંભલી, તેણે મને કહયું કે, તું એમ લખ કે,
અમણાથી જે મરનાર પરભુમાં મરણ પામેછે,
તેઓને ધન છે; આતમા કેહેછે હા, એ માટે કે તેઓ
પોતાની મેહેનતથી વીશામો પામે; ને તેઓનાં
કામ તેઓની પાછલ આવશે.
૧૪ અને મેં જોયું, ને જુઓ ધોલું વાદલ ને વાદલ પર

માણસના દીકરાના જેવો એક બેઠેલો, જેના માથા
પર સુંનાનો મુગુટ હતો, ને જેના હાથમાં ધારવાલું
દાતરડું હતું. અને મંદીરમાંથી બીજા એક દુતે નીક- ૧૫
લીને વાદલ પર બેઠેલાને મોટી વાણીએ હાંક મારી કે,
તું પોતાનું દાતરડું લગાડીને કાપ, કેમકે કાપવાની
વેલા આવી છે, કારણ કે પરથવીની ખેતી પાકી છે.
ને વાદલ પર બેઠેલાએ પરથવી પર પોતાનું દાતરડું ૧૬
લગાડયું, ને પરથવીની ખેતી કાપી.
અને આકાશમાંના મંદીરમાંથી બીજો એક દુત ૧૭
નીકલયો, તેને પણ ધારવાલું દાતરડું હતું. ને બીજો ૧૮
દુત વેદીથી નીકલયો, તેને અગની પર અધીકાર
હતો; ને તેણે જેને ધારવાલું દાતરડું હતું તેને મોટી
વાણીએ કહયું કે, તું પોતાનું ધારવાલું દાતરડું લગા-
ડીને પરથવીના દરાખવેલાના લુમકાને લણી લે,
કેમકે તેની દરાખ પાકી ચુકી છે. તારે તે દુતે પોતાનું ૧૯
દાતરડું પરથવી પર લગાડયું, ને પરથવીના દરાખ-
વેલાનું લણી લીધું, ને દેવના કોપના મોટા દરાખ-
કુંડમાં નાંખયું. ને દરાખકુંડ શેહેરબાહાર ખુંદાયો, ૨૦
અને દરાખકુંડમાંથી લોહી ઘોડાઓની લગામો સુધી,
એક હજાર છશેં સતાદી લગી, વહી નીકલયું.
અને બીજું મોટું તથા આશચરીઅવાન ચીન ૧૫
આકાશમાં મેં દીઠું, એટલે સાત દુત ને તેઓની પાસે
છેલી સાત આફત હતી, કેમકે તેઓમાં દેવનો કોપ

૨ પુરો કીધેલો છે. ને અગની ભેલેલા કાચના સમુ-
દરના જેવું મેં દીઠું, ને જેઓ શવાપદ પર તથા તેની
મુરતી તથા તેની નીસાની પર તથા તેના નામની
ગણતી પર જય પામયા હતા, તેઓ તે કાચના
સમુદર પર ઉભા રેહેતા હતા, ને તેઓની પાસે દેવની
૩ વીણાઓ હતી. ને તેઓએ દેવના સેવક મુસાનું
કીરતન તથા હલવાનનું કીરતન ગાતાં કહયું કે, ઓ
પરભુ દેવ, સરવસમરથ, તારાં કામ મોટાં તથા
આશચરીઅવંત છે, ઓ પવીતરોના રાજા તારા
૪ મારગ નયાચી તથા ખરા છે. ઓ પરભુ તારાથી કોણ
નહીં બીહીશે, ને તારા નામનો મહીમા કોણ નહીં
કરશે? કેમકે એકલો તું પરીશુધ છે, માટે સઘલા
દેશના આવશે ને તારી આગલ ભજન કરશે, કાંજે
૫ તારાં નયાયકરણ પરગટ થયાં છે. અને મેં જોયું,
ને જુઓ આકાશમાં સાહેદીના માંડવાનું મંદીર
૬ ઉઘડાયું; ને જે સાત દુતની પાસે સાત આફત
હતી, તેઓ શુધ તથા ચલકતાં વસતર પેહેરેલા,
તથા છાતીએ સુંનાના પટકા બાંધેલા છતાં મંદીર-
૭ માંથી નીકલયા. ને ચાર પશાણીઓમાંના એકે તે
સાત દુતને સુંનાના સાત પેઆલાં આપયાં, તે
સદા સરવકાલ સુધી જીવનાર દેવના કોપથી ભરેલાં
૮ હતાં. ને દેવના મહીમાથી તથા તેના પરાકરમથી
મંદીર ધુંઆડે ભરાઈ ગયું, ને સાત દુતની સાત

આફત પુરી થઈ, તાંહાં સુધી કોઇથી મંદીરમાં
પેસાયું નહીં.

અને એક મોટી વાણી મંદીરમાંથી મેં શાંભલી, ૧૬
તેણે સાત દુતને એમ કહયું કે, તમે જાઓ ને
દેવના કોપનાં પેઆલાં પરથવી પર રેડો. અને પેહેલો ૨
દુત ગયો, ને તેણે પોતાનું પેઆલું પરથવી પર
રેડયું, ને જે માણસો શવાપદની નીસાંની રાખતાં
હતાં ને તેની પરતીમા ભજતાં હતાં, તેઓ પર ભુંડું
તથા દુશટ ધારૂં થયું. ને બીજા દુતે પોતાનું પેઆલું ૩
સમુદર પર રેડયું, ને મુડદાનાં લોહી સરખો તે
થયો, ને સમુદરમાંનો હરેક જીવતો પરાણી મરી-
ગયો. ને તરીજા દુતે પોતાનું પેઆલું નદીઓ ૪
પર તથા પાણીના ઝરાઓ પર રેડયું, ને તેઓ લોહી
થયાં. ને પાણીના દુતને એમ બોલતાં મેં શાંભ- ૫
લયો કે, ઓ પરભુ જે છે, ને હતો, ને પવીતર,
તુંજ નયાયી છે, કેમકે એવો નયાય કીધો છે; તે- ૬
ઓએ તારા પવીતરોનું તથા ભવીશવાદીઓનું
લોહી વેહેવડાવયું, ને તેં તેઓને લોહી પીવાને
આપયું છે, કાંજે તેઓ લાએક છે. ને વેદીમાંથી બી- ૭
જાને એમ કેહેતાં મેં શાંભલયો કે, હા, ઓ પરભુ દેવ
સરવસમરથ, તારાં નયાયકરણ સત તથા નયાયી
છે. ને ચોથા દુતે પોતાનું પેઆલું સુરજ પર ૮
રેડયું; ને આગથી માણસોને ઝલાવી નાંખવાનું

૯ સામરથ તેને અપાયું; ને માણસો મોટી આંચથી
દાહાજયાં, ને દેવ જેને આ આફત પર અધીકાર
છે, તેના નામનું દુરભાશણ કીધું, ને તેઓએ તેને
૧૦ મહીમા આપવાને પશચાતાપ કીધો નહીં. ને
પાંચમા દુતે પોતાનું પેઆલું શવાપદના રાજયા-
સન પર રેડયું, ને તેના રાજ પર અંધારૂં થઈ ગયું;
૧૧ ને તેઓએ કશટને લીધે પોતાની જીભોને કરડી, ને
પોતાનાં કશટોને લીધે તથા પોતાનાં ઘારાંને લીધે
આકાશના દેવનું દુરભાશણ કીધું, ને તેઓએ પો-
૧૨ તાનાં કામો સંબંધી પશચાતાપ કીધો નહીં. અને
છઠા દુતે પોતાનું પેઆલું મોટી નદી ફરાત પર રેડયું,
ને તેનું પાણી સુકાઈ ગયું, એ માટે કે ઉગમણુથી
૧૩ જે રાજા તેઓનો રસતો તયાર થાએ. ને તે અજ-
ગરના મોહોમાંથી તથા શવાપદના મોહોમાંથી તથા
જુઠા ભવીશવાદીના મોહોમાંથી [નીકળતા] તરણ
૧૪ અશુધ આતમા દેડકા જેવા મેં દીઠા. કેમકે તેઓ ચમ-
તકાર કરનારા ભુતોના આતમા છે, જેઓ સરવસમ-
રથ દેવના મોટા દીવસની લડાઈને સારૂ, પરથવીના
એટલે આખા જગતના રાજાંઓને એકઠા કરવાને,
૧૫ તેઓના પર બાહાર જાએછે. જુઓ ચોરની પઠે
હું આવુંછું, જે જાગરૂત રેહેછે, ને પોતાનાં વશતર
એવાં રાખેછે કે પોતે નાગો ન ચાલે, ને પોતાની
૧૬ લાજ તેઓ ન દેખે, તેને ધન છે. તારે હેબરી ભા-

શામાં આરમાગેદોન કેહેવાએલે ઠેકાણે, તેણે તેઓ-
ને એકઠા કીધા. અને સાતમા દુતે પોતાનું પેઆ- ૧૭
લું વાતાવરણમાં રેડયું, ને આકાશના મંદીરના રા-
જયાસનમાંથી મોટી વાણી એમ કેહેતી નીકલી, કે
થયું; ને વાણીઓ, તથા ગરજનાઓ, તથા વીજ- ૧૮
લીઓ થયાં, અને વલી એવો મોટો ધરતીકંપારો કે
મણસો પરથવી પર થયાં તારથી એવો મોટો ધરતીકં-
પારો નથી થયો. ને મોટા નગરના તરણ ભાગ થયા, ૧૯
ને દેશોનાં નગરો પડયાં; ને મોટા બાબલોનની
યાદ દેવની આગલ થઈ, એ માટે કે તે પોતાના
સખત કોપના દરાખરસનું પેઆલું તેને આપે. ને ૨૦
હરેક બેટ નાહાઠા, ને પાહાડો મલયા નોહોતા. ને ૨૧
મોટાં કરાં, આશરે એક એક મણનાં, આકાશથી
માણસો પર પડયાં, ને કરાંની આફતને લીધે
માણસોએ દેવનું દુરભાશણ કીધું, કેમકે તેની આફત
મોટી હતી.

અને જે સાત દુતની પાસે તે સાત પે- ૧૭
આલાં હતાં, તેઓમાંનો એક આવયો, ને મારી
સાથે બોલતાં મને કહયું કે, આવ ને જે મોટી
વેશીઆ ઘણા પાણી પર બેઠેલી છે, તેનો દંડ હું તને
દેખાડીશ. તેની સાથે પરથવીના રાજાઓએ વી- ૨
ભીચાર કીધો છે, ને તેના વીભીચારના દરાખરસથી
પરથવીના રેહેનારા છાકટા થયા. ને આતમાએ ૩

તે મને અરણુયમાં લઈગયો; ને એક કીરમજી
રંગના શવાપદ પર એક બાયડી બેઠેલી મેં દીઠી; તે
શવાપદ દુરભાશણના નામથી ભરેલું, ને તેને સાત
૪ માથાં ને દશ શીંગડાં હતાં. ને તે બાયડી જાંબુરંગી
તથા કીરમજી વસતર પેહેરેલી હતી, ને સુંને તથા
મુલવાન પાશાણે તથા મોતીએ શોભાવાન હતી, ને
તેના વીભીચારના અમંગલપણાથી તથા અશુધ-
પણાથી ભરેલું તેના હાથમાં સુંનાનું પેઆલું હતું.
૫ ને તેના કપાલ પર એક નામ લખેલું હતું, એટલે,
મરમ, મોટું બાબલોન, વેશીઆની તથા પરથવીના
૬ અમંગલપણાની માતા. ને મેં તે બાયડી પવીતરોના
લોહીથી તથા ઈશુના સાહેદોના લોહીથી પીધેલી
દીઠી, ને હું તેને જોઈને મોટા આશચરીઅથી આશ-
ચરીઅવાન થયો.
૭ અને દુતે મને કહયું કે, તું કેમ આશચરીઅવાન
થયો છે? બાયડીનો તથા તેને ઊંચકનાર શવાપદ,
જેને સાત માથાં તથા દશ શીંગડાં હોએછે, તેનો
૮ મરમ હું તને કહીશ. જે શવાપદ તેં દીઠું, તે હતું ને
નથી, ને તે ઊંડાણમાંથી નીકલવાનો તથા નાશમાં
જવાનો છે, ને પરથવી પરના રેહેનારાઓ જેઓનાં
નામ જગતની સથાપનાથી જીવનપુસકમાં લખયાં
નથી, તેઓ જે શવાપદ હતું ને નથી તે જોઈને
૯ આશચરીઅ કરશે. હીઆં ગનાન રાખનાર મન છે,

તે સાત માથાં સાત પહાડ છે, તેઓ પર બાયડી
બેઠી છે; ને સાત રાજા છે; પાંચ પડયા છે, ને ૧૦
એક છે, ને બીજો હજુ સુધી આવયો નથી, ને
જારે તે આવશે તારે થોડી વાર તેને રેહેવું પડશે.
ને જે શવાપદ હતું ને નથી, તેજ પણ આઠમો છે, ૧૧
ને તે સાતમાનો છે ને નાશમાં જાએછે. ને જે ૧૨
દશ શીગડાં તેં દીઠાં છે તેઓ દશ રાજા છે, એઓ
હજી શુધી રાજ પામયા નથી, પણ શવાપદની
સાથે એક ધડીભર રાજાઓના જેવો અધીકાર પા-
મેછે. એઓનું એક મત છે, ને એઓ પોતાનું પરા- ૧૩
કરમ તથા અધીકાર શવાપદને સોંપી દેછે. એઓ ૧૪
હલવાનની સાથે લડશે, ને હલવાન એઓને જી-
તશે, કેમકે તે પરભુઓનો પરભુ તથા રાજાઓનો
રાજા છે; ને જે તેની સાથે છે, તેઓ તેડેલા તથા
પસંદ કરેલા તથા વીશવાસુ છે.
અને તેણે મને કહયું કે, જે પાણી તેં દીઠાં છે, ૧૫
જાંહાં તે વેશીઆ બેઠી છે, તેઓ લોકો તથા સમુ-
દાય તથા દેશો તથા ભાશાઓ છે; ને શવાપદ પર ૧૬
જે દશ શીંગડાં તેં દીઠાં, તેઓ તે વેશીઆનો દવેશ
કરશે, ને તેને તજેલી તથા નાગી કરશે, ને તેનું
માંસ ખાશે, ને આગથી તેને બાલીનાંખશે. કેમકે ૧૭
દેવ તેઓના મનમાં એમ મુકેછે કે તેઓ તેની મન-
ની ઈછા પુરી કરે, ને એક મત રાખે ને દેવની વાતો

પુરી કરાશે તાંહાં સુધી તેઓ પોતાનું રાજ શવાપ-
૧૮ દને સોંપે. ને જે બાયડીને તેં દીઠી છે, તે તે મોટું
શેહેર છે જે પરથવીના રાજાઓ પર રાજ કરેછે.

૧૮ અને એ પછી બીજા એક દુતને આકાશથી
ઉતરતો મેં દીઠો; તેને મોટો અધીકાર હતો; ને
૨ તેના મહીમાથી પરથવી પરકાશીત થઈ. ને તેણે
સામરથથી મોટી વાણીએ કહયું કે, મોટું બાબલોન
પડયું છે, પડયું છે, ને ભુતોની વસતી, તથા હરેક
અશુધ આતમાનો વાસો, ને હરેક અશુધ તથા દ-
૩ વેશચ પકશીનો વાસો થયો છે; કેમકે તેના વીભી-
ચારના કોપના દરાખરસ સરવ દેશનાઓંએ પીધો
છે, ને પંરથવીપરના રાજાઓએ તેની સાથે વી-
ભીચાર કીધો છે, ને પરથવીપરના વેપારી તેના
સુખભોગની અધીકતાથી ધનવાન થયા છે.

૪ અને આકાશમાંથી બીજી એક વાણી એમ કેહેતી
મેં શાંભલી કે, ઓ મારા લોક તેમાંથી નીકલો એ
માટે કે તમે તેના પાપના ભાગીઆ ન થાઓ, ને
૫ તેની આફતમાનું કંઈ ન પામો; કેમકે તેનાં પાપ
આકાશ સુધી પોહોંચયાં છે, ને દેવે તેના અનચા-
૬ યોની યાદ કીધી છે. જેમ તેણે તમને ભરી આ-
પયું તેમ તેને ભરી આપો, ને તેની કરણીઓ પર-
માણે તેને બમણુંજ આપો; જે પેઆલું તેણે
મેલવીને ભરયું છે તેમાં તેને સારૂ બમણું મેલવીને

ભારે. તેણે પોતાને જેટલી મહીમાવાન કીધી ને ૭
સુખભોગ કીધો, તેટલી પીડા તથા ખેદ તેને આપો,
કેમકે તે પોતાના મનમાં કેહેછે કે હું રાણી બેઠી
છું, હું વીધવા નહીંજ ને ખેદ પામનારી નહીંજ; એ ૮
માટે એક દાહાડામાં તેની આફતો એટલે મરણ તથા
ખેદ તથા દુકાલ આવશે, ને તે અગનીથી બાલી
નંખાશે; કેમકે પરભુ દેવ જે તેનો નયાય કરેછે, તે
સમરથ છે. ને પરથવીના જે રાજાઓએ તેની ૯
સાથે વીભીચાર તથા વીલાશ કીધો, તેઓ જારે તેના
બલવાનો ધુંઆડો દેખશે, તારે તે સંબંધી રડશે, ને
તેને લીધે વીલાપ કરશે. ને તેની પીડાની બીહી- ૧૦
કને લીધે આંઘા ઉભા રહીને કેહેશે, કે હાએ હાએ!
હાએ હાએ! તે મોટું નગર બાબલોન તે બલવાન
નગર, કેમકે એક ઘડીમાં તાહારો દંડ આવયોછે. ને ૧૧
પરથવી પરના વેપારી પણ તે સંબંધી રડશે ને
વીલાપ કરશે, કેમકે હવેથી કોઈ તેઓનો માલ લેનાર
નથી; તે માલ એવો કે સુનું, તથા રૂપું, તથા મુલ- ૧૨
વાન પાશાણ, તથા મોતી, તથા કુમાશી ને જાંબુ-
રંગી ને રેશમી ને કીરમજી વસતર, તથા સરવ
જાતનું સુગંધી કાશટ, તથા હાથીદાંતના સરવ જા-
તનાં પાતર, તથા મુલવાન કાશટનાં સરવ જાતનાં
પાતર, તથાં પીતલ, તથા લોહોડું, તથા સંગમરમર, ૧૩
તથા તજ, તથા ધુપવસતુઓ, તથા સુગંધી તેલ,

તથા લોબાન, તથા દરાખરસ, તથા તેલ, તથા
ઝીણો મેંદો, તથા ધઊં, તથા ઢોરો, તથા ગેટાં, તથા
ઘોડા, તથા રથો, તથા શરીરો, તથા માણસોના
૧૪ આતમા. ને તારા જીવની ઈછાનાં ફલ તારાથી
ગયાં છે, ને સરવ શોભાવાન તથા તેજસવી પદારથ
તારાથી ગયા છે, ને હવેથી તે તને નહીંજ મલશે.
૧૫ એ વસતુઓના વેપારી જે તેથી ધનવાન થયા,
તેઓ તેની પીડાની બીહીકને લીધે આઘા ઉભા રે-
હેશે, તથા રડતાં ને શોક કરતાં કેહેશે કે હાએ હાએ!
૧૬ તે મોટું નગર, જે કુમાશી તથા જાંબુરંગી તથા કીર-
મજી વસતર પેહેરેલું, ને સુંનાથી તથા મુલવાન
૧૭ પાશાણથી તથા મોતીથી સણગારેલું; કેમકે એક
ઘડીમાં એટલી મોટી સંપત નશટ થઈછે. ને સરવ
નાખુદા તથા વાહાણના સરવ ધણી, તથા ખલા-
શીઓ ને જેટલા લોક સમુદર પર કામ ચલાવેછે,
૧૮ તેઓ આઘા ઉભા રહયા, ને તેઓએ તેના બલ-
વાનો ધુંઆડો દેખીને બુમ પાડતાં કહયું કે, આ
૧૯ મોટા નગર સરખું કયું છે? ને તેઓએ પોતાના
માથાં પર ધુલ નાંખી, ને રડતાં તથા વીલાપ કરતાં
મોટે શબ્દે કહયું કે, હાએ હાએ! હાએ હાએ! તે
મોટું નગર જેની સંપતીથી જે સરવને સમુદર પર
વાહાણ હતાં તેઓ ધનવંત થયા, કેમકે તે એક ઘ-
૨૦ ડીમાં ઉજડ થયું; ઓ આકાશ તથા પવીતર પરે-

શીતો તથા ભવીશવાદીઓ, તે પર તમે આનંદ કરો,
કેમકે દેવે તેની પાસેથી તમારો બદલો લીધો.
અને એક બલવાન દુતે મોટી ઘંટીના પડના ૨૧
જેવો એક પથર ઊંચકી લીધો, ને સમુદરમાં નાંખીને
કહયું કે, બાબલોન તે મોટું નગર એમજ ઝપાટાથી
નંખાશે ને ફરી કદી દેખાશે નહીં. ને વીણા વજા- ૨૨
ડનારા તથા ગાનારા તથા વાંશલી વજાડનારા તથા
રણશીંગડું વજાડનારાઓનો શબદ ફરી તારામાં શં-
ભલાશે નહીં; ને હરકંઈ કારીગરીનો કોઈ કારીગર
ફરી તારામાં દેખાશે નહીં; ને ઘંટીનો આવાજ તારા-
માં ફરી શંભલાશે નહીં; ને દીવાનું અજવાલું તારા- ૨૩
માં ફરી પરકાશશે નહીં; ને વર તથા કનયાની વાણી
તારામાં ફરી શંભલાશે નહીં; કેમકે તારા વેપારી
જગતનાં મોટાં માણસ હતાં, કાંજે તારી માયાકરીયા-
થી સરવ દેશનાં ભુલાવાયાં. ને ભવીશવાદીઓનું ૨૪
તથા પવીતરોનું તથા પરથવી પર જેટલા મારીનં-
ખાયા, તે સઘલાનું લોહી પણ તેમાં જડયું હતું.
અને તે પછી આકાશમાં ઘણા લોકોની મોટી ૧૯
વાણી એમ કેહેતી મેં શાંભલી કે, હાલેલુયા, પરભુ
આપણા દેવને તારણ તથા મહીમા તથા માન તથા
પરાકરમ છે; કેમકે તેનાં નયાયકરણો ખરાં તથા ૨
નયાયી છે, કેમકે જે મોટી વેશીઆએ પોતાના વી-
ભીચારથી પરથવીને બગાડી, તે પર તેણે નયાય

ઠરાવયો છે, ને પોતાના સેવકોના લોહીનો બદલો
૩ તેના હાથથી લીધો છે; ને તેઓએ ફરી કહયું કે
હાલેલુયા, ને તેનો ધુંઆડો સદા સરવકાલ ચહડેછે.
૪ ને ચોવીશ વડીલો તથા ચાર પરાણી પડયા, ને
રાજયાસન પર બેઠેલા દેવનું ભજન કરતાં કહયું,
૫ આમેન, હાલેલુયા. ને રાજયાસનમાંથી એવી
વાણી નીકલી કે, આપણા દેવના સરવ સેવકો, તથા
તેથી બીહીનારા, નાહાના તથા મોટા, તમે તેની
૬ સતુતી કરો. ને મોટા સમુદાયના જેવી વાણી તથા
ઘણા પાણીના જેવી વાણી તથા ભારે ગરજના-
ઓના જેવી વાણી એમ કેહેતી મેં શાંભલી કે, હાલે-
લુયા, કેમકે પરભુ દેવ જે સરવ સમરથ, તે રાજ
૭ કરેછે. આપણે હરખં ને આનંદ કરીએ ને તેને
મહીમા આપીએ, કેમકે હલવાનનાં લગન આવ-
૮ યાંછે, ને તેની વહુએ પોતાને તયાર કીધી છે. ને
તે શુધ તથા તેજસવી કુમાશી વસતર પેહેરે એમ
તેને અપાયું, કાંજે તે કુમાશી વસાતર પવીતરોનું
નયાયીપણું છે.
૯ અને તેણે મને કહયું કે તું એમ લખ કે હલવા-
નના લગનજમણને સારૂ જે તેડાએલા છે તેઓને
ધાન છે. ને તેણે મને કહયું કે, દેવની સતય વાતો
૧૦ એ છે. ને હું તેને ભજવાને તેના પગ આગલ
પડયો, પણ તેણે મને કહયું કે જોજે એવું ન કર,

હું તારો સાથીદાસ ને ઈશુની સાકશી રાખનાર તારા
ભાઈઓમાંનો એક છું. દેવનું ભજન કર; ઈશુની
સાહેદી તો ભવીશવાદનો આતમા છે.
અને આકાશ ઉધડેલું મેં દીઠું, ને જુઓ ઉજલો ૧૧
ઘોડો, ને તે પર જે બેઠેલો તે વીશવાસુ તથા સતય
કેહેવાએલો છે, ને તે નયાયીપણાથી નયાય તથા
લડાઈ કરેછે; ને તેની આંખો અગનીની જવાલા ૧૨
પરમાણે, ને તેના માથા પર ઘણા મુગુટ; ને તેનું
એવું નામ લખેલું કે તે વગર બીજા કોઇએ જાણયું
નહીં; ને તે લોહીમાં બોળેલા વસતરથી વેશટીત; ૧૩
ને તેનું નામ દેવનો શબદ કેહેવાએછે. ને આકા- ૧૪
શમાં જે સૈનય તેઓ ઉજલા ઘોડા પર ઉજલાં તથા
શુધ કુમાશી વસતર પેહેરેલાં તેની પાછલ ગયાં. ને ૧૫
તેના મોહોમાંથી ધારવાલી એક તલવાર નીકલેછે;
એ માટે કે તેથી વીદેશીઓને તે મારે, ને લોહોડાના
દંડથી તેઓ પર તે ધણીપણું કરશે. ને સરવસમરથ
દેવના કરોધ તથા કોપનો દરાખકુંડ તે છુંદેછે. ને ૧૬
તેના વસતર પર તથા તેની જાંગ પર એ નામ લ-
ખયુંછે, રાજાઓનો રાજા તથા પરભુઓનો પરભુ.
ને મેં એક દુત સુરજમાં ઉભો રહેલો દીઠો, ને તેણે ૧૭
અંતરીકશમાં ઉડનારા સરવ પકશીઓને મોહોટે શાદે
હાંક મારી કે, તમે આવો ને દેવના મોટા જમણને
સારૂ એકઠાં થાઓ; એ સારૂ કે તમે રાજાઓનું માંસ ૧૮

તથા સેનાપતીઓનું માંસ, તથા સામરથવાનોનું
માંસ, તથા ઘોડાઓનું તથા તેઓના સવારોનું માંસ,
તથા સરવ છુટા તથા દાસનું નાહાના તથા મોટાનું
૧૯ માંસ ખાઓ. ને શવાપદ તથા પરથવીના રાજા-
ઓ તથા તેઓનાં સૈનયને ઘોડા પર બેઠેલાની સાથે
તથા તેનાં સૈનયની સાથે લડવાને એકઠાં થએલાં
૨૦ મેં દીઠાં. ને શવાપદ પકડાયું, ને તેની આગલ જે
જુઠા ભવીશવાદીએ શવાપદની નીશાણી લેનારા-
ઓને તથા તેની મુરતી ભજનારાઓને ભુલાવયા,
તે તેની સાથે (પકડાયો) ને એ બંનો જીવતાંજ ગં-
૨૧ ધકથી બલનારી અગનીખાહીમાં ફેંકાયાં. ને જે
બાકી તેઓ ઘોડા પર બેઠેલાના મોહોમાંથી જે ત-
લવાર નીકલી, તેથી મારીનંખાયા; ને તેઓના
માંસથી સઘલા પકશી તરપત થયાં.

૨૦ અને મેં એક દુત આકાશથી ઉતરતો દીઠો,
જેની પાસે ઊંડાંણની કુંચી હતી, ને જેના હાથમાં
૨ મોટી શાંકલ હતી. ને તેણે અજગર જે ઘરડો સરપ,
જે બટો મુકનાર તથા સેતાન છે, તેને પકડયો, ને
હજાર વરશ લગી તેને બાંધયો, ને તેણે તેને ઊંડાં-
૩ ણમાં ફેંકયો, ને તેને બંધ કીધો, ને તે પર મુદરા
કીધી એ માટે કે હજાર વરશ પુરાં થશે, તાંહાં સુધી
વીદેશીઓને ફરી તે ન ભુલાવે, ને તાર પછી થોડી
વાર સુધી તેને છોડાઈ જવું પડેછે.

અને મેં રાજયાસનો દીઠાં ને તેઓ પર લોક બે- ૪
ઠેલા, ને તેઓને નયાય કરવાનું અપાયું; ને જેઓ
ઈશુની સાહેદીને લીધે તથા દેવની વાતને લીધે મા-
રીનંખાએલા હતા, તથા જેઓએ શવાપદનું તથા
તેની મુરતીનું ભજન નથી કીધું, ને પોતાનાં કપાલ
પર અથવા પોતાના હાથ પર તેની નીશાની નથી
લીધી, તેઓના આતમાઓને [મેં દીઠા]; ને તેઓ
જીવતા થયા ને ખરીસતની સાથે હજાર વરશ
રાજ કીધું. પણ મરીગએલાંમાંના જે બાકી તેઓ ૫
તે હજાર વરશ પુરાં થયાં સુધી જીવતા ન થયા.
એજ પેહેલું પુનરૂતથાન છે. પેહેલા પુનરૂતથા- ૬
નમાં જેને ભાગ છે તે ધનય તથા પવીતર છે; એવા-
ઓ પર બીજા મરણનો અધીકાર નથી, પણ તેઓ
દેવના તથા ખરીસતના યાજક થશે, ને તેની સાથે
હજાર વરશ રાજ કરશે.

અને જારે તે હજાર વરશ થઈ ચુકશે, તારે સેતાન ૭
તેના બંધનથી છોડાશે; ને પરથવી પરના ચાર ૮
ખુણામાંના લોક, ગોગ તથા માગોગને ભુલાવવાને
તથા લડાઈને સારૂ તેઓને એકઠા કરવાને તે નીક-
લશે; તેઓની ગણતી સમુદરની રેતી સરખી છે.
ને તેઓ પરથવીની સપાટી પર ગયા, ને પવીતરો- ૯
ની છાવણીને તથા વાહાલા શેહેરને ઘેરો ઘાલયો;
ને આકાશમાંથી દેવની પાસેથી અગની ઉતરયો, ને

૧૦ તેઓને ખાઈગયો. ને સેતાન જેણે તેઓને ભુ-
લાવચા, તે અગની તથા ગંધકની ખાહીમાં, જાંહાં
શવાપદ તથા જાુઠા ભવીશવાદી છે, તાંહાં ફેંકાયો:
ને રાત દાહાડો સદા સરવકાલ સુધી તેઓ પીડા
પામશે.
૧૧ અને મોટા ઉજલા રાજયાસનને તથા તે પર જે
બેઠેલો તેને મેં દીઠો, તેના સનમુખથી પરથવી તથા
આકાશ નાહાઠાં, ને તેઓને સારૂ ઠેકાણું મલચું નહીં.
૧૨ ને મુએલાંને, નાહાનાં તથા મોટાંને, દેવની આગલ
ઉભા રહેલાં મેં દીઠાં; ને પુસતકો ઉઘડાયાં, ને
બીજાું પુસતક જે જીવનનું છે તે પણ ઉઘડાચું; ને
તે પુસતકોમાં જે જે લખચાં હતાં, તે પરથી મરી-
ગએલાંનો નચાચ, પોતાની કરણીઓ પરમાણે ઠ-
૧૩ રાવાયો. ને સમુદરે પોતામાં જે મરીગએલાં તેઓ-
ને પાછાં આપચાં, અને મરણે તથા મરતચુ લોકે
પોતામાં જે મરીગએલાં, તેઓને પાછાં આપચાં;
ને હરએકનો નચાચ પોતાની કરણીઓ પરમાણે
૧૪ ઠરાવાયો. અને મરણ તથા મરતચુ લોક અગની-
૧૫ ખાહીમાં ફેંકાચાં, એજ બીજાું મરણ છે. ને જે
કોઈ જીવનપુસતકમાં લખેલો ન મલચો, તે અગ-
નીખાહીમાં ફેંકાયો.

૨૧ અને નવું આકાશ તથા નવી પરથવી મેં દીઠાં,
કેમકે પેહેલું આકાશ તથા પેહેલી પરથવી જતાં

રહયાં હતાં, ને સમુદ્દર ફરી નોહોતો. અને મેં યો- ૨
હાને પવીતર નગર નવું યરૂસાલેમ દેવની પાસેથી
આકાશથી ઉતરતું દીઠું, ને જેમ કનયા પોતાના વર-
ને સારૂ સણગારેલી, તેમ તે તયાર કીધેલું હતું. ને ૩
આકાશથી મોટી વાણી એમ કેહતી મેં શાંભલી કે,
જુઓ દેવનો માંડવો માણસોની પાસે છે, ને તે
તેઓની સાથે વસતી કરશે, ને તેઓ તેના લોક
થશે, ને દેવ પોતે તેઓની સાથે તેઓનો દેવ થશે.
ને દેવ તેઓની આંખો પરનું હરેક આંસુ લોહીનાં- ૪
ખશે; ને મરણ ફરી થનાર નથી; ને શોક કે રડવું
કે કશટ ફરી થનાર નથી; કેમકે પરથમ વાતો જતી
રહી. ને રાજયાસન પર જે બેઠો હતો, તેણે કહયું ૫
કે જુઓ હું સઘલાં નવાં કરૂંછું. ફરી તેણે મને કહયું
કે તું લખ કેમકે આ વાતો સત તથા વીશવાસુ છે. ને ૬
તેણે મને કહયું કે થયુંછે, હું આલફા તથા ઓમેગા,
આદી તથા અંત છું. હું તરસાને જીવનના પાણીના
ઝરામાંથી મફત આપીશ. જે ઝીંતેછે તે સરવનો ૭
વારસો પામશે, ને હું તેનો દેવ થઈશ ને તે મારો દી-
કરો થશે. પણ બીહીકણા, તથા અવીશવાસીઓ, ૮
તથા અમંગલ, તથા હતયા કરનારા, તથા વીભી-
યારીઓ, તથા માયાકરીઆ કરનારા, તથા મુરતીભ-
કતો, તથા સઘલા જુઠાનો ભાગ, અગની તથા ગંધ-
કથી બલનારી ખાહીમાં થશે, એજ બીજું મરણ છે.

૯ પછી જે સાત દુતની પાસે સાત છેલ્લી આફતથી
ભરેલાં સાત પેઆલાં હતાં, તેઓમાંનો એક મારી
પાસે આવયો ને મારી સાથે બોલતાં કહયુંકે, હીઆં
આવ ને જે કનયા હલવાનની વહુ છે તે હું તને દે-
૧૦ ખાડીશ. ને એક મોટા તથા ઊંચા પાહાડ પર તે
મને આતમાએ લઈગયો, ને મોટું નગર પવીતર
યરૂસાલેમ દેવની પાસેથી આકાશથી ઉતરતું મને
૧૧ દેખાડયું. તેમાં દેવનો મહીમા હતો, ને તેનું તેજ
અતી મુલવાન પાશાણ જેવું એટલે યાસફે પાશાણ
જે સફાટીક પરમાણે નીરમલ હોએછે, એના જેવું
૧૨ હતું; ને તેને મોટો તથા ઊંચો કોટ હતો, ને બાર
દરવાજા હતા, ને દરવાજા ઉપર બાર દુત, ને ઉપર
નામો લખેલાં, તે નામો ઈસરાએલ પુતરના બાર
૧૩ કુલનાં છે. પુરવની ગમ તરણ દરવાજા, ઉતરની
ગમ તરણ દરવાજા, દકશીણની ગમ તરણ દરવાજા,
૧૪ તથા પશચીમની ગમ તરણ દરવાજા હતા. ને ન-
ગરના કોટને બાર પાયા હતા, ને તેમાં હલવાનના
૧૫ બાર પશેશીતોનાં નામ હતાં. ને મારી સાથે જે વાત
કરતો હતો, તેની પાસે સુંનાની છડી હતી, એ માટે
કે તે નગર તથા તેના દરવાજા તથા તેના કોટનું
૧૬ માપું લે. ને નગર ચોખંડું, એવું કે તેની જેટલી લં-
બાઈ તેટલી ચોડાઈ છે, ને તેણે નગરનું માપ છડી-
એ બાર હજાર સતાદી લીધું, ને તેની લંબાઈ તથા

ચોડાઈ તથા ઊંચાઈ બરાબર છે; ને તેણે તેના કોટ- ૧૭
નું માપ લીધું, તે એક સો ચુમાલીસ હાથ; માણસ-
નું જે માપ તે દુતનું માપ હતું. ને નગરના કોટની ૧૮
બાંધણી યાસફેની હતી; ને નગર ચોખા સુંનાનું
નીરમલ કાચના જેવું હતું. ને નગરના કોટના પાયા ૧૯
હરેક પરકારના મુલવાન પાશાણથી શોભીત હતા;
પેહેલો પાંયો યાસફે, બીજો નીલ, તરીજો ગૌરી,
ચોથો પાનું, પાંચમો ગોમેદક, છઠો લાલડી, સાતમો ૨૦
સુવરણપારાણ, આઠમો ફીરોજા, નવમો પુશકરાજ,
દશમો સુવરણલશણી, અગીઆરમો લશણીઆ,
બારમો યાકુટ. ને તેના બારે દરવાજા બાર મોતી ૨૧
હતાં, હરેક દરવાજો એક મોતી. ને નગરનો રસતો
નીરમલ કાચના જેવો ચોખા સુંનાનો હતો. ને ૨૨
મેં તેમાં મંદીર દીઠું નહીં, કેમકે સરવસમરથ પરભુ
દેવ તથા હલવાન તેનું મંદીર છે. ને નગરમાં સુરજ ૨૩
કે ચંદર પરકાશ કરે એવું પરયોજન નથી, કેમકે દેવ-
ના મહીમાએ તેને પરકાશીત કીધું છે, ને હલવાન
તેનું અજવાલું છે. ને તારેલાંનાં કુલો તેના અજ- ૨૪
વાલામાં ચાલશે, ને પરથવીના રાજા પોતાનો મ-
હીમા તથા આબરૂ તેમાં લાવેછે. ને દીવસે તેના ૨૫
દરવાજા કદી બંધ નહીં થશે; કેમકે તાંહાં રાત
પડશે નહીં. ને તેઓ કુલોનો મહીમા તથા આબરૂ ૨૬
તેમાં લાવશે. ને જે કંઈ અશુધ, અથવા અમંગ- ૨૭

લપણું કે અસત કરનાર, તેમાં પેસનારજ નથી;
જેઓનાં નામ હલવાનના જીવનપુસતકમાં લખે-
લાં છે તેઓ માતર પેસશે.
૨૨ અને જીવનના પાણીની સવછ નદી, સફા-
ટીકના જેવી નીરમલ, દેવના તથા હલવાનના રાજ-
૨ યાસનથી નીકલતી તેણે મને દેખાડી. નગરનાં
રસતા મધે તથા નદીના બે કીનારા પર જીવનનું
ઝાડ હતું, જે બાર પરકારનાં ફલ આપતાં; દર માસે
પોતાનું ફલ આપેછે; ને તે ઝાડનાં પાતરાં માણસો-
૩ ને નીરોગી કરવા સારૂ છે. ને તાંહાં કોઈ શરાપ કદી
થનાર નથી, પણ તેમાં દેવનું તથા હલવાનનું રાજ-
૪ યાસન થશે, ને તેના દાસ તેની સેવા કરશે; ને
તેનું મોહો જોશે, ને તેઓનાં કપાલ પર તેનું નામ
૫ થશે. ને તાંહાં રાત પડશે નહીં; ને તેઓને દીવાનું
અથવા સુરજના પરકાશનું પરયોજન નથી, કેમકે
પરભુ દેવ તેઓ પર પરકાશ કરેછે, ને તેઓ સદા
સંરવકાલ સુધી રાજ કરશે.
૬ અને તેણે મને કહયું કે, એ વાતો વીશવાસુ તથા
સત છે; ને પરભુ જે પવીતર ભવીશવાદીઓનો
દેવ, તેણે જે વેહેલાં થવાનાં છે તે પોતાના સેવકોને
૭ દેખાડવા સારૂ, પોતાના દુતને મોકલયો છે. જાુઓ
હું વેહેલો આવુંછું. આ પુસતકમાંની ભવીશવાતો
૮ જે પાલેછે તેને ધન છે. ને મેં યોહાને એ દીઠાં ને

શાંભલયાં, ને જારે મેં શાંભલયાં ને દીઠાં, તારે જે
દુતે મને એ વાતો દેખાડી, તેના પગ આગલ હું
ભજવાને પડયો. પણ તેણે મને કહયું કે જોજે ૯
એમ ન કર, કેમકે તારો તથા તારા ભાઈ ભવીશ-
વાદીનો તથા આ પુસતકની વાતોને પાલનારાનો
સાથીદાસ હું છું; તું દેવનુંજ ભજન કર. ને તેણે ૧૦
મને કહયું કે આ પુસતકની ભવીશવાતોને મુદરાથી
બાંધ ન કર, કેમકે સમે પાસે છે. જે અનયાયી છે ૧૧
તે હવેથી અનયાયી રેહે, ને જે મલીન છે તે હવેથી
મલીન રેહે, ને જે નયાયી છે તે હવેથી નયાયી
રેહે, ને જે પવીતર છે તે હવેથી પવીતર રેહે. ને ૧૨
જાુઓ હું વેહેલો આવુંછું, ને જેમ હરેકનું કામ હોશે
તેમ તેને મારી પાસેથી ભરી આપવાનો બદલો
મારી સાથે છે. હું આલ્ફા તથા ઓમેગા, આદી તથા ૧૩
અંત, પરથમ તથા છેલો છું.
જે તેની આગનાઓ પાલેછે તેઓને ધન છે, એ ૧૪
માટે કે જીવનના ઝાડ પર તેઓને અધીકાર થાએ,
ને તેઓ દરવાજાથી નગરમાં પરવેશ કરે. પણ કુત- ૧૫
રા, તથા માયાકરીયાં કરનારા, તથા વીભીચારીઓ,
તથા હતયા કરનારાઓ, તથા મુરતીભકત, તથા
સરવ જે જાુઠું યાહેછે ને કરેછે તેઓ બાહાર છે.
મેં ઈશુએ મારા દુતને મોકલયો છે કે, આ સાકશી ૧૬
મંડલીઓને સારૂ તે તમને આપે. હું દાઉદનું મુલ

૧૭ તથા સંતાન, તથા પરકાશી પરભાતનો તારો છું. ને
આતમા તથા કનયા કેહેછે કે તું આવ; ને જે શાંભ-
ળેછે તે એમ કેહે કે તું આવ; ને જેને તરસ લાગેછે
તે આવે, ને જે ચાહેછે તે જીવનનું પાણી મફત લે.
૧૮ તો આ પુસતકના ભવીશવાદો જે શાંભળેછે તે
હરેકને હું પરમાણ આપુંછું કે, જો કોઈ તેઓને વધા-
રશે તો તેના પર દેવ આ પુસતકમાં લખેલી આફત
૧૯ વધારશે; ને જો કોઈ આ પુસતકના ભવીશવાદોથી
કંઈ કાહાડશે, તો દેવ તેનો ભાગ જીવનપુસતકમાં-
થી, તથા પવીતર નગરમાંથી તથા આ પુસતકમાં
૨૦ જે જે લખેલાં છે તેમાંથી કાહાડીનાંખશે. જે આ
વાતોની સાકશી આપેછે તે કેહેછે કે હું વેહેલો આવું-
૨૧ છું. આમેન, હા એ પરભુ ઈશુ તું આવ. આપણા
પરભુ ઈશુ ખરીસતનો અનુગરહ તમ સરવની સાથે
થાઓ, આમેન.

---

સમાપત.